# મુસલમાની કાયદો.

કાયદાનાં ધોરણો–વારસો કરાર
તથા પ્રચુરણ બાબતો સબંધી
અભિપ્રાય અને ફેંસલા

સુદ્ધાંત.



ઇંગ્રેજી પુસ્તકને આધારે

બનાવનાર

શા. વીજચલવદાસ નેડાભાઈ



અમદાવાદમાં

રીચીરોડ ઉપર કાજીહુસેનની પોળમાં "સમશેર બાહાદુર"
છાપખાનામાં સવાઈભાઈ રાયચંદે છાપી
પ્રસિદ્ધ કરયો.

સંવત ૧૯૪૪—સને ૧૮૮૮

# अनुंक्रमणिका.

## ભાગ ૧ લો.

### મુસલમાની કાયદાના ધોરણો.

### પ્રકરણ ૧ લું

### વારસા બાબતના ધોરણો.

### સામાન્ય નીયમો.

## દુરનાં સગાં વીશે.



## વેહેંચણ પ્રથમ નીયમો.



## ઘણા દાવાદારોમાં વહેચણ કરવા વીશેના નીયમો.



## વારસામાંથી બહિષ્કરણ વિશે તથા થોડાક વારસો છોડી દેવા વિશે.

---

## પ્રકરણ ૨ જું.

**ઇમામીય અથવા શીયા શાળા સંપ્રદાય પ્રમાણે ઉતરાધિકાર વિશે.**

## પ્રકરણ ૩ જુ

### વેચાણ વીશે

## પ્રકરણ ૪ થું
### સુફા અથવા અગ્રક્રિયા ધિકાર એટલે વેચાતુ સઉથી પેહેલું લેવાના હક વીશે



## પ્રકરણ ૫ મુ
### બક્ષીસો વીશે

## પ્રકરણ ૬ ઠું

### વશિયતનામા વિશે



## પ્રકરણ ૭ મું

### લગ્ન, મેહેર, તલાક, તથા માબાપ વિશે.

## પ્રકરણ ૮ મું

### વાલીઓ તથા સગીરપણા વીશે



## પ્રકરણ ૯ મું

### ગુલામગીરી વીશે



## પ્રકરણ ૧૦ મું

### ધરમાદાય વીશે

## પ્રકરણ ૧૧ મું.

### કરજ તથા જામીની વીશે



## પ્રકરણ ૧૨ મું.

### દાવા અને ઈનસાફની બાબતો વીશે



# ભાગ ૨ જો.
## અભિપ્રાયો.

---

## પ્રકરણ ૧ લું.
### વારસા બાબતના અભિપ્રાય.

---

## પ્રકરણ ૧ લું

### વેચાણ બાબતના અભીપ્રાય.

## પ્રકરણ ૩ જું

### અગ્રક્રિયાધીકાર બાબતના અભિપ્રાય



## પ્રકરણ ૪ થું

### બક્ષિસ બાબતના અભિપ્રાય

## પ્રકરણ ૫.

### વશીયતનામા બાબતના-અભિપ્રાય.



## પ્રકરણ ૬ ઠું

### લગ્ન, મેહેર તલાક ઈત્યાદી બાબતના અભીપ્રાય.

## પ્રકરણ ૭.

## વાલી તથા સગોરપણા બાબતના અભિપ્રાય.





## પ્રકરણ ૮.

## ગુલામગીરી બાબતના અભિપ્રાય.

## પ્રકરણ ૯ મું

### ધર્માદા બાબતના અભિપ્રાય.



## પ્રકરણ ૧૦ મું

### દેવું તથા જામીનગીરી બાબતના અભિપ્રાય



## ભાગ ૩ જો.

### ફેંસલાઓના તત્વનો સંગ્રહ.

# PRINCIPLES OF THE MEHOMEDAN LAW.

## वारसो, करार तथा परचुरण बाबतो संबंधी.

## મુસલમાની કાયદાના ધોરણો.

### प्रकरण १ लुं.

### વારસા બાબતના ધોરણો.

કલમ ૧

**સામાન્ય નિયમો.**

૧ વારસા બાબતના મુસલમાની કાયદામાં સ્થાવર અને જંગમ, અથવા વડિલો પારજીત અને આપ કમાઈની મીલકત વચ્ચે કાંઈ તફાવત નથી.

*બધી જાતની મીલકત બીન તફાવતે વારસામાં મળી શકે છે.*

૨ જયેષ્ટત્વના કારણથી અધિક હક મળતો નથી, અને તેટલા દીકરા હોય તોપણ તે તમામને સરખે હિસ્સે વારસો મળે છે.

*જયેષ્ટત્વ વીશે.*

૩ જયારે દીકરા અને દીકરીને સંગાથે વારસો મળે છે ત્યારે દીકરીનો હીસ્સો દીકરાના હીસ્સાથી અરધો હોય છે.

*દીકરાની સંગાથે દીકરીના હક વીશે.*

૪ એક દીકરા અથવા એક વારસો કરી આપેલું વસિયતનામું બીજા દીકરા અથવા બીજા વારસોને નુંકશાન કારક રીતે અને તેમની સમ્મતી વગર અમલમાં આવી શકતું નથી.

*વારસોને વસીયતનામાથી આપેલા દાન વીશે.*

૫ વસિયતનામાથી આપેલા દાન અવલ કરજ આપી દેવું જોઈએ, અને તે દાન (જે વસીયતનામું કરનારની મીલકતના એક ત્રીજાભાગ થી વધારે હોવું ન જોઇએ તે) વારસાની વેંહેચણ કરતાં પેહેલાં આપી દેવું જોઇએ.

*કરજ તથા વસીયતનામાથી આપેલા દાન વીશે.*

૬ ગુલામગીરી, મનુષ્યવધ, ધર્મભેદ અને પ્રજા ધર્મભેદ એ ચાર કારણો હોયતો વારસા ઉપર હક પોહોચતો નથી.

*વારસા ઉપર હક ન પેહોચવાના કારણો.*

૭ પણ મુસલમાની ધર્મ નહી પાળનારા સખસો તેમના પોતાના પંથવાળાઓના વારસો થઇ શકે છે, અને જે સખસો મુસલમાની ધર્મના છે તેઓ, પ્રજા ધર્મભેદના કારણથી વારસામાંથી બાતલ થતા નથી.

*અપવાદો.*

એક કરતાં વધારે વારસોને એકજ વખતે વારસો મળવા વીશે

૮ મરનારની સાથે જુદુ જુદુ સગપણ રાખનાર એક કરતાં વધારે સખસોને તેમના પોત પોતાના નીયમથી આપેલા હીસ્સા પ્રમાણે એકજ વખતે મરનારની મીલકતનો વારસો મળી શકે છે, અને એકજ વખતે થોડાક વારસો ચઢતી પેઢીમાં અને થોડાક ઉતરતી પેઢીમાં જાય છે.

પ્રતીનીધીત્વનો હક ન ચાલવા વીશે.

૯ જો કોઈ શખ્સ તેના બાપના પહેલાં ગુજરી ગયો હોય તો તે મનાર સખસના દીકરાનો પ્રતીનીધીત્વના હક ચાલતો નથી. મરનાર સખસ હયાત હોત ને જે સ્થાનીમાં તે હોત તે સ્થાનીમાં તેનો દીકરો આવી શકતો નથી, અને જો તેને કાકો હોય તો વારસા ઉપર તેનો હક્ક પોહોચશે નહી, જેમકે અ ને બ દીકરા છે, અને ક, બ નો દીકરો છે, અને બ તેના બાપ અ ની હયાતીમા ગુજરી જાય છે. આ ઠેકાણે બ ના દીકરા ક નો પ્રતીનીધીત્વનો હક ચાલશે નહી, પણ મીલકત અ ના બીજા દીકરાઓને એટલે ક ના કાકાઓને મળશે.

દીકરા, દીકરાના દીકરા ઈત્યાદીને કાંઈ ચોકસ હીસો મળતો નથી; પણ બીજા વારસોની સંખ્યાના પ્રમાણમાં તેમને વત્તે ઓછો હીસ્સો મળે છે.

૧૦ દીકરા, દીકરાના દીકરા અને તેમના પેઢી દર પેઢી ઉતરતા વંશજો, પછી તે ગમેતેટલી ઉતરતી પેઢીએ હોય તેની ચીંતા નહી તેમને સરૂ કાંઈ ચોકસ હીસ્સો મુકરર કરેલો નથી. સામાન્ય નીયમ એ છે કે કાયદાસર ૧હીસ્સેદારોને પતાવ્યા પછી જો દીકરીઓ ન હોય તો તમામ મીલકત તેમને મળે છે; જો દીકરીઓ ન હોયતો દરેક દીકરાને જેટલો હીસો મળે છે તેનાથી અરધ ભાગનો હીસો દરેક દીકરીને મળે છે જેમકે જો બાપ, મા, વર, વહુ અને દીકરીઓ હોય તો દીકરાઓને થોડુંજ મળે છે; પણ જો કાયદાસર હીસેદારો અથવા દીકરીઓ ન હોય તો દીકરાઓને તમામ મીલકત મળે છે.

કીયાવારસો બાતલ થવા પાત્ર નથી.

૧૧ મા બાપ, છોકરાં, વર અને વહુ તેમને હમેશ કાંઈ પણ હીસો મળવાનો હક છે, પછી બીજા વારસો ગમે તેટલા હોય અથવા ગમે તેટલી પેઢીએ હોય તેની ચીંતા નહી.

ભાઈઓ તથા બેહેનોના હીસ્સા બાબત સામાન્ય નીયમ.

૧૨ આ એક સામાન્ય નીયમ છે કે ભાઈને બેહેનના કરતાં બમણો હીસો મળે. પણ જો ભાઈઓ તથા બેહેનો ફકત એકજ માના પેટનાં, પણ જુદા જુદા બાપના પેટના હોય તો આ નીયમ લાગુ પડતો નથી.

---

૧ જે મીલકતની વેહેચણ કરવાનીછે તેમાં જેમને અમુક નક્કી કરેલા હીસ્સા મળે છે તેમને કાયદાસર હીસેદારો કહે છે. જેમકે કોઈ માણસ એક અથવા વધારે વીધવા મુકીને ગુજરી જાય, અને તેને કાંઈ છોકરાં ન હોય તો તે વીધવાઓ વચ્ચે મરનારની મીલકતનો ¼ મળે છે, માટે તેમને કાયદાસર કહેવાય છે.

૧૩ જેઓ ફકત કાયદાસર હીસ્સેદારો છે, અને [1]શેષાધીકારી વારશો નથી તેમના હીસા નકી બનાવી શકાય છે, પણ જેઓ હીસેદારો તથા શેષાધીકારીઓ બંને છે તેમને મળવાના હીસા સામાન્ય રીતે બનાવી શકાતા નથી, અને તે દરેક પ્રસંગે નકી કરવા પડે છે જેમકે ધણી ધણીઆણી કે જે ફકત હીસ્સેદારો છે તેમના વારસને. હીસ્સો દરેક પ્રસંગને માટે મુકરર કરેલોજ છે. પણ દીકરીઓ અને બહેનો જે કેટલીક વખતે કાયદાસર હીસ્સેદારો છે, અને કેટલીક વખતે શેષાધીકારીઓ છે, તથા બાપ અને દાદા જે કેટલીક વખતે ફકત કાયદાસર હીસ્સેદારો છે, અને કેટલીક વખતે વળી તેની સાથે શેષાધીકારીઓ પણ છે તેમને મળવાના હીસ્સાની રકમનો તદન બીજા વારસોના સગપણની પાયરી તથા તેમની સંખ્યા ઉપર આધાર છે[2]. — શેષાધીકારી વારસો નથી એવા હીસ્સેદારો વીશે. / જે શેષાધીકારી વારસો છે એવા હીસ્સેદારો વીશે.

## કલમ ૨.

### હીસ્સેદારો તથા સેષાધીકારીઓ વીશે.

૧૪ જયાં છોકરાં અથવા દીકરાનાં છોકરાં ગમે તેટલી ઉતરતી પેઢીએ હોય તે ઠેકાણે વીધવાને તેના ધણીની મીલકતનો $\frac{1}{8}$ ભાગ મળે છે, અને જો તેમાંનું કાંઈ ન હોય તો $\frac{1}{4}$ ભાગ મળે છે — વીધવાનો હીસ્સો

૧૫ જયાં છોકરાં અથવા દીકરાનાં છોકરાં ગમે તેટલી ઉતરતી પેઢીએ હોય તે ઠેકાણે વરને તેની વહુની મીલકતનો $\frac{1}{4}$ ભાગ મળે છે, અને જો તેમાંનું કાંઈ ન હોય તો $\frac{1}{2}$ ભાગ મળે છે. — વરનો હીસ્સો

૧૬ જો કાંઈ દીકરો ન હોય અને ફકત એકજ દીકરી હોય તો દીકરીને તેનો કાયદાસર હીસ્સા દાખલ એ મીલકતનો $\frac{1}{2}$ ભાગ મળે છે — દીકરીનો હીસ્સો

૧૭ જો કાંઈ દીકરો ન હોય અને બે અથવા વધારે દીકરીઓ હોય તો તેમના કાયદાસર હીસ્સા દાખલ તેમની વચ્ચે એ મીલકતનો $\frac{2}{3}$ ભાગ મળે છે. — બે અથવા વધારે દીકરીઓનો હીસ્સો

૧૮ જો કાંઈ દીકરો, દીકરી, કે દીકરાનો દીકરો ન હોય તો દીકરીઓની પેઠે દીકરાની દીકરીઓને વારસો મળે છે, એટલે કે, જો એક દીકરી હોય તો તેને કાયદાસર હીસ્સા દાખલ અડધો ભાગ મળે છે, અને બે અથવા વધારે દીકરીઓ હોય તો $\frac{2}{3}$ ભાગ મળે છે. — દીકરાની દીકરીઓનો હીસ્સો

---

[1] કાયદાસર હીસ્સેદારના હક બતાવ્યા પછી બાકી રહેલી માલ-કત લેવાને મરનારના જે બીજા સગાનો હક પોહેચે છે તેમને શેષાધીકારી કહે છે.

[2] દીકરા ન હોય તો દીકરીઓ કાયદાસર હીસ્સેદારો છે. તેવીજ રીતે ભાઈઓ ન હોય તો બેહેનો કાયદાસર હીસ્સેદારો છે પણ જો ભાઈઓ હોય તો બેહેનો માત્ર શેષાધીકારી થાય છે. દાદા તથા બાપ જો તેમને દીકરા, દીકરાના દીકરા ઈત્યાદી હોય તો, તેઓ કાયદાસર વારસો છે, પણ ફકત દીકરીઓ હોય તો તેઓ શેષાધીકારીઓ, તેમજ કાયદાસર હીસ્સેદારો છે.

સદરહુ વીશે — ૧૯ જો એક દીકરી હોય તો દીકરાની દીકરીઓ વચે ૧/૬ ભાગ મળે છે; પણ જો બે અથવા વધારે દીકરીઓ હોય તો દીકરાની દીકરીઓને કાંઈજ મળતું નથી.

સદરહુ વીશે — ૨૦ પણ જો દીકરાનો દીકરો હોય, અથવા દીકરાના દીકરાનો દીકરો હોય તો દીકરાની દીકરીઓ વચે. દીકરાના દીકરા અથવા દીકરાના દીકરાના દીકરાના ભાગમાં જે આવે છે તેનાથી અડધ ભાગનો હીસ્સો મળે છે.

સગા ભાઈઓ અને સગી બેહેનો વીશે. — ૨૧ જો દીકરો અથવા દીકરાનો દીકરો ગમે તેટલી ઉતરતી પેઢીએ હોય, અથવા બાપ અથવા *પરોક્ષદાદો હોય તો સગી બેહેનો તથા સગા ભાઈઓને કાંઈ પણ હીસ્સો કદી મળી શકતો નથી.

સદરહુ વીશે — ૨૨ જો આંગળીઆટ ભાઈઓ હોય તો (એટલે જેની મા એક અને બાપ જુદા) દરેક સગી બેહેનને એ ભાઈઓને જે મળે છે તેનાથી અરધ ભાગનો હિસ્સો મળે છે; આ પ્રસંગે બેહેનો શેષાધિકારી હોવાથી તેમના હિસ્સાની રકમો કુરીયત પ્રમાણે વધારે ઘટાડે હોય છે.

સદરહુ વીશે — ૨૩ જો દીકરા, દીકરાના દીકરા, દીકરીઓ અને દીકરાની દીકરીઓ ન હોય અને ફકત એકજ સગી બેહેન હોય અને કોઈ આંગળીઆટ ભાઈ ન હોય તો એ બેહેનને મિલકતનો અરધ હિસ્સો મળે છે.

સદરહુ વીશે — ૨૪ જો દીકરા દીકરાના દીકરા, દીકરીઓ અને દીકરાની દીકરીઓ ન હોય અને બે કરતાં વધારે સગી બેહેનો હોય અને કોઈ આંગળીઆટ ભાઈ ન હોય તો બેહેનો વચે મિલકતનો ૨/૩ ભાગ મળે છે.

સદરહુ વીશે — ૨૫ જો દીકરીઓ, અથવા દીકરાની દીકરીઓ હોય અને કોઈ સગો ભાઈ ના હોય તો દીકરીઓને અથવા દીકરાની દીકરીઓને તેમના હીસ્સા આપ્યા પછી બાકી રહે તે સગી બેહેનોને મળે છે; જો ફકત એકજ દીકરી અથવા દીકરાની દીકરી હોય તો આ બાકીની મિલકત અથવા શેષધનમાં મિલકતનો અરધ ભાગ રહે છે, અને જો બે અથવા વધારે દીકરીઓ હોય તો ત્રીજો ભાગ રહે છે.

અરધ રકતના ભાઈયો તથા અરધ રકતની બેહેનો વીશે. — ૨૬ બે પ્રકારના અરધ રકતના ભાઈયો તથા અરધરકતની બેહેનો વચ્ચે તફાવત છે જે અરધરકતના ભાઈઓ તથા અરધરકતની બેહેનો ફકત એકજ બાપના પેટનાં છે તેમને કોઈ અરધરકતના

* પરોક્ષ દાદો એટલે ગુજરનારની સાથે જેના સગપણની અંદર કાંઈ ઓરત આવી જતી નથી. જેમકે બાપનો બાપ, તેનો બાપ, ઈ યાદી. ગુજરનારની સાથે જેના સગપણની અંદર ઓરત આવે છે તેને ખોટો દાદો કહે છે.

ભાઈના એકજ માબાપના પેટનાં સગા ભઈયો તથા સગી બેહેનો હોય તો સદરહુ અસ્બરકાના ભાઇની મિલકતમાં કંઈ વારસો મળતો નથી, પણ ફક્ત એકજ માના પેટનાં ફરજનોને પુરૂં કરાના ભઈઓની સાથે વારસો મળે છે.

*ફકત એકજ બાપના પેટ વીશે.*

*ફકત એકજ માના પેટ વીશે*

૨૭ જો એકજ માબાપના પેટની ફક્ત એકજ સગી બેહેન હોય તો ફક્ત એકજ બાપના પેટની હોરમત બેહેનને તેમને કોઈ આંગળીઆટ ભાઈ ના હોય તો તેનો કાયદાસર હિસ્સો દાખલ ⅙ ભાગ મળે છે

*ફકત એકજ બાપના પેટની હોરમાન બેહેને વીશે*

૨૮ જો એકજ માબાપના પેટની બે અથવા વધારે સગી બેહેનો હોય તો ફક્ત એકજ બાપના પેટની હોરમાન બેહેનોને તેમને કાંઈ આંગળીઆટ ભાઈ ના હોય તો કંઈ મળતુ નથી.

*સદરહુ વીશે*

૨૯ પણ જો ફક્ત એકજ બાપના પેટની હોરમાન બેહેનોને આંગળીઆટ ભાઈ હોય તો સદરહુ આંગળીઆટ ભાઈને જે હિસ્સો મળે છે તેનાથી અડધ હિસ્સો દરેક હોરમાન બેહેનને મળે છે.

*સદરહુ વીશે*

૩૦ એકજ માબાપના પેટના ભાઈઓ તથા બેહેનો અને ફકત એકજ બાપના પેટના ભઈયો તથા બેહેનોનું જે રીતે થાય છે તેથી ઊલટી રીતે એકજ માના પેટના ભાઈયો તથા બેહેનોમાં જાતીમેળવી હીસ્સાની રકમમાં તફાવત થતો નથી; પણ મરદને બમણો હીસ્સો મળવા વીશેનો સામાન્ય નીયમ તેમનાં છોકરાંને લાગુ પડે છે.

*ફકત એકજ માના પેટના ભાઇઓ તથા બેહેનોનો સરખો વારસો મળે છે; પણ મરદને બમણો હીસ્સો મળવા વીશેનો સામાન્ય નીયમ તેમનાં છોકરાંને લાગુ પડે છે.*

૩૧ જો મરનારને છોકરાં ના હોય અથવા દીકરાના છોકરાં ના હોય અથવા બાપ ના હોય અથવા ખરો દાદો ના હોય અને જો ફક્ત એકજ માના પેટનો એક ભાઇ અથવા એક બેહેન હોય તો તેનો અથવા તેણીનો હીસ્સો ⅙ છે, અને જો ફકત એકજ માના પેટના બે અથવા વધારે છોકરાં હોય તો તેમની વચ્ચે ⅓ મળે છે.

*એકજ માના પેટના એક આંગળીયટ ભાઇ તથા એક આંગળીયટ બેહેન વીશે બે અથવા વધારે વીશે.*

૩૨ જો મરનારને દીકરો અથવા દીકરાનો દીકરો ગમે તેટલી ઉતરતી પેહેડીએ હોય તો બાપને ⅙ મળશે.

*બાપના હીસ્સા વીશે*

૩૩ જો છોકરા અથવા દીકરાનાં છોકરાં ગમે તેટલી ઉતરતી પેહેડીએ હોય, અથવા બે અથવા વધારે સગા ભાઈયો તથા બેહેનો હોય તો માને ⅙ મળશે.

*માના હીસ્સા વીશે.*

૩૪ જો છોકરાં અથવા દીકરાનાં છોકરાં ના હોય અને ફકત એકજ સગો ભાઈ કે બેહેન હોય, અને માની સંગાથે બાપને બદલે ખરો

*સદરહુ વીશે*

દાદા હીસ્સો લેનાર હોય, તો વીધવા અથવા રાંડેલા પુરૂષની સંગાથે માને $\frac{1}{3}$ ભાગ મળશે; પણ તેઓના હીસ્સામાંથી બાપ હીસ્સો લેનાર હશે તો વીધવા અથવા રાંડેલા પુરૂષના હીસ્સા પત્યા પછી ફકત શેષ ધનનો તેઓને $\frac{1}{3}$ મળશે.

દાદા વીશે

૩૫ જો બાપ હોય તો દાદાને મીલકતનો કાંઈ પણ હીસ્સો મળી શકતો નથી.

હીસ્સા વીશે

૩૬ જો મરનારનો દીકરો હોય, અથવા ગમે તેટલી ઉતરતી પેહેડીએ દીકરાનો દીકરો હોય, અને બાપ ના હોય તો ખરા દાદાને $\frac{1}{6}$ ભાગ મળશે.

ખરી દાદી વીશે

૩૭ જો મા હોય તો દાદીઓને મીલકતનો કાંઈ પણ હીસ્સો મળી શકતો નથી. જો બાપ હોય તો બાપ તરફની દાદીઓને કંઈ મળી શકતું નથી.

બાપ તરફનાં નારી જાતીના વડીલો વીશે અપવાદ

૩૮ વળી ગમે તેટલી ચડતી પેહેડીના બાપ તરફના ઓરત જાતીના વડીલો ખરા દાદાથી બાતલ થાય છે પણ બાપની મા બાતલ થતી નથી કેમકે તે ખરા દાદાની તરફથી સગી થતી નથી.

દાદીઓના હીસ્સા વીશે

૩૯ મા તરફની દાદીનો હીસ્સો $\frac{1}{6}$ છે, અને જો બાપ ના હોયતો બાપ તરફની ખરી[1] દાદીને પણ તેટલોજ હીસ્સો મળે છે.

બે અથવા વધારે દાદીઓ વીશે

૪૦ સરખી પેહેડીની બે અથવા ત્રણ દાદીઓને સરખી રીતે $\frac{1}{6}$ ભાગ મળે છે.

નજદીકના હોય તો વધારે દુરનાનો હક પોહોચતો નથી

૪૧ પણ જે દાદીઓ મરનારને સગપણમાં વધારે નજદીકની છે તે દાદીઓ હોય તો, વધારે દુરની દાદીઓનો હક પોચતો નથી.

ખોટા વડીલો વીશે.

૪૨ મા તરફનો ખરો દાદો અને મા તરફના દાદાની મા કાંઈઓ કસ હીસ્સો મળવાને હકદાર નથી, કેમકે તેઓ ખોટા વડીલો કહેવાય છે, અને તેઓ હીસ્સેદારોની કે શેષાધિકારીઓની સંખ્યામાં નથી.

## કલમ ૩.

### દુરનાં સગા વીશે.

પેહેલા વરગના દુરનાં સગા

૪૩ જો દીકરો ન હોય અથવા દીકરી ન હોય, અથવા દીકરાનો દીકરો ન હોય, અથવા દીકરાની દીકરી ન હોય પછી તે ગમે તેટલી ઉતરતી પેહેડીએ તેની ચીંતા નહીં તો, અથવા બાપ ન હોય, અથવા

---

૧ ખરી દાદી એટલે મરનારની સાથે જેના સગપણમાં ખોટો દાદો આવી જતો નથી જેમકે માની મા અને બાપની મા, ખરી દાદીઓ છે. જે દાદી તેઅ મરનારની વચ્ચે ખોટો દાદો આવી જાય છે તેને ખોટી દાદી કહે છે જેમકે માના બાપની મા.

ખરો દાદો ન હોય, અથવા બીજો કોઈ પેઢી દર પેઢી ચઢતો વડીલ ન હોય, અથવા મા ન હોય. અથવા માની મા ન હોય, અથવા બાપની મા ન હોય, અથવા બીજો કોઇ પેઢી દર પેઢી ચઢતો ઓરત જાતીનો વડીલ ન હોય. અથવા વીધવા ન હોય, અથવા ધણી ન હોય અથવા અર્ધું અથવા પુર્ણ રક્તનો ભાઈ ન હોય, અથવા પુર્ણ રક્તના અગર ફક્ત એકજ બાપના પેટના ભાઈઓના ગમે તેટલી ઊતરતી પેઢીના દીકરા ન હોય, અથવા અર્ધ અથવા પુર્ણ રક્તનો ભાઈ ન હોય, અથવા કાકો ન હોય, અથવા ગમે તેટલી ઊતરતી પેઢીએ કાકાનો દીકરો ન હોય, આ (માંહાં હીસ્સેદારો અથવા શેષાધીકારીઓ કહેવાય છે.[1]) તો દીકરીના છોકરાં તથા દીકરાની દીકરીઓના છોકરાં ને વારસો મળે છે; અને આ છોકરાં પેહેલા વર્ગના દુરના સગા કહેવાય છે.

૪૪ જો દીકરીનાં છોકરાં અથવા દીકરાની દીકરીઓના છોકરાં ન હોય તો જે પ્રકારના દાદા તથા દાદીઓ હિસ્સેદારો કે શેષાધિકારીઓ એમાંથી એકે નથી (એટલે જે ખોટા દાદા તથા ખોટી દાદીઓ છે) તેમને વારસો મળે છે, અને તે બીજા વર્ગના દુરનાં સગાં કહેવાય છે. — બીજા વરગનાં દુરનાં સગાં

૪૫ ઉપર કહેલા ખોટા દાદા તથા ખોટી દાદીઓ ન હોય તો સગી બેહેનનાં છોકરાંને, સગા ભાઇની દીકરીઓને, તથા ફક્ત એકજ માનાં પેટનાં આંગળીઆટ ભાઈઓના દીકરાને વારસો મળે છે; અને તે ત્રીજા વર્ગના દુરનાં સગાં કેહેવાય છે. — ત્રીજા વરગનાં દુરનાં સગાં

૪૬ જો ઉપરની કલમમાં કહેલાં સગાં ન હોય તો આંગળીઆટ ફઇઓને, આંગળીઆટ કાકાઓને (એટલે બાપની આંગળીઆટ બેહેનો તથા ભાઇઓને,) તથા મામા અને માસીઓને વારસો મળે છે, અને તે ચોથા વર્ગના દુરનાં સગાં કહેવાય છે. — ચોથા વરગનાં દુરનાં સગા

૪૭ તે ન હોય તો પીતરાઈઓને. એટલે આંગળીઆટ ફઈએના તથા આંગળીઆટ કાકાઓના, અને મામાઓના તથા માસીઓનાં છોકરાંને વારસો મળે છે. — તેમના છોકરાં વીશે

---

[1] આ સખસોમાંનાં નીચે લખેલા સખસો કાયદાસર હીસ્સેદારો છે. એટલે કે, બાપ, ખરો દાદો અથવા બીજો કોઈ પેઢી દર પેઢી ચઢતો મરદ વડીલ ધણી અને ફક્ત એકજ માના પેટનો અરધરક્તનો ભાઇ; તથા નીચે લખેલી ઓરતો કાયદાસર હીસ્સેદારો છે, એટલે કે દીકરી, દીકરાની દીકરી, વીધવા, મા, ખરી દાદી, એકજ માબાપના પેટની સગી બેહેન, ફક્ત એકજ બાપના પેટની ઓરમાન બેહેન, અને ફક્ત એકજ માના પેટની આગળીઆટ બેહેન. આ સખસોના હીસ્સા જેવી હકીકત તે પ્રમાણે વધારે ઘટારે હોય છે, અને અમુક પ્રસંગે આમાંના કેટલાક ઉપર બતાવ્યા મુજબ તદન બાતલ થવા પાત્ર છે. બાકીનાં સખસો ફક્ત શેષાધીકારીઓ છે, અને તેમને કાંઇ ચોકસ હીસ્સા મળતા નથી.

ખતો નથી. પણ ધારોકે દાવાદારો મોટા દાદાનો બાપ છે અને મોટા દાદાની મા છે. આ ડેકાણે દાવાદારો સરખે અંતરે છે એકજ તરફના સગાં છે તથા જે શખ્સની તરફથી તેઓ દાવો રાખે છે તેની જાતીના સબંધમાં તેઓ સરખાં છે અને આ પ્રસંગે વેંહેચણ કરવાની ફકત એજ રીત છે કે દાવાદારોની જાતી ઊપર નજર રાખી મરદને બમણો હીસ્સો આપવો.

૫૧ પેહેલા વર્ગના દુરના સગાંને જે નિયમો લાગુ પડે છે તેજ નિયમો ત્રીજા વર્ગ વાળાઓને લાગુ પડે છે; જેમકે, સગા ભાઈના દીકરાની દીકરી અને સગી બેહેનની દીકરીનો દીકરો વડીલથી સરખે અંતરે છે; પણ સગા ભાઇનો દીકરો શેષાધિકારી વારસ હોવાના કારણથી સગા ભાઇના દીકરાની દીકરીને અધિક હક મળશે, અને જો આ બાબતમાં તેઓ સરખાં હશે તો પેહેલા વર્ગને માટે ઠરાવેલો નિયમ તેમને લાગુ પડે છે. ત્રીજા વરગનાં ઉતરાધીકાર વીશે.

૫૨ ચોથા વર્ગના સગાઓની બાબતમાં એટલુંજ કહેવાની જરૂર છે કે (સગપણ સરખી બાજુનું હોયતો) પુરણ રકતના કાકા તથા ફોઇઓને અર્ધ રકતના કરતાં અધિક હક મળે છે, અને ફકત એકજ બાપની સાથે સબંધ રાખનારાઓને ફકત એકજ બાપની સાથેના સબંધ રાખનારા કરતાં અધિક હક મળે છે. જો સગપાણનું બળ પણ સરખુ હોયતો, જેમકે, જયાં દાવાદારો પુર્ણ રકતનો મામો તથા માસી હોયતો નિયમ એછે કે મરદને ઓરત કરતાં બમણો હીસ્સો મળશે. પણ જો એક દાવાદાર ફકત બાપની તરફનો સગો હોય, અને બીજો ફકત માની તરફનો સગો હોય અને તેમની સગપણની બાજુઓ સરખી હોયતો બાપની તરફની સગાઈવાળો દાવાદાર માની તરફની સગાઈવાળા દાવાદારને બાતલ કરશે; જેમકે, એકજ બાપના પેટની ઓરમાન માશી ફકત એકજ માના પેટની આંગળીઆટ માશીને બાતલ કરશે; પણ જો સગપણની બાજુઓ જુદી જુદી હોય તો; જેમકે, એક દાવાદાર સગી ફોઈ હોય; અને બીજો દાવાદાર ઓરમાન માશી હોય તો સગી ફોઇને એકલીને વારસો મળે છે એમ નથી, પણ તેને બાપ તરફની સગાઈને લીધે બે ભાગ મળે છે. ચોથા વરગના ઉતરાધીકાર વીશે.

૫૩ ઉપરના વર્ગના છોકરાંઓનાં ઉતરાધિકારને માટે નિચે પ્રમાણે નિયમો છેઃ તેમના છોકરાંઓના ઉતરાધીકાર વીશે

(૧) વડીલથી ગણતાં નજદીકની પાયરીનાં સગાં હોય ત્યાં લગી દુરની પાયરીનાં સગાંનું પોહોચતું નથી.

(૨) જો સરખી પાયરીના દાવાદાર હોય તો દાવાદારની જાતી ઊપર આધાર નહી રહેતાં કોઈ વારસ નથી એવા સખ્સની તરફથી

દાવો રાખનારના પેહેલાં કોઈ વારસની તરફથી દાવો રાખનારને વારસો મળે છે; જેમકે. ફોઈના દીકરાના પેહેલાં કાકાની દીકરીને વારસો મળે છે: પણ જો ફોઈ, બાપ તથા મા બંને તરફની સગાઈવાળી હોય, અને કાકા આંગળીઆટ હોય તો આ પ્રમાણે નહીં થતાં ઊલટી રીતે વારસો મળે છે. પણ જો એકજ માબાપના પેટની સગી ફોઈનો દીકરો, અને એકજ માબાપના પેટની સગી અથવા ફકત એકજ બાપના પેટની ઓરમાન માશીનો દીકરો એકઠાં દાવો કરતાં હોયતો ઉપર કહેલો ફોઈના દીકરાથી માશીનો દીકરો બાતલ થશે નહીં; તફાવત ફકત એટલો છે કે, બાપની તરફના દાવાદારનો હક ૨/૩ છે. અને માની તરફના દાવાદારનો હક ૧/૩ છે. જો દાવાદારોના સગપણના બળમાં અથવા જે સખસોની તરફથી તેઓ દાવો રાખતા હોય તેમની બાજુઓ અથવા જાતીઓમાં તફાવત ન હોય તો દાવાદારની પોતાની જાતીઓ ઊપર લક્ષ રાખવું જોઈએ.

તેમના છોકરાંઓનાં વંશજોના ઉતરાધીકાર વીશે.

૫૪ આ વર્ગના વંશજોમાં વેહેંચણ કરવાની બાબતમાં પહેલા વર્ગના વશજોને જે નિયમ લાગુ પડે છે તેજ નિયમ લાગુ પડે છે જેમકે કાકાના દીકરાની દીકરીની બે દીકરીઓને કાકાની દીકરીની દીકરીના બે દીકરાઓને જેટલું મળશે તેનાથી બમણું મળશે; પણ જો કાકાઓનું સગપણ સરખુંજ હશે તો આ પ્રમાણે થશે, અને જો બીજી બધી બાબતોમાં સરખાઈ હોય તો ઉપર પ્રમાણે દાવાદારની પોતાની જાતી ઉપર લક્ષ રાખવું જોઈએ*

---

* દુરનાં સગાઓમાં ઉતરાધિકારના મત વીશે વીચાર કરવામાં આ નીચે લખેલી બાબતો ઉપર લક્ષ આપવું જોઈએ. ૧ લુ મરનારથી સગપણની પાયરીમાં તેમનું પરસ્પરનું અંતર, એટલે કે ઘણી કે થોડી પેઢીઓ થઈ છે; ૨ જુ એ નકી કરવું જોઇએ કે કોઈ પણ દાવાદાર વારસાનાં છોકરાં છે કે કેમ; જો વારસાનાં છોકરાં હોય તો તેમને અધીક હક આપવો જોઈએ; ૩ જુ શગપણનું બળ, એટલે કે, તેઓ અર્ધ રકતના છે કે પુર્ણ રકતના છે. ૪ થુ તેમની શગપણની બાજુએ એટલે કે, તેઓ બાપની તરફના સગા છે કે માની તરફના સગાં છે? ૫ મું, જે સખસો તરફથી તેઓ દાવો રાખે છે તેઓની જાતીઓ, એટલે કે, તે સખસો મરદ છે કે ઓરત છે, આ છેલી બાબત વીશે જુદા જુદા મત છે; કેટલાક લખનારાઓ એમ કેહેછે કે બધી બાબતોમાં સરખાઈ હોય તો જેની તરફથી દાવો રાખવામાં આવે છે તે સખસની માત્ર જાતી ઉપર કાંઈપણ લક્ષ ન રાખવું જોઈએ, પણ દાવાદારની પોતાની જાતી ઊપર ધ્યાંન રાખી વેંહેચણ કરવી જોઈએ. પણ આથી ઉલટો મત વધારે સ્વીકારવામાં આવ્યો છે. પરંતુ એ વાત ધ્યાંનમાં રાખવી જોઈએ કે જ્યારે શગપણની બાજુઓમાં તફાવત હોય ત્યારે દાવાદારની પોતાની જાતી ગમે તે હોય તો પણ બાપની તરફનાં સગાંઓને માની તરફનાં સગાંઓના કરતાં બમણું મળવાનો હક છે.

૫૫ દુરનાં સગાં ન હોય તો જેને મરનાર બડીરે સરતે, અથવા બીન સરતે પોતાનાં સગો માની લીધો હોય અને એ રીતનું માનવું પાછળથી કદી ફરયું ન હોય. અને તે સખસ જુદા કટુ બનો છે એમ સાબીત ન થઈ સકે તો તેવા માની લીધેલા સગાને વારસો મળવાનો હક છે.

દુરનાં સગાં ન હોય તો વારસ દાવાનો કોનો હક છે

૫૬ જો આ બધામાંનો કોઈ ન હોય, અને કોઈ વસીયતનામું પણ ન કરી આપ્યું હોયતો મીલકત સરકાર દાખલ થશે, પણ જ રાખી હકવાળુ કોઈ પણ આદમી નહી હોય તોજ આ પ્રમાણે મીલકત સરકાર દાખલ થશે.

સરકાર દાખલ થવું.

---

## કલમ ૪

### વેંહેંચણના પ્રથમ નીયમો.

૫૭ જયારે બે દાવાદાર એવા હોય કે તેમાંના એકનો હીસ્સો $\frac{1}{2}$ છે. અને બીજાનો હીસ્સો $\frac{1}{4}$ છે. ત્યારે મીલકતના ચાર ભાગ કરવા જોઈએ; જેમકે એક ધણી તથા એકજ દીકરીની બાબતમાં મીલકતના ચાર ભાગ કરવામાં આવે છે, જેની અંદરથી એક ભાગ ધણીને મળે છે, અને બે ભાગ દીકરીને મળે છે; બાકીનો ચોથો ભાગ પાછો દીકરીને મળશે.

$\frac{1}{2}$ અને $\frac{1}{4}$ હીસાઓની બાબતમાં નીયમો

૫૮ જયારે બે દાવાદાર એવા હોય કે તેમાંના એકનો હીસ્સો $\frac{1}{2}$ છે અને બીજાનો હીસ્સો $\frac{1}{8}$ છે ત્યારે મીલકતના આઠ ભાગ કરવા જોઈએ; જેમકે એક વહુ તથા દીકરીની બાબતમાં મીલકતના આઠ ભાગ કરવામાં આવે છે, જેમાંના ચાર ભાગ દીકરી લે છે, અને એક વહુ લે છે. બાકી વધેલા ત્રણ હીસ્સા દીકરીને પાછા મળે છે.

$\frac{1}{2}$ અને $\frac{1}{8}$ હીસ્સાઓની બાબતમાં

૫૯ એકને $\frac{1}{4}$ મળવાનો હક હોય અને બીજાને $\frac{1}{8}$ મળવાનો હક હોય એવા બે દાવાદારનો દાખલો બનતો નથી; તેમજ એકને $\frac{1}{2}$ મળવાનો હક હોય, બીજાને $\frac{1}{4}$ મળવાનો હક હોય, અને ત્રીજાને $\frac{1}{8}$ મળવાનો હક હોય એવા ત્રણ દાવાદારનો દાખલો પણ બનતો નથી.

$\frac{1}{2}$, $\frac{1}{4}$ અને $\frac{1}{8}$ એવા હીસ્સાઓ થે આપવાના હોય એવું બનતુ નથી.

૬૦ એકને $\frac{1}{6}$ અને બીજાને $\frac{1}{3}$ હીસ્સો મળવાનો હક છે એવા બે દાવાદારો હોય, જેમકે મા અને બાપ એ બેજ દાવાદારો હોય છે ત્યારે મીલકતના છ ભાગ કરવામાં આવે છે, જેમાંના બે ભાગ મા લે છે અને એક તેના કાયદાસર હીસ્સા દાખલ બાપ લે છે. બાકીના વધેલા ત્રણ હીસ્સા પાછા બાપને મળે છે.

$\frac{1}{6}$ અને $\frac{1}{3}$ હીસ્સાની બાબતમાં

૬૧ જયાં બે દાવાદાર એવા છે કે તે પઈકી એકનો હીસ્સો $\frac{1}{6}$ છે. અને બીજાનો $\frac{2}{3}$ છે; જેમકે જયાં બાપ અને બે દીકરીઓજ ફકત દાવાદાર છે તે ઠેકાણે મીલકતના છ ભાગ કરવામાં આવે છે; જેની

$\frac{1}{6}$ અને $\frac{2}{3}$

અંદરથી એક ભાગ તેના કાયદાસર હીસ્સા દાખલ બાપ લે છે, અને ચાર ભાગ બે દીકરીઓ લે છે. વધારેનો હીસ્સો પાછો બાપને મળે છે.

$\frac{1}{3}$ અને $\frac{2}{3}$ — ૬૨ જ્યાં બે દાવાદારો એવા છે કે તે પઇકી એકનો હીસો $\frac{1}{3}$ છે, અને બીજાનો $\frac{2}{3}$ છે, જેમકે જ્યાં મા અને બે સગી બેહેનો છે; તે ઠેકાણે મીલકતના ત્રણ ભાગ કરવામાં આવે છે, જેની અંદરથી એક ભાગ મા લે છે અને બીજા બે ભગ બે બેહેનો લે છે.

$\frac{1}{2}$, $\frac{1}{3}$ અને $\frac{2}{3}$ સાથે આપવાના હોય એવુ બનતુ નથી — ૬૩ એકને $\frac{1}{2}$ બીજાને $\frac{1}{3}$ અને ત્રીજાને $\frac{2}{3}$ મળવાનો હક હોય એવા ત્રણ દાવાદારોનો દાખલો બનતો નથી.

$\frac{1}{2}$ ની સાથે $\frac{1}{6}$ $\frac{1}{3}$ અથવા $\frac{2}{3}$ — ૬૪ જ્યાં ધણીને તેની નીઃસંતાન સ્ત્રીનો વારસો મળે છે, (આ પ્રસંગે તેનો હીસો $\frac{1}{2}$ હોય છે.) અને $\frac{1}{6}$, $\frac{1}{3}$ અથવા $\frac{2}{3}$ નો હક રાખનાર બીજા દાવાદારો હોય છે, જેવા કે બાપ, મા, અથવા બે સગી બેહેનો તે ઠેકાણે મીલકતના છ ભાગ કરવા જોઇએ.

$\frac{1}{4}$ ની સાથે $\frac{1}{6}$ $\frac{1}{3}$ અથવા $\frac{2}{3}$ — ૬૫ જ્યાં ધણીને તેની છોકરાં મુકીને ગુજરી ગએલી સ્ત્રીનો વારસો મળે છે, અથવા સ્ત્રીને તેના નીઃસંતાન ધણીનો વારશો મળે છે (આ પ્રસંગે આ પ્રત્યેક સખસનો હીસો $\frac{1}{4}$ છે), અને $\frac{1}{6}$, $\frac{1}{3}$ અથવા $\frac{2}{3}$ નો હક રાખનાર બીજા દાવાદારો હોય છે, તે ઠેકાણે મીલકતના બાર ભાગ કરવા જોઇએ.

$\frac{1}{8}$ની સાથે $\frac{1}{6}$ $\frac{1}{3}$ અથવા $\frac{2}{3}$ — ૬૬ જ્યાં સ્ત્રીને તેના છોકરાં મુકીને ગુજરી ગએલા ધણીનો વારસો મળે છે. (જે પ્રસંગે તેણીનો હીસો $\frac{1}{8}$ છે), અને $\frac{1}{6}$, $\frac{1}{3}$ અથવા $\frac{2}{3}$ નો હક રાખનાર બીજા દાવાદારો હોય છે તે ઠેકાણે મીલકતના ચોવીસ ભાગ કરવા જોઇએ.

છની સંખ્યા વધારવા વીશે — ૬૭ જ્યાં છ હીસે મીલકતની વહેચણ કરવાનુ દુરસત હોય, પણ એ છની સંખ્યા અપુરણાંક વગર બધા હીસેદારોનું પતાવવાને અનુકુળ આવતી ન હોય તો તે સંખ્યા સાત આઠ નવ અથવા દસ સુધી વધારાય છે.

બારની સંખ્યા વીશે. — ૬૮ જો બારની સંખ્યા હોય અને તે અનુકુળ આવતી ન હોય તો તે તેર, પંદર અથવા સતર સુધી વધારી શકાય છે.

ચોવીસની સંખ્યા વીશે. — ૬૯ જો ચોવીસની સંખ્યા હોય, અને તે અનુકુળ આવતી ન હોય તો તે સતાવીસ શુધી વધારી શકાય છે.

---

## કલમ ૫.

### ઘણા દાવાદારોમાં વેહેંચણ કરવા વિશેના નિયમો.

સરખી સંખ્યા — ૭૦ જ્યાં સંખ્યાઓ બરોબર મળતી આવે છે, ત્યાં તે મુતમસીલ, અથવા સરખી સંખ્યાઓ કહેવાય છે.

**એકરાગી સંખ્યાઓ**

૭૧ જ્યાં સંખ્યાઓમાંની એક સંખ્યાને ગુણવાથી તે બીજી સંખ્યાની બરોબર થઈ શકે કે ત્યાં તેવી સંખ્યાઓ મુતડખીલ, અથવા એકરાગી સંખ્યાઓ કહેવાય છે.

**સંયુકત સંખ્યાઓ.**

૭૨ જ્યાં બે શંખ્યાઓને કોઇ ત્રીજી સંખ્યા ભાગી શકેછે. ત્યાંતે સંખ્યાઓ મુતવફીક, અથવા સંયુકત સંખ્યાઓ કહેવાય છે.

**અનવય વાંક**

૭૩ જ્યાં બે સંખ્યાઓને કોઇ ત્રીજી સંખ્યા ભાગી શકતી નથી, ત્યાં તે સંખ્યાઓ મુતબયન, અથવા અનવય વાંક ( જેનો અનવયન પાડી શકાય એવી) સંખ્યાઓ કહેવાય છે.

**વહેંચણના ધોરણો**

૭૪ વેહેંચણના સાત નિયમો છે, જે પૈકીના ત્રણ નિયમ વારસોની સંખ્યા અને હિસ્સાઓની સંખ્યા વચેના મુકાબલા ઉપર આધાર રાખે છે; બાકીના ચાર નિયમ દરેક તફાના વારસોની સંખ્યાનો તેમના પ્રત્યેકના હીસ્સાઓની સાથે મુકાબલો કરા પછી વારસોના જુદા જુદા તફાઓની સંખ્યાઓના મુકાબલા ઉપર આ-ધાર રાખે છે.

**પેહેલું ધોરણ**

૭૫ પેહેલું ધોરણ એકેજ્યારે વારસોની અને હિસ્સાઓની સંખ્યાનો મુકાબલો કરતાં એમ માલમ પડકે તે બરોબર મળતી આવે છે ત્યારે પછી કાંઈ હિસાબ ગણવાની જરૂર રહેતી નથી. જેમકે, જ્યાં બાપ, મા, અને બે દીકરીઓ વારસ છે. ત્યાં દરેક માબાપનો હિસ્સો $\frac{1}{6}$ છે, અને દીકરીઓનો $\frac{2}{3}$ છે. આ ઠેકાણે ૬૧ મી રકમમાં કહેલા ધોરણ મુજબ મિલકતના છ ભાગ કરવા જોઈએ; જેની અંદરથી દરેક માબાપ એક એક ભાગ લે છે, અને બાકીના ચાર ભાગ બે દીકરીઓને મળેછે.

**બીજુ ધોરણ**

૭૬. બીજું ધોરણ એ કે જયારે વારસોની સંખ્યાનો હિસ્સાઓની સંખ્યા સાથે મુકાબલો કરતાં એમ માલમ પડે કે વારસોને અપુર્ણાંક વગર તેમના હિસ્સા મળી શકે તેમ નથી, અને કોઈ ત્રીજી સંખ્યા તે બંને સંખ્યાઓને ભાગી શકે છે. એટલે કે જ્યારે સદરહુ સંખ્યાઓ મુતવફીક, અથવા સયુંકત સંખ્યાઓ હોયછે; જેમકે બાપ, મા તથા દસ દીકરીઓ હોય છે ત્યારે ૬૧ મી રકમના ધોરણ મુજબ મિલકતના છ ભાગ કરવા જોઇએ. પણ મા તથા બાપ દરેક $\frac{1}{6}$ હીસ્સો લેઈ લેછે, ત્યારે દસ દીકરીઓની અંદર વેચવાના ફકત ચારજ હિસ્સા બાકી રહે છે; અને અપુર્ણાંક કરા વગર આ ચાર હિસ્સાની દસ દીકરીઓ વચે વેંહેચણ થઈ શકે નહી: અને જે વારસોને અપુર્ણાંક કરા વગર તેમના હિસ્સા મળી શકતા નથી તેવા વારસોની સંખ્યાનો તથા તેમને માટે બાકી રહેલા હિસ્સાની સંખ્યાનો મુકાબલો કરતાં એ સંખ્યાઓ સંયુકત માલમ પડે છે, અથવા તેમનો ૨ ભાજયકાંક છે. આ પ્રશંગે નિયમ એછે કે આ વારસોની અર્ધ સંખ્યા એટલે ૫ ને મુળ

ભાગાકારની સંખ્યા ૬ થી ગુણવા જોઇએ. આ પ્રમાણે ૫×૬=૩૦ જેની અંદરથી માબાપ વચ્ચે દસ હિસ્સા મળે છે અથવા મા, તથા બાપ દરેક પાંચ પાંચ હિસ્સા લેછે, અને દીકરીઓને ૨૦ હિસ્સા મળે છે, અથવા દરેક દીકરી બએ હિસ્સા લે છે.

ત્રીજુ ધોરણ

૭૭ ત્રીજું ધોરણએક જયારેવારસોની સખ્યાનો હિસ્સાઓનીસંખ્યા સાથે મુકાબલો કરતાં એમ માલમ પડેક વારસોને અપુર્ણાંક વગર તેમના હિસ્સા મળી શકે તેમ નથી અને આ વારસોની સંખ્યા અને તેમને માટે બાકી રહેલા હિસ્સાઓની સંખ્યા વચ્ચે એક વધે છે. આ મુતબયન અથવા અનવય વાંક કહે છે, જેમકે બાપ, મા, અને પાંચ દીકરીઓ હોય; આ ઠેકાણે ઉપર કહેલી ૬૧ મી રકમના ધોરણ મુજબ છ ભાગ કરવા જોઈએ. પણ જયારે મા તથા બાપ દરેક છઠો હિસ્સો લેઈ લેછે. ત્યારે પાંચ દીકરીઓની અંદર વેંહેચવાના ફકત ચાર જ હિસ્સા બાકી રહે છે અને એ હિસ્સા અપુર્ણાંક કરયા વગર વેહેંચી શકાતા નથી,અને જે વારસોને અપુર્ણાંક કરયા વગર તેમના હિસ્સા મળી શકતા નથી તેમની સંખ્યાનો તેમને માટે બાકી રેહેલા હિસ્સઓની સંખ્યા સાથે મુકાબલો કરતાં, તે સંખ્યાઓ મુતબયન, અથવા અનવય વાંક દેખાય છે. આ ઠેકાણે નિયમ એછે કે આ વારસોની આખી સંખ્યા જેક પાંચ છે તેને મુળ ભાગાકારની સંખ્યાએ ગુણવા જોઈએ. આ પ્રમાણે ૫×૬=૩૦; જેની અંદરથી મા બાપ વચ્ચે દસ હિસ્સા મળે છે, અથવા મા તથા બાપ દરેક પાંચ પાંચ હિસ્સા લેછે, અને વીસ હિસ્સા દીકરીઓને મળે છે, અથવા દરેક દીકરી પાંચ પાંચ હિસ્સા લેછે.—

ચોથુ ધોરણ

૭૮. ચોથુ ધોરણએક, જયારે જુદા જુદા તફાઓના વારસોનો મુકાબલો કરતાં એમ જણાય કે એક અથવા વધારે તફાઓના વારસોને અપુર્ણાંક વિના તેમના હિસ્સા મળી શકે તેમ નથી. અને તમામ તફા મુતમસીલ, અથવા સરખા છે, જેમકે છ દીકરીઓ, ત્રણ પરીદાદીઓ અને ત્રણ કાકા હોય ત્યારે ૬૧ મો રકમના ધોરણ મુજબ છ ભાગ કરવા જોઈએ. આ ઠેકાણે પ્રથમતો જુદા જુદા તફાઓના વારસો અને તેમના પ્રત્યેકના હિસ્સાઓ વચ્ચે મુકાબલો કરવો જોઈએ. દીકરીઓનો હિસ્સો ૨/૩ છે. પણ છના ૨/૩ ચાર છે અને ચારને દીકરીઓની સંખ્યા છની સાથે સરખાવી જોતાં તે સંખ્યા મુતવફીક, અથવા એના ભાજયકાંક વાળી સયુંકત સંખ્યા છે. ત્રણ દાદીઓનો હિસ્સો ૧/૬ છે. પણ છનો ૧/૬ એક છે, અને એકને દાદીઓની સંખ્યા સાથે સરખાવતાં તે મુતબયન, અથવા અનવય વાંક સંખ્યા છે. એક હિસ્સો જે બાકી રહયો અને જે ત્રણ કાકાઓને મળશે તે પણ ત્રણની સાથે સરખાવતાં મુતબયન અથવા અનવય વાંક છે.

આ ઠેકાણે નિયમ એ છે કે વારસોના તફાઓનો માંહેમાંહ એક બીજાની સાથે મુકાબલો કરવો જોઇએ, તે એવી રીતે કે જો તે સંખ્યાઓ મુતદખીલ કે એક રાગી સંખ્યા હોય, અથવા મુતબયન, કે અનવય વાંક હોય તો આખી સંખ્યાથી, અને જો તે સંખ્યાઓ મુતવફીક કે સંયુકત સંખ્યાઓ માલમ પડે તો ભાજયાંકથી ભાગતાં જે સંખ્યા રહે તેથી મુકાબલો કરવો જોઇએ. અને જો તેમાં બે ભાજયાંક હોયતો અર્ધ સંખ્યાથી મુકાબલો કરવો જોઇએ. દીકરીઓના દાખલામાં આગળ મુકાબલો કરતાં એમ માલમ પડયું હતું કે તેઓમાં બે ભાજયાંક (એટલે સાધારણ )છે; એટલે દીકરીઓની અર્ધ સંખ્યાનો દાદીઓની તથા કાકાઓની આખી સંખ્યાઓ સાથે મુકાબલો કરવો જોઇએ. આ મુજબ કરતાં ૨=૨ અને ૩=૩ થાય છે અને એ મુતમરીલ અથવા સરખી સંખ્યાઓ છે, જેથી નિયમ એ છે કે આ પઈકીની એક સંખ્યાથી મુળ ભાગની સંખ્યા ૬ ને ગુણવા જોઇએ. આ પ્રમાણે ૩×૬=૧૮ જે પઈકી ૨/૩ ભાગ એટલે) બાર ભાગ દીકરીઓ લેશે, અથવા દરેક દીકરી બબે ભાગ લેશે; ખરી દાદીઓ (૧/૬ એટલે) ૩ ભાગ લેશે, એટલે દરેક જણીને એક એક ભાગ મળશે, અને કાકાઓ બાકીના ત્રણ ભાગ લેશે એટલે દરેક કાકાને એક એક ભાગ મળસે.

૭૯ પાચમું ધોરણ એકે, જયારે જુદા જુદા તફાઓના વારસોનો મુકાબલો કરતાં એમ જણાય કે એક અથવા વધારે તફાના વારસેને અપુર્ણાંક વીના તેમના હિસ્સા મળી શકે તેમ નથી, અને એ તફાઓ મુતદખીલ, અથવા એક રાગી છે; જેમકે ચાર સ્ત્રીઓ, ત્રણ દાદીઓ, અને બાર કાકાઓ હોય ત્યારે ૬૫ મી રકમના ધોરણ મુજબ મીલકતના બાર ભાગ કરવા જોઇએ. પાંચમું ધોરણ

અહીંઆં પ્રથમતો જુદા જુદા તફાઓ, અને તેમના પ્રત્યેકના હિસ્સાઓ વચ્ચે મુકાબલો કરવો જોઇએ. આ મુજબ ચાર સ્ત્રીઓનો *હિસ્સો ૧/૪ છે; પણ બારનો ૧/૪ ત્રણ છે, અને ત્રણને સ્ત્રીઓની સંખ્યાં સાથે સરખાવતાં તે મુતબયન, અથવા અનવયવાંક સંખ્યા છે. ત્રણ દાદીઓનો હીસ્સો ૧/૬ છે: પણ બારનો ૧/૬ બે છે, અને દાદીઓની સંખ્યાની સાથે સરખાવતાં બે પણ અનવય વાંક સંખ્યા છે. બાકી રહેલા સાત ભાગ કાકાએને મળશે; પણ બારની સાથે સરખાવતાં સાત પણ અનવય વાંક સંખ્યા છે.

આ ઠેકાણે નિયમ એ છે કે, વારસોના તફાઓની સંખ્યાઓને માંહો માંહ એક બીજાની સાથે સરખાવવી જોઇએ, દરેકની આખી સંખ્યાને દરેકની આખી સંખ્યા સાથે, કેમકે જુદા જુદા તફાઓના વારસોનો તેમના પ્રત્યેકના હિસ્સાઓની સાથે મુકાબલો કરતાં ઉપર જણાયું,

છેકે તે અનવય વાંક સંખ્યાઓછે. આ મુજબ ૪×૩ ૧૨, અને૩×૪=૧૨ છે, અને આ સંખ્યાઓ એક રાગી છે, કેમકે એક શંખ્યા બીજી ને બરોબર ભાગી શકે છે, જેથી નિયમ એછે કે મોટી સંખ્યાને મુળ ભાગની સંખ્યાથી ગુણવા જોઇએ. આ પ્રમાણે ૧૨×૧૨=૧૪૪ થાય છે; અને એ પૈકી (૧/૪ એટલે) ૩૬ ભાગ સ્ત્રીઓને મળશે, અથવા દરેક સ્ત્રીને નવ નવ ભાગ મળશે. દાદીઓને (૧/૬ એટલે) ૨૪ ભાગ મળશે, અથવા દરેકને આઠ આઠ ભાગ મળશે; અને કાકાઓને બાકીના ૪ ભાગ મળશે, એટલે દરેકને સાત સાત ભાગ મળશે

છઠું ધોરણ. ૯૦ છઠ્ઠું ધોરણ એકે, જયારે જુદા જુદા તફાઓના વારસોનો મુકાબલો કરતાં એમ જણાય કે એક અથવા વધારે તફાના વારસોને અપુર્ણાંક વીના તેમના હીસ્સા મળી શકે તેમ નથી. અને કેટલાક તફાઓ એક બીજાની સાથે મુતવફીક, અથવા સંયુકત છે; જેમકે ચાર સ્ત્રીઓ, અઢાર દીકરીઓ, પંદર ઓરત જાતિના પુર્વજો ( વડીલો ) અને છ કાકાઓ હોય ત્યારે ૬૬ મી રકમના ધોરણ મુજબ મુલ ૨૪ ભાગ કરવા જોઇએ. અહીંઆ પ્રથમતો જુદા જુદા તફાઓના વારસો અને તેમનાં પ્રત્યેકના હિસ્સાઓ વચ્ચે મુકાબલો કરવો જોઇએ. આ પ્રમાણે ચાર સ્ત્રીઓનો હિસ્સો ૧/૮ છે, પણ ચોવીસનો ૧/૮ ત્રણ છે, અને ત્રણને સ્ત્રીઓની સંખ્યા સાથે સરખાવતાં તે મુતબયન, અથવા અનવય વાંક છે. અઢાર દીકરીઓનો હિસ્સો ૨/૩ છે; પણ ચોવીસના ૨/૩ સોળ છે, અને સોળને દીકરીઓની સંખ્યા અઢારની સાથે સરખાવતાં તે સંયુકત સંખ્યા છે, અને તેમાં બે ભાજયકાંક, અથવા સાધારણ સંખ્યા છે. પંદર ઓરત જાતના પુર્વજોનો હિસ્સો ૧/૬ છે. પણ ચોવીસનો ૧/૬ ચાર છે. અને ચારને પંદરની સાથે સરખાવતા તે અનવય વાંક સંખ્યા છે. બાકી રહેલો એક ભાગ શેષાધિકારીઓ દાખલ કાકાઓને મળશે; પણ એક અને છ અનવય વાંક છે.

આ ઠેકાણે નિયમ એ છે કે વારસોના જુદા જુદા તફાઓની * સંખ્યાને એક બીજાની સાથે સરખાવવી જોઇએ; તે એ રીતે કે જયાં ઉપર તે અનવય વાંક જણાય છે ત્યાં આખી સંખ્યાથી, અને જયાં તે સંયુકત માલમ પડી છે ત્યાં તેમના ભાજયાંકથી ભાગતાં આવેલ ભાગાકારની સંખ્યા સાથે સરખાવવી જોઇએ. આ પ્રમાણે ૪×૨=૯–૧ એટલે અનવય વાંક છે તો તે આખી સંખ્યાને બીજી સંખ્યાએ ગુણવા જોઇએ. પછી જે ગુણાકાર આવે તેને આખા ત્રીજા તફાની સાથે સરખાવવો જોઇએ; કેમકે ઉપર તે તફાની સંખ્યા અનવય વાંક માલમ પડી છે. આ પ્રમાણે ૧૫×૨=૩૬–૬ અને ૬=૧૫–૯ અને ૬=૯–૩ છે, અને આની અંદર ત્રણ સાધારણ સંખ્યા છે તેથી આ સંખ્યાના

ત્રીજા ભાગનો (એટલે ૧૫×⅓ નો) બીજી આખી સંખ્યા ૩૬ સાથે ગુણાકાર કરવો જોઈએ, અને આ ગુણાકાર આવે તેનો તેના ચોથા તફાની આખી સંખ્યા સાથે મુકાબલો કરવો જોઈએ; કેમકે ઊપર આવેલ પરીણામ ઉપરથી એમ જણાય છે કે એ તફાની સંખ્યા અનવયવાંક છે. આ પ્રમાણે ૬×૩૦=૧૮૦ એટલે તે એકરાગી સંખ્યાઓ છે, અથવા તેમાં ૬ સાધારણ સંખ્યા છે જેના ⅙ થી બીજી આખી સંખ્યાને (૧૮૦ ને) ગુણવા જોઈએ પણ ગુણાકાર એનો એજ આવશે તેથી તે પ્રમાણે ગુણવાની જરૂર નથી. આ છેવટના ગુણાકારને મુળ ભાગની સંખ્યા એ ગુણવા જોઈએ. આ પ્રમાણે ૧૮૦×૨૪=૪૩૨૦, જે પૈકી આઠમો હિસ્સો એટલે ૫૪૦ ભાગ ચાર સ્ત્રીઓને મળશે, અથવા દરેક સ્ત્રીને ૧૩૫ ભાગ મળશે; અઢાર દીકરીઓને ⅔ એટલે ૨૮૮૦ ભાગ, અથવા ૧૬૦ ભાગ દરેક દીકરીને મળશે; ઓરત જાતિના પુર્વજોને ⅙, ૭૨૦ ભાગ, અથવા દરેકને ૪૮ ભાગ મળશે; અને બાકીના ૧૮૦ ભાગ કાકાઓને, એટલે ત્રીસ ત્રીસ ભાગ દરેક કાકાને મળશે.

૮૧ સાતમું અને છેલું ધોરણ એકે, વારસોના જુદા જુદા તફાઓનો મુકાબલો કરતાં જ્યારે એમ જણાય કે તમામ તફાઓ મુતબયન અથવા અનવય વાંક છે, અને તે પૈકીનો એક બીજાની સાથે મળતો નથી આવતો, જેમકે બે સ્ત્રીઓ, છ ઓરત જાતિના પુરવજો, દસ દીકરીઓ, અને સાત કાકાઓ હોય. અહી ૬૬મી રકમના ધોરણ મુજબ મુળ ૨૪ ભાગ કરવા. સાતમું ધોરણ

પ્રથમતો, જુદા જુદા તફાના વારસોની સંખ્યાઓનો તેમના પ્રત્યેકના હિસ્સાઓની સાથે મુકાબલો કરવો જોઈએ. આ પ્રમાણે કરતાં બે સ્ત્રીઓનો હીસો ⅛ છે; પણ ચોવીસનો આઠમો ભાગ ત્રણ છે, અને સ્ત્રીઓની સંખ્યા સાથે સરખાવતાં ત્રણ અનવય વાંક છે. છ નારી જાતિના પુરવજોનો હિસ્સો ⅙ છે, પણ ચોવીસનો છઠો ભાગ ચાર છે, અને પુરવજોની સંખ્યા સાથે સરખાવતાં ચાર સંયુક્ત છે, અથવા તેમાં બે સાધારણ સંખ્યા છે. દસ દીકરીઓનો હિસ્સો ⅔ છે. અને ચોવીસના બે ત્રતીયાંશ સોળ છે, અને સોળ ને દીકરીઓની સંખ્યા સાથે સરખાવતાં તે પણ સંયુક્ત સંખ્યા છે. અથવા તેમાં બે સાધારણ છે. બાકી રહેલો એક હિસ્સો સાત કાકાઓને મળે, પણ એક અને સાત અનવય વાંક છે.

આ ઠેકાણે નીયમ એછે કે વારસોના તફાઓનો માંહોમાંહ એક બીજાની સાથે મુકાબલો કરવો જોઈએ, અને તે એ રીતે કે ઉપર જ્યાં એ સંખ્યાઓ અનવય વાંક છે ત્યાં આખી સંખ્યાથી જ્યાં તે સંયુક્ત છે ત્યાં અડધી અથવા બીજા કોઈ ભાગની સંખ્યાથી. આ

નીયમ પ્રમાણે પેહેલા તફાના વારસોની આખી સંખ્યાને બીજા તફાની અડધી સંખ્યાથી સરખાવવી જોઇએ; આ પ્રમાણે ૨=૩-૧ અને એ સંખ્યાઓ અનવય વાંક છે એટલે તેનો ગુણાકાર કરવો જોઇએ. ૭ જે ગુણાકાર આવ્યો તેને તે પછીના તફાની અડધી સંખ્યાથી સરખાવવો જોઇએ, કેમકે ઉપરના પરીણાંમમાં આ તફામાં પણ એ સાધારણ છે આ મુજબ ૫=૬-૧ અને આ સંખ્યાઓ અનવય વાંક છે તેથી તે બનેનો ગુણાકાર કરવો જોઇએ. આ ગુણાકારની શંખ્યા ત્રીસને તે પછીના તફાની આખી સંખ્યાથી સરખાવવી જોઇએ, કેમકે એ સંખ્યા ઉપર અનવય વાંક માલમ પડી છે. આ પ્રમાણે ૭×૪=૩૦-૨ અને ૨×૩=૭-૧ અને આ સંખ્યાઓ પણ અનવય વાંક છે એટલે તેનો ગુણાકાર કરવો જોઇએ. આ પ્રમાણે ૩૦×૭=૨૧૦, આ પ્રસગે નીયમ એ છે કે આ છેલી સંખ્યાને મુળ ભાગની ચોવીસની સંખ્યા સાથે ગુણવી જોઇએ. આ પ્રમાણે ૨૧૦×૨૪=૫૦૪૦. આ ભાગ પૈકી આઠમો ભાગ એટલે ૬૩૦ ભાગ બે સ્ત્રીઓને મળશે, અથવા એકક સ્ત્રીને ૩૧૫ ભાગ મળશે; ઓરત જાતીના પુરવજોનો છઠો ભાગ, એટલે ૮૪૦ ભાગ મળસે; અથવા એકક ને ૧૪૦ ભાગ મળશે; દીકરીઓને બે ત્રતીયાંઉસ એટલે ૩૩૬૦ ભાગ મળશે, અથવા દરેકને ૩૩૬ ભાગ મળશે; અને કાકાઓને બાકીના ૨૧૦ ભાગ મળશે, અથવા એકકને ત્રીસ ભાગ મળશે.

જુદાં જુદા તફાઓના વારસોના હિસ્સા નકકી કરવાનો નીયમ.

૮૨ મીલકતના જેટલા હીસ્સા કરવા જોઇએ તે હીસ્સાની સંખ્યા માલમ પડયા પછી દરેક તફાના વારસોને સદરહુ પઇકી કેટલા હીસ્સા મળવા જોઇએ તે નકી કરવાની રીત એ છે કે મુળ જે હીસ્સા તેમને ભાગે આવ્યા તેને મુળ હીસ્સાની એકંદર સંખ્યાને જે સંખ્યાથી ગુણી હોય તે સંખ્યાથી ગુણવા આનો શેહેલો દાખલો આ નીચે આપ્યો છે.

એક વીધવા, આઠ દીકરીઓ, અને ચાર કાકાઓ છે; પેહેલા બે તફાઓના હીસ્સા ૧/૮ અને ૨/૩ છે તેથી ૬૬ મી રકમના ધોરણ મુજબ મીલકતના મુલ ૨૪ ભાગ કરવા જોઇએ, જે પઇકી ત્રણ ભાગ વીધવાને મલવાનો હક છે; ૧૬ દીકરીઓને મલવાનો હક છે અને પાંચ ભાગ ચાર કાકાઓને વેહેંચી આપવાના રહે છે, પણ આ વેહેચણ અપુર્ણાંક વગર થઇ શકતી નથી. અહીંઆ હીસ્સાઓ તથા જે વારસોને તેમના હીસ્સા અપુર્ણાંક વગર મળી શકતા નથી તેમની વચ્ચે પ્રમાણ નકી કરવું જોઇએ, અને ૪=૫-૧, એ અનવય વાંક છે તેથી (૭૭મી રકમ જોવી) મુળ ભાગની સંખ્યા ૨૪ ને આ અપુર્ણંકવાળા વારસોની સંખ્યાથી ગુણવા જોઇએ. આ મુજબ ૨૪×૪=૯૬. આ ઠેકાણે

દરેક તકાના વારસોના હીસ્સાં ખોળી કાઢવાને સદરહુ તકાના વારસો મુળ કહેલા હીસ્સા મળવાને હકદાર કરા છે તે હીસ્સાની સંખ્યાને મુળ હીસ્સાની એકંદર સંખ્યાને જે સંખ્યાથી ગુણ્યા હોય તે સંખ્યાથી ગુણવા. આ પ્રમાણે ૩×૪=૧૨. આ રીતે બાર ભાગ વીધવાના હીસ્સા માં આવ્યા; ૧૬×૪=૬૪ દીકરીઓના હીસ્સામાં આવ્યા; અને ૫×૪=૨૦ કાકાઓના હીસ્સામાં આવ્યા.

૮૩ જુદા જુદા તકાઓના વારસો પઈકી દરેક વારસને મળવાના હીસ્સા ખોળી કાઢવાને માટે દરેક તકાના વારસોની સંખ્યાને કેટલાએ ગુણવાથી છેવટ સદરહુ તકાને ભાગે આવેલા હિસ્સાની રકમ આવે તે નકી કરવું. જેમકે ૮×૮=૬૪ અને ૫×૪=૨૦ આ ઠેકાણે દરેક દીકરીને ભાગે આઠ હિસ્સા આવશે, દરેક કાકાને ભાગે ચાર હીસ્સા આવશે. અને બાર હીસ્સા જે વીધવાના ભાગમાં આવ્યાછે તે બધા મળી ૯૬ ની સંખ્યા બરોબર થશે.

જુદા જુદા તકાઓના વારસો પૈકી દરેક વારસને કેટળા હીસ્સા મળવા જોઈએ તે નકી કરવાનો નીયમ.

---

## કલમ. ૬

વારસમાંથી બહીષ્કરણ વીશે તથા થોડોક વારસો છોડી દેવા વીશે.

૮૪. બહીષ્કરણ આખું અથવા થોડું હોય છે. આખું બહીસ્કરણ એટલે વારસો મળવાને તદન હક રહીત હોવું. થોડું બહીસ્કરણ એટલે જે ભાગ મળવાને વારસ બીજી રીતે હકદાર થાત તે ભાગ કમી થવો. આખું બહીસ્કરણ રકમ (૬)ના ધોરણમાં બતાવેલા જાતના ના લાયક હોવાના કોઈ કારણથી ઉતપન થાય છે, અથવા કોઈ વારસ વચમાં આવવાથી ઉત્પન થાય છે, કે જે વારસ ન હોતતો દાવાદાર વારસો મળવાને હકદાર થાત, પણ જે વચમાં આવવાથી તેને વારસાનો હક રહેતો નથી.

બહિષ્કરણનાં બે પ્રકાર.

ખુલાસો.

૮૫. જેઓ જાતના ના લાયક હોવાના કારણથી તદન બાતલ થએલા છે તેઓ બીજા માણસોને તદન કે થોડા પણ બાતલ કરતા નથી. પણ જેઓ કોઈ વારસ વચમાં આવવાથી બાતલ થએલા છે તે કેટલેક પ્રસંગે બીજાઓને થોડા ઘણા બાતલ કરે છે.

કેવે પ્રસંગે તદન બાતલ થએલો વારસબીજાઓને થોડા ઘણા બાતલ કરેછે.

૮૬. જેમકે કોઈ આદમી. બાપ, મા, અને બે ધર્મ ભ્રસ્ટ થએલી સગી બેહેનો મુકીને ગુજરી જાય છે આ ઠેકાણે બે ધર્મ ભ્રસ્ટ થએલી બેહેનો જે કે તેમની જાતના ના લાયક હોવાના કારણથી બાતલ થએલી છે તે હયાત છતાં પણ માને પોતાનો ⅙ મળશે; પણ જોતે બેહેનો ધર્મભ્રષ્ટ ન હોય તો જો કે તેઓ પોતે બાપ વચમાં આવવાથી તદન બાતલ થએલી છે તોપણ તેઓ માને થોડી ઘણી બાતલ કરતાં મા ફક્ત ⅙ મળવાને હકદાર થશે.

દાખલો.

જ્યાં એકાદો વારસ પોતાનો થોડાક હક છોડી દે ત્યાં લાગુ થતા નીયમો.

૮૭ જો વારસો પઈકી એક વારસ કાંઈ અવેજ લઈને પોતાનો વારસાનો હક છોડી દેવા ચાહાય તોપણુ તેને ભાગ પાડતી વખતે સામેલ ગણવો જોઈએ. જેમકે કોઈ વર, મા, અને કાકા હોયતો હિસ્સાઓ ½ અને ⅓ છે, આ ઠેકાણે ૬૪ મી રકમના ધોરણ મુજબ મીલકતના છ હીસ્સા થવા જોઈએ. જે પઈકી ત્રણ હીસ્સા ઉપર વરનો હક હતો, બે ઉપર માનો હક હતો, અને બાકીના એક ઉપર શેષાધીકારી દાખલ કાકાનો હક હતો. હવે ધારો કે મરનારે મુકેલી મીલકત છ લાખ રૂપીયાની હોય, અને વર બે લાખ લેઈ સંતોષ પામતો હોય તોપણુ માના હિસ્સાની રકમ નક્કી કરવાને માટે વર સામેલ હોય તે રીતે મીલકતના ભાગ કરવા જોઈએ, અને બાકીના ચાર લાખ માંથી બે લાખ માને મળવા જોઈએ, નહીતો જો વરને સામેલ રાખ્યો ન હોય તો માને તેણીના કાયદાસર હીસ્સા બદલ છ લાખના ⅓ ને બદલે ચાર લાખનો ⅓ મળે અને બાકીના સેષાધીકારી દાખલ કાકાને મળે.

---

## કલમ ૭

વધારા વીશે.

વધારાની વાખ્યા.

૮૮ જ્યાં અમુક કાયદાસર હીસ્સેદારો હોય, જે પઈકી દરેક જણને ચોકસ હીસ્સો મળવાનો હક હોય, અને મીલકતના જેટલા હીસ્સા કરવાની જરૂર હોય તેટલા હીસ્સા વેહેંચણ કરતાં એમ જણાય કે તમામ દાવાદારોનું વ્યાજબી માગણું પુરૂ કરવાને હીસ્સાની સંખ્યા બરોબર નથી તો હીસ્સાની સંખ્યામાં વધારો થાય છે.

કેવે પ્રસંગે આ પ્રમાણે કરવું પડે છે.

૮૯ ત્રણ પ્રસંગે આ પ્રમાણે વધારો કરવો પડે છે; કાં તો જ્યારે મીલકતના છ ભાગ કરવાના હોય ત્યારે, અથવા બાર ભાગ કરવાના હોય ત્યારે (૬૭, ૬૮, ૬૯) મી રકમો જુવો. એક દાખલો બસ થશે.

દાખલો,

૯૦ એક સ્ત્રી પોતાના વરને, દીકરીને, તથા મા અને બાપ બંનેને મુકી ગુજરી જાય છે. આ ઠેકાણે મીલકતના બાર ભાગ કરવા જોઈએ, જે પઈકી વરે ચોથો એટલે ત્રણ ભાગ લીધા પછી, અને બે મા બાપે બે છસ્ટાંઉસ એટલે ચાર ભાગ લીધા પછી દીકરીને છ ભાગ મળવા જોઈએ. અથવા જે નીમે ભાગ મળવા કાયદા પ્રમાણે તે હકદાર છે તેને બદલે તેને માટે ફકત પાંચ હીસ્સા બાકી રહે છે. આ પ્રસંગે મીલકતના છ ભાગ દીકરીને મળી શકે એટલા માટે જે તેના બાર ભાગ કરવાની જરૂર હતી તે વધારી તેર ભાગ કરવા જોઇએ.

---

## કલમ ૮.

### પાછું આવવા વીશે.

૯૧ જ્યારે કોઇ શેષાધીકારીન હોય ત્યારે હીસ્સાની વેંહેચણ કર્યા પછી જે વધારો રેહે તે હીસ્સેદારોને પાછો મળે છે, અને તે વીશે નીચે પ્રમાણે મત છે. — પાછું આવવાની વાખ્યા.

૯૨ ચાર પ્રસગે એ પ્રમાણે બને છે. પ્રથમ જ્યાં ફક્ત હીસ્સેદારોનો એકજ વરગ હોય કે જે વરગની સાથે વધારો પાછો મળવાનો દાવો રાખવાનો જેમને હક નથી એવા કોઈ ન હોય; જેમકે બે દીકરીઓ અથવા બે સગી બેહેનો હોય, આ પ્રસંગે જેટલા હીસ્સેદારો હોય એટલા જે વધારો વધ્યો હોય તેના ભાગ કરવા અને તમામની વચ્ચે સરખે ભાગે વેંહેચી આપવા. — ફરી ફરીયતે ૭૫ર પ્રમાણે પાછું આવવાનું બને છે. — પહેલો પ્રસંગ, તેનો દાખલો.

૯૩ બીજો જ્યાં હીસ્સેદારોના બે અથવા વધારે વર્ગ હોય, અને તેમની સાથે વધારો પાછો મળવાનો દવો રાખવાનો જેમને હક નથી એવા કોઈ ન હોય; જેમકે મા અને બે દીકરીઓ હોય; આ પ્રસંગે વારસાના જેટલા હીસ્સા મળવાને તે સખસો હકદાર છે તેટલા હીસ્સાને મળતા વધેલા વધારાના ભાગ કરી સદરહુ હીસ્સા મુજબ વેંહેચી આપવા જોઇએ. જેમકે માનો હીસ્સો $\frac{1}{6}$ છે અને બે દીકરીઓનો હીસ્સો $\frac{4}{6}$ છે ત્યારે વધેલા વધારાના ૭ ભાગ કરવા જોઈએ જેમાંના માને બે ભાગ મળશે અને દીકરીઓને ચાર ભાગ મળશે. — બીજો પ્રસંગ, તેનો દાખલો

૯૪ ત્રીજો જ્યારે ફક્ત હીસ્સેદારોનો એકજ વરગ હોય અને તેની સાથે વધેલો વધારો પાછો મળવાનો દાવો રાખવાને જેમનો હક નથી તેવા સામેલ હોય જેમકે ત્રણ દીકરીઓ અને વર હોય; આ ઠેકાણે વધારો પાંછો મળવાને જે સખસ બાતલ થએલ હોય તેને વારસામાંથી તેનો હીસ્સો આપવાની સાથે અનુકુળ આવે તેવી રીતે આપી મીલકતના થઇ શકે તેટલા ઓછા હીસ્સા કરવા જોઇએ, (અને તેવા હીસ્સા આ પ્રસંગે ચાર થાય છે), અને વરને તેના કાયદાસર હીસ્સા દાખલ એક હીસ્સો એટલે હીસ્સા પઈકી ચોથો ભાગ મળશે; બાકીના ત્રણ તેમના કાયદાસર હીસ્સા દાખલ તેમજ વધેલો વધારો પાછો મળવા દાખલ દીકરીઓને મળશે; પણ અપુરર્ણાંક કર્યા વગર આ પ્રમાણે વેંહેચણ ના થઈ શકતી હોય તો એટલે કે એક વર અને ૭ દીકરીઓ હોય (ત્રણની વેંહેચણ ૭ ભાગે થઈ શકતી નથી), તો હિસ્સા અને હિસ્સેદારોનું પ્રમાણ નકી કરવું જોઈએ. આ પ્રમાણે ૩×૨=૬ એટલે તેમાં ત્રણ સાધારણ છે. જેથી નિયમ એ છે કે મીલકતના જે — ત્રીજો પ્રસંગ, તેનો દાખલો.

ચાર ભાગ કરવાના ધારેલ હતા તે ચારને બેથી ગુણવા જોઈએ, એટલે કે ભાજ્યાંક અથવા વધેલો વધારો પાછો મળવાને જે હકદાર હોય તેના ત્રીજા ભાગે એ ચારને ગુણવા જોઇએ. આ મુજબ ૪×૨=૮. જે પઈકી બે ભાગ વરને અને જો ઉપર પ્રમાણે મુકાબલો કરતાં સંખ્યાઓનો અનવય વાંક જણાય; જેમકે એક વર અને પાંચ દીકરીઓ હોય. તો મીલકતના જે ભાગ કરવા ધારેલા હતા તેને પાંચે અથવા વધારો પાછો મળવાને જેટલા હકદારોહોય તેટલાની આખી સંખ્યાએ ગુણવા જોઈએ. આ પ્રમાણે ૪×૫=૨૦ જેમાંના પાંચ ભાગ વરને મળશે, અને દીકરીઓને પંદર એટલે દરેકને ત્રણ પ્રમાણે મળશે.

ચોથો પ્રસંગ, તેનો દાખલો

૯૫ ચોથો જયાં હિસેદારોના બે અથવા બેથી વધારે વરગ હોય અને તેમની સાથે વધેલો વધારો પાછો મળવાનો જેમને હક નથી એવા કોઈ હોય; જેમકે એક વીધવા ચાર બાપ તરફની દાદીઓ, અને ફકત એકજ માના પેટની છ બહેનો હોય; આ ઠેકાણે વધારો મળવામાંથી બાતલ થએલા સખસને વારસાનો તેણીનો હીસો આપવાની સાથે અનુકુળ આવે એવી રીતે આખી મીલકતના બની શકે તેટલા ઓછામાં ઓછા હીસા કરવા જોઈએ. એવા હીસા આ પ્રસંગે ચાર થાય છે. બાદ વીધવાએ તેણીનો હીસો લીધા પછી દાદીઓ અને અરધ રકતની બેહેનો વચ્ચે વેંહેચી આપવાના ફકત ત્રણજ હીસ્સા રહે છે; પણ દાદીઓનો હીસ્સો $\frac{૧}{૬}$ છે, અને અરધ રકતની બેહેનોનો હીસો $\frac{૧}{૩}$ છે, અને આ ઠેકાણે તેમને તેમના હીસા આપવાને માટે બાકીનાઓના છ ભાગ કરવા જોઈએ. પણ આ સંખ્યાનો છઠો અને ત્રીજો ભાગ ત્રણ થાય છે, જે ત્રણની સંખ્યા તેમના અંદર વેંહેચી આપવાની સંખ્યાને મળતી આવે છે; જે પઈકી અરધ રકતની બેહેનો બે ભાગ લેશે, અને દાદીઓ એક ભાગ લેશે. જો ફકત એકજ દાદી હોત; અને ફકત બેજ અરધ રકતની બેહેનો હોતતો બીજું કાંઈ જાદે કરવાપણું રહેત નહી કેમકે દાદીને $\frac{૧}{૩}$ મળત અને બે અરધ રકતની બહેનોને બાકીના $\frac{૨}{૩}$ મળત. પણ એ ખુલું છે કે બે હીસા અપુર્ણાંક વગર છ અરધ રકતની બેહેનો વચ્ચે વેંહેચી શકાય નહીં. તેમજ એક હીસ્સો અપુર્ણાંક ચાર બાપ તરફની દાદીઓ વચ્ચે વેહેચી શકાય નહી આ બાકીનાઓના કેટલા હીસ્સા કરવા તે શોધી કાઢવાને વેહેચણના સાતમા ધોરણનો આધાર લેવો જોઇએ. હીસ્સાઓ અને પ્રત્યેક હીસેદારો વચ્ચે શું પ્રમાણ છે તે પ્રથમ નકી કરવું જોઈએ. આ મુજબ ૨×૩=૬, જે સંખ્યાઓ સંયુકત છે અને તેમાં બે સાધારણ છે, અને ૧×૩=૪–૧ જે સંખ્યાએ અનવય વાંક છે, જેથી હીસેદારોના એક આખા તફાને બીજાના અડધા તફા સાથે સરખાવવો જોઈએ. આ મુજબ ૩=૪–૧ અ

ને આ પણ અનવયવાંક છે તેથી આ પઇકીની એક સંખ્યાએ ગુણવા જોઇએ. આ પ્રમાણે ૩×૪=૧૨ આ સંખ્યા શોધી કાઢ્યા બાદ તેને મુળ ભાગની સંખ્યાએ ગુણવા જોઇએ. આ પ્રમાણે ૪×૧૨=૪૮ જે પઇકી દાદીઓને બાર અથવા દરેકને ત્રણ ત્રણ ભાગ મળશે. કેમકે ૧૨:૪૮::૧:૪, અને અરધ રક્તની બહેનોને ચોવીસ અથવા દરેકને ચાર ચાર ભાગ મળશે. કેમકે ૨૪:૪૮::૨:૪ અને વીધવાને બાકીના બાર ભાગ મળશે. જો વધેલ વધારો મળવાને હકદાર સખસોના હીસાઓ એ વધારો મળવાને જે સખસ હકદાર નથી તે સખસનો હીસો બાદ કરતાં તેમને માટે બાકી રહેલા હીસાઓની સાથે મળતા ન આવે તો એટલે કે એક વીધવા, નવ દીકરીએ; અને છ બાપ તરફની દાદીઓ હોય તો વીધવાને તેણીનો હીસો આપવાની સાથે અનુકુળ આવે તેવી રીતે પ્રથમતો મીલકતના બની શકે તેટલા ઓછામાં ઓછા હીસા કરવા જોઇએ. એવા હીસા આ ઠેકાણે આઠ થાય છે. બાદ વીધવાએ પોતાનો હીશો લીધા પછી દીકરીઓ અને દાદીઓ વચે વેહેચી આપવાના સાંત ભાગ રહે છે; પણ દાદીઓનો હીસો $\frac{૧}{૬}$ છે, અને દીકરીઓનો $\frac{૨}{૩}$ છે; અને આ ઠેકાણે તેમને તેમના હીસા આપવાને માટે તેમના વચે વહેચી આપવાની મીલકતના છ ભાગ થવા જોઇએ, પણ આ સંખ્યાના $\frac{૧}{૬}$ અને $\frac{૨}{૩}$ પાંચની બરોબર થાય છે, જે પાંચનો સંખ્યા તેમના વચે વહેંચી આપવાની સંખ્યાની સથે મળતી આવતી નથી, આ પ્રસંગે નીયમ એછે કે વધારાના હકદારના હીસાઓની સંખ્યાને મીલકતના મુળ જેટલા ભાગ કરવાની જરૂર હતી. તેટલા ભાગની સંખ્યાએ ગુણવા જોઇએ. આ પ્રમાણે ૮×૫=૪૦, જે પઇકી વીધવા પાંચ ભાગ લેશે, દીકરીઓ ૨૮ ભાગ લેશે. અને દાદીઓ સાત લેશે, પણ એ ખુલું છે કે અપુરણાંક કરયા વગર ૨૮ નવ દીકરીઓ વચે વહેંચી શકાય નહી; તેમજ છ ખોટી દાદીઓ વચે વહેંચી શકાય નહી. આ શેષના કેટલા ભાગ કરવા જોઇએ તે શોધી કાઢવાને માટે વેહેંચણના છઠા ધોરણનો આધાર લેવો જોઇએ. પ્રથમનો પ્રત્યેક હીસેદારો અને હીસાઓની વચે શું પ્રમાણ છે તે નકી કરવું જોઇએ આ પ્રમાણે ૯×૩=૨૮-૧, ૬=૭-૧ જે બને અનવય વાંક છે તેથી હીસેદારોના એક તરફની આખી સંખ્યાને બીજા તરફની આખી સંખ્યા સાથે સરખાવવી જોઇએ, આ પ્રમાણે ૬=૯-૩. આ સંખ્યાઓ એક રાગી છે અથવા તેમાં ત્રણ સાધારણ છે તેથી નીયમ એછે કે એક સંખ્યાના ત્રીજા ભાગને બીજી આખી સંખ્યાએ ગુણવા જોઇએ, આ પ્રમાણે ૩×૬=૧૮; અને આ સંખ્યા કાઢયા પછી તેને પાછલા

પરીણામની સંખ્યાએ ગુણવા જોઈએ. આ પ્રમાણે ૪૦×૧૮=૭૨૦, જે પઈકી દીકરીઓ ૫૦૪ અથવા દરેક દીકરી ૫૬ ભાગ લેશે, કેમકે ૫૦૪:૭૨૦::૨૮:૪૦: દાદીઓ ૧૨૬ અથવા દરેક દાદી ૨૧ ભાગ લેશે, કેમકે ૧૨૬:૭૨૦::૭:૪૦ અને વિધવાને બાકીના નેવુ ભાગ મલશે.

---

## કલમ. ૯.

### સ્થાપિત વારસા.

સ્થાપિત વારસાની વાખ્યા.

૯૬ જયારે કોઈ શખ્સ વારસો મુકીને ગુજરી જાય છે. અને તે માંના કેટલાક વારસો મિલકતની કાંઈ પણ વેંહેચણ થતાં અગાઉ મરણ પામે છે ત્યારે પાછળ જીવતા રહેલા વારસોને વારસામાં સ્થાપિત હક હવાનું કહેવાય છે;

નિયમ.

આ પ્રસંગે નીયમ એ છે કે, પહેલા મરનારની મીલકતના તેના મરણ વખતે તેના જે જુદા જુદા વારસો જીવતા હોય, તેમના વચ્ચે ભાગ પાડવા. અને એમ ધારી લેવું કે તેમને પ્રતયેકને તે મુજબ ભાગ મળયા છે.

સદર

૯૭ બીજા મરનારની મીલકતના સંબંધમાં એજ રીતે કરવું, પણ તેમાં આટલો તફાવત કે પેહેલી વેહેચણ વખતે આ બીજો મરનાર જેટલા હીસ્સા મળવાને હકદાર હોય તે હીસ્સાની સંખ્યા, અને તેના તમાંમ વારસોનું બનાવવાને તેની મીલકતના જેટલા હીસ્સા પાડવાની જરૂર હોય તે હીસ્સાની સંખ્યા એ બે વચેનું પ્રમાંણ નકી કરવું જોઇએ

સદર

૯૮. જો પ્રમાંણ અનવય વાંક જણાય તો નીયમ એ છે કે, પેહેલી વેંહેચણના એકંદર અને આશામીવાર હીસ્સાઓને તે પછીની વહેંચણ વખતે મીલકતના જેટલા હીસ્સા કરવાની જરૂર હોય તેટલા હીસ્સાની આખી સંખ્યાએ ગુણવા જોઇએ, અને પાછલી વેંહેંચણ વખતના આશામીવાર હીસ્સાઓને મરનાર પેહેલી વહેંચણ વખતે જેટલા હીસ્સા મળવાને હકદાર હોય તેટલા હીસ્સાની સંખ્યાએ ગુણવા જોઇએ.

સદર

૯૯ જો પમાણ એકરાગી અથવા સંયુકત હોય તો નિયમ એ છે કે પેહેલી વેહેંચણના એકંદર અને આશામીવાર હીસ્સાઓને પછીની વેહેંચણ વખતે મીલકતના જેટલા હીસ્સા કરવાની જરૂર હોય તેટલા હીસ્સાની સંખ્યાના ભાજયાંક ગુણવા અને પછીની વેંહેંચણના આશામીવાર હીસ્સાઓને પહેલી વેહેંચણ વખતે મરનાર જેટલા હીસ્સા મળવાને હકદાર હોય તેટલા હીસ્સાની સંખ્યાના ભાજયાંક ગુણવા.

દાખલો.

૧૦૦ દાખલો હયોકે એક શખસ ગુજરી જાય છે. અને પાછળ (અ) નામની પોતાની બાયડી, (બ) તથા (ક) નામના પોતાના બે દીકરા, અને (ડ) તથા (ઇ) નામની પોતાની બે દીકરીઓને મુકી જાયં

છે. જે પઇકી (અ) અને (ડ) વેહેંચણ થતાં પેહેલાં ગુજરી ગયાં; તેમાં (અ) પોતાના માને મુકીને ગુજરી ગઇ અને (ડ) પોતાના વરને મુકીને મરી ગઇ.

પેહેલી વેહેંચણ વખતે મીલકતના અડતાળીસ હિસ્સા કરવા જોઇએ. જેની અંદરથી વીધવાને છ હીસ્સા મળશે, દરેક દીકરાને ચઉદ ચઉદ હીસ્સા મળશે, અને દરેક દીકરીને પાંચ પાંચ હીસ્સા મળશે. પોતાની મા અને ઉપર કહેલાં ચાર છોકરાં મુકીને વીધવા મરણ પામતાં, તેણીની મીલકતના પ્રથમતો છત્રીસ ભાગ કરવા જોઇએ, જેની અંદરથી માને છ ભાગ મળવાનો હક છે, અને દરેક દીકરાને દશ દસ ભાગ મળવાનો હક છે, અને દરેક દીકરીને પાંચ પાંચ ભાગ મળવાનો હક છે; પણ આ સ્થાપીક વારસાનો હીસ્સો છે તેથી પેહેલી વેહેંચણમાં તેણીને જેટલા હીસ્સા મળવાનો હક હતો તેટલા હીસ્સાની સંખ્યા, અને મીલકતના જેટલા હીસ્સા પાડવાની જરૂર છે તેટલા હીસ્સાની સંખ્યા વચેનું પ્રમાણ નકીકરવાની જરૂર પડેછે. આ પ્રમાણે ૬×૬=૩૬ જે સંખ્યાઓ એક રાગી છે. અથવા તેમાં ૬ સાધારણ છે, તેથી નીયમ એછે કે પેહેલી વહેંચણના એકંદર અને આશામીવાર હીસ્સાઓને છએ, અથવા બીજી વહેંચણ વખતે મીલકતનાજેટલા હીસ્સા કરવાની જરૂરછે તેટલા હીસ્સાની સંખ્યાના ભાગે ગુણવા. આ મુજબ ૪૮×૬=૨૮૮ અને ૧૪×૬=૮૪, અને ૭×૬=૪૨; પણ પેહેલી વેંહેચણ વખત મરનાર જેટલા હીસ્સાનો હકદાર હતો તેટલા હીસાની સંખ્યાનો ભાગ ફકત એક હોવાથી બીજી વેંહેચણના હીસાને તેથી ગુણવા એ નિર્થક છે પોતાના બે ભાઇ, પોતાની સગી બેહેન, અને વરને મુકીને એક દીકરી ગુજરી જતાં તેણીના મીલકતના પ્રથમ દસ ભાગ કરવા જોઇએ, જેપઇકી પાંચ ભાગ મળવાનો તેણીના ધણીનો હકછે,બબે ભાગ મળવાનો તેણીના ભાઇઓનોહક અને એકજ ભાગ મળવાનો તેણીની બેહેનનો હક છે, પણ આ સ્થાપિત વારસાનો હીસો હોવાથી પેહેલી વેંહેચણ વખતે જેટલા હીસા મળવાને તે હકદાર હતી તેટલા હીસાની સંખ્યા વચે પ્રમાણ નકી કરવાની જરૂર પડે છે. પણ આગળની વેંહેચણોમાં તેણીને ભાગે સુડતાલીસ હીસા આવ્યા (પાંચ બીજી વેંહેચણમાં અને બેતાલીસ પેહેલી વેહેચણમાં). આ પ્રમાણે ૧૦×૪=૪૭-૭, અને ૭-૧૦-૩, અને ૩=૭-૪ અને ૩=૪-૧ અને આ સંખ્યાઓ અનવયવાંક અથવા તેમાં એક સાધારણ છે, તેથી નિયમ એ છે કે, આગલી વેહેચણોના એકંદર અને આશામીવાર હીસાઓને દસે, અથવા બીજી વેહેચણ વખતે મિલકતના જેટલા હીસા કરવાની જરૂર છે તેટલા હીસાની આખી સંખ્યાએ ગુણવા. આ પ્ર

માણે ૨૮૮×૧૦=૨૮૮૦, અને ૮૪×૧૦=૮૪૦, અને ૪૨×૧૦=૪૨૦. અને ૬×૧૦=૬૦, અને ૧૦×૧૦=૧૦૦, અને ૫×૧૦=૫૦. પછી ત્રી જી વેંહેચણના હીસ્સાઓને મરનાર બેહેન આગલી વેંહેચણીમાં જેટલા હીસા મળવાને હકદાર હતા તેટલા હીસાની સંખ્યાએ ગુણવા જોઈએ આ મુજબ ૫×૪૭=૨૩૫, અને ૨×૪૭=૯૪, અને ૧×૪૭=૪૭. એ ટલા માટે ૨૮૮૦ હીસામાંથી (બ) દીકરાને ૮૪૦+૧૦૦+૯૪=૧૦૩૪ હીસ્સા મળશે; (ક) દીકરાને ૮૪૦ વતા ૧૦૦વતા૯૪=૧૦૩૪ હીસા મળશે, (ઈ) દીકરીને ૪૨૦ વતા ૫૦ વતા ૪૭=૫૧૭ હીસા મળશે; (અ)ની માને ૬૦ હીસા મળશે, અને [ડ] ના વરને ૨૩૫ હીસા મળશે.

## કલમ ૧૦

### જતા રહેલા સખસો અને સહ ગરભા મરી ગએલી સ્ત્રીને ચીરીને કાઢેલાં અથવા બાપ ગુજરી ગયા પછી જન્મે લાં છોકરાં વીશે.

*જતા રહેલા સખસો વિશે.*

૧૦૧ જતા રહેલા સખસની મીલકત નેવું વરસ સુધી અનામત રખાય છે. આ વચેના વખતમાં તેની મીલકતમાં વચમાં બીજાઓના ગુજરી જવાથી કાંઇ પણ વધારો થઈ શકતો નથી, તેમજ આ વચે ના વખતમાં કોઈ સખસ ગુજરી જાય તેને આ સખસની મીલકતમાંથી વારસો મળી સકતો નથી.

*કોઈ જતો રહે લો સખસ બી જાઓની સાથે સહ વારસ હોય ત્યારે.*

૧૦૨ જો કોઇ જતો રહેલો સખસ બીજાઓની સાથે સહ વારસ હોય અને જો સદરહુ જતો રહેલો સખસ જીવતો કે મરી ગએલો ગમે તેમ હોય તોપણ સદરહુ બીજા વારસોને વારસો મળવાનો હક હોય તો તે બીજા વારસોને સબંધે મીલકતની વેહેંચણ થશે. આ મ માણે કોઈ સખસ બે દીકરીઓ, એક જતો રહેલો દીકરો, અને આ જતા રહેલા દીકરાનો એક દીકરો અને એક દીકરી મુકીને ગુજરી ગયો હોય તો તે ઠેકાણે દીકરીઓને તરતજ મીલકતનો અડધ ભાગ મળશે કેમકે ગમે તેમ હોય તોપણ તેમને તેટલો હીશો મળવાનો હક છે; પણ પૌત્રોને કાંઇ પણ મળશે નહી કેમકે તેમનો બાપ જીવતો હો વાની ધારણાથી તેઓને અટકાવ થાય છે.

*દીકરા હોય અ ને પેટમાં બાળ ક હોય ત્યારે.*

૧૦૩ જયાં કોઇ સખસ પોતાની સ્ત્રીને ભારેવઈ મુકીને ગુજરી જાય અને તેને દીકરા હોય, ત્યારે પાછળથી કદાચ દીકરો જન્મે તેને સારૂ એક દીકરાનો હીશો રાખી મુકવો જોઈએ.

*પેટમાં બાળક હોય અને એવા વારસો હોય કે તે બાળક ન હો ય તોજ તેમને વારસો મળેત્યારે*

૧૦૪ જયાં કોઈ સખસ પોતાની સ્ત્રીને ભારેવઈ મુકીને ગુજરી જા ય, અને દીકરા ન હોય, પણ એવા બીજા સગાં હોય કે તેને પેટ કાંઈ પણ ફરજન ન હોય ત્યારેજ તેમને વારશો મળી શકે (જેમકે ભાઈ અથવા બેહેન હોય) ત્યાં મીલકતની તરત વેંહેચણ થતી નથી.

૧૦૫ પણ જો એ બીજા વારસો ગમે તેમ હોય તોપણ કાંઇક હીસો મળવાને હકદાર હોય, (એટલે બાળક ન હોય તો વધારે અને બાળક હોયતો ઓછો હીસો મળવાને હકદાર હોય, જેમકે મા હોય) તો મીલકતની વહેંચણ થશે અને માને છઠો ભાગ મળશે, જે ભાગ મળવાનો અવશ્ય તેનો હક છે, અને પછી જો બાળક જીવતુ ન જન્મે તો તેણીનો ભાગ વધારી ત્રીજો ભાગ કરી આપવામાં આવશે.

પેટમાં બાળક હો ય અને ગમે તેમાં હોય તોપણ વારસો મળવાનો હકદાર હોય એવા વારસો હોય ત્યારે.

## કલમ. ૧૧.

### સહ મરણ વિશે.

૧૦૬ જ્યાં બે અથવા વધારે સખસો એકજ વખતના અરસામાં એકા એક મરણ પામે અને કીયો પેહેલો મરી ગયો એ જાણવામાં ન હોય ત્યાં એક અભીપ્રાય પ્રમાણે એમ અનુમાન કરવામાં આવશે કે સઉથી નાહાનો છેલ્લો મરણ પામ્યો; પણ વધારે ચોકશ ચાલતા મત પ્રમાણે એમ અનુમાન કરવામાં આવશે કે તમામ સખસો એકજ વખતે મરણ પામ્યા અને મુળ માલીકની સાથે એકજ વખતે જે વ એના વારસો મરણ પામ્યા તે જાણે હતાજ નહી તેવી રીતે પાછળ જીવતા રહેલા વારસોમાં રહેલી મીલકતની વેંચણ થશે.*

બે અથવા વધારે સખસો એકજ વખતે એકાએક મરણ પામે ત્યારે વારસો મેળવવાના હક વિશેના નિયમ.

## કલમ. ૧૨.

### પુંજીના ભાગ પાડવા વિશે.

૧૦૭ જુદા જુદા વારસોને, જે હિસા મળવાનો હક છે તે હીસા નકી કરવા વીશેની હકીકત પાછળ કહી ગયા; પણ મિલકતના જેટલા હીસા પાડવા જોઈએ તેટલા હીસાની બરોબર સંખ્યા જ્યારે નકી થાય ત્યારે મીલકતની તારણની પુંજી આ સંખ્યાની સાથે બરોબર મળતી આવે એમ ભાગ્યેજ બને છે; એટલે કે, જો એમ માલમ પડે કે મીલકતના દસ અથવા પચાસ ભાગ કરવા તો એમ ભાગ્યેજ બને કે પુંજીનો અવેજ બરોબર દસ, અથવા પચાસ સોનાની મોહોરો કે

દાવા અને પુંજી વીશે.

* આ નીયમના દ્રષ્ટતમાં નીચેનો દાખલો આપ્યોછે(અ) (બ)અને(ક) એ દાદા. બાપ અને દીકરોછે. (અ) અને (બ) દરીએ મરણ પામે છે. પણ તેમના મોતની હકીકત જાણવામાં આવતી નથી. આ ઠેકાણે જો (અ)ને બીજા દીકરા હશે તો(ક) ને તેની મીલકતમાંથી બીલકુલ વારસો નહી મળે, કેમકે પ્રતીનિધિત્વનો હક કાયદો કબુલ કરતો નથી, અને દીકરા હોય તો દીકરાના દીકરાને વારસાનો હક પહોચતો નથી,

રૂપીઆ હોય; વારસોના જુદા જુદા તફા તથા આવા પ્રસંગે જે લે ણદારો હોય તેમના ચોકશ હિસા નકી કરવાને નીચે લખેલા નીયમો ઠરાવેલા.

પુંજીના ભાગ પાડવા વીશેના નીયમો.

૧૦૮. મીલકતના જેટલા હીસા કરવા જોઈએ તેની સંખ્યા તથા દરેક તફાના વારસોને કેટલા હિસા મળવાનો હક છે તે જ્યારે નકી થાય ત્યારે મિલકતના હીસાઓની સંખ્યાને પુંજીની સંખ્યાની સાથે સરખાવવી જોઈએ. જો આ સંખ્યાઓ એક બીજાની સાથે અનવય વાંક જણાયતો નિયમ એછે કે દરેક તફાના વારસોના હીસાને પુંજીની સંખ્યાએ ગુણવા અને જે ગુણાકાર આવે તેને મીલકતના જેટલા હીસા કરવાની જરૂર માલમ પડી હોય તેટલા હિસાના સંખ્યાએ ભાગવા. જેમકે એક માણુસ, એકવિધવા બે દીકરીઓ, અને એક કાકા મુકીને ગુજરી જાય છે, અને ૨૫ રૂપીઆની મીલકત મુકી જાય છે. આ ઠેકાણે મિલકતના મુળ ૨૪ ભાગ કરવા જોઇએ, જે પઈકી ૩ ભાગ વિધવાને મળવાનો હક છે, ૧૬ ભાગ દીકરીઓને મળવાનો હક છે; અને પાંચ ભાગ કાકાને મળવાનો હક છે. હવે મુકેલી મીલકતના શા શા હીસા મળવાનો આ વારસોનો હક છે તે નકી કરવામાં ઊપરનો નિયમ પાળવો જોઈએ. આ મુજબ ૩×૨૫=૭૫, અને ૧૬×૨૫=૪૦૦, અને ૫×૨૫=૧૨૫, પણ ૭૫÷૨૪=$૩\frac{૩}{૨૪}$, અને ૪૦૦÷૨૪=$૧૬\frac{૧૬}{૨૪}$, અને ૧૨૫÷૨૪=$૫\frac{૫}{૨૪}$.

જ્યાં સંખ્યાઓ અનવય વાંક હોય ત્યાં.

જ્યાં સંખ્યાઓ સંયુક્ત હોય ત્યાં.

૧૦૯ જોએ સંખ્યાઓ સંયુક્ત હોય તો નીયમ એ છે કે દરેક તફાના વારસોના હિસ્સાને પુંજીની સંખ્યાનાભાગાકારે ગુણવા. અને જે ગુણાકાર આવે તેને મિલકતના જેટલા ભાગ કરવાની જરૂર જણાઈ હોય તેટલા હિસ્સાની સંખ્યાના ભાગાકારે ભાગવા. જેમકે એક આદમી ઉપર પ્રમાણે વારસો મુકીને ગુજરી જાયછે. અને પચાસ રૂપીઆની મીલકત મુકી જાય છે હવે ૨૪ અને ૫૦ માં ૨ સાધારણ છે તેથી બને સંખ્યાઓનો ભાગાકાર અરધ છે. આ પ્રમાણે ૩×૨૫=૭૫, ૧૬×૨૫=૪૦૦, અને ૫×૨૫=૧૨૫, પણ ૭૫÷૧૨=$૬\frac{૩}{૧૨}$, ૪૦૦÷૧૨=$૩૩\frac{૪}{૧૨}$, અને ૧૨૫÷૧૨=$૧૦\frac{૫}{૧૨}$.

આશામીવારકી હીસાઓ વીશે.

૧૧૦. દરેક આશામીવાર વારસને પુંજીના કેટલા હિસા મળવાનો હક છે તે સંખ્યા નકી કરવી હોય તો એજ પ્રમાણે કરવું, પણ તેમાં એટલો તફાવત કે પુંજીની સંખ્યાને દરેક આશામીવાર વારસને ભાગે મુળ જે હીસ્સો આવ્યો હોય તે હિસ્સાની સાથે સરખાવવી, અને ઉપર પ્રમાણે ગુણાકાર ભાગાકાર કરવો. જેમકે ઊપરના દાખલામાં દરેક દીકરીનો મુળ હીસો ૮ હતો, અને ૮×૨૫=૨૦૦, અને ૨૦૦÷૧૨=$૧૬\frac{૮}{૧૨}$.

૧૧૧ લેહેણદારોમાં પુંજીના ભાગ પાડવામાં નીયમ એછે કે તેમના એકંદર લેહેણાની રકમ હોય તેટલા મીલકતના ભાગ પાડવા. અને દરેક લેહેણદારના દાવાની રકમ તેનો હીસો ગણવો, જેમકે, ધારો કે એક લેહેણદારનું લેહેણું ૧૬ રૂપીઆ છે બીજાનું ૫ રૂપીઆ છે, અને ત્રીજાનું ૩ રૂપીઆછે, અને દેણદારે ૨૧ રૂપીઆની મીલકત મુકીછે. (૧૦૯ મી ) રકમમાં બતાવેલી રીત પ્રમાણે કરતાં એમ માલમ પડશે કે જે લેણદારના ૧૬ રૂપીઆ દેવા છે તેને ૧૪ રૂપીઆ મળવાનો હક છે. ૫ રૂપીઆના લેહેણદારને ૪ રૂપીઆ ૬ આના મળવાનો હક છે, અને ૩ રૂપીઆના લેહેણદારને ૨ રૂપીઆ ૧૦ આના મળવાનો હક છે. લેહેણદારોના ભાગ પાડવા બાબત

---

## કલમ ૧૩

### વેહેંચણ વિશે.

૧૧૨. જ્યાં બે સખસો તેમને વારસમા મળેલી મીલકતની વેહેંચણ કરવા માગે ત્યાં વેહેંચણ કરવી; અને જ્યાં એક વારસ વેહેંચણ કરાવા માગે ત્યાં પણ જો મીલકતના ઉપયેગી પણામાં નુકશાન પહોચ્યા વગર તેના ભાગ થઇ શકતા હોયતો વેહેંચણ કરવી. મીલકત જ્યાં એકઅથવા વધારે વારસોની મરજીથીવારસોમાં બીનહરકત વેહેંચી શકાય તેમ હોય ત્યાં.

૧૧૩. જ્યાં મીલકતના જુદા જુદા ભાગને નુકશાન પહોચ્યા વગર તેના ભાગ પડી શકતા ન હોય ત્યાં તમામ સહ વારસોની સંમતિ લેવી જોઈએ; વળી જ્યાં મીલકતમાં જુદીજુદી જાતનીચીજો હોય ત્યાં પણ એજ રીતે કરવું જોઈએ. બીજા પ્રસંગે તમામની સમતી વગર વેંહેચણ થઈ શકે નહીં

૧૧૪. જ્યાં મીલકતમાં રોકડ ન હોય ત્યાં વેહેંચણ કરતી વખતે સહવારસોના હીસા મુજબ મીલકતના કેટલાક જુદા જુદા હીસા પાડવા; દરેક હીસાની કીમત ઠેરવવી, અને પછી ચીઠીઓ નાંખવી. વેંહેચણનીરીત

૧૧૫. વેહેંચણની બીજી સાધારણ રીત ઉપભોગથીછે, જ્યાં દરેક વારસ વારા ફરતી એ મીલકતના ઉપયોગ અને લાભનો ઉપભોગ કરે છે; પણ આ રીત ખરેખરી વેહેંચણથી ઉતરતા દરજાની છે, અને જ્યાં એક સહવારસ ભાગ પાડવાની માગણી કરે, અને બીજો ફકત ઉપભોગથી વેહેંચણ કરવાની માગણી કરેતો જ્યાં બની આવે એવે દરેક પ્રસંગે પેહેલી માગણી વધારે પસંદ કરવા જેવી છે. ઉપભોગથી વેંહેચણ

---

# प्रकर २ जुं.

## ઈમામીય, અથવા શીયા શાળા સંપ્રદાય પ્રમાણે ઊતરાધિકાર વિશે.

ઉતરાધીકારના ત્રણ ઉત્પતીસ્થાન

૧. આ શાળા સંપ્રદાય પ્રમાણે ઉતરાધિકારના હકના ત્રણ જુદા જુદા ઉત્પતી સ્થાન છે.

કીયા કીયા

૨. (૧)લું એક રકત સબંધ. (૨) જુ લગન સબંધ. (૩) જુ "વિળા"*

એક રકતનાવારસેની ત્રણ પાયરીઓ છે.

૩. એક રકત સબંધથી જેમને ઉતરાધીકારનો હક છે તેના વારસોની ત્રણ પાયરીઓ છે; અને જયાં સુધી પેહેલી પાયરીનુ કોઈ પણ હોય, પછી ગમેતો તે ઓરત હોય, ત્યાં સુધી બીજી પાયરીના કોઇને વારસો મળી શકતો નથી; અને જયાં સુધી બીજી પયરીનું કોઈ પણ હોય ત્યાં સુધી ત્રીજી પાયરીના કોઇને વારસો મળી શકતો નથી.

પેહેલી પાયરીના વારસો કીયા

૪. પેહેલી પાયરીમાં મા બાપ, અને ફરજંદો અને ફરજંદોના ફરજંદો ગમે તેટલી ઉતરતી પેઢીએ, આવે છે અને તેમાં પાસેના વારસો વેગળાના વારસેને વારસામાંથી બાતલ કરે છે. બંને મા બાપોને અથવા તેમાનાં એક જણને મરનારના બચ્ચાની, બચ્ચાના બચ્ચાની અથવા તેના બચ્ચાની સાથે વારસો મળવાનો હકછે; પણ બચ્ચાના બચ્ચાને બચ્ચાની સાથે વારસો મળવાનો હક નથી, તેમજ બચ્ચાના બચ્ચાના બચ્ચાને બચ્ચાના બચ્ચાની સાથે વારસો મળવાનો હક નથી.

તેમના પરસ્પર સબંધે હકો

વિભાગ

૫ આ પાયરીના બે વર્ગ છે; (૧) મુળીઆ જે નીયમીત છે, અને (૨) ડાળીઓ જે અનીયમીત છે. પેહેલા વરગમાં માબાપ છે. જેમની તરફથી તેમના મા બાપ પ્રતીનીધી થઈ શકતા નથી; બીજા વર્ગમાં છોકરાં છે, જેમની તરફથી તેમનાં છોકરાં પ્રતીનીધી થાય છે. એક વર્ગનો આશામી બીજા વરગના આશામીને બાતલ કરતો નથી, પછી મરનારની સાથે તેનુ સગપણ વધારે નજદીકનું હોય તેની ચીંતા નહી; પણ બંને વરગના આદમીઓ એક બીજાને તેમના નીકટપણાના પ્રમાણુમાં વારસામાંથી બાતલ કરે છે.

---

*'વિળા' એ શબ્દ મુકત થયેલા ગુલામ અને તેને મુકત કરનારની વચે અથવા બે સખસો જેઓ એક બીજાનો વારસ થવાની પરસ્પર પઠણ કરે છે તેમની વચે જે કાયદાસર સંબંધ રહેલો છે તેને લાગુ પડે છે.

**છોકરાની સાથે રહેવારસો વીશે**

૬ મા બાપ, અથવા ધણી ધણીઆણી શીવાય કોઈ દાવાદાર નેફરજંદોની સાથે વારસો લેવાનો હક નથી.

**દીકરાના અને દીકરીના ફરજન વીશે**

૭ દીકરાના ફરજંદો દીકરાનો હીસ્સો લેછે. અને દીકરીઓના ફરજંદો દીકરીઓના હીસ્સા લે છે; પછી તે ગમે તેટલી ઉતરતી પેઢીએ હોય.

**બીજી પાયરી વિશે.**

૮ બીજી પાયરીમાં દાદો, દાદી અને બીજા પુરવજો અને ભાઇઓ અને બેહેનો, અને તેમના વંશજ ગમે તેટલી ઉતરતી પેઢીના હોય તે આવે છે; અને તેમાં પાસેનાં સગાં વેગળાના સગાંને બાતલ કરે છે. વડો દાદો, દાદા અથવા દાદીની સાથે વારસો લઈ શકતો નથી; અને ભાઈનો દીકરો ભાઈ અથવા બેહેનની સાથે વારસો લેઈ શકતો નથી; અને ભાઇનો પૌત્ર ભાઈના દીકરા, અથવા બેહેનના દીકરાની સાથે વારસો લેઈ શકતો નથી.

**તેમના પરસ્પર સબંધે હક**

**વિભાગ.**

૯ આ પાયરીના પણ બે વરગ છે; મા બાપના મા બાપ તથા બીજા પુરવજો. અને ભાઈઓ તથા તેમના વંશજ. આ બંને વરગો અનીયમીત છે, અને ચઢતી તથા ઉતરતી પેઢીએ તેમના વારસો ઘણા વધી શકે છે. મરનારની સાથે પોતાનું સગપણ વધારે પાસેનું હોય તોપણ એક વરગનો આશામી બીજા વરગના આશામીને બાતલ કરતો નથી; પણ બંને વરગના આશામીઓ તેમના નીકટપણાના પ્રમાણમાં એક બીજાને બાતલ કરે છે.

**ત્રીજી પાયરી વિશે.**

૧૦ ત્રીજી પાયરીમાં કાકા અને મામા તથા ફોઈઓ, માસીઓ અને તેમના વંસજ આવે છે; અને તેમાં પસેનાં સગાં વેગળાના સગાને બાતલ કરેછે. કાકાના દીકરાને કાકાની અથવા ફોઈની સાથે વારસો લેવાનો હક નથી, તેમજ મામાના દીકરાને મામાની અથવા માસીની સાથે વારસો લેવાનો હક નથી.

**તેમના પરસ્પર સબંધે હક.**

**વિશેષ નિયમ**

૧૧ આ પાયરીની ચઢતી તથા ઉતરતી પેઢીએ હદ નથી; અને તેમના વારસો (પ્રતીનીધીઓ) હદ વગર વધારી સકાય છે. પણ જ્યાં સુધી પુર્ણ રકતની એક ફોઈ અથવા માશી, કાકા, અથવા મામો હોય ત્યાં સુધી તેમના વંશજોને વારસો મળી શકતો નથી. કાકા, મામા, ફોઈઓ, તથા માશીઓ એકઠા વારસો લેછે. હેરમાઈ કાકો સગા કાકાથી બાતલ થાય છે; અને પુર્ણરકતના કાકાનો દીકરો અર્ધરકતના કાકાને બાતલ કરે છે.

**ત્રીજી પાયરીના બીજા વારસોક્રીયા કીયા,**

૧૨ ઉપર જણાવેલા તમામ વારસોમાંથી કોઇજ ન હોયતો બાપ તથા માના કાકા, મામા, ફોઈઓ તથા માશીઓને વારસો મળે છે; અને તેમાંનું કોઇ ન હોયતો ગમે તેટલી આઘી પેઢી સુધી મરનારની

સાથે નીકટ પણાના સબંધ પ્રમાણે તેમનાં વંશનાને વારસો મળે છે અને આ વારસેમાંનું કોઈ ન હોયતો માબાપના માબાપોના તથા તેના માબાપોના કાકા, મામા, ફોઈઓ તથા માશીઓને મરનારની સાથે તેમના નીકટપણાના સબંધ પ્રમાણે વારસો મળે છે.

અરધ અને પુરણ રકત સબંધી સામાન્ય નીયમ.

૧૩ એ સામાન્ય નીયમ છે કે પુર્ણ રકતના આશામીઓ હોયતો તેજ દરજાના અરધ રકતના આશામીઓનો હક પોહોચતો નથી; પણ આ નીયમ જુદા જુદા દરજજાના આશામીઓને લાગુ પડતો નથી. દાખલો કે, પુર્ણ રકતનો ભાઇ અથવા બેહેન હોય તો અરધ રકતના ભાઈ અથવા બેહેનનો હક પોચતો નથી. પરંતુ પુર્ણ રકતના ભાઈનો દીકરો હોય તો તેથી અરધ રકતનો ભાઈ બાતલ થઇ શકતો નથી કેમકે તેમનો દરજો જુદો જુદો છે, પણ જો અરધ રકતના ભાઈનો દીકરો હશે તો તે બાતલ થશે, કેમકે તેનો દરજજો એકજ છે. તેવીજ રીતે પુર્ણ રકતનો કાકો અથવા મામો હોય તો તેથી અરધ રકતનો ભાઈ બાતલ થતો નથી; પણ અરધ રકતનો કાકો અથવા મામો બાતલ થશે.

વીશેષ નીયમો

૧૪ પુર્ણ રકતવાળાઓથી અરધ રકતવાળા બાતલ થાય છે. એ એ ધોરણ આજુ બાજુના સગામાં પણ એકજ દરજાવાળાને લાગુ પડે છે; જેમકે, સામાન્ય રીતે પુર્ણ રકતના કાકાનો દીકરો તથા દીકરીથી તેનો અરધ રકતનો કાકો, મામો, ફોઈ, અથવા માશી બાતલ થતી નથી પરંતુ જો પુર્ણ રકતના કાકાનો દીકરો હોય અને હોરમી કાકાનો દીકરો હોયતો એ હોરમી કાકાનો દીકરો સગા કાકાના દીકરાથી બાતલ થશે.

સગપણની બાજુઓ જુદી જુદી હોયતેવેપ્રસંગે વીશે નીયમ.

૧૫ આ બાતલ કરવા બાબતનો નીયમ મરનારની સાથે જુદી જુદી બાજુનું સગપણ ધરાવનાર કાકા, મામા, ફોઈઓ તથા માશીઓને લાગુ થતો નથી; જેમકે પુર્ણ રકતનો કાકો અથવા ફોઈ હોય તો અરધ રકતનો મામો અથવા માશી બાતલ થતી નથી; પણ પુરણ રકતનો કાકો અથવા ફોઈ હોયતો અરધ રકતનો કાકો અથવા ફોઈ બાતલ થાય છે, અને તેવીજ રીતે પુરણ રકતનો મામો અથવા માશી હોય તો અરધ રકતનો મામો અથવા માશી બાતલ થાય છે.

જયારે બાજુઓ જુદી જુદી હોય ત્યારે વીશેષનીયમ.

૧૬ જો કોઇ માણસ અરધ રકતનો કાકો, અને પુરણ રકતની માશી મુકીને મરી જાય તો કાકાને તે બાપની તરફથી હક રાખે છે તેથી ૢ મળશે, અને માશીને તે માની તરફથી હક રાખે છે તેથી ૢ મળશે, કેમકે મા બાપ વચે એ મીલકતની વેહેંચણ થઈ હોતતો એટલે કે, કાકા અને માશીને બદલે તે હકદાર હોતતો મીલકતના એ પ્રમાણમાં ભાગ પડત.

૧૭ એકજ મા બાપથી સગાઈ ધરાવનાર હોયતો ફકત એકજ માથી સગાઇ ધરાવનારનો હક પોહોચતો નથી એ સામાન્ય નિયમ જે આશામીઓનો કાયદેસર હીસ્સો મુકરર થયેલો છે તેમની બાબતમાં અમલ કરી સકતો નથી. — અર્ધે રકતવાળાને બાતલ કરવા સબંધી બીજો નિયમ

૧૮ જો કોઈ માણસ એક સગી બેહેન અને એક આંગળીઆટ બેહેન મુકીને ગુજરી જાયતો એ સગી બેહેનને અડધી મીલકત મળશે અને એ આંગળીઆટને એક છઠ્ઠાંઉંસ મળશે; બાકી રહેલી મીલકત પાછી સગી બેહેનને મળશે; અને જો એકથી વધારે આંગળીઆટ બેહેનો હોયતો તેમની બંનેની વચ્ચે એક ત્રતીઆંઉસ મળશે, અને બાકીના બે ત્રતીઆંઉસ સગી બેહેનને પ્રાપ્ત થશે. — આંગળીઆટ તથા હોરમાઈબેહેનો વીશે

૧૯ જયાં બે વારસો હોય, અને તેમાંના એકની સાથે બેવડી સગાઇ હોય; જેમકે જો કોઈ માણસ મામો, તથા કાકા મુકીને ગુજરી જાય અને તે કાકો પણ મામો* થતો હોય તો પેલા મામાને એક ત્રતીઆંસ મળશે. અને કાકાને બે ત્રતીઆંસ મળશે, અને તે ઉપરાંત વળી મામાને જે ત્રીજો ભાગ મળયો તેનો અરધ ભાગ મળશે; આ પ્રમાણે બધું મળીને તેને પાંચ છસ્ટમાંઉસ મળશે, અને પેલા મામાને ફકત એક છસ્ટાંઉસ મળશે. — બેવડી સગાઈ હોય તેવે પ્રસંગે નિયમ

૨૦ બીજુ, જેઓ લગ્નથી ઉતરાધીકારનો હક રાખે છે તે ધણીધણીઆણી છે, કે જે બનતાં સુધી કદી બાતલ થઈ શકતા નથી; અને તેમના હીસ્સા જો છોકરાં ન હોય તો વરને અરધ ભાગ મળેછે, અને વહુને ચોથો ભાગ મળે છે; અને જો છોકરાં હોય તો વરને ચોથો ભાગ મળેછે અને વહુને આઠમો ભાગ મળે છે. — લગનથી દાવો રાખનાર વીશે

૨૧. જયાં કોઈ સ્ત્રી બીજુ કાંઇ પણ વારસ મુકયા વગર ગુજરી જાય તેવે પ્રસંગે તેણાની તમામ મીલકત તેણાના વરને મળે છે; અને જો પોતાની ઓરત શિવાય બીજું કાંઇ પણ વારસ મુકયા વગર ધણી મરી જાય તો તે ઓરતને તેના ધણીની મીલકતનો ફકત ચોથો ભાગ મળવાનો હક છે, અને બાકીના ત્રણ ભાગ સરકાર તીજોરી દાખલ થશે. — ધણીધણીઆણીના ઉત્તરાધિકાર વીશે

* એકજ સખસ કાકો તથા મામો બંને નીચે પ્રમાણે થઈ શકે છે; (અ) ને બીજી સ્ત્રીથી (ક) દીકરો થએલો હોય ને તે બીજા ધણીથી થએલી (ડ) દીકરી વાળી (બ) સ્ત્રી સાથે લગ્ન કરે છે. પછી (ક) અને (ડ) પરણે અને તેમને (ઈ) દીકરો થાય, અને (અ) તથા (બ)ને [એફ] દીકરો થાય, ત્યારે (એફ) (ઈ)નો કાકો તથા મામો બંને થાય. તેવીજ રીતે કોઈ સખસને હોરમાઈ ભાઈ અને આંગળીઆટ બેહેન હશે તો તેમના લગનથી થએલા ફરજંદનો અવસ્ય તે કાકો તથા મામો બંને થશે.

લગન થયા પછી ઓરત તથા મરદનો ધણીધણીઆણી દાખલ સંગ થયો ન હોય તેવે પ્રસંગે નિયમ

૨૨. જો કોઈ માંદો માણસ પરણે અને, પરણ્યા પછી પોતાની ઓરત સાથે ધણી ધણીઆણી દાખલ સંગ થયા પહેલાં એ મંદવાડથી મરણ પામે તો તેની ઓરતને તેની મીલકતનો વારસો મળશે નહી તેમજ એવી રીતે જો તેની ઓરત તેના પેહેલી ગુજરી જશે તો તેણીની મીલકતનો વારસો તેને મળશે નહી. પણ જો કોઈ માંદી સ્ત્રી પરણશે, અને તેની પેહેલાં તેનો ધણી ગુજરી જશે તો તેણીને તેના ધણીની મીલકતનો વારસો મળશે, પછી ગમે તો લગન થયા પછી ધણી ધણીઆણી દાખલ તેમનો સંગ થયો હશે કે નહી, તથા તે મંદવાડમાંથી તે ઓરત સારી થઈ હશે કે નહી તેની ચીંતા નહી.

મરણ શય્યા ઉપર તિલાક આપી હોય તેવે પ્રસંગે નિયમ.

૨૩ જો કોઈ માણસ પોતાની મરણ શય્યા ઉપર પોતાની ઓરતને તિલ્લાક આપે, અને એ મંદવાડથી તીલ્લાક આપ્યા પછી એક વરસની અંદર તે ગુજરી જાય તો તે ઓરતને વારસો મળશે, પણ જો એક વરસ ઉપરાંત તે જીવશે તો તેવી રીતે વારસો નહીં મળે.

અને પાછી ફરી શકે એવી તિલાક વીશે.

૨૪ પાછી ફરી શકે એટલે રદ થઈ શકે એવી તીલ્લાક આપી હોય અને જો ધણી તેની ઓરતની અજમાએસની મુદતની અંદર મરી જાય. અથવા ઓરત તે મુદતની અંદર મરી જાય તો તેમને પરસ્પર એક બીજાની મીલકતનો વારસો મળવાનો હક છે.

અને રીત વિરૂધ લ વીશે.

૨૫ બીજાની વસ્તુનો ઊપયોગ કરવાના હકથી થએલા, અથવા થોડી મુદતના પરણ્યતથી થએલી ઓરતને વારસો મળવાનો હક નથી.

'વીલા'ના હકથી દાવો રાખનાર વીશે.

૨૬ વીજુ, જેમને 'વીલા'ના હકથી ઉતરાધીકાર હોય તેઓ પણ જ્યાં સુધી એક લોહીની સગાઈથી અથવા લગનથી દાવો રાખનાર કોઇ પણ હોય ત્યાં સુધી આ લોકોને કદી વારસો મળે નહી.

'વીલા'ના બે પ્રકાર.

૨૭ 'વીલા' બે પ્રકારની છે, એકતો ગુલામગીરીમાંથી છોડવવાથી ઉતપન થએલી હોય કે જ્યાં છુટકો કરાવનારને તેના કાર્યથી વારસાનો હક મળે છે; અને બીજી એક બીજાની અરસપરસ બોલીથી ઉતપન થાય છે કે જ્યાં બે સખસોએ એક બીજાના વારસ થવાની અરસ્પરસથી બોલી કરી હોય.

પેહેલા પ્રકારવાળાનો અધીક હક છે.

૨૮ પેહેલા પ્રકારના દાવાદારો હોય તો બીજા પ્રકારવાળાનો હક પોહોચતો નથી.

બાતલ કરવા વીશે સામાન્ય નિયમો

૨૯ આ પંથ પ્રમાણે બાતલ કરવાના નીયમો સનમારગી મતમાં આવેલા નીયમો જેવાજ છે, પણ તેમાં એટલો તફાવત છે કે મરદ અને ઓરત જાતીના સગાંઓ વચે કાંઈ ભેદ નથી. જેમકે, દીકરી હોય તો દીકરાના દીકરાનો હક પોહોચતો નથી, અને મામો હોયતો બાપના કાકાનો હક પોહોચતો નથી, પરંતુ સનમાર્ગી મત પ્રમાણે આવે પ્રસંગે દીકરીને ફકત અરધ ભાગ મળશે; અને બાપનો કાકો હશે તો

મામાનો હક બીલકુલ પોહોચશે નહી.

૩૦ પ્રજા ધર્મ ભેદ વારસો થલવવામાં આડ કરતો નથી, અને મનુષવધ વ્યાજબી ઠરે એવું કે અકસ્માત હોયતો વારસામાંથી બાતલ કરી શકતું નથી. પણ જો આગમચથી વીચાર કરીને મનુષ વધ કરેલુ હોય તો વારસામાંથી બાતલ કરવામાં આવે છે.

પ્રજા ધરમ ભેદથી બાતલથવાનું નથી, તેમજ મનુષ વધસ્વછંદી ન હોય તો બાતલકરતું નથી.

૩૧ મીલકતના જેટલા કાયદેસર હીસ્સા પાડવાની જરૂર છે તેટલા હીસા અપુરણાંક વગર તમામ વારસોનું પતાવવાને બસ ન માલમ પડે તો તે હીસ્સાની સંખ્યા વધારી શકાતી નથી. આવે પ્રસંગે જે વારસને, અમુક કેફીઅતે, કાયદેસર હીસ્સો મળવાનો હક ન રહી સકતો હોય તેવા વારસના હીસ્સામાંથી, અથવા જે વારસનો હીસ્સો કમી થઇ સકતો હોય તેવા વારસના હીસ્સામાંથી પ્રમાણસર કપાત કરવી જોઈએ. જેમકે ધણી, દીકરી. અને મા બાપની બાબતમાં મીલકતના બાર ભાગ કરવા જોઈએ. જેમાંના ત્રણ એટલે મીલકતનો ચોથો ભાગ ધણીને મળવાનો હક છે; મા બાપને મીલકતના બે છઠાંઉસ અથવા ચાર ભાગ મળવાનો હક છે, અને દીકરીને અરધ મળવાનો હક છે; પણ અરધમા જે ભાગ તેણીને મળવા જોઈએ તેને બદલે તેણીને ફકત પાંચ ભાગ રહે છે આ પ્રસંગે સનમારગી મત પ્રમાણે દીકરીને તેના છ ભાગ આપવાને માટે મીલકતના તેર ભાગ કરવામાં આવત; પણ ઇમામીય સંપ્રદાય પ્રમાણે દીકરીએ તેને ભાગે જે પાંચ હીસ્સા બાકી રહે છે તેટલાથીજ સંતોશ પામવું જોઈએ, કેમકે કેટલેક પ્રસંગે કાયદેસર હીસ્સેદાર દાખલ તેણીનો હક નાબુદ થઈ શકે છે; કેમકે જો દીકરો હોતતો દીકરીને કાંઇ ચોકસ હીસ્સો મળવાનો હક રહેત નહી, અને તે શેષાધીકારી થાત, કેમકે કોઈ પણ કેફીયતે ધણી કે મા બાપનો કાયદેસર હીસ્સો મળવાનો હક જતો નથી.

હિસ્સાની સંખ્યા વધારવા બાબતનો મત સ્વીકારવામાંઆવતો નથી.

દાખલો.

૩૨ જયાં પુંજી વારસોની સંખ્યાથી વધારે હોય તો એ વધારો પાછો વારસોને મળે છે. એ વધારામાં ધણીને હીસ્સો મળવાનો હક છે, પણ ઓરતને નથી. જો ભાંડુઓ હોય તો માને પણ આ વધારામાં હીસ્સો મળવાનો હક નથી; અને જો કોઈ બેવડો સગાઇવાળું આદમી હોયતો વધારો કેવળ આ આદમીનેજ મળે છે.

પાછુ મળવા વીશે.

૩૩ મીલકતની વેંહેચણ કરતી વખતે મોટો દીકરો જો લાયક હોયતો તેને પોતાના બાપની તલવાર, કોરાન તથા તેના બાપને પેહેરવાનો પોશાક તથા તેની વીટી મળવાનો હક છે.

જયેષ્ઠત્વના હક વીશે,

# પ્રકરણ ૩ જું.

## વેચાણ વીશે.

વેચાણની વ્યાખ્યા,

૧ વેચાણ એટલે અરસ પરસની ઈછા પુર્વક એક મીલકતનો બીજી મીલકત* સાથે અદલો બદલો.

કવી રીતે થાય છે.

૨ વેચાણનો કરાર પક્ષકારોના સ્પષ્ટ કબુલતથી અરસ્પરસની સોંપ રતથી થાય છે.

તેની ચાર જાતો

૩ વેચાણ ચાર જાતનું છે; (૧) માલે માલનો અદલો બદલો, (૨) પઈશાએ પઈશાનો અદલો બદલો, (૩) માલ વાસ્તે નાણું આપવાથી, અને પઈશા બદલ માલનો અદલો બદલો; આ ચોથા પ્રકારનું વેચાણ આ જાતના કરારની ઘણીજ સાધારણ જાત છે.

તેના ચાર પ્રકાર

૪ વેચાણ સરત વીગરનાં, સરતી, અપુર્ણ, અથવા નિરથક હોયછે.

સરત વગરના વેચાણ વીશે,

૫ સરત વગરનું વેચાણ એકે જે કાંઇ કાયદેસર હરકત નહી હોવાથી તુરત અમલમાં આવે છે.

સરતી વેચાણ વીશે.

૬ સરતી વેચાણ એકે જે માલીકની સંમતીથી અટકાવી શકાય છે, અથવા (જો માલીક નાની ઉમરનો હોય) તો તેના વાલીની સંમતીથી અટકાવી શકાય છે, અને જે કરવામાં કાયદેસર હરકત આવતી નથી, અને જે વેચાણ પુરણ થવાને આ સંમતી શીવાય બીજી શરતની જરૂર નથી.

અપુરણ વેચાણ વીશે

૭ અપુર્ણ વેચાણ એટલે જે વેચાણ કબજો મળેથી અમલમાં આવે છે, કેમકે કબજો મળેથી કાયદેસર ખામી દુર થાય છે.

નીરથક વેચાણ વીશે

૮ નિરથક વેચાણ એકે જેનો કદી અમલ થઈ શકતો નથી; આ વેચાણમાં એક બીજાની સામ સામી આવેલી ચીજો, અથવા તેમાંની એક કોઈ પણ કાયદેસર કીમત વગરની હોવાથી કરાર ખાલી છે.

અવેજ વીશે

૯ અવેજમાં વેચનાર તથા લેનાર કબુલ રાખે તેવી કાયદેસર કીમતવાળી ગમે તેવી ચીજો આપી શકે; અને મીલકત ખરીદ ભાવથી અથવા ખરીદ ભાવથી વધારે અથવા ઓછી કીમતથી વેચી શકાય.

પક્ષકારો વીશે

૧૦ એ જરૂરી છે કે હરેક વેચાણના કરારમાં બે પક્ષકારો હોવા જોઈએ, પણ જયાં વેચનાર તથા લેનાર બંને તરફથી એકજ આડતીઓ હોય. અથવા જયાં બાપ અથવા વાલી નાહાની ઉમરનાની તરફ

---

* યાદ—મુસલમાની કાયદામાં વેચાણ એ શબ્દમાં અદલા બદલાનો તથા કરજે આપેલી ચીજનો પણ સમાસ થાય છે. પણ તે કયારે કે જયારે ધીરેલી ચીજો વાપરવામા લેવાના ઈરાદાથી આપેલી હોય, અને ધીરનારને એજ જાતની એટલીજ પાછી આપવાની હોય-વેચાણ વીશે બેઈલીનો મેહોમેડન લાહ, પ્રસ્તાવના પા૦ ૪૧

થી વેચાણ કરતો હોય. અથવા જ્યાં ગુલામ પોતાના માલીકની પર
વાનગીથી પોતાની સ્વતંત્રતા ખરીદ કરતો હોય તે ઠેકાણે એ પ્રમાણે
બે પક્ષકારો હોવાની જરૂર નથી.

૧૧ કરાર કરનાર પક્ષકારોને તેઓ જે કરાર કરે છે તેની જવાબ
દારીની સમજ હોયતો બસ છે. અને નાહાની ઉમરનો તેના વાલીની સ
મતીથી અથવા દીવાનો તેના ડાહાપણના દરમ્યાન વખતમાં કરારના પ
ક્ષકાર થઇ શકે છે.

કોણ કરાર કરી શકે

૧૨ માલે માલના અદલ બદલમાં, અથવા નાણે નાણાંના અદલા
બદલામાં વાયદે આપલે કરવાનો કરાર કરવો એ ગેર કાયદેસર છે; પણ
માલ સાથે નાણાના બદલામાં, અથવા નાણું સાથે માલના બદલામાં
આ પ્રમાણે વાયદો કરવાને હરકત નથી.

આપવામાં વાયદે કરવો એ ગેર કાયદેસર છે

અપવાદ

૧૩ વેચાણના દરેક કરારના વાસ્તવીક પણામાં એ એક અવસ્ય
જરૂરની બાબત છે કે અવેજ આવેથી વેચાણનો વિષય એટલો નીશ્ચીત
હોવો જોઇએ કે કરાર કરનાર પક્ષકારોને અર્થ વીશે આયંદે કાંઇજ
વાંધો ઉઠી શકે નહી.

નિશ્ચય પણું જરૂરનું છે.

૧૪ વળી એ પણ અવસ્ય જરૂરનું છે કે કરારની બાબત કબુલ કર
તી વખતે ખરે ખરી હયાતીમાં હોવી જોઇએ, અથવા તુરતકે મુકરર ક
રેલી કોઇ આગળની મુદતે તે આપી શકાય તેવી હોવી જોઇએ.

બીજી જરૂરીસરતો.

૧૫ નાણે નાણાના બદલામાં અથવા માલે માલના બદલામાં
જો એક બીજાના સામ સામી મુકેલી ચીજો સરખા પ્રકારની હોયતો
તેના મહત્વ અથવા પરીણામની બાબતમાં સરખાઇ અવસ્ય જરૂરની
સરત છે.

સરખાપણાની કયારે જરૂર

૧૬ બેમાંથી કોઇ પક્ષકારને લાભ કરતા કોઇ વિજાતીય સરતનો. અ
થવા આગળ ઊપર તકરાર થાય એવા અનીશ્ચીત પણાનો કરાર કર
વો એ કાયદા વીરૂધ છે; પણ જો એ વીજાતીય સરત ખરેખર બજાવવા
માં આવે અથવા અનીશ્ચીત પણું દુર કરવામાં આવે તો એ કરાર
સાબુત રહેશે,

ગેર કાયદેસર સરતો

૧૭ કરાર તોડવાની છુટ રાખવાની બોલી કરવી એ કાયદેસર છે,
પણ કરેલી બોલીની મુદત ત્રણ દીવસથી જાસ્તી ન હોવી જોઇએ.

પસંદ કરવાની છુટ વીશે

૧૮ જ્યારે વાયદે આપવાની બોલી હોય ત્યારે વાયદાની મુદત મુ
કરર હોવી જોઇએ, પણ જે બનાવ બન્યા વગરતો રહેવાનો નજ હો
ય પરંતુ તે બનાવની મુદત અનિશ્ચીત ન હોય એવા બનાવનો વા
યદો થઇ શકે નહી. જેમકે પવન વાય ત્યાં સુધીનો અથવા વરસાદ
આવે ત્યાં સુધીનો આપવાનો વાયદો કરવો એ કાયદેસર નથી; તેમજ

વાયદે આપવાની બોલી કેવી રીતે થઇ શકે

વળી એ અનીશ્ચીતપણું એટલું બધું ઓછું હોય કે મુકરર મુદત અમા ન ગણી શકાય તો પણ તેનો વાયદો કરવો એ કાયદેસર નથી. જેમ કે વાવેતર અથવા લણવાના* વખત સુધી આપવાનો વાયદો કરવો એ કાયદેસર નથી.

લેણાનું વેચાણ

૧૯ કોઈ ત્રીજા સખસ પાસેના લેણા બદલ મીલકત વેચવીએ કાયદેસર નથી, પણ વેચનારની પાશેના લેણા બદલ વેચવી એ કાયદેસર છે.

જંગમ મીલકતનું ફરીથી વેચાણ

૨૦ જંગમ મીલકતનું ફરીથી વેચાણ જ્યાં સુધી એ મીલકત ખરેખર ખરીદદારના કબજામાં આવે ત્યાં સુધી ખરીદદારથી થઈ શકતું નથી.

ખામી ગર્ભીત છે.

૨૧ ખોડ ખામીથી મુકત પણા વીસેની ખામી દરેક વેચાણના કરારમાં ગર્ભીત છે.

ખ્યાન કરેલીથી જુદી મીલકત નીકળે ત્યારે

૨૨ વેચનારે જેવી મીલકત કહી હોય તેવી મીલકતથી મીલકતના પરિણામ અથવા જાતની બાબતમાં તે જુદા પ્રકારની નીકળે ત્યારે ખરીદદારને કરારથી ખસવાની છુટ છે.

જમીનના વેચાણ વીશે

૨૩ જમીનના વેચાણથી તે ઉપરની થોડા વખતમાં જતી રહે એવા પ્રકારની કોઈ ચીજ જતી નથી. જેમકે ઝાડ ચોટેલું હોવાથી જમીનના ખરીદદારને મળે છે, પણ તે ઊપરનું ફળ વેચનારનું રહે છે.

છુટની બાબતમાં જવાબદારી

૨૪ જ્યાં કરાર તોડવાની બોલી ખરીદદારે કરી હોય. અને વેચેલી મીલકત ખરીદદારના કબજામાં બગડે અથવા તેનો નાશ થાયતો ઠરાવેલી કીમતને માટે તે જવાબદાર છે; પણ જ્યાં એ બોલી વેચનાર તરફથી કરવામાં આવી હોય તે ઠેકાણે એ મીલકતની કીમત જેટલોજ ખરીદદાર જવાબદાર છે.

છુટ કેવી રીતે બાતલ થાય છે

૨૫ પણ છુટની સરત ખરીદદારે કાંઈ પણ માલીક પણાનું કૃત્ય કરવાથી રદ થાય છે, જેમકે તેની મુળ સ્થિતીમાંથી મીલકતને કાઢવાથી.

ન જોએલી મીલકતના ખરીદદારોને છુટ

૨૬ જ્યાં મીલકત કે (તેનો નમુનો જોવાથી બસ થતુ હોય તો] તેનો નમુનો ખરીદદારે જોયો ન હોય તેવે પ્રસંગે કરારમાંથી ખસવાની તેને છુટ છે, પણ જો માલીક પણાનું કાંઈ પણ કૃત્ય તેણે ન કર્યું હોય તોજ એ પ્રમાણે તે ખશી શકે છે; જો એ મીલકત જોતા તેનાં ધારવા પ્રમાણે એ મીલકત ન નીકળે તો, છુટની બોલી ન કરી હોય તોપણ તે ખશી સકે છે,

અપવાદ

---

* આ છેલા પ્રકારનો રીવાજ મદ્રાસ ઈલાકાના ભાગોમાં ઘણોજ સાધારણ છે.

૨૭ પણ જોકે વેચનારે મીલકત ન જોઈ હોય તોપણ, જ્યાં છુટની બોલી ન કરી હોય તે ઠેકાણે, તે કરારથી ખસી શકતો નથી, પરંતુ માલ બદલ માલના વેચાણની બાબતમાં તે ખસી શકે છે. વેચનારને છુટ નહી હોવા વીશે

૨૮ જે ખરીદદારે મીલકત તેની ખામીયો સુધાંત લેવા કબુલ ન કર્યું હોય તેને જે ખામી ખરીદી વખતે તેના જાણવામાં ન હોય તેવી ખામી માલમ પડતો તે મીલકત વેચનારને પાછી આપવાની છુટ છે, પણ જો તે મીલકત ખરીદદારના હાથમાં હોય તે વખતે તેને બીજી ખામી લાગી હોય તો ફક્ત નુકશાનનો બદલો મળવાનો તેનો હક છે. ખામી માલમ પડે ત્યારે છુટ

૨૯ પણ જો ખરીદદારે આ ખામીવાળી ચીજ ત્રીજા શખસને વેચી હોય તો તે મુળ વેચનાર પાસેથી ઉપર મુજબનો બદલો લેઈ શકતો નથી; પણ એ પ્રમાણે વેચતાં પહેલાં એ ચીજમાં કાંઈક વધારો કરવાથી મુળ વેચનારને તે ચીજ પાછી આપવાને તેને અટકાવ થતો હોય તો જ એ બદલો તેને વેચનાર પાસેથી મળી શકતો નથી. એ મીલકત ફરીથી વેચવામાં આવીહોય ત્યારે નીયમ

૩૦ જ્યારે ચીજો વેચવામાં આવી હોય અને તપાસતાં ખામીવાળી માલમ પડી હોય ત્યારે વેચનાર પાસેથી તેની કીમત તમામ પાછી માગી શકાય છે; પછી ખરીદદારે તેમાંથી કાંઈ લાભ મળયા વગર તેની અજમાસ કરવામાં તેનો નાસ થયો હોય તેની ચીંતા નહી; પણ જો ખરીદદારે એ ખામીવાળી ચીજોનો લાભ કારક ઉપયોગ કરયો હોય તો તેને ફક્ત ખામીઓના પ્રમાણમાં તેને બદલો મળવાનો હક છે. કીયા પ્રસંગે કીમત પાછી માગી શકાય

૩૧ જો કોઈ સખસ પોતે ખરીદ કરેલી ચીજ વેચે, અને જો તેને એ ચીજ પાછી લેઈ ખરીદના પઈશા પાછા આપવાની ફરજ પાડવામાં આવેતો, મુળ વેચનારની ઉપર પણ તેજ ઈલાજ લેવાનો તેનો હક છે પણ જો એ ખામી તે ચીજની અંદર મુળથી રહેલી હોયતો. પહેલો ખરીદદારનો બીજા ખરીદદાર જેટલો જ હક છે

૩૨ જો ખરીદદાર, ખરીદ કરેલી ચીજોમાં તેને ખામી માલમ પડયા પછી એ ચીજનો ઊપયોગ કરે અથવા એ ખામી દુર કરવાની કોશીશ કરેતો (કરારમાં ખાસ સરત હયા વગર) વેચનાર ઊપર તેનો ઈલાજ ચાલશે નહી; કેમકે પોતાની તરફના આ પ્રમાણેના કાર્યથી તેની ગર્ભીત કબુલાયત થાય છે. વેચનાર ઉપર ઈલાજ કયારે ન ચાલે

૩૩ એ એક સામાન્ય નીયમ છે કે જો વેચેલી ચીજો એવા પ્રકારની હોય કે તેમને હાની પોહોચા વગર તે જુદી કરી શકાય તેવું કે તેના ભાગ પાડી શકાય તેવું ન હોય, અને ખરીદ કરા પછી તેમાંનો કોઈ ભાગ ખામીંવાળો, અથવા કોઈ ત્રીજા શખસની મીલકત માલમ પડતો થોડોક ભાગ રાખીને થોડોક ભાગ પાછો આપી પાછા આપેલા ભાગ કીમત પાછી લેવાના હક વીસે સામાન્ય નીયમો

ના પ્રમાણુમાં કીમત પાછી માગવાનો ખરીદદારને હક નથી. આવે પ્રસંગે એ તમામ ચીજ કાંતો તેણે રાખી ખામીવાળા ભાગના પ્રમાણુમાં તેણે બદલો માગવો જોઈએ, અથવા તો તે તમામ પાછી આપી આખી કીમત પાછી માગવી જોઇએ. પણ જો જુદા જુદા ભાગ હાની પોહોચ્યા વગર જુદા પડી શકે તેવું હોય તો જુદી વાત છે.

ગેર કાયદેસર રીવાજો

૩૮ માલ બજારમાં આવ્યા પેહેલાં ખરીદ કરવાની વેચવાને સારૂ ખોરાક વીગેરે ખરીદવાની તથા ધણું જ લેવાની અને બંદગીના વખત પછી સુકરવારે વેચવાની મના છે, જો કે એ રીવાજ કાયદેસર છે.

---

# प्रकरण ४ थुं

## શુફા, અથવા અગ્રક્રિયા ધિકાર એટલે વેચાતુ સઊથી પેહેલું લેવાના હક વીશે.

અગ્રક્રિયા ધિકારની વાખ્યા

૧ શુફા, અથવા અગ્રક્રિયાધિકાર એટલે જે મીલકત વેચવામાં આવેલી હોય તે મીલકત ખરીદદારે આપેલી રકમ બરોબર રકમ આપી કબજે કરવાનો અધિકાર.

કોઇ મીલકતના સબંધમાં તેનો અમલ થાય છે અને કોઇ મીલકતના સબંધમાં તેનો અમલ ચાલતો નથી

૨ સઊથી પેહેલું વેચાતું લેવાનો હક જે મીલકત વેચવામાં આવી હોય, અથવા જે વેચાણુની વીલાલેતાં કાઇ સાધનથી આપવામાં આવી હોય તેવી મીલકતની બાબતમાં ચાલે છે, પણ જે મીલકતનો કબજો બક્ષીસથી અથવા વસીયતનામાથી, અથવા વારસાથી બીજાને આપવામાં આવ્યો હોય તેવી મીલકતની બાબતમાં જો એ બક્ષીસ અવેજ લઇ કરવામાં આવી હોય, અને અવેજની અમુક બોલી કરેલી હોય તે શીવાય, એ હક ચાલતો નથી; પણ જયાં આપનારને પોતાની બક્ષીસ બદલ અવેજ મળ્યો હોય, પછી એ અવેજની ખસુસ બોલી ન હોય તેની ચીંતા નહી, તેવે પ્રસંગે એ હકનો દાવો કરી શકાતો નથી.

વધારાના નીયમો

૩ સઊથી પેહેલું વેચાતુ લેવાનો હક મીલકત ભાગી સકાય તેવી હોય કે ન ભાગી શકાય તેવી હોય તોપણ ચાલે છે; પણ તે જંગમ મીલકતને લાગુ થતો નથી; અને વેચનારના હીતનો સબંધ હોય તેટલે સુધી વેચાણ પુરૂ થઈ રહેતાં સુધી તેનો અમલ થઈ શકતો નથી.

કોઇ અમુક વરગવાળા એકલાનોજ હક છે એમ નથી

૪ સઊથી પેહેલું વેચાતું લેવાનો હકનો દાવો તમામ જાતના લોકો કરી શકે છે. ધર્મભેદના કારણુથી કાંઈ તફાવત રાખવામાં આવતો નથી.

૫ જે હક તથા વીસો હક કાંઇ સાધારણ ખરીદદારને હોય છે તે તમામ અગ્રક્રીયાધીકારની રૂએ ના ખરીદદારને સરખાજ હોય છે. — હક તથા વીશે ષ હક

૬ નીચે બતાવેલા સખસો બતાવેલા અનુક્રમ પ્રમાણે અગ્રક્રીયાધીકારનો દાવો કરી શકે છે. વહેંચેલી મીલકતમાં ભાગીઓ, તેના અનુષંગી પદારથોમાં ભાગીઓ. તથા પાડોશી. — અગ્રક્રિયાધિકારનો દાવો કોણ કરી સકે છે

૭ એ જરૂરનું છે કે આ હકનો દાવો રાખનાર સખસે વેચાણની વાત સભળતાં તુરતજ ખરીદદાર થવાનો પોતાનો ઇરાદો જણાવવો જોઇએ, અને તેણે બનતા વગર ઢીલે, વેચનારની અથવા ખરીદદારની સમક્ષ અથવા એ જગો ઉપર કોઇ સાક્ષીના વીદ્યમાન પોતાના ઉપરના ઇરાદા વીશે પ્રતીજ્ઞા કરવી જોઇએ. — પાળવાની જરૂરી પધ્ધતિ

૮ ઉપરની પુરવાંગ સરતો પાળ્યા પછી અગ્રક્રીયધીકારના હક રાખનારને ઇનસાફની કોરટમાં પાછળથી કોઈ પણ વખતે પોતાનો દાવો ચલાવવાની છુટ છે. — કયારે આ દાવો વધારે ચાલી સકે છે

૯ અગ્રક્રીયાધીકારથી દાવો રાખનાર પાસેથી કીમતના પઇશા મળતાં સુધી એ મીલકત રાખવાનો પેહેલા ખરીદદારને હક છે, અને જો કબજો સોંપવામા ન આવ્યો હોય તો વેચનારને પણ તેવીજ રીતનો હક છે. — પેહેલા ખરીદદારના હક

૧૦ જયા વખતમાં ખરીદદારે એ મીલકત ઉપર કાંઇ સુધારો કર્યો હોય તેવે પ્રસંગે અગ્રક્રિયાધીકારથી દાવો રાખનારે કાતો તે સુધારાનું ખરચ આપવું જોઇએ, અથવા એ સુધારો કાઢી નંખાવવો જોઇએ; અને જો એ વચલા ખરીદદારના કૃત્યથી એ મીલકતમાં બીગાડ થયો હોય તો એ દાવો રાખનાર તેના પ્રમાણમાં ઓછી કીમત આપવા ઉજર કરી શકે છે; પણ જો એ બીગાડ એ વચલા ખરીદદારના હાથથી ન થયો હોય તો અગ્રક્રીયાધીકારથી દાવો રાખનારે કતો પુરેપુરી કીમત આપવી જોઇએ, અથવા પોતાનો દાવો તદન છોડી દેવો જોઇએ. — પેહેલા ખરીદદારના કબજામાં મીલકત છેતે વખતે તેમાં કંઇ ફેરફાર કરવામાં આવ્યો તેવે પ્રસંગે નીયમો

૧૧ પણ અગ્રક્રીયાધીકારથી દાવો રાખનારે પોતાને કબજો મળ્યા પછી તે મીલકતમાં સુધારો કરયો હોય અને તે મીલકત પાછળથી કોઇ ત્રીજા સખસની માલકીની નીકળે તો તેવે પ્રસંગે એ સુધારાને માટે બદલો મળવાનો તેને હક નથી. આ પ્રસંગે તે કાંતો વેચનાર પાસેથી કીમત વસુલ કરી શકશે, અથવા જો કબજો સોંપ્યો હશે તો વચલા ખરીદદાર પાસેથી કીમત વસુલ કરી શકસે, અને પોતે કરેલો સુધારો કાઢી નાંખવાને તેને છુટ છે. — અગ્રક્રીયાધીકારથી દાવો રાખનારે મીલકતમાં સુધારો કરયો હોય, અને તે મીલકત જો કોઈ ત્રીજા સખસની માલકીની નીકળે તો તેવે પ્રસંગે નીયમો

આપેલી કીમત બાબત જયાં વાંધો હોય તે સબંધી

૧૨ જયાં આપેલી કીમત બાબત અગ્રક્રીયાધીકારથી દાવો રાખના૨ અને ખરીદદાર વચ્ચે વાંધો હોય, અને તે બેમાંથી એક પક્ષકાર પાસે પુરાવ નહોય તો ખરીદારે સોગન ઉપર જાહેર કરેલી હકીકત માનવી જોઈએ; પણ જયાં બંને પક્ષકાર પાસે પુરાવ હોય તેવે પ્રસંગે અગ્રક્રીયાધીકારથી દાવો રાખનારનો પુરાવ ઉપર વધારે ભરોસો રાખવો જોઇએ.

અગ્રક્રીયાધીકારનો દાવો જે કાયદેસર તદબીરોથી ઉઠાવી શકાય છે તે તદબીરો વીશે

૧૩ એવી ઘણી કાયદેસર તદબીરો છે કે જેથી અગ્રક્રીયાધીકારનો હક ઉઠાવી શકાય છે. દાખલો કે જયાં કોઈ માણસને એવી ધાસ્તી હોય કે મારો પડોશી આવો દાવો કરશે તેવે પ્રસંગે જે ભાગ પોતાના પડોશીની મીલકત ઉપર લગતો આવેલો હોય તે બાતલ કરીને પોતાની બધી મીલકત તે વેચી શકે છે; અને જયાં કોઈ ભાગીયા તરફથી આવો દાવો થવાની ધાસ્તી હોય તેવે પ્રસંગે પ્રથમ બાગે, ખરીદદારની સાથે તે કાંઈક જાજની માત્ર નાગની કીમત ઠેરવે, અને પાછળથી એ કીમત કમી કરે; આ વખતે જો અગ્રક્રીયાધીકારથી દાવો રાખનાર નીકળે તો તેણે પાછળથી થએલા ફેરફાર ઉપર સુરત નહી રાખતાં પેહેલી ઠરાવેલી કીમત આપવી જોઈએ.

---

# પ્રકરણ ૯ મું

## બક્ષીસો વીશે.

બક્ષિસનીવાખ્યા

૧ બક્ષીશ એટલે કાંઈ અવેજ લીધા વગર મીલકત આપવી તે.

અવશ્ય જરૂરની સરતો

૨ જેવી રીતે આપનાર તરફથી હાથ ઉઠાવવાની જરૂર છે તેવીજ રીતે લેનાર તરફથી સ્વીકાર તથા કબજો થવો જોઈએ.

આયંદે અમલમા આવે એવો ઠરાવ કરી શકાય નહી

૩ જે ખીના બનવાનો જોગ હોય તેવી ખીના બનવાને વાયદે બક્ષીશ કરી શકાય નહીં, તેમજ આગળ ઉપર કોઈ ચોકસ મુદતે તે અમલમાં આવે એવી સરતથી પણ તે કરી શકાય નહીં.

કબજો સોંપવા વીશે

૪ એ જરૂરનું છે કે બક્ષીસ કરવાની સાથેજ કબજો સોંપવો જોઇએ, અને તે કબજો તુરત લેવો જોઈએ અને જો પાછળથી લેવો હોયતો, તે આપનારની મરજીથી થઈ શકે.

આપેલી ચીજ તે વખતે છતમાં હોવી જોઈએ

૫ આગળ ઉપર પેદા થવાની કોઈ ચીજની બક્ષીસ થઇ શકતી નથી; પછી એ પેદા થવાના સાધન લેનારના કબજામાં હોય તોપણ તે પ્રમાણે થઇ શકતુ નથી. બક્ષીસની ચીજ બક્ષીસ આપતી વખતે ખરેખર છતમાં હોવી જોઈએ.

૬ જે મીલકતના ભાગ પાડેલા નથી અને જે તેજ વખતે ભાગી સકાય અથવા જુદી પાડી શકાય એવી બીજી મીલકતની સાથે ભેળવેલી હોય તે મીલકતની બક્ષીસ, જો કબજો શોપતા પેહેલાં બરાબર નકી ન કરેલી હોય તો. રદ બાતલ છે; કેમકે એવે પ્રસંગે બક્ષીસવાળી ચીજનો કબજો જે એ બક્ષીસનો ભાગ નથી તેવી કાંઇક ચીજ અંદર લીધા વગર સોંપી શકાય નહી. — ભાગ પડી શકે એવી મીલકતની બરાબર નકી ન હી કરેલી બક્ષીસ કાયદેસર નથી

૭ બે અથવા વધારે સખસોના નામ ઉપર બક્ષીસ આપેલી હોય ત્યારે દરેક લેનારનો હક બક્ષિસ કરતી વખતે, અથવા કબજો સોંપતી વખતે બરાબર નકિ કરવો જોઇએ. — બે અથવા વધારે લેનારા હોય ત્યારે નીયમો

૮ બક્ષીસ ગર્ભીત હોઈ શકતી નથી; તે સ્પષ્ટ અને દ્રીઅર્થ રહીત હોવી જોઇએ, અને આપનારનો ઇરાદો આપેલી ચીજ ઉપર તમામ હક છોડી દેઈ બતાવેલો હોવો જોઇએ, અને તે ઉપર જો તે કાંઇ પણ માલકીનું કૃત્ય ચલાવતો જારી રહેતો એ બક્ષીસ રદ બાતલ છે. — બક્ષીશ સ્પષ્ટ હોવી જોઇએ અને તે ઉપર આપનારે તમામ હક છોડી દેવા જોઇએ

૯ એ.રતે પોતાના ધણીને આપેલા ઘરનો દાખલો, તથા બાપે પોતાના નાના છોકરાને આપેલી મીલકતનો દાખલો ઉપરના નીયમને અપવાદ રૂપ છે. એટલે કે તેવે પ્રસંગે આ નીયમ લાગુ પડતો નથી. — અપવાદો

૧૦ આપેલી ચીજ પોતાના કબજામાં હોય તેવા ટ્રસટીને કરેલી બક્ષીસની બાબતમાં પધતિ પ્રમાણે સ્વાધીન કરવાની અને કબજો આપવાની જરૂર નથી; અને નાની ઉમરનાને આપેલી બક્ષીસની બાબતમાં પણ તેમજ છે. નાની ઉમરનાની બાબતમાં તેના વાલીનો કબજો બસ છે. — પ્રાકશીથી કબજા વીશે

૧૧ મરણ શઈઆ ઉપર કરેલી બક્ષીસ વસીયતદાય દાખલ ગણવામાં આવે છે, અને મીલકતના ત્રીજ ભાગથી ઉપરાંતને માટે તેનો અમલ થઇ શકતો નથી; એટલા માટે કોઈ શખસ મરણ શઈઆ ઉપર પોતાની મીલકતના કોઈ પણ ભાગની બક્ષીસ પોતાના વારસો પઇકી એક વારસને કરી શકતો નથી. કેમકે બાકીનાની સંમતી વગર એક વારસને વસીયતદાય મળે એ કાયદેસર નથી. — મરણ શઈયા ઉપર કરેલી બક્ષીસ વીશે

૧૨ આપનારને પોતાની બક્ષીસ પાછી ખેંચી લેવાની છુટ છે. તેમાં નીચે પ્રમાણે અપવાદો છે. — બક્ષીસ પાછા ખેંચી લેઈ શકાય છે

૧૩ જ્યાં લેનાર સગો હોય. અથવા જ્યાં તેને બદલે કાંઈ ચીજ લેવામાં આવી હોય, અથવા તેમાં કાંઈ વધારો થયો હોય, અથવા જ્યાં બીજા લેનારના (એટલે બક્ષીસદારના), અથવા પેહેલા લેનારના — અમુક પ્રસંગ શીવાય

વારસોના કબજામાં તે આવી હોય તેવે પ્રસંગે બક્ષીસ પાછી ખેંચી લેઈ શકાતી નથી.

બે જાતની ખાસ બક્ષીસો વીશે

૧૪ બક્ષીસની સાધારણ જાતો શીવાય, કાયદામાં બે જાતના કરારોને બક્ષીશોમાં દાખલ કરયા છે; પરંતુ એ કરારો અદલા બદલાને અથવા વેચાણને વધારે મળતા છે તેમના પરીભાષીક નામ "હીબા બીલ ઈવઝ" અરસપરસ બક્ષીસ અથવા અવેજ બદલ બક્ષીસ, અને 'હીબાબા શરટ ઉલ ઈવઝ' અવેજની બોલી અથવા વચન ઉપરથી આપેલી બક્ષીસ.

હીબા બીલઈવઝ વીશે

૧૫ હીબા બીલ ઈવઝ બધી રીતે વેચાણને મળતી કહેવાય છે; તેની સરતો પણ એકજ સરખી છે, અને બધે પ્રસંગે લેનારાઓના અરસપરસ કબજાની જરૂર નથી.

હીબા બા શરટ ઉલ ઈવઝ વીશે

૧૬ બીજી તરફ. હીબા બા શરટ ઉલ ઈવઝ માત્ર પેહેલીજ બાબ રીએ વેચાણને મળતી કહેવાય છે; એટલે કે, જે અવેજ બદલ બક્ષીસ આપવામાં આવી હોય તે અવેજ મળતાં પેહેલાં અને એટલા માટે આપનાર તથા લેનારને કબજો મળવાની જરૂરી સરત છે.

---

# પ્રકરણ ૬ ઠું.

## વશિયત નામા વિશે.

મોંઢાનુ અને અરેખરૂં કરેલું એ બને જાતના વશીયતનામાં સરખી રીતે ચાલે તેવાં છે

૧ મોઢાના વશીયતનામા કરતાં લખેલા વશીયતનામાને વધારે પસંદગી બતાવવામાં આવતી નથી, અને તેમને સરખુંજ વજન મળવાનો હક છે, પછી એ વશીયતનામાના વીષયવાળી મીલકત સ્થાવર હોય કે જંગમ હોય તેની ચીંતા નહી.

કુત્રીમદાય વીશે

૨ કૃત્રીમદાયમાં તે આપનારની મીલકતના ત્રીજા ભાગથી જાસ્તી વારસોની સમંતી વગર આપી શકાય નહીં.

એક વારશો આપવા વીશે

૩ કૃત્રીમદાય એક વારસને બાકીના વારસોની સમંતી વગર આપી શકાય નહી.

વારસાથી અને વશીયતનામાથી મેળવેલી મીલકત વચે ફરક

૪ વારસાના વીષય વાળી અને કૃત્રીમદાયના વીષય વાળી મીલકત વચ્ચે એજફરક છે કે વારસાવાળી મીલકત વારસને માત્ર કાયદાના ચલણથી મળેછે, અને કૃત્રીમદાય વાળી મીલકત તે લેનારની સમંતી રૂપષ્ટ કે ગર્ભીત રીતે મેળવ્યા વગર તે લેનારને મળતી નથી.

વારસાના દાવા પેહેલાં કૃત્રીમદાય અપાયછે

૫ વારસાના દાવા પતાવ્યા અગાઊ કૃત્રીમદાય કાયદેસર રકમ સુધી અપાય છે.

*અને કૃત્રીમદાય પેહેલાં દેવુ*

૬ વશીયતનામુ કરનારનું તમામ દેવુ કૃત્રીમદાયનો દાવો થતાં પેહેલાં પતાવવું જોઇએ.

*કોઇ વારસનું દેવું કબુલ કરવુ*

૭ મરણ શઇયા ઉપર કોઇ વારસની તરફનું દેવું કબુલવું એ કૃત્રીમદાય આપવા સમાન છે, કેમકે એ કબુલાત તેની મીલકતના ત્રીજ ભાગ ઉપરાંતને માટે કામ આવતી નથી.

*કૃત્રિમદાયનાવી ષય વીશે.*

૮ કૃત્રીમદાયનો વીષય વશીયતનામું કરતી વખતે હયાતીમાં હોવો જોઇએ એવી કાંઇ જરૂર નથી. તે ચાલવાને માટે એટલું બસ છે. કે વશીયતનામુ કરનારના મરણ વખતે તે વીષય હયાતીમાં હોવો જોઇએ.

*ગેર કાયદેસર ઠરાવ વીશે.*

૯ વસિયતનામામાં ગેર કાયદેસર ઠરાવ આવવાથી તેની સામાન્ય મજબુતીને હરકત લાગતી નથી, પણ જેટલે સુધી તે કાયદાને અનુસરતુ હોય તેટલે સુધી તેની બજાવણી થઇ શકે છે.

*વશીયત નામું લેનાર સબંધી ખાસ નીયમ*

૧૦ જે સખસ વસિયતનામું કરતી વખતે વારસ ન હોય પણ વસીયતનામું કરનારના મરણ પેહેલાં તે વારસ થયો હોય, તે સખસ આ વસિયતનામાથી તેને આપેલી મીલકત લેઇ શકતો નથી; પણ જે સખસ વસિયતનામું કરતી વખતે વારસ હોય, અને વસિયતનામું કરનારના મરણ પેહેલાં બાતલ થએલો હોય તે સખસ આવા વસિયતનામાથી તેને આપેલી મીલકત લેઇ શકે છે.

*કૃત્રીમદાય આ ભાંત રીતે પાછુ ખેંચી લેઇ શકાયછે.*

૧૧ જો કોઇ માણસ વસિયતનામાથી માલ મીલકત એક સખસને આપે, અને પાછળથી એજ મીલકત વસિયતનામામાં બીજા આશામીને આપે તો પેહેલુ વસિયતનામુ રદ થાયછે; એવીજ રીતે વળી એ કૃત્રિમદાય જો તે બીજા કોઇ આશામીને આપે અથવા વેચે તો પેહેલુ વસિયતનામુ રદ થાય છે; પછી જો કે એ મીલકત તેના કબજામાં પાછી આવી શકતી હોય તેની ચીંતા નહી, કેમકે આ કાર્યો એ કૃત્રિમદાય પાછું ખેંચી લીધા સમાન થાય છે.

*અતિશય કૃત્રીમદાયની બાબતમાં નીયમ.*

૧૨ જયાં કોઇ વશીયત નામુ કરનાર જુદા જુદા લેનારાઓને કાયદેસર રીતે આપી શકે છે તેથી વધારે આપે, અને વારસો આ બાબતમાં મંજુર ન રાખે તો આ તમામ કૃત્રીમદાયમાંથી પ્રમાણમાં ઓછું કરવું જોઇએ.

*અને એકજ સખસને જુદા જુદા કૃત્રીમદાય વીશે.*

૧૩ જ્યાં કોઇ એક સખસને કૃત્રીમદાય આપેલું હોય અને પાછળથી તેજ સખસને વધારે મોટું કૃત્રીમદાય આપવામાં આવેતો એ પાછળથી આપેલ કૃત્રીમદાયનો અમલ થશે; પણ જો મોટુ કૃત્રીમદાય નાહાનાના પેહેલું આપવામાં આવ્યું હશે તો નાહાનાનોજ ફકત અમલ થશે.

એકજ ક્રત્રીમ દાય વીશે

૧૪ જો બે સખ્સોએ એકજ કૃત્રિમદાય મોસમ નામ પાડયા વગર આપ્યુ' હોય અને જો તેમાનું એક જણ એ કૃત્રિમદાય આપવા યોગ્ય થતાં પેહલો ગુજરી જાય તો એ આખુ કૃત્રીમદાય એ બે જણ માંથી પાછળ રેહેનારને મળશે, પણ જો તેમાંના દરેકને અડધા અડધ નામ પાડી આપ્યું હશે તો એ પાછળ રેહેનારને ફકત અડધું'જ મળશે, અને બાકી રહેલું' અડધુ વારસોને ઉતરશે; અને વળી એક વારસ અને બહારનો એ રીતે બે જણ વસિયતનામાંથી લેનારા હશે તો તેનું' પણ તેજ રીતે થશે.

વસીયત નામુ અમલમાં લાવવા સારૂ નીમેલા સખ્સો વીશે,

૧૫ જયાં વસિયતનામું' અમલમાં લાવવા સારૂ કાઈ શખ્સને નીમેલો ન હોય તેવે બાપ અથવા એ વસીયતનામું' અમલમાં લાવનારની જગોનું' કામ કરે, અને તેમાંનું' જો કાઈ ન હોય તો, તેમના વસીયતનામું' ચલાવનારા એ કામ કરે.

એ લોકો મોહોમેડન હોવા જોઈએ

૧૬ મોહોમેડનને બીજા પંથના સખ્સને પોતાનું' વસીયતનામુ' ચલાવવા નીમવો નહી જોઈએ, અને આવી નીમણુ'ક રાજ સતા રદ કરી શકે છે.*

વસીયત નામું' અમલમાં લાવવા સારૂ નીમેલા સખ્સો રાજી નામું' આપી શકતા નથી.

૧૭ વસિયતનામુ અમલમાં લાવવા સારૂ નીમેલા સખ્સો એક વખત એ કામ કરવાનું' કબુલ રાખ્યા પછી તે છોડી દેઇ શકતા નથી

જયાં વસીયત નામું' અમલમાં લાવવા સારૂ બે શખ્સોને નીમેલા હોય તેવે પ્રસંગે નીયમ.

૧૮ જયા વાસયતનામુ અમલમાં લાવવા સારૂ બે સખ્સોને નીમવામાં આવેલા હોય તેવે પ્રસંગે તેમાંના એક જણને એકલા રહી કામ કરવાનો અધીકાર નથી; પણ જયાં જરૂરીઆત હોય, અને મીલકતને ખચીત લાભ હોય તે ઠેકાણે એ પ્રમાણે કરવા હરકત નથી.

---

* આ પ્રતીબંધ હવે ચાલતો નથી અને હીંદુ અથવા ક્રીશ્ચીઆન મોહોમેડનનુ કાયદેસર રીતે વસીયતનામુ ચલાવનાર થઇ શકે છે. અને તેવીજ રીતે એથી ઉલટુ થઈ શકે છે. વારસા બાબત એરબરલીગ કૃત પા. ૨૯-સદર દીવાની અદાલતના રીપોર્ટ વાલ્યુમ ૪-પા. ૫૫, ૩૦૩

# प्रकरण ७ मुं.

## લગ્ન, મેહેર, તલાક, તથા માબાપ વીશે.

૧ લગ્ન એટલે પેઢીને કાયદાથી કબુલ કરાવવાના ઇરાદાથી કરેલો કરાર. લગનની વાખ્યા

૨ લગનના કરારમાં માગણી અને કબુલાત અવસ્ય જરૂરનાં છે. શું અવસ્ય જરૂરનું છે

૩ કરારના પક્ષકારોની પાકી સમજ, તથા સ્વતંત્રતા એ તેની સરતો છે. જો પેહેલી સરત એટલે પાકી સમજ ન હેય તો કરાર મુળથી નીરથક છે; કેમકે લગનનો કરાર પાકી સમજ વગરના બાળકથી, અથવા દીવાના માણસથી થઈ શકે નહીં. પાછળની બે સરતો ન હોય તો કરાર નીરથક થઈ શકે તેવો છે; કેમકે પકી સમજના નાહાની ઉમરનાઓએ, અથવા ગુલામોએ કરેલા લગ્નના કરારોનું વાસ્તવીકપણું તે નાહાની ઉમરનાઓનાવાલીની તથા ગુલામોના ધણીની સંમતિ મળતાં સુધી બંધ રહે છે. વળી એ પણ એક સરત છે કે ઓરત તરફની કાંઈ કાયદેસર અયોગ્યતા ન હોવી જોઇએ; એક પક્ષકારે બીજા પક્ષકારની કબુલીયત જાણવી જોઈએ, એ કરારના સાક્ષી હોવા જોઈએ; અને માગણી તથા સ્વીકાર એકજ વખતે થવો જોઈએ. સરતો

૪ લગ્ન કરારના સાક્ષીઓની કાયદા પ્રમાણે યોગ્યતામાં ફક્ત ચાર બાબો અવસ્ય જરૂરની છે; એટલે સ્વતંત્રતા, પાકી સમજ, જુવાની ફુટવાનો વખત, અને મુસલમાની ધરમ પાળવો. સાક્ષિઓનીકાયદા પ્રમાણે યોગયતા

૫ બીજા કરારોમાં થાય છે તેની પેઠે લગનના કરારમાં સાક્ષીઓને ચાલ ચલગત અને સગપણ સબંધી હરકતો લાગુ પડતી નથી. તે સબંધી ખાસ નીયમો,

૬ માગણી મુખ્તાર ગુમાસ્તાની મારફત અથવા કાગળથી થઈ શકે છે, પણ જો એ સંદેશો અથવા કાગળ પોહોંચ્યા બાબતના, તથા જે સખસના નામ ઉપર એ કાગળ લખવામાં આવ્યો હોય તેની તરફની સંમતીના સાક્ષીઓ હોય તો એ પ્રમાણે થઈ શકે છે. દરખાસ્ત કેવી રીતે થઇશકેછે.

૭ લગનના કરારનો હેતુ એ છે કે પક્ષકારોનો અરસપરસ ઊપભોગ કાયદાથી કબુલ કરાવવો; ઓરતને તેના ધણીના અખ્તીઆરમાં સેંપવી. તેને પેહેરામણી. ખોરાકી પોશાકી તથા રેહેવાના ઘરનો હક આપવો; એ પક્ષકારો વચ્ચે અડચણ કરતા સગપણની પાયરીઓ તથા અન્યો અન્યના વારસાના હક ઊતપન કરવા; ધણી તરફથી તેની તમામ સ્ત્રીઓ ઉપર એક સરખી વરતાણુંક ચલાવરાવવી. અને સ્ત્રી તરફથી આગ્નાધીનપણું કરાવવું, અને આગ્નાધીનપણામાં ન રહે તેવે પ્રસંગે શીક્ષા કરવાની ધણીને સતા આપવી. એ કરારનો હેતુ

*ઓરતોની સંખ્યા.*

૮ સ્વતંત્ર માણસ ચાર ઓરતો કરી શકે છે: પણ ગુલામ ફક્ત બે જ કરી શકે છે.

*જ્યાં સગપણની હરકત આવતી હોય એવા કીયા કીયા સગા*

૯ કોઇ માણસ પોતાની મા, વડીઆઇ, સાસુ, ઓરમાન મા, ઓરમાન વડીઆઇ, પોતાની દીકરી દીકરાની અથવા દીકરીની દીકરી, દીકરાની વહુ આગળીઆટ દીકરી, બેહેન, પાળક બેહેન, ભત્રીજી, ભાણી, મમી, કાકી અથવા કોઇ કે આવા ઓઓની સાથે લગન કરી શકતો નથી.

*દુપનીબાબતને લગતા વીશેષ નીયમો*

૧૦ તેમજ જે બે સ્ત્રીઓ એક બીજાની સાથે એવા સગપણમાં હોય કે જો તેમાની એક જણી મરદ હોય તો તેમનુંજ એક બીજાની સાથે લગન થઇ ન શકત તેવી બે સ્ત્રીઓની સાથે એકજ વખતે કોઇ માણસે લગન કરવું એ કાયદેસર નથી

*સ્વતંત્ર માણસો તથા ગુલામો વીશે*

૧૧ કોઇ સખસ પોતના ગુલામની સાથે લગન કરી શકતો નથી, પણ કોઇ સ્વતંત્ર માણસ જે ગુલામ પોતાનો માણસ નથી એવા ગુલામની સાથે તેના ધણીની સંમતાથી લગન કરતો તે થઇ શકે છે; પરંતુ તેનું લગન પ્રથમ કોઇ સ્વતંત્ર સ્ત્રીની સાથે થયેલું હોયતો ઉપર પ્રમાણે લગન થઇ સકતુ નથી.

*પક્ષકારોના ધરમ વીશે*

૧૨ ખ્રીસ્તી યાહુદી તથા બીજા ધરમના લોકો જે એક ઇશ્વરને માને છે તેની સાથે મુસલમાનનું લગન થઇ શકે છે.

*લગનનુ અનુમાન કરવા વીશે*

૧૩ સાબીત થએલા કાયમ સહવાસને પ્રસંગે સાક્ષીઓની સાહેદી વગર લગનનું અનુમાન કરી શકાતે તોપણ દરેક પ્રકારના લગનમાં સાક્ષીઓ હાજર હોવાની અગત્ય છે;

*કરાર કરવાની યોગતા વીશે*

૧૪ કોઇ યુવાવસ્થામાં આવેલી સ્ત્રી તેની મરજીમાં આવે તેની સાથે લગનનો કરાર કરી શકછે; અને જો જોડું સરખું હોય તો તેના વાલીને દરમીયાન આવવાનો હક નથી;

*વાલીઓના હક વીશે*

૧૫ જો જોડું સરખું ન હોય તો વાલીઓને તે કરાર રદ કરાવવા દરમયાન આવવાનો હક છે.

*કેવે પ્રસંગે નાહાની ઊમરનાથી કરાર થઇ શકેછે*

૧૬ યુવાવસ્થાએ આવ્યા વગર કોઇ સ્ત્રી પોતાના વાલીઓની સંમતી વગર લગનનો કરાર પોતે કાયદેસર રીતે કરી શકતી નથી અને એ કરારનું વાસ્તવિકપણું કેવળ આ સંમતી ઉપર આધાર રાખે છે.

*મુદત*

૧૭ પણ ઉપરના બંને પ્રસંગે વાલીઓએ સંતાનનો જનમ થતાં પહેલાં દરમીયાન આવવું જોઇએ.

*પક્ષકારોથી કરાર કયારે તોડી શકાય છે*

૧૮ કોઇ નાની ઊમરના તરફથી, તેના બાપે અથવા દાદાએ કરેલો લગનનો કરાર પાકો અને બંધન કરતા છે, અને એ નાહાની ઊમરનાને પુખ્ત ઉમરે આવ્યા પછી એ રદ કરવાની છુટ નથી; પણ

જો બીજા કોઈ વાલીએ એવો કરાર કરયો હોયતો એ નાહાની છો
કરાથી ઉમર લાયક થયા પછી એ લગન નાબુ થઈ શકે છે, પરંતુ એટલી ઢીલ ન થએલી હોવી જોઈએ કે જે સંમતી સમાય ગણાય

**લગનના વાલીઓ વીશે**

૧૯ જયાં બાપ તરફને કોઈ વાલી ન હોય તેવે પ્રસંગે મા તરફનાં સગાં એ નાહાની ઉમરનાની શાદી કરે અને જો મા તરફના વાલીઓ ન હોય તો તેમની જગેનું કામ સરકાર કરે

**પેહેરામણી**

૨૦ મેહેર લગનના કરાર સાથે જરૂર વળગેલીજ છે. તે વધારેમાં વધારે કેટલી હોવી જોઈએ તે મુકરર નથી, પણ તે ઓછામાં ઓછી દસ દર્હમ* હોય છે, અને તે લગન થયા પછી સ્ત્રી પુરૂષનો ધણી ધણીઆણી દાખલ સંગ થયા બાદ મળવા જોગ થાય છે (જો કે પછી તેનો કાંઈ ભાગ મોડો આપવા બાબત બોલી કરવાનો દસ્તુર છે) અથવા બેમાંથી એક જણ ગુજરી ગયા પછી અથવા તલાક આપવામાં આવે ત્યારે તે મળવા જોગ થાય છે.

**જયાં રકમ કરાવામાં ન આવી હોય ત્યારે**

૨૧ જયારે મેહેર કેટલી આપવી એ મુકરર કરવામાં ન આવ્યું હોય ત્યારે તે ઓરતને તેના બાપના કુટુંબની ઓરતોને મળેલી મેહેરની સરાસરી પ્રમાણે મળવાનો હક છે

**તુરત કે પછી**

૨૨ જયાં મેહેર તુરત આપવી કે પછી આપવી એ ઠરાવેલું ન હોય તેવે પ્રસંગે એમ માનવું જોઈએ કે તમામ મહેર માગે ત્યારે આપવાની છે.

**બાળકપણું અને સગપણથી થતાં નાલાયકપણા વીશે**

૨૩ એ એક નીયમ છે કે સગપણના સબબથી જે કાંઈ કરવાની મના છે તે કરવાની બાળકપણાના સબબથી મના છે; પણ લગનની બાબતના સબંધમાં આ નીયમને એક બે અપવાદ છે; જેમ કે માણસ પોતાની બેનની પાળક માની સાથે, અથવા પોતાની દુધબેહેનની માની સાથે, અથવા ધવડાવી મેહોટો કરવા રાખેલા પારકા દીકરાની બેહેનની સાથે, અથવા પોતાના દુધ ભાઈની બેહેનની સાથે લગન કરી શકે છે.×

* દર્હમની કીમત ઘણી સક ભરેલી છે. એક ગણતી પ્રમાણે દસ દર્હમ આસરે ૭ શીલીંગ આઠ પેન્સ સ્ટરલીંગ બરોબર થાય છે હીદાયાનું હામીલટને કરેલું ભાષાંતર કૃત્ય વા. ૧ પા. ૧૨૨ મે આપેલી નોટ જુવો.

×નોટ – જો કોઈ છોકરૂં અઢી વરસનું થયાં પેહેલાં બીજી માને ધાવેતો તેણીએ ધવડાવીને ઉછેરેલા છોકરા આ છોકરાના પોતાના ભાઈ અથવા બેહેન થાય કે થાય છે. અને મા તેણીના પોતાના બાળક સાથે જે સગાઈ ધરાવે છે તેજ સગાઈ આની સાથે ધરાવે છે; અને જે પોતાના સગાઓને પરણાવાની મના છે. તેવાંજ પોતાના દુધ ભાઈ સગાંઓને પરણાવવાની મના છે અઢી વરસનું થયા પછી તે જો બીજી માને ધાવેતો તે કાંઈ ઉપયોગનું નથી–કાનુન-ઈ-ઈસલામ, પા. ૧૪૫.

તલ્લાકના નિયમ વીશે

૨૪ પોતાની ઓરત તરફની કાંઈ પણ કુચલ વગર અથવા કાંઈ પણ સબબ બતાવ્યા વગર ધણી તેને તલાક આપી શકે છે; પણ વધારે પસંદ થએલા મત પ્રમાણે એ તલાક રદ ન થઇ શકે તેવી થતાં પેહેલાં તે ત્રણ વખત ફરી ફરીને આપવી જોઇએ, અને તે એક એક મહીનાને આંતરે એ પ્રમાણે અપાવવી જોઈએ; અને એ દરમ્યાન વખતમાં સ્પસ્ટ અથવા ગરભીત રીતે ધણી તેને પાછી સંઘરી શકે છે.

ફરીથી ઘર માંડતાં પુર્વની સરતો

૨૫ જે ઓરતને રદ ન થઈ શકે તેવી રીતના ત્રણ વખત તલાક મળી ચુકેલી છે, તે ઓરત બીજા કોઈ આદમીને પરણ્યા પછી તે આદમી ગુજરી જવાથી અથવા તેણે તલાક આપ્યાથી તેનાથી જુદી પડી હશે ત્યાં સુધી ધણી તેની સાથે ઘર માંડી શકતો નથી; પણ જો તે માત્ર એક કે બે તલાકથી જુદી પડી હોય તો ફરીથી ઘર મંડાવવાને આ પ્રમાણે થવાની જરૂર નથી..

મરણ સેયા ઊપર તલ્લાક આપવા વીશે

૨૬ જો કોઈ ધણી મરણ શઈયા ઉપર પોતાની ઓરતને તલાક આપે અને જે ચાર મહીના અને દસ દીવસની અજમાએશની મુદત બીજા લગનનો કરાર કરતાં પુર્વે તેણીને ગાળવી પડે છે તે મુદત વીત્યા પેહેલાં તે ધણી જો ગુજરી જાય તો તલાક આપ્યા છતાં પણ તેણીને વારસો મળવાનો હક છે.

શું તલ્લાક સમાન થાય છે

૨૭ ધણીએ પરહેજગારીની બાધા કરી હોય, અને તોડયા વગર ચાર મહીના સુધી એ પરહેજગારી પાળી હોય તો એ પરહેજગારી રદ ન થઈ શકે એવી તલાક સમાન થાય છે.

તલ્લાક ખરીદ કરવા વીશે

૨૮ પોતાના ધણીની સમતીથી લગનના બંધનમાંથી પોતાનો છુટકારો મેળવવાને ઓરતને છુટ છે.

તલ્લાકની બીજી રીત

૨૯ તલાકની બીજી રીત એ છે કે ધણી સોગંદ ખાઇ એમ કહે કે પોતાની ઓરતે જાર કરમ કરયું છે અને જો તે એજ રીતે જે બાળકનો તે ઓરતને ગરભ હોય તે બાળક પોતાના પેટનું છે એમ ઇનકાર કરે તો એ બાળક અનઉરસ ગણાશે.

નામરદાઇ વીશે

૩૦ સ્થાપીત નામરદાઈ પણ ઓરત તરફથી કરવામાં આવે તો જુદા પડવાનો દાવો કબુલ કરવાનો એક સબબ છે.

કુળ વીશે નિયમો

૩૧ લગન પછી છ મહીને જન્મેલું છોકરૂં બધી રીતે એ ધણીનું ફરજન ગણાય છે; એવીજ રીતે ધણીના મરણ પછી અથવા તલાક આપ્યા પછી બે વરસની અંદર જન્મેલું છોકરૂં પણ તે ધણીનુંજ ગણાય છે.

ગુલામડીના પેટના છોકરાં સંબંધી

૩૨ કોઈ માણુસની લુંડીને પેટે અવતરેલું પેહેલું છોકરૂં તે માણુસનું ફરજન ગણાય છે, પણ જો તે માંણુસ બાપ થવાનો દાવો રાખતો હોય તો, નહીંતો નહીં; પણ જો તેણે એક છોકરાનો બાપ થ

વાનો દાવો રાખ્યા પછી એજ ઓરતને બીજુ ફરજન થાય, અને તે સખસ એ બીજા ફરજનનો હું બાપ છું એવું કહે નહી તોપણ તે બીજા ફરજનનોએ બાપ છે એવું સાબીત ગણવામાં આવશે.

૨૨ જો કોઇ માણસ બીજાને પોતાનો દીકરો કબુલ કરેતો, અને આવો સબંધ તેમની વચ્ચે હોવો અશકય છે એમ જણાવવાને કાંઇ પણ કારણ દેખાતું ન હોય તો તે બાપ છે એવું નકી ગણવામાં આવશે. — ઉત્પતિ કબુલ કરવા વીશે

---

# प्रकरण ८ मुं

## વાલીઓ તથા સગીરપણા વીશે.

૧ જુવાનીના ચીન્હ વેહેલાં માલમ પડે તે શીવય તમામ સખસો મરદ કે ઓરત સોળમું વરસ થઇ જતાં સુધી સગીર અથવા નાહાની ઉમરના ગણાય છે. — સગીર પણાની મુદત

૨ સગીર અવસ્થાના પેટા ભાગ છે જો કે તે દીવાની કાયદાની માફક એટલા બારીક તો નથી, કેમકે સગીર એ શબ્દ મોઘમ યુવાવસ્થા પેહેલાં તમામ સખસને લાગુ પાડી શકાય છે; પણ સબી એ શબ્દ બાલ્યાવસ્થામાં તમામ સખસોને લાગુ પડાય છે, અને મુરાહીક એ શબ્દ જે સખસો ઘણું ખરા યુવાવસ્થાએ પોહોચ્યા હોય તેમને લાગુ પડે છે. — તેના પેટા ભાગ

૩ સગીરોને તેમનાં સગીરપણાંની જુદી જુદી પાયરીઓએ ઇંગલીશ લાહાની માફક જુદા જુદા હક નથી. — તેમના હક વીશે

૪ વાલીઓ કુદરતી કે વશીયતનામાની રૂએ હોય છે. — વાલીઓ વીશે

૫ તે વાલીઓ પાસેના તથા દુરના બંને પ્રકારના હોય છે. પાસેના વાલીઓમાં બાપ, બાપ તરફના દાદા, તેમનું વશીયતનામુ અમલમાં લાવવા સારૂ નીમેલા સખસો, તથા આ પ્રમાણે નીમાએલા સખસોનું વશીયતનામું ચલાવા સારૂ નીમેલા સખસો આવે છે. દુરના વાલીઓમાં દુરના બાપ તરફના સગા આવે છે, અને તેમનું વાલીપણું માત્ર તેમના સગીરોની કેળવણી તથા લગનની સાથે સબંધ રાખનારી બાબતો સુધી ચાલે છે. — તેજ વીશે

૬ પેહેલા પ્રકારના વાલીઓ જેને દીવાની લાહામાં કયુરેટર કહેછે અને બંગાળાકોડ આફ રેગ્યુલેશન્સમાં મ્યાનેજર કહે છે તેના જેવાજ છે; અને તેમનો એ સગીરની મીલકત ઉપર તેને ફાયદો કરતા કામોને સારૂ અખતીઆર છે, પણ તે વાલીઓ ન હોયતો અખતીઆર દુરના વાલીઓને મળતો નથી, પણ રાજ્ય કરતા અધીકારીને મળે છે. — પાસેના વાલીઓનો અખતીઆર ...

*મા તરફના સગાંઓનું વાલીપણું*

૭ મા તરફના સગાં હલકામાં હલકી જાતનાં વાલીઓ છે કેમકે કે ળવણી તથા લગનના કામ સારૂ વાલીપણાનો તેમનો હક માત્ર જ્યાં બાપ તરફના સગાં કે મા ન હોય તેવે પ્રસંગે અમલમાં આવે છે.

*માનો અપતી આર કેટલી મુદત સુધી ચાલ*

૮ માને (અને વિધવાઓને તેમની વીધવાવસ્થામાં) તેમના દીકરા સતર વરસની ઉમરના થાય ત્યાં સુધી, અને તેમની દીકરીઓ જુવાન થાએ આવે ત્યાં સુધી તેમની સંભાળ રાખવાનો હક છે.

*ખાસ નિયમો*

૯ મા તેનો હક બીજાની સાથે લગન કરવાથી ખુવે છે, પણ તે હક જો તે વીધવા થાય તો ફરીથી તેને મળે છે.

*બાપ તરફના સગાંઓનો હક*

૧૦ કેળવણી તથા લગનના કામ સારૂ બાપ તરફના સગાંઓને સગીરની મીલકતનો વારસો મળવા તેમના હકના નજદીકપણાના પ્રમાણમાં વાલીપણાનો હક મળે છે.

*સગીરના નાલાયક પણા વીશે*

૧૧ વાલીએ તેના સગીરની કેળવણી તથા ગુજરાન માટે કરેલું કરજ એ સગીરે ઉમર લાયક થયેથી આપવું જોઈએ.

*જરૂરી કરજ વીશે*

૧૨ સગીર પોતાની મેળે લગનનો કરાર કરવા, તલાક આપવા, ગુલામને છુટો કરવા, ધીરવા અથવા કરજ કરવા, અથવા જે ખુલું પોતાના લાભનું નથી, એવા પ્રકારના કોઈ બીજા કાર્યમાં પડવા તેના વાલીની સમતી વગર કાયદા પ્રમાણે લાયક નથી.

*કાયદા પ્રમાણે યોગયતા*

૧૩ પણ તે બક્ષીસ લેઈ શકે છે અથવા બીજું કાંઈ કામ જે ઉપાડુ તેના ફાયદાનું છે તે કરી શકે છે

*તેની સ્થાવર મીલકત વીશે*

૧૪ નીચે લખેલા સાત કારણો શીવાય વાલીને તેના સગીરની સ્થાવર મીલકત વેચવાની છુટ નથી એટલે કે જ્યાં તેની બમણી કીંમત મળી શકતી હોય; ૨ જુ જ્યાં સગીરને બીજી કાંઈ મીલકત ન હોય અને ગુજરાનને માટે તે વેચ્યા વગર ચાલે તેમ ન હોય; ૩ જું. જ્યાં તેનો માજી ભોગવનાર કરજ મુકીને મરી ગયો હોય અને તે કરજ આ મીલકત વેચ્યા વગર પતાવાય તેવું ન હોય; ૪ થુ. જ્યાં વસીઅતનામામાં કેટલાક સામાન્ય ઠરાવો હોય કે જેનો અમલ એ પ્રમાણે મીલકત વેચ્યા વગર થઇ શકતો ન હોય; ૫ મું. જ્યાં એ મીલકતમાંની આવક તે રાખવાનું ખરચ ચલાવવાને બસ ન હોય; ૬ ઠું. જ્યાં એ મીલકતનો નાશ થવાનો ભય હોય; ૭ મું. જ્યાં તે બથાવી પડવામાં આવી હોય અને તે પાછી મળવાનો કાંઈ સંભવ નથી એવી ધાસ્તી રાખવાનું વાલીને કારણ હોયતો.

*અપવાદો*

*તેની જંગમ વીશે*

૧૫ પાસેના વાલીએ એ સગીરની તરફથી અને તેના ફાયદાને માટે કરેલો દરેક કરાર તથા, પોતાની જંગમ મીલકતનો સંબંધ હોય તેટલે સુધી, પોતાના પાસેના વાલીની સલાહ તથા સંમતિથી સગીરે કરેલો દરેક કરાર કાયદા પ્રમાણે અને તેને બંધ ન કરતાછે;

મણે જો તેના સ્વરૂપ ઉપર કંઈ પડપંચ કે દગલબાજી ન હોય તો જ તે કાયદા પ્રમાણે અને બંધન કરતા થાય છે.

૧૬ સગીરોએ બીજાની મીલકતને અથવા લાભને ઈરાદાથી કરેના કંઈ પણ નુકશાન ઈચ્છા હાનીને માટે તે શગીરો દીવાની રાહે જવાબ દાર છે; અને જો કે તેઓ ફોજદારી બાબતોમાં તેમણે કરેલું હોય તેનો બદલો મળવાને અથવા વધારેમાં વધારે નુકશાની ભરી આપ વા પાત્રનથી તોપણ તે નજરમાં આવે તેવી સજા અથવા નશીયતને પાત્ર છે. જવાબદારી વીષે

---o⁂o---

# प्रकरण ९ मुं.

## ગુલામગીરી વિશે.

૧ મુસલમાની કાયદામાં ફકત બે પ્રકારના સખસો ગુલામ દાખલ ઓળખાયલા છે. પ્રથમ મુસલમાની ધરમ ન માનતા હોય એવા લડાઈમાં કરેલા બંધાવાન, અને બીજા તેમના ફરજંદો. આ સખશો બીજી મીલકતની પેઠેજ વારસામાં લેઈ શકાય છે, તેમજ તેમના સબંધી દરેક જાતના કરાર કરી શકાય છે. કાયદેસર ગુલામગીરી વીશે

૨ ગુલામગીરીતો સામાન્ય સ્થીતીના બે પેટા વરગ છે, અને કરીયત પ્રમાણે ગુલામગીરી પુરી અથવા મર્યાદાવાળી હોઈ શકે છે. ગુલામ ગીરી પુરી અથવા મરીઆદાવાળી

૩ મર્યાદાવાળા ગુલામ ત્રણ પ્રકારના છે. **મુકટીબ, મુડબ્બીર**, અને **ઉમઈ વલદ** મરીઆદાવાળા ગુલામ વીશે

૪ **મુકટીબ** ગુલામ એક જેની અને જેના ધણી વચ્ચે તેના છુટકારાને માટે અમુક રકમ, કતો તુરત અથવા વાયદે અથવા હપતાથી આપવાની સરતે કબુલીયત થઈ હોય. મુકટીબ ગુલામ વીશે

૫ જો એ સરત તે પાળે તો તે છુટો થશે, નહી તો તે પાછો ગુલામ ગીરીની તેની પ્રથમની અમરયાદાવાળી સ્થીતીમાં આવશે, એ દરમ્યાન વખતમાં તેના ધણીના હાથમાંથી તેના ઉપરનો કબજો જાય છે; પણ તેનામાં રહેલી તેના ધણીની મીલકત જતી નથી. પરંતુ તેને એ દરમ્યાન વખતમાં વેચાતો, બક્ષીસમાં ગીરોમાં કે ભાડે આપી શકાતો નથી. તે સંબંધી નીયમો

૬ **મુડબ્બીર** ગુલામ એક જેને તેના ધણીએ પોતાના મરણ પછી છુટકારો આપવા વચન આપ્યું હોય પરંતુ આ વચન વગર સરતે અથવા સરતી હોઇ શકે; બીજા બોલમાં, એ ગુલામના છુટકારાનો આ મુડબ્બીરગુલામ વીશે

ધાર સામાન્ય રીતે તેના ધણીનું મરણ થવા ઊપર રાખ્યો હોય પછી મરણ ગમે ત્યરે થાય, અથવા, તે સરતી હોય એટલે ઠરાવેલી મુદત ની અંદર એ બનાવ બનવા ઉપર તેનો આધાર હોય.

તે સંબંધી નિયમો

૭ આ પ્રકારનો ગુલામ વેચવાની અથવા બક્ષીસમાં આપવાની યોગ બાબત નથી, પણ તેમની પાસેથી મજુરી લેઈ શકાય, અને તેને ભાડે આપી શકાય, અને જો તે ઓરત હોયતો તેને પરણાવી અપાય જયાં વચન બીન સરતે અપ્યુ હોય તેવે પ્રસંગે એ ગુલામ તેનો જયારે મરી જાય ત્યારે છુટો થાય; અને જો વચન સરતી હોય તો ઠરાવેલી મુદતની અંદર એ બનાવ બન્યો હોય તોજ તે છુટો થાય.

ઉપરના સામાન્ય નીયમોમાં અપવાદો

૮ ક્રિમદાય અને કરજ વીશેનો સામાન્ય કાયદો આપ્રકારના ગુલામોને લાગુ પડેછે કેમકે બીજા કોઇ પણપ્રકારની મીલકતની માફક તે ઉપર પણ વારસોનો હક ગણાયછે; એટલા માટે જયાં ધણી કાંઇ બીજી મીલકત મુકયા વગર મરી ગયો હોય તે પ્રસંગે તેમની જાતની કીમત ના ⅓ સુધી તેમનો ફકત છુટકારો થઈ શકે; અને તેમણે એવારસોના ફાયદાને માટે બાકીના ⅔ સુધી તેમના છુટકારાની મજુરી કરવી જોઇએ; અને જયાં ધણી નાદાર થઈ ગુજરી જાય તેવે પ્રસંગે મરનારના લેહેણદારોના ફાયદાને માટે તેમની જાતની કીમતની પુરેપુરી રકમ પુરતી મહેનત કરી તેઓ મેળવે ત્યાં સુધી તેઓ છુટા થતા નથી.

ઉમ-ઈ-વલદ વીશે

૯ **ઊમ-ઈ-વલદ** એટલે એવી ગુલામડી છે કે જેને તેના માલીકના પેટનું ફરજન અથવા ફરજનો થયાં હોય.

તેશાબંધીનીયમો

૧૦ આ પ્રકારના ગુલામ વીશેનો કાયદો અને **મુદબ્બીર** વીશેનો કાયદો એકજ છે, પણ **ઊમ-ઈ-વલદ** માં એટલો તફાવત છે કે એ ગુલામડીનો તેનો શેઠ ગુજરી જાય ત્યારે બીન શરતે છુટકારો થાય છે; પછી તે સેઠ બીજી પુંજી મુકીને ગુજરી ગયો હોય કે નહી અથવા નાદાર થઈ ગુજરી ગયો હોય કે નહી તેની ચીંતા નહી, પણ એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે આ ગુલામડીના ફરંજદોની ઉતપતી તેણીનો શેઠ પેહેલા જનમેલને કબુલ રાખે તે શીવાય તે શેઠને અંગે ચોટતી નથી.

ગુલામોની અયોગતા વીશે

૧૧ ગુલામોને ઘણું કરીને હરેક જાતની કાયદા પ્રમાણે અયોગ્યતા હોય છે. તે તેમના ધણીની સમતિ વગર પરણી શકતા નથી. મીલકત સબંધી બાબતોમાં તેમણે આપેલો પુરાવો તેમજ કબુલીયતી (જો તે પરવાના વગરની હોય તો) સ્વીકારી શકાતી નથી. સ્ટેટમાં કાઇ શીવીલ ઓધા ઊપર નોકરી કરવાને તેઓ ઘણું કરીને લાયક નથી, તેમજ (ખાસ નીમણોકથી તેમનાશેઠના સગીર ફરજંદોની બા

ખતમાં તેમને ઠરાવવામાં આવ્યા હોય તે શીવાય) તેઓ વશીયતનામું ચલાવનાર દાખલ કામ કરી શકતા નથી. અથવા જામીન કે વલી થઈ શકતા નથી. તેમજ તેઓ બક્ષીસ અથવા વેચાણ કરવાને, અથવા મીલકતનો વારસો લેવાને અથવા વશીયતનામાથી મીલકત આપવાને તેઓ કાયદા પ્રમાણે યોગ્ય નથી.

૧૨ પણ આ અયોગ્યતાઓનાકાંઇક બદલા દાખલ સ્વતંત્રતાની જવાબદારીઓમાંની ઘણી જવાબદારીઓમાંથી તેઓ મુક્ત છે. તેમના શેઠની ગેર હાજરીમાં તેઓ ઉપર દાવો થઇ શકતો નથી; તેઓને કર આપવાનો નથી અને કરજને સારૂ તેમને કેદમાં નાંખી શકાતા નથી. ફોજદારી બાબતોમાં તેમને આથી પણ વધારે છુટો મળે છે. તેમને મળેલી છુટ

૧૩ કોઈ પણ પ્રકારના ગુલામને કાંઇ અમુક કામ સારૂ અથવા સામાન્ય રીતે વેપાર સબંધી કામોને સારૂ લાઇસેન્સ અથવા પરવાનો મલી શકે છે; આ પ્રસંગે તેમના પરવાના પુરતુ કામ કરવાને તેમને છુટ છે. લાઈસેનસ વાળા ગુલામો વીરે

૧૪ શેઠ તેમના ગુલામને પરણવાની ફરજ પાડી શકે છે. પુરા ગુલામોને તેમની ઓરતોની પહેરામણી તથા ગુજરાન પુરૂ કરવાને વેચી શકાય છે, અને મર્યાદાવાળા ગુલામોને એકજ કારણસર મહેનત કરવાની ફરજ પાડી શકાય છે. જ્યાં સુધી માણસને સ્વતંત્ર પ્રકારની ઓરત હોય ત્યાં સુધી તે ગુલામડીને પરણી શકતો નથી; તેમજ તે ગમે તેમ હોય તોપણ તે તેની પોતાની ગુલામ છોકરીની સાથે અથવા ગુલામ પોતાની શેઠાણી સાથે લગ્ન કરી શકતો નથી. તેમના લગનં સંબંધી નીયમો

૧૫ જે શખસો મનાઈવાળી પાયરીએ અરસપરસ સગાં હોય તે એક બીજાના ગુલામ થઈ શકતા નથી. સગાઓની ગુલામગીરીની મનાઈ છે

૧૬ જ્યાં એક શખસના મરદ ગુલામ અને બીજા સખસની ઓરત ગુલામ વચ્ચે છોકરૂ જનમ્યુ હોય તેવે પ્રસંગે મરદ ગુલામના શેઠને આ પ્રમાણે જનમેલાં છોકરાં ઉપર કંઇ પણ કાયદાસર હક નથી. ગુલામના છોકરા વીશે

૧૭ ઘણીજ તંગીમાં જયારે કોઈ સખસ આવી પડેલો હોય ત્યારે તે સખસ પોતાના પંડનુ વેચાણ કરે તે કયાં સુધી કાયદેસર છે એ એક સ્વાલ છે. **મોહીત ઊ—સરૂખસી** જે કે વાંધો લેઈ શકાય નહી એવા પ્રમાણનુ એક પુસ્તક છે તેમાં એ વેચાણ વ્યાજબી ઠરાવેલું છે. પણ જયારે એ વેચાણનુ વાજબી પણું કબુલ રાખીને એ પ્રમાણ પુસ્તકને માન આપવામાં આવે તોપણ સરવ ઠેકાણે એવી તકરાર કરવામાં આવે છે કે એ ગુલામની અરજ ઉપરથી એ કરાર રદ કરવો જોઇએ, અને તે ગુલામે તેના ખરીદદાર પાસેથી જે લીધુ હોય તેની કીમત મેહેનત કરી વાળવા તેને ફરજ પાડવી જોઇએ. કોઈ શખસ પોતાને ગુલામગીરીમાં પેસી શકવા બાબતનો સ્વાલ

દાસત્વપણા વીશે

૧૮ તોપણ તમામ પ્રમાણોમાં એ વાત સ્વીકારવામાં આવી છે કે કોઈ માણસ ગમે તેટલી મુદત સુધી, પછી ગમે તે તે જીંદગી પર્યંત, પોતાને ભાડે આપી શકે; પરંતુ આ પ્રમાણે ભાડે આપે એ આ નાહાની ઉમરવાળા ઉમર લાએક થયેથી એ કરાર રદ કરી શકે છે.

---

# પ્રકરણ ૧૦ મું

## ધરમાદાય વીશે.

દાનની વાખ્યા

૧ ધરમાદાય એટલે ઈશ્વર શેવામાં ઊપયોગમાં લેવા કાંઇ મીલકત આપવી તે; આ પ્રસંગે આપનારનો હક એ મીલકત ઉપરથી ઉઠી જાય છે, અને તે મીલકતની ઉપજ મનુષ જાતના લાભને અરથે વાપરવામાં આવે છે.

તે સંબંધીની શરતો.

૨ ધરમાદાય ધન, વેચાણ, બક્ષીસ કે વારસામાં આપવા યોગ્ય નથી અને જો છેવટ સુધી મીલકત આપી દીધી હોય તો માત્ર એ આપનારની એ મીલકતના ત્રીજા ભાગ સુધી તેનો અમલ થઈ શકે છે. બ્યાન નક્કી કરેલી મીલકત ધરમાદાયમાં આપવા યોગ્ય છે.

તે કયારે વેચી શકાય

૩ ધરમાદાય મીલકત જ્યારે તેના પેટાના મકાનોની મરામતનું અથવા બીજા ન ચાલે એવા કામનું ખરચ કાઢવાને વેચ્યા વગર છુટકો ન હોય, અને જયારે એ મીલકત ઇજારે આપવાથી અથવા થોડી મુદતને સારૂ બીજી કોઈ તદબીરથી એ હેતુ પાર ન પડતો હોય ત્યારે ન્યાયાધીકારીઓ તે વેચી શકે છે.

હયાત ન હોય તેવા સખસને દાન આપવા વીશે

૪ જયારે ધરમાદાય મીલકત કોઇ આશામીને તેના મરણ પછી તે ગરીબને મળવાના ઠરાવ સાથે આપવામા આવ્યું હોય ત્યારે દાન લેનાર જે સખસો બનાવ્યા હોય તે સખસો તે વખતે હયાત હોય એમ કાંઇ જરૂરનું નથી. જેમ, 'અ' ના ફરજંદોના નામ ઉપર તેમના મરણ પછી ગરીબને મળવાના ઠરાવ સાથે ધરમાદાય આપવામાં આવ્યું હોય, અને 'અ' ને કાંઈ ફરજંદ ન હયાનું સાબીત થાય તોપણ એ ધરમાદાય બક્ષીસ સાબુત રહેશે' અને તેની ઉપજ ગરીબ લોકોમાં વેહેંચવામાં આવશે.

દેખરેખ રાખનારને ખશેડી નહીં શકવા બાબતુ

૫ ધરમાદાય આપનારે નીમેલાં દાનની દેખરેખ રાખનારને ગેર વરતણુંકની સાબીતી શીવાય રાજકરતા અધીકારી ખસેડી અથવા દુર કરી શકતા નથી; તેમજ એ ધરમાદાય આપનાર પોતે પણ જો ધરમાદા આપતી વખતે આ સખસને દુર કરવાની છુટ મુદામ પોતે રાખી હોય તે શીવાય તેને દુર કરી શકતો નથી.

ઊતરાધીકારે બાબત

૬ જયાં કોઈ ધરમાદાય આપનારે પોતે જે દેખરેખ રાખનાર મુકરર કરયો હોય તેના મરણ પછી તેની જગો ઉપર કોણ આવે તે બીજો કાંઈ સ્પષ્ટ ઠરાવ ન કરયો હોય, અને પોતાનું વશીયતનામુ અમલમાં લાવવા સારૂ કોઈની નીમણુંક ન કરી હોય ત્યારે આ દેખરેખ રાખનાર પોતે પોતાની મરણ શઇયા ઉપર રાજય કરતા અધીકારીની મંજુરી ઉપર પોતાની જગોએ આવનાર નીમી શકે છે.

વહીવટ સંબંધી નીયમો

૭ જે ચોકસ મીલકત ધરમાદાયમાં આપેલી હોય તેનો અદલો બદલો બીજી મીલકત સાથે થઈ સકે નહી, પણ જો આવી સરત ધરમાદા આપનારે કરી હોય, અથવા એ અમુક મીલકતનો કબજો રાખવો બની શકે નહી એવી કફીયત બને, અથવા એ અદલા બદલાથી કાંઈ ઉઘાડો લાભ થતો હોય તો એ પ્રમાણે અદલો બદલો થઈ શકે છે; તેમજ ધરમાદાય કરલી જમીન તેની કીમતથી ઉતરતી સરતોએ અથવા ત્રણ વરસ ઉપરાંત મુદત સુધી ઇજારે આપી શકાય નહી, પણ જો એ મીલકતનો બચાવ કરવાને આ પ્રમાણે કર્યા વગર છુટકો ન હોય એવી કફીયત બનેતો તે પ્રમાણે ઇજારે આપી શકાય છે.

ક્યે પ્રસંગોએ દાન આપનારનું વસીયતનામું ઉલટાવી શકાય

૮ ધરમાદાય કરનારની આગ્નાા નીચેના પ્રસંગો બાતલ કરી પાળી જોઈએ. જો તેણે એવી સરત કરી હશે કે દેખરેખ રાખનારને રાજય કરતા અધીકારી દુર કરી શકશે નહી, તોપણ ગેરવરતણુંકની સાબીતી મળેથી તેઓ તેને દુર કરી શકે છે. જો તેણે એવી સરત કરી હશે કે ધરમાદામાં આપેલી જમીન એક વરસ ઉપરાંત ઇજારે નહી આપવી, અને એટલી ટુંકી મુદતને સારૂ ઇજારદાર મળવો મુશ્કેલ હોય અથવા લાંબી મુદતનો લેખ કરવાથી એ જગોના લાભમાં વધારો થતો હોય તો એ દેખરેખ રાખનારની સમતી વગર વરતવાને રાજય કરતા અધીકારીઓને છુટ છે. જો તેણે એવી શરત કરી હોય કે ઉપજનો વધારો મશીદમાં જે સખસો ભીખ માગે છે તેમને વેહેંચી દેવો, તોપણ બીજી જગોએ ઘણીજ કંગાલ અવસ્થામાં હોય તેવા લોકોને, જો કે તે ભીખારી નહોય તોપણ તે વેહેંચી આપી શકાયછે જો તેણે એવી સરત કરી હોય કે ઘણીજ કંગાલ અવસ્થાના માણસોને રોજને રોજ ખીચડું આપવું તોપણ એ ખીચડું આપવાને બદલે પઈશા આપી શકાય. ધરમાદાય ખાતાના અમલદારોનો પગાર વધારી આપવાનું જયારે યોગ્યજણાયત્યારે તેમનો પગાર વધારી આપવાનો રાજય કરતા અધીકારીઓને અખ્તીઆર છે, અને ધરમાદાય મીલકતનો અદલો બદલો કરવો જયારે ફાયદા કારક માલમ પડતો હોય ત્યારે આ આ અધીકારીઓના હુકમથી એ અદલો બદલો થઇ શકે છે, પછી એ

ધરમાદાય આપનારે એવો અદલો બદલો ન કરવા ખસુસ ઠરાવ કર્યો હોય તેની ચીંતા નહીં.

બે દેખરેખ રાખનારા હોય ત્યારે

૯ જ્યારે કોઈ ધરમાદા આપનારે બે સખસોને સંજુકત દેખરેખ રાખનાર નીમ્યા હોય ત્યારે તે બેમાંથી એકને જુદા રહી કામ કરવાનો અધિકાર નથી; પણ જ્યાં તે ધરમાદા આપનાર પોતેજ દેખરેખનો નીમે ભાગ પોતે રાખતો હોય અને પોતાની સાથે બીજા આશામીને જોડતો હોય તો તેવે પ્રસંગે તે ધરમાદા આપનારને એકલો સ્વઅખતીઆરથી પોતાની મેળે ઉત્પન્ન કરેલી સંયુકત દેખરેખનું કામ કરવાને છુટ છે.

સાર્વજનીકઅને ખાનગી દાનોને માટેસામાન્ય નીયમ

૧૦ જયરે રાજ કરતા સતાએ સરકારી ત્રીજોરીના નાણામાંથી સારવજનીક કામને માટે કાંઈ ધર્માદા કાંઇ પણ નીમણુંક કરયા વગર આપ્યું હોય ત્યારે વીદ્વતાની બાબતમાં ઘણોજ લાયક હોય તેવા કોઇ શખસને દેખરેખ સોંપવી જોઇએ, પણ ખાંનગી ધરમાદાની બાબતમાં, ઉપર કહેલા અપવાદોને અનુસરી, એ ધરમાદા આપનારની આગ્ના પ્રમાણે ચાલવું જોઇએ.

---

# પ્રકરણ ૧૧ મું.

## કરજ તથા જામીની વીશે

વારસોની જવાબદારી

૧ વારસો તેમના વડીલોના કરજને માટે તે વડીલોની પુંજી હોય તેટલે સુધી જવાબદાર છે.

મરણ શઇયા ઉપર કબુલ કરેલા કરજ વીશે.

૨ મરણ શઈયા ઉપર કબુલ કરેલું કરજ આપવું તનદુરસ્તીમાં કરેલું કરજ પતી રહે ત્યાં સુધી મોકુફ રાખવું જોઈએ; પણ જો એ વાત પ્રસીધ હોય કે એ મરણ શઇયા ઉપરનું કરજ સુધબુધી થી કરવામાં આવેલું છે તો એ પ્રમાણેકરવાની જરૂરનથી, અને મરણ શઇયા ઉપર કોઈ વારસના લાભમાં કરજની કબુલત બીજા વારસો તે કરજ ખરૂં છે એમ કબુલ ન કરેતો તદન રદ બાતલ છે.

બે સખસોએ ભેગા થઈને કરજ કરયું હોય ત્યારે

૩ જો બે સખસોએ ભેગા મળી કરજ કરયું હોય, અને તેમાંનો એક જણ મરી જાય તો પાછળ રહેનાર માત્ર તે કરજના નીમે ભાગને માટે જવાબદાર ગણાશે; પણ જો કોઈ સ્પષ્ટ ઠરાવ હશે કે દરેક જણ આખી રકમનો જવાબદાર છે તો પછી પાછળ રહેનાર આખી રકમનો જવાબદાર ગણાશે; કેમકે કાયદા એમ અનુમાન કરેછે કે એ કરજની પેદાશમાં દરેક જણ સરખા હીસ્સેદાર હતા, અને એક જણ બીજાને મળેલા નફાના હીસ્સાને માટે જવાબદાર નહી થવા જોઈએ.

૪ એવી રીતે વળી જયાં કાંઈ કરજ આપવાને સારૂ બે શખ્સો એકઠા જામીન થયા હોય, અને તેમાંનો એક જણ ગુજરી જાય, તેવે પ્રસંગે જો બીજી રીતે વીશેષ ઠરાવ નહી કરયો હોય તો પાછળ રહેનાર આખા કરજને માટે જામીન ગણાશે નહી. જયારે એકઠા જામીન હોયત્યારે

૫ પણ જયાં બે સખ્સો વેહેપારના કામકાજમાં સહીઆરી અથવા ભાગીઆ હોય અને તેની મુડીમાં દરેક જણે સરખી રકમ નાખી હોય અને દરેક પ્રકારે સરખા હોય અને તેવે પ્રસંગે એક સહીઆરી બીજા સહીઆરીએકરેલા તમામ,કર્ન્યો તથા કાડેલા તમામ કરજને માટે જવાપદાર છે. પરંતુ બીજા પંતીઆળામાં આ પ્રમાણે થતું નથી; આવા પંતીઆળાની પેઢીનો લેહેણદાર તેના કાંઈ પણ એક નોખા સહીઆરી પાસેથી આખા કરજનો દાવો કરી શકતો નથી; પણ કાંતો તેણે તમામના ઉપર એકઠો દાવો કરવો જોઈએ, અથવા જો તેને કાંઈ એક સહીઆરી ઊપર દાવો કરવો હોય તો તેના હિસ્સા પુરતો દાવો કરવો જોઈએ; કેટલેક પ્રસંગે ભાગીઆઓ એકઠા અને નોખા નોખા જવાપદાર છે

૬ વાલીએ પોતાની સંભાળ નીચેના કાચી ઉમરના સખ્સને સારૂ જે જરૂરીઆત કરજ કાઢ્યું હોય તે કરજ, એ કાચી ઉમરના સખસે પાકી ઉમરનો થએથી ચુકવી આપવું જોઈએ. વાલીઓએ કાઢેલા જરૂરીઆત કરજ વીશે

૭ કાંઈ દેણાદારને તેના પોતાના કામકાજના વહીવટમાંથી તદન બાતલ કરવા સામાનીય મનાઈ કરી શકાય નહી; પણ તેના લેહેણદારને દેખીતા નુકશાન કારક કરારો કરવાથી તેને અટકાવી શકાય છે. દેણદારોને મનાઈ વારો

૮ જો કાંઈ દેવાદાર ઊપર દાવો થતાં તે દેવું કબુલ કરેતો તેને તુરત કેદ નહી કરવો જોઈએ. પણ જો તે દેવુ ઈનકાર કરે અને તે પુરાવાથી સાબીત થાય તો તેને એકદમ કેદમા મોકલી દેવો જોઈએ. મોડાની કબુલ તથી અને પુરાવથી કરજની સાબીતી વીશે

૯ જે દેણદારને છુટો રેહેવા દેવામાં આવ્યો હોય તે દેણદાર તરફથી હુકમનામું થયા પછી કાંઈ ઢીલ થાય, અને કરજ બદલ તેને કાંઈ કીમતી અવેજ મળ્યો હોય, અથવા ફાયદા કારક કરારથી એ દેવું થએલું હોય તો પછી જો કે તે ગરીબાઈની દલીલ કરતો હોય તો પણ તેને કેદમાં મોકલી દેવો જોઈએ. ઢીલકરનાર દેણદારો બાબત

૧૦ પણ જો દેવું મફત અને કાંઈ પણ કીમતી અવેજ લીધા વગર કરવામાં આવ્યું હોય (જેમકે કોઈના જામીન થવાથી થએલું દેવું) તો લેહેણદાર એ દેવાદાર નાદાર નથી એમ સાબીત ન કરી શકે તો તે દેવાદારને કેદ કરી શકાય નહી. કેટલેક પ્રસંગેવીશેષ નિયમ

૧૧ દેખીતી નાદારીના પ્રસંગે કેદની મુદત નકી કરવી એ ન્યાયાધીકારીઓની મરજી ઉપર છે. કેદની મુદત કેવી રીતે નકી કરવી

**છુટો રહેવા દેવાથી પાછળથી પકડવાને અટકાયત નથી.**

૧૨ પણ દેણદારને છુટો રેહેવા દેવાથી તેના લેહેણદારોએ તેને પાછળથી પકડાવાને અટકાવ થતી નથી. દેવું આપવાને તેની શકતીની સાબીતી મળેથી તેને પાછળથી તેઓ પકડાવી શકે છે.

**જપતી અને વેચાણ વીશે**

૧૩ કોઇ દેણદારની મીલકત જપ્ત કરી વેચવામાં કાયદામાં ઘણી સાવચેતી રાખવા ફરમાવેલું છે. પ્રથમ તો તેનું દેવું વાળવા તેની પાસેની રોકડ ઉપયોગમાં લેવી જોઇએ, પછી તેની જંગમ મીલકત અને છેવટ તેના ઘર તથા જમીન.

**ગીરો**

૧૪ જમીનના ગીરોમાં અને માલના ગીરોમાં કાંઈ તફાવત નથી.

**સાન**

૧૫ મુસલમાની કાયદામાં સાન મંજુર ગણવામાં આવતી નથી, અને ગીરોમાં કબજો એ અગત્યની સરત છે.*

**ધરાણે મુકેલી ચીજ વીશે**

૧૬ લેહેણદારને ધરાણે મુકેલી ચીજ કોઇને આપવાની તથા વેચવાની અથવા કોઈ પણ વખતે ગીરો મુકવાની છુટ નથી, પણ જો એવી મતલબનો તેની અને દેણદારની વચ્ચે મુદામ કરાર હોય તો તે પ્રમાણે થઈ શકે છે, કેમકે ધરાણે મુકેલી મીલકત દેવા સમાન ગણાય છે, દેવામાં વ્યાજની મના હોય તેથી તેમાં કાંઇ વધારો થઈ શકતો નથી.

**ગીરો મુકનાર તથા રાખનારની જવાબદારીઓ**

૧૭ એ એક સામાન્ય નીયમ છે કે ગીરો રાખેલી ચીજ મુકવાનું જગોનું ખરચ ગીરો રાખનારને શીર છે, અને ગીરો મુકેલી ચીજને નભાવવાનું ખરચ ગીરો મુકનારને શીર છે; જેમકે ઘોડા ગીરો મુકયો હોયતો, ગીરો મુકનારે તેની ખોરાકી પુરી પાડવી જોઇએ, અને ગીરો રાખનારે તબેલો પુરો પાડવો જોઈએ.

**ધરેણે મુકેલી વસ્તુ ધરાણે રાખનારે વાપરવી ન જોઇએ**

૧૮ કોઈ દેવા પેટે કોઈ માલ મીલકત ગીરો કે ધરાણે મુકવામાં આવી હોયતો ગીરો અથવા ધરાણે રાખનારે તે મુકનારની સમતી વગર તે વાપરવી એ કાયદેસર નથી, અને જો તે વાપરેતો તમામ કીમતને માટે તે જવાબદાર છે.

**ગીરો મુકેલી વસ્તુની હાની**

૧૯ જો દેવા જેટલી કીમત પુરતી ગીરવી મુકેલી વસ્તુ ગીરવી રાખનારના કારય (કસુર) સીવાય બીજીરીતે નાશ પામેતો દેવું પતી જાય છે. જો તે વસ્તુ દેવા કરતાં વધારે કીમતની હોય તો એ ગીરવી રાખનાર તે વધારાને માટે જવાબદાર નથી; પણ જો દેવા કરતાં તે ઓછી કીમતની હોય તો ગીરવી મુકનારે ખુટતા રૂપીઆ પુરા કરવા જોઈએ; પણ જો એ વસ્તુનો ગીરવી રાખનારના કાર્યથી જાણી જોઇને નાશ થયો હોયતો દેવા ઉપરાંતના વધારાને માટે એ ગીરવી રાખનાર જવાબદાર છે.

---

* **ટીપ**—વહીવટમાં આ નિયમ પ્રમાણે અમલ ચાલતો નથી. અને કબજા વગરની ગીરો જેમ હીંદુમાં ચાલે છે તેમ મુસલમાનમાં પણ ચાલે છે. મુફસીલના ગીરો બાબત માકફરસન કૃત ઇન્ટ્રોડકટરી પ્રકરણ વા. પુ.

૧૦ જો કોઈ શખ્સ ઘણા લેહેણદાર મુકીને ગુજરી જાય, અને તેમાંના કોઈ એક જણને ત્યાં કાંઇ મીલકત ગીરો મુકી હોય તો એ મરનાર દેણદારની જે મીલકત પોતાના કબજામાં હોય તેમાંથી આ ગીરવી રાખનાર લેહેણદારને પોતાનું લેહેણું વસુલ કરવાનો બીજા બધા લેહેણદારો કરતાં પ્રથમ હક છે* — ગીરવી રાખનારનો વિશેષ હક

—-—૦*૦——

# પ્રકરણ ૧૨ મું

## દાવા અને ઈનસાફની બાબતો વીશે.

૧ મુસલમાની કાયદા પ્રમાણે મુદત બાબત એવો નીયમ નથી કે જે ઉપરાંત હકના દાવાની ફરીયાદી ચાલે નહી. — મુદત નથી

૨ મ્હોડાના કરારની રૂએનો દાવો લેખત દસ્તાવેજની રૂએના દાવા જેટલોજ વજનદાર છે. — મોઢાનો અને લેખી કરાર સરખો વજનદાર છે

૩ દસ્તાવેજમાં કાંઈ વિધિ વિશેષ હોય તેથી જો બીજી રીતે કરાર પક્ષકારોનો ઈરાદો સ્પષ્ટ રીતે નકી થઇ શકતો હોય તો તે દસ્તાવેજની રૂએના કરારનું બળ કમી થતું નથી. — વીધી વીશેષ દસ્તાવેજો વીશે

૪ તમામ દાવા વિશે સામાન્ય નિયમ એ છે કે, હક જેમ મુદતમાં પેહેલો તેમ તેની શ્રેષ્ટતા. — દાવાની અગ્રતા

૫ જ્યારે બેમાંથી કીયો દાવો પ્રથમની તારીખનો છે એ નકી થઇ સકે નહી, ત્યારે બક્ષીસની રૂએના દાવા કરતાં વેચાણની રૂએનો દાવો શ્રેષ્ટ ગણાય છે. — બક્ષીસ તથા વેચાણના સામસામા દાવા

૬ કરાર કરનાર પક્ષકારોમાંથી એકનું મરણ થવાના સબબથી ઘણું કરીને એ કરારનો અંત આવતો નથી. પણ એ કરાર મરનારની પુંજી હોય તેટલે સુધી તેના વારસ વગેરેને લાગુ થાયછે, પણ જો કરાર મરનારના પંડનેજ લગતો હોય તો આ નીયમ લાગુ પડતો નથી. દાખલો કે કોઈ જમીન ખેડવા આપ્યાનો દસ્તાવેજ કર્યો હોય તેમાંનો જમીનદાર અથવા ખેડુત મરણ પામે તો એ દસ્તાવેજના કરારનો અંત આવે છે. — કરારનો અંત — અપવાદ

૭ એવીજ રીતે વળી પંત્યાળામાં તથા કોઈ પણ પ્રકારના રાશ ખાતાના ધંધામાં ગુજરનાર બાગીદારના વારસો સાથે ધંધામા સામેલ રેહેવાની જીવતા રેહેનાર બાગીદારોના ઉપર ફરજ નથી, તેમ — વીસેષ અપવાદ

* ટીપ—ગીરો શીવાય મેહેલાં દાહાડાના કરજોની બાબતમાં કાંઈ તફાવત નથી.

જીવતા રેહેનાર ભાંગીદારો સાથે ધંધામા સામેલ રેહેવાને ગુજરનાર ભાગીદારના વારસો પણ બંધાએલા નથી; અને એ ફરજ ફકીર થવાથી તેમજ સ્વભાવીક મોત થવાથી ટળે છે.

સાક્ષીઓ વીશે — ૮ સાક્ષીઓને સોગંદ અપાતા નથી.

તેમની સંખ્યા — ૯ દીવાની દાવાઓમાં બે પુરૂષોની અથવા એક પુરૂષ અને બે સ્ત્રીઓની સાક્ષી ઘણું કરીને અવશ્ય જોઈએ.

ના લાયક સાક્ષીઓ — ૧૦ ગુલામ, નહાની ઉમરના અને જુઠા અપવાદના તકસીરવાન ઠરેલા સખસો નાલાયક સાક્ષીઓ છે.

અંગીકાર નહી કરવા યોગ્ય સાક્ષી — ૧૧ બાપની અથવા બાપના બાપની, પોતાના દીકરા અથવા દીકરાના દીકરાની તરફેનમાં સાક્ષી. તેમજ દીકરાની અથવા દીકરાના દીકરાની પોતાના બાપ અથવા બાપના બાપની તરફેનમાં સાક્ષી; તેમજ ધણીની પોતાની ઓરતની તરફેનમાં, અથવા ઓરતની પોતાના ધણીની તરફેનમાં; અને નોકરની તેના શેઠની તરફેનમાં અથવા શેઠની તેના નોકરની તરફેનમાં સાક્ષી, અંગીકાર કરવા યોગ્ય નથી.

સદરહુ — ૧૨ તેમજ સંયુક્ત પેઢીના સબંધની બાબતોમાં ભાગીદારની સાક્ષી અંગીકાર કરવા યોગ્ય નથી.

સ્ત્રીની સાક્ષી કેવે પ્રસંગે અંગીકાર કરવા યોગ્ય છે — ૧૩ જે બાબતો ખાસ સ્ત્રીઓના અખ્તીઆરની છે તે બાબતોમાં મરદની સાક્ષીથી પુષ્ટી પામ્યા વગરની સ્ત્રીની સાક્ષી અંગીકાર કરવા યોગ્ય છે.

સાંભળેલો પુરાવ — ૧૪ જન્મ, મરણ, લગ્ન, ધણી ધણીઆણી દાખલ રેહેવુ તે તથા કાઝીની નીમણોક સાબીત કરવાને સાંભળેલી વાત પુરાવામાં લેવા યોગ છે; કેમકે આવા કારયોના નજરે જોનારા સાક્ષીઓ ઘણી વખત મળી આવતા નથી.

વધારે પડતો પુરાવો — ૧૫ કોઈ દાવાની પુષ્ટીમા ઠરાવેલી સંખ્યા ઉપરાંત સાક્ષિઓની સંખ્યામાં કાંઈ વિશેષતા હોવાથી વધારે વજન તેને અપાતુ નથી.

દાવા ઉપરાંતનો પુરાવ — ૧૬ સાક્ષીઓના જે પુરાવનું વલણ વાદીની પોતાની હકીકતમાં જે વસ્તુ આવી નથી તેવી કોઈ પણ વસ્તુ ઉપર વાદીનો દાવો સાબીત કરી આપવા સરખુ હોય તે પુરાવ અનાદર કરવો જોઈએ: જેમકે, તેના કોઈ સાક્ષીઓ તેણે પોતે દાવો કરયો હોય તેનાથી મોટી રકમ તેની લેણી હયાની સાક્ષી પુરેતો તેવો પુરાવો અનાદર કરવો જોઈએ.

જો પુરાવ દાવાનુ કારણ બતાવતો હોય — ૧૭ સાક્ષીઓને જે પુરાવનુ વલણ વાદીએ પોતે જણાવેલ કારણથી જુદા કારણ ઉપર વાદીનો દાવો સાબીત કરવા સરખુ હોય તે પુરાવ અનાદર કરવો જોઈએ; જેમકે વાદી વેચાણની રૂએ દાવો રાખતો હોય, અને સાક્ષીઓ બક્ષીસની રૂએ તેનો દાવોછે એમ કહેતા હોય.

૧૮ જ્યારે કોઈ લેહેણાનો દાવો કરયો હોય, અને કેટલાક સાક્ષી ઓએ દાવાવાળી આખી રકમની સાક્ષી પુરે અને બીજામાત્ર તે રકમના એકાદ ભાગની સાક્ષી પુરેતો વાદી પોતે દાવો કરેલી રકમનો એટલો ભાગ માત્ર મળવા હકદાર છે. — જયાં માગણીર કમની બાબતમાં એ પુરાવ જુદા હોય

૧૯ જ્યારે પ્રતીવાદી સામાન્ય મુદાનો જવાબ આપે ત્યારે પુરાવનો બોજો વાદીને શીર છે. — સામાન્ય મુદા વીશે

૨૦ જ્યારે કોઈ જવાબમાં બચાવની બાબત હોય; જેમકે રકમ આપ્યાનું અથવા પતાવ્યાનું કહેવામાં આવ્યું હોયતો પુરાવનો બોજો પ્રતીવાદીને શીર છે; એનો નીયમ દાવાની કાયદાના જેવોજ છે, એટલે દરેક મુદામાં છે એમ સાબીત કરવું જોઇએ. — બચાવની બાબતવાળી કોઈ મુદામ દલીલ વીશે

૨૧ પ્રતીવાદી કેટલેક પ્રસંગે શામાન્ય મુદાનો જવાબ તેમજ વાંધો ખાસ દલીલ બંને સાથે કરી શકે છે; પણ જો તે એક બીજાથી વીરૂધ પડતી ન હોય તોજ એ પ્રમાણે તે કરી શકે છે; અને આવે પ્રસંગે સાબીતીનો બોજો જો એ ખાસ દલીલ બચાવમાં જરૂરની ન હોય તો વાદીને શીર છે; જેમકે, એક આદમી બીજા ઉપર અડધી મીલકતનો દાવો કરે, અને કહેકે હું પ્રતીવાદીની પેઠે એક જ માબાપના લગનની ઊત્પતી છું, આ ઠેકાણે પ્રતીવાદી એ તકરારને સામાન્ય રીતે ઈનકાર કરી શકે છે. અને તેની સાથે એમ પણ કહી શકે છે કે વાદી જુદા કુટુંબમાં જન્મેલો છે. — ખાસી તેમજ સામાન્ય મુદારૂપની તકરાર સાથે કરવી

૨૨ પ્રથમના દાવાથી વીરૂધ પડતો દાવો અંગીકાર કરવા યોગ્ય નથી; જો તે બંને કાયમ રહી શકે નહીં; જેમકે, કોઇ સખસે પ્રથમના દાવામાં અમુક આદમી તેનો ભાઈ છે એ વાત ઈનકાર કરી હોય તે સખસ પાછળથી આવા સગપણની રૂઈએ એ સખસના વારસા ઉપર દાવો કરી શકે નહી. — પ્રથમના દાવાથી વીરૂધ પડતો દાવો

૨૩ પરંતુ જો એ દાવો પ્રથમના દાવાથી વીરૂધ પડતો હોય, અને તે બંને દાવા અનુકુળ પણે કાયમ રહી શકતા હોય તો એ દાવો અંગીકાર કરવા યોગ્ય છે; જેમકે, કોઈ મીલકત ઉપર એક વખત વેચાણની રૂઈએ દાવો કરયો હોય, અને તેજ મીલકત ઉપર ફરીથી એજ સખસે વારસાની રૂએ દાવો કરયો હોય તો તે દાવો ચાલી શકે છે, પણ જો પ્રથમ વારસાની રૂએ દાવો કરયો હોય અને પાછળથી વેચાણની રૂએ દાવો કરયો હોય તો તે દાવો અંગીકાર કરવા યોગ્ય નથી; કેમકે એ ખુલું છે કે આ બંને દાવા અનુકુળપણે કાયમ રહી શકતા નથી. — પણજો તેબંને કાયમ રહી શકતા હોય તો

૨૪ જો કોઈ માણસ દાવો કરે અને તેની પાસે તે દાવાની પુસ્ટીમાં કાંઈ પુરાવો નહોય તો સામાન નીયમ એછે કે પ્રતીવાદીને સોગન આપવા, અને જો સોગન ખાવા ના પાડે તો વાદીના લાભ — વાદી પાસેપુરાવો ન હોય ત્યારે નીયમ

માં ફેંસલો આપવો જોઇએ; પણ જો તે દાવો તે સોગન ઉપર ઇનકાર કરે તો તે દાવામાંથી એ મુક્ત થાય છે.

અને જ્યારે બંને પક્ષકારો પાસે પુરાવો હોય ત્યારે

૨૫ જ્યારે બંને પક્ષકારો પાસે પુરાવો હોય ત્યારે વાદીનો પુરાવો ઘણું કરીને શ્રેશ્ટ ગણાય છે. જેમકે, જ્યારે લેહણદાર અને દેણદાર બંને વચ્ચે લેહેણાની રકમ બાબત તકરાર હોય, અને એ બંને પાસે પુરાવો હોય ત્યારે લેહેણદારનો પુરાવો શ્રેશ્ટ ગણાય છે, પણ જો બેમાંથી એક પાસે કાંઇ પુરાવો ન હોય તો પ્રતીવાદીનું સોગન ઉપર કહેવું માનવામાં આવે છે.

બંને પક્ષકારો પાસે પુરાવો હોય ત્યારે વીશેષ નીયમ

૨૬ વળી એ એક સામાન્ય નીયમ છે કે જ્યારે બંને તરફેન તરફથી પુરાવો રજુ કરવામાં આવ્યો હોય, અને બીજી બાબ તો બરોબર હોય તો, જે પક્ષકારોનો દાવો વધારે હોય, અથવા એ બાબતમાં જેનું હીત વધારે હોય તે પક્ષકારના સાક્ષીઓને શ્રેશ્ટ ગણવા જોઇએ. જેમકે એક વેચાણના કરારમાંથી કોઇ દાવો ઉત્પન થયો હોય, અને તેમાં વેચનાર અને ખરીદદાર વચ્ચે તેની કીમત બાબત વાંધો હોય, અને બંને પક્ષકાર પાસે પુરાવો હોય ત્યારે જે સાક્ષીઓ વધારે રકમ લેહેણી હયાની સાક્ષી પુરતા હોય, એટલે કે વાદીના સાક્ષી શ્રેશ્ટ ગણવા જોઇએ

દાખલો

૨૭ અને જ્યારે માલ તથા તેની કીમત બંને વીશે પક્ષકારો વચ્ચે વાંધો હોય અને, બંને પક્ષકાર પાસે સાક્ષીઓ હોય ત્યારે વેચનારે રજુ કરેલો પુરાવો માલની કીમતની બાબતમાં શ્રેશ્ટ ગણાય છે, અને ખરીદદારનો પુરાવો માલની જાત તથા જથાની બાબતમાં શ્રેશ્ટ ગણાય છે.

એવી રીતનું વેચાણ હોય કે જેમાં પક્ષકારો વચ્ચે માલ તથા તેની કીમત બંને વીશે વાંધો હોય અને દરેક પાસે પુરાવો હોય

૨૮ જો બંનેમાંથી એક પાસે પુરાવો ન હોય તો તે બંનેને સોગન આપવા જોઇએ, અને જો બંને સોગન ખાવા કબુલ કરે તો એ કરાર રદ કરવો જોઇએ, પણ જો એક શોગન ખાય અને બીજો ન ખાય તો સોગન ખાનારની તરફેનમાં હુકમનામું કરવું જોઇએ.

અને જ્યાં બંનેમાંથી એક પાસે પુરાવો નહોય ત્યારે

૨૯ પણ જ્યારે એ વાંધો માત્ર વેચાણની સરતો બાબત હોય, જેમકે નાણા ભરવાની મુદત બાબત વીગેરે, અને બંને પક્ષકારો સોગન ખાવા કબુલ કરે, તો જે પક્ષકાર ઉપર દાવો કરયો હોય તે પક્ષકારનું સોગન ઉપર કહેવું શ્રેશ્ટ ગણાય છે.

અને તેમની વચ્ચે વેચાણની સરત બાબત વાંધો હોય ત્યારે

**ધણી ધણીઆણી વચ્ચે અથવા ભાડુઆત તથા ભાડુઆપનાર વચ્ચેની ફરીઆદ.**

૩૦ જ્યારે ધણી ધણીઆણી વચ્ચે મેહેરની રકમ વીશે વાંધો હોય અને બંને પક્ષકાર પાસે પુરાવો હોય ત્યારે ઓરતતરફનો પુરાવો માંનવો જોઈએ, કેમકે તે વધારે સાબીત કરી આપે છે* તેવીજ રીતે ભાડુ આપનાર તથા ભાડુઆતની વચ્ચેની તકરારમાં દરેક પક્ષકારનો પુરાવો જેટલે સુધી તે પ્રત્યેકના લાભ જોખમમાં હોય તેટલે સુધી શ્રેસ્ટ ગણાય છે. ભાડાની રકમ બાબત ભાડુ આપનારનો પુરાવો. અને મુદત બાબત ભાડુ રાખનારનો પુરાવો શ્રેસ્ટ ગણાય છે.

**અનામત અથવા ગીરવી મુકેલી મીલકતનો દાવો**

૩૧ જ્યારે કોઇ મીલકતનો દાવો બાંધવામાં આવ્યો, હોય અને જે સખસના કબજામાં તે મીલકત હોય તે સખસ એમ કહેકે એ મીલકત ગેર હાજર માલ ધણીની તરફથી મારી પાસે અનામત અથવા ગીરવી મુકેલી છે, અને પોતાના કહેવાની પુસ્ટીમાં પુરાવ રજુ કરેતો એ દાવો કાઢી નાંખવો જોઈએ; પણ જો દાવેદાર આ ગેરહાજર માલીક તરફથી પોતાને હક પ્રાપ્ત થયાનું કબુલ કરે તો એ દાવો મુળથીજ અનાદર કરવો જોઈએ.

**એક તરફી ફેંસલો**

૩૨ એક તરફી ફેંસલો કરી શકાય નહી, કેમકે ઠરાવ કાંતો પ્રતીવાદાની કબુલત ઉપરથી કરવા જોઈએ. અથવા (તે ઇનકાર કરતો હોય તોપણ) સાક્ષીઓના પુરાવા ઉપરથી કરવો, જોઈએ; અને જો તે ગેરહાજર હોય તો, એ દાવો તે ઇનકાર કરત અથવા કબુલત કરત એ કહી શકાય નહીં.

**લવાદની રીત**

૩૩ જ્યારે મુકદમા લવાદી ઉપર નાંખ્યા હોય ત્યારે એ અગત્યનું છે કે લવાદોનો ઠરાવ એક મતે હોવો જોઈએ;

---

* પણ આ સામાન્ય નીયમમાં એક અપવાદ છે. જો ઓરતની વ્યાજબી મેહેર, એટલે કે તેના બાપ તરફના સ્ત્રી જાતીના સગાઓને જે મેહેર મળી હોય તેની સરાસરીનો દર તેણીએ કરેલા દાવાની રકમ કરતાં જાસ્તી હોય તો ધણીએ રજુ કરેલો પુરાવો શ્રેસ્ટ ગણાય છે. કેમકે એ પુરાવાથી તેણીની તરફની કાંઈ છુટ સાબીત થાય છે—હીડાયા વા ૧ લું પાનું ૧૫૪.

# वारसो, करार, तथा परचुरण बाबतो सबंधी
# મુસલમાની કાયદા ઊપર અભિપ્રાય.

—oOo—

## प्रकरण १

### વારસા બાબતના અભિપ્રાય.

### દાખલો ૧

**प्रश्न**—કોઈ સખસ ત્રણ દીકરા મુકીને મરી જાય છે ત્યારે તેઓ તેની મીલકત શી રીતે વેંહેંચી લેશે?

**उत्तर**—એ મીલકતના ત્રણ ભાગ કરવામાં આવશે, અને દરેક દીકરાને એકકો ભાગ મળશે.

દીકરાને સરખો વારસો મળે છે

**प्र**—પણ ધારો કે એ સખસે પોતાના ત્રણ દીકરામાંથી બે દીકરાને પોતાની મીલકત પોતાની હયાતીમાં વેંહેંચી આપી છે, અને એવી રીતે આપેલી મીલકત એ બે દીકરા અને તેમના વારસોના કબજામાં છે, ત્યારે આ પ્રમાણે વેંહેંચી આપેલી મીલકતમાંથી હીસ્સો લેવાને ત્રીજો દીકરો કાયદા પ્રમાણે દાવો કરી શકે છે કે શી રીતે?

**उ**—પોતાના બેઉ દીકરાને તેમનો નોખો નોખો હીસ્સો આપીને એ મીલકતની વહેંચણ કરતી વખત જો બાપનું ચીત ઠેકાણે હોય, અને તેમના પોત પોતાના હીસ્સા અલાયદા એ દીકરાઓના કબજામાં હોયતો. એ મીલકતમાંથી કાંઈ હીસ્સો મળવાને ત્રીજા દીકરાનો હક નથી.

પણ બાપ પોતાની હયાતીમાં પોતાના કોઈપણ દીકરાને વારસામાંથી બાતલ કરી શકે છે.

### દાખલો ૨.

**प्र**—કોઈ ઓરત પોતાના મરનાર મોહોટા ભાઈની મીલકતની કોઈ જમીનના સોળમા ભાગ ઉપર માલકી હક મેળવવાને પોતાના નાહાના ભાઈ ઉપર દાવો બાંધે છે. તેમાં એમ માલમ પડે છે કે એ જમીન વડીલો પારજીત નથી, પણ તદન આપ કમાઈની છે, અને એ માલીકના મરણ વખતે તેના કુટુંબમાં એક દીકરી, એક વીધવા બે ભાઈઓ અને બે બેહેનો એટલાં જણ હતાં. આ પ્રમાણે હકીકત છે તો એ માલીકના મરણ પછી તેની આપ કમાઈમાં એ બેહેનોને હીસ્સો મળવાનો હક છે કે શી રીતે, અને આ પ્રમાણે હકીકત છતાં તેઓને હીસો મળવાનો હક છે એમ કબુલ કે

શીએ તો ધારો કે એ મરનાર એક દીકરો મુકીને મરી ગયો છે તો એ બેહેનોનો કાંઇ પણ વ્યાજબી દાવો ચ લશે કે શી રીતે?

વડીલો પારજીત અને આપક માઇ વચ્ચે તફાવત નથી

બેહેનો ભાઇ તથા દીકરીઓની સાથે વારસો લે ઇ શકે છે

દીકરો હસે તો ભાઇઓ તથા બેહેનો બંને બાતલ થશે

ઉ—મરનાર માલીકના મરણ પછી તેની તમામ મીલકત તેના બેઉ ભાઇ, તેની બેઉ બેહેનો; તેની વીધવા. અને તેની દીકરી વચ્ચે વેહેંચી આપવી જોઇએ. આ બાબતમાં વડીલોથી ઉતરેલી અને આપ કમાઇની મીલકત વચ્ચે કાયદો કાંઇ તફાવત ગણતો નથી એટલા માટે આવી હકીકતને પ્રસંગે મરનારની બેહેનો તેણે મેળવેલી મીલકતમાં હીસ્સો મેળવવા હકદાર છે. જો મરનાર માલીક દીકરો મુકીને મરી ગયો હોયતો, તેના ભાઇઓ તથા બેહેનો બંને વારસામાંથી બાતલ થશે, અને તેમને કાંઇ પણ હીસ્સો મળવાનો હક રહેશે નહી. એવે પ્રસંગે મીલકત એકલી એ દીકરાને, દીકરીને, તથા વિધવાને ઉતરશે. વીધવાને તેના કાયદેસર હીસ્સા દાખલ આઠમો ભાગ મળશે, અને બાકીની મીલકત દીકરા તથા દીકરીને મરદને બમણી ગણી વેહેંચી આપવામાં આવશે.

## દાખલો ૩

પ્ર—કોઇ ઓરત પોતાને પોતાના ધણી અને દીકરાની તરફથી વારસામાં મળેલી મીલકત મુકીને મરી જાય છે ત્યારે એ મીલકત તેના ધણી અને દીકરાના સગાં કે જેઓ એ ઓરતનાં પોતાનાં સગાં નથી. તેમને મળશે કે એ ઓરતના બાપને મળશે. અને આવી તરેહના વારસાના કામમાં સ્થાવર અને જંગમ મીલકતમાં કાંઇ તફાવત છે કે શી રીતે?

(ગમે તે રીતે મેળવી) ઓરતની મીલકત તેના પોતાના વારસોને મળે છે

ઉ—એ વીધવાને પોતાના ધણી અને દીકરાની તરફથી વારસામાં મળેલી મીલકત તેના ધણીના કે તેના દીકરાનાં સગાં જેઓ તેનાં પોતાનાં સગાં નથી તેમને મળશે નહી. પણ તેના બાપને, ભાઇઓને અથવા બીજાં સગાં જેઓ કાયદા પ્રમાણે તેના વારસો છે તેમને મળે છે, અને આવી બાબતમાં સ્થાવર અને જંગમ મીલકતમાં કાંઇ તફાવત નથી; પણ તે સઘળી મીલકત વારસામાં સરખી રીતે મળી શકે છે.

## દાખલો ૪

પ્ર—ગુલામડીઓના પેટના ફરજંદોનો તેમના બાપની મીલકતમાં વારસો મળવાનો હક છે કે શી રીતે?

ગુલામડીઓના પેટના ફરજંદોને બીજા ફરજંદો ની સાથે સરખી રીતે વારસો મળે છે

ઉ—મરનાર સખસના તમામ ફરજંદો, પછી તે ગુલામડીના કે કુંવારી પરણેલી ઓરતના પેટનાં હોય તેમને કાંઇ પણ તફાવત વગર વારસાના કાયદા પ્રમાણે તેમના પોત પોતાના હીસ્સા મળવાનો હક છે.

## દાખલો ૫

પ્ર—જો વીધવાના બતાવ્યા પ્રમાણે તેણીનો સામાવાળીઓ તેના ધણીના મરણ પછી મુસલમાની ધર્મ છોડી બીજા ધર્મમાં પેઠા હોયતો તેથી તે વારસામાંથી બાતલ થશે કે શી રીતે?

ઉ—ઉપર કહયા મુજબ ધણીના મરણ પછી ધરમ ત્યાગ કરવામાં આવ્યો હોયતો ધરમ ત્યાગથી તેનો (ધણીનો) બાધ વારસ દાખલ તેનો હક મેળવવાથી બાતલ થશે નહી, કેમકે વારસો ઉતરતી વખતે તે વીધવાના મરનાર ધણીનાજ ધરમમાં હતો.

વડીલના મરણ પછી ધરમ ત્યાગ કરવાથી વારસો મળવાને હરકત નથી

## દાખલો ૬

પ્ર—મુસલમાની કાયદા પ્રમાણે દતકનું કારય પાકું થવાને સારૂ શી શી શરતો જરૂરી છે, અને કાયદેસર રીતે દતક લેવાએલા સખસને શા શા હક પ્રાપ્ત થાય છે? પોતાને દતક લેનાર બાપે મુકેલી મીલકતમાં વારસો મળવા તેનો કાંઈ હક છે કે શી રીતે, અથવા દતક લેનાર બાપને તેની હયાતીમાં તેની તમામ મીલકત વેચી નાંખી અથવા બક્ષીસમાં આપી દેઈ તેના દતક લીધેલા દીકરાને તદન વારસામાંથી બાતલ કરવાની છુટ છે કે શી રીતે?

ઉ—દતક લેનાર બાપની હયાતીમાં કે તેના મરણ પછી દતક લીધેલા દીકરાને તેની મીલકત ઉપર કાંઈ પણ હક નથી. દતક લેનાર બાપનો તેનો પોતાની મીલકત ઉપર સ્વતંત્ર અખતીઆર છે, અને જો કે ઉપર પ્રમાણે પોતાની મીલકતની વ્યવસ્થા કરવાથી દતક લીધેલો દીકરો કેવળ નીરાધાર થઈ જાય તોપણ, વેચાણથી, બક્ષીસથી, અથવા બીજી રીતે તેની મરજી માટે તેમ તેની મીલકતની વ્યવસ્થા કરવા તેને છુટ છે.

દતક લેવાથી વારસામાં હક મળતો નથી

## દાખલો ૭ મો.

પ્ર—એમ ધારો કે આ પ્રસંગે દાવાદાર જે ઓરતની મીલકત ઉપર કાયદા પ્રમાણે વારસ દાખલ તે દાવો રાખે છે તે ઓરતનું ખુન કર્યાનો તોહમતદાર અને શક ઉપર ગુનેહગાર ઠરયો હોયતો તે વારસામાથી બાતલ થશે કે શી રીતે?

ઉ—ખુનનો માત્ર શક વારસાનો હક છીનવી લેવાને બસ નથી. એ ગુનોહ પુરણ રીતે સાબીત થાય તે શીવાય શકવાળા સખસને વારસ દાખલ મીલકતમાં ઉતરાધીકાર મળે છે, પણ કયારે કે બીજી રીતે વારસો મળવાનો તેનો હક વાંધા રહીત હોય ત્યારે.

ખુનનો શક પુરી રીતે સાબીત થયા વગર વારસામાંથી બાતલ કરતો નથી

## દાખલો ૮

પ્ર—બીજાનો જામીન થવાથી કોઈ મુસલમાન કરજદાર થઈ ગયો હો

ય ત્યારે તેના મરણ પછી તેના વારસોને તેની પાસેથી જે મીલકતનો વારસો મલ્યો હોય તે મીલકતની રકમ સાથે સબંધ રાખ્યા વગર તે લોકો તેનું કરજ આપવા પાત્ર છે કે શી રીતે? અને ધારો કે તેણે કાંઈ મીલકત ન મુકી હોયતો એ કરજ આપવા તે જવાબદાર છે કે શી રીતે? જો કરજ આપવા પાત્ર હોય, ને વારસેમાં બે ભાઈ, એક ભત્રીજો અને એક દીકરો હોયતો તેમાંનો કીયો એ કરજ આપવા પાત્ર છે?

પુંજી હોય તેટલે સુધી વારસો તેમનાં વડીલોનુ કરજ આપવાજ વાપદાર છે, તે ઉપરાંત નથી

ઉ—જો કરજદારે મરતી વખતે મીલકત મુકી હોયતો મરનારના જે વારસના કબજામાં એ મુકેલી મીલકત હોય તેની પાસેથી લેહેણદાર પોતાનું લેહેણું માગી શકે છે; અને વારસના દાવા પતાવ્યા પેહેલાં મરનારનું કરજ ચુકાવી આપવું જોઈએ. જો પુંજી કરજ કરતાં વધારે હોય તો એ વધારો વારસો વેંહેંચી લેશે; પણ જો કરજ કરતાં પુંજી કમી હોય તો તે તમામ પુંજી દેવામા આપવી જોઈએ; તે પછી બાકીના દેવાને માટે વારસો જવાબદાર નથી. જો મરનારે મીલકત ન મુકી હોય તો લેહેણદારોનો દાવો તેના વારસો ઉપર ચાલશે નહી. જો દેણદાર મરતી વખતે એક દીકરો, બે ભાઈ; અને એક ભાઈનો દીકરો મુકી મરી ગયો હોય તો તેનો દીકરો કરજ આપવા પાત્ર થશે, અને લેહેણદારોનું પતાવ્યા પછી જો વધારો રહેશે તો કાયદા પ્રમાણે તે તેને એકલાનેજ મળશે. તેની હયાતીમા એ મીલકતમાં કાંઈ પણ હીસ્સો ભાઈ કે ભાઈના દીકરાને વારસામાં મળી શકતો નથી.

## દાખલો ૯

પ્ર—એક ઓરતને બે દીકરા છે. તેમાંનો એક જણ પોતાની માની હયાતીમાં એક દીકરી મુકી મરી જાય છે. એ ઓરતના ગુજરયા પછી તેણે મુકેલી મીલકત લેવાને એ દીકરી પોતાના બાપના હકથી દાવો કરે છે ત્યારે એ દીકરીના ગુજરનાર બાપના ભાઈ એટલે તેના કાકાની સામે તેનો દાવો ચાલશે?

મરનારના હક થી વારસો લેવાનો દાવો ચાલી શકે નહી

ઉ—એ દીકરીનો દાવો તેના કાકાની સામે ચાલી શકે નહીં, કેમકે તેનો બાપ પોતાની માની હયાતીમાં ગુજરી ગયો છે; અને એ માનો બીજો છોકરો હયાત છે તેથી એ છોકરી વારસામાંથી બાતલ થાય છે વાસ્તે એ છોકરીનો પોતાની વડીઆઈની મીલકત ઉપર વારસાનો દાવો પોહોંચતો નથી.

## દાખલો ૧૦

પ્ર—એવું ધારો કે વારસોમાંથી કોઈ ગાંડો અથવા આંધળો છે તો આ કારણથી તે વારસામાંથી બાતલ થાય છે?

ઉ—વારસો મળવામાં જે કારણોથી અટકાવ થાય છે તે કારણોમાં કોઇ જાતનું ગાંડાપણું અથવા અંધાપો દાખલ નથી, તેથી આવા વારસોને બીજા વારસોની પેઠેજ પોતાના વ્યાજબી હીસ્સા લેવાનો હક છે. ગાંડાપણું અને અંધાપો નાલાયક કરતાનથી

## દાખલો ૧૧

પ્ર—બે ઓરતો તેમની માની હયાતીમાં તેમની માની મીલકતમાં પોતાનો વારસો મળવાનો હક છોડી દીધા બાબતનો બીજા બે વારસોને દસ્તાવેજ કરી આપે છે, તે દરેક ઓરતે જે સખસોને તેમણે દસ્તાવેજ કરી આપ્યો તેમની પાસેથી એક એક હજાર રૂપીઆ લીધા છે, અને તેમની માના મરણ પછી લગભગ બાર વરસ સુધી તેઓએ કાંઈપણ દાવો નથી કરયો; પણ છેવટે તેમની માએ મુકેલી મીલકતમાં તેમનો કાયદા પ્રમાણે હીસ્સો મળવા તેમણે દાવો કરયો, જે સખસોને હક છોડી દીધા બાબતનો દસ્તાવેજ કરી આપવામાં આવ્યો હતો તે સખસોને મ.એ બક્ષીસનામું કરી આપ્યાનું કહેવામાં આવેલું, અને જે બક્ષીસનામું એ બે ઓરતોએ કરી આપેલા હક છોડી દીધા બાબતનો દસ્તાવેજ તેમના હાલના દાવાને કોઇ પણ રીતે હરકત કરતા છે કે શી રીતે?

ઉ—હક છોડી દેવો એટલે જે હક પ્રાપ્ત થઈ ગએલો હોય તે મુકી દેવો, અથવા બીજા ઉપર ચાલી શકે તેવો દાવો નહીં કરવો, અથવાકરવાથી દુર રહેવું એ ખુલું છે કે માની હયાતીમાં દીકરીઓનો વારસામાં હક નથી, અને એટલા માટે તે માની હયાતીમાં કોઈપણ સખસ ઉપર તેમનો દાવો ચાલી શકે તેવો નથી એટલા માટે એ ઉપરથી સાબીત થાય છે કે માની હયાતીમાં દીકરીઓના હીસ્સા છોડી દીધા બાબતનો દસ્તાવેજ રદ બાતલ છે, કેમકે વાસ્તવીક રીતે જોતાં આતો જે હકની હયાતી નથી તે હક છોડી દીધા બરાબર છે. એટલા માટે માના મરણ પછી પ્રાપ્ત થતો વારસાનો હક આવા કાર્યથી નાબુદ થઇ શકતો નથી, અથવા તેથી તેણે મુકેલી મીલકત ઉપર દાવો રાખવા અટકાવ થઈ શકતો નથી. લગભગ બાર વરસ સુધી દાવો નહી કરવાથી આ દાવો છેવટ સ્વીકારવાને કાયદા પ્રમાણે કાંઈ અડચણ નથી. વડીલની હયાતીમાં વારસાનો હક છોડી દીધા બાબતનો દસ્તાવેજ રદબાતલ છે

## દાખલો ૧૨

પ્ર—કોઈ સખસે એક ઓરત સાથે લગન કરયું; આ ઓરત સ્થીતીમાં તેની બરાબર હતી, અને તેની સાથે લગન કરવામાં કાયદા

પ્રમાણે કાંઈ હરકત નહોતી. આ લગ્નથી તેને ફરજંદો થયાં. પાછળથી કોઈ નટડીની સાથે તેને સબંધ થયો, પરંતુ તે નટડીને તે પરણ્યો નહોતો. આ નટડીના પેટના પણ કેટલાક ફરજંદો થયાં. વસિયતનામું કરયા વગર ગુજરી ગયે. હવે સવાલ એ છે કે ઉપર કહેલી વગર પરણેતની ઓરતના પેટના ફરજંદોને તેની મીલકતમાં કાંઇ પણ ભાગ મળવાનો હક છે કે તે તમામ મીલકત તેની વીધવા અને તેના પરણેતના ફરજંદોને મળવી જોઇએ?

શાખેલીના છોકરાંને તેમનાબાપની મીલકતમાં વારસો મળતો નથી

ઉ—ઉપર પ્રમાણે હકીકત હોય ને જો મરનાર અને નટડી વચે લગ્ન થએલું સાબીત ન થાય, અને એ વાત ખુલ્લી હોય કે તેના પેટના ફરજંદો જાર કર્મનો પેદાશ છે તો પેગંબરના કહેવા પ્રમાણે મરનાર તેમનો બાપ સાબીત થશે નહી-"ફરજંદો જેમને સ્ત્રીઓ છે તેમના હોય છે, પણ જાર કરમ કરનારાને એવો દાવો કરવાની મના છે". એટલા માટે બાપ નહી સાબીત થવાથી, અને વશીયતનામું નહી હોવાથી, એ જાર કરમના ફરજંદોને મરનારના મીલકતનો કાંઇ પણ ભાગ મળતો નથી, પણ એ તમામ મીલકત પરણેત સ્ત્રીના પેટના ફરજંદોને પ્રાપ્ત થશે.

## દાખલો ૧૭

પ્ર—એક સખસ કેટલીક જમીન, અને ચર દીકરા મુકીને ગુજરી ગયો જેમાંના બે દીકરા સંતતી વગર ગુજરી ગયા. પાછળ રહેનાર બે દીકરા (અ) અને (બ) ની પાસે એ જાહાગીરનો સંયુક્ત કબજો રહયો. (બ) પાછળથી બે દીકરા (ક) અને (ડ), અને બે દીકરીઓ (ઈ) અને (ફ) મુકીને ગુજરી ગયો. આ સખસો તેમના કાકા અને તેના દીકરા (ગ) અને (હ) ની સાથે સદરહુ જગીનના સંયુક્ત માલીક દાખલ રહયા. પછી (અ) ગુજરી ગયો; અને પાછળ રહેનારાઓ હજુ પણ એમને એમ એકઠા રહયા. પાછળથી (ક) અને (ગ) એક પછી એક ગુજરી ગયા, અને (ડ) પછાથી માલમ પડતો નથી, તેમ તેના વીશે કાંઇ ખબર પણ મળી શકતા નથી, સહુથી છેલો (હ) ગુજરી ગયો અને તેની પાછળ તેની વીધવા ઓરત રહી. હવે (બ) ના દીકરીઓ શીવાય આ વીધવા એકલીજ દાવાદાર છે ત્યારે આ સખશોને એ જાહાગીરનો વારસો કેટલો કેટલો મળવાનો હક છે?

ઉ—આ પ્રમાણે હકીકત હોય ત્યારે એ જાહાગીરના સોળ ભાગ પાડવા જોઇએ જેમાંના બે ભાગ મળવા (હ) ની વીધવાનો હક છે અને (ઈ) તથા (ફ) ને, એટલે દરેકને સાડાત્રણ મળવાનો હક છે બાકીના સાત જે કે યોગ્ય રીતે નહી માલમ પડતા સખસ (ડ)

ન મળવા જોઈએ તે સાત ભાગ બીજા કોઈ પણ વારસને તુરત નહી મળવા જોઈએ; પણ તેમાંના ચાર ભાગ કોઈ ટરસ્ટીના હસ્તક રાખવા જોઈએ, અને બાકીના ત્રણ ભાગ એ નહી મા લમ પડતો સખસ ફરીને માલમ પડવાને સારૂ ઠરાવેલી મુદત વીતી રહે ત્યાં સુધી રાખવાને સારૂ બાકીની મીલકત જે સખસ અથવા સખસોના કબજામાં હોય તે સખસોને સોપવા જોઈએ. આ ઠરાવેલી મુદત તેના જન્મથા ગણતાં નેવું વરસની છે તે દરમીઆનમાં જો તે પાછો માલમ પડેતો એ તમામ સાતે ભાગ તેને આપી દેવા જોઈએ, પણ જો સદરહુ મુદત વીત્યા પેહેલાં તેનું શું થયું તેની કાંઈ ખબર ન મળેતો ટરસ્ટીના હાથમાં અનામત મુકેલા ચાર ભાગ તેના વારસો વારસામાં લેશે, અને બાકીના ત્રણ ભાગ પેહેલી વેંહેંચણ વખતે જે બીજા વારસોને કબજો મળ્યો હશે તેમને આવશે.

## દાખલો ૧૪

પ્ર—(અ) નામનો એક મુસલમાન (બ) અને (ક) એ નામની પોતાની બે ઓરતોને મુકીને મરી જાય છે ત્યારે તેની મીલકતનો વારસો એ બે વીધવાઓને સરખે હીસ્સે મળશે કે શી રીતે? કાયદા પ્રમાણે તેમના હક સરખા છે કે તેમાં કાંઈ ફેર છે?

ઉ—જો છોકરા હોય તો ધણીની મીલકતનો આઠમો ભાગ અને જો છોકરાં ન હોય તો ચોથો ભાગ વીધવાને મળેછે. અને આ બંને પ્રસંગે વીધવાઓ સરખે ભાગે હીસ્સા વેંહેંચી લેશે. વીધવાઓ સરખે હીસ્સે વેંહેંચી લે છે.

## દાખલો ૧૫

પ્ર—લગ્નનો કરાર કેવા પ્રકારના હોય છે, અને કઈ સરતો હોય ત્યારે ઓરતને તેનો ધણી ગુજરી જાય ત્યારે તેની મીલકતના ઉત્તરાધિકાર મળે છે.

ઉ—અકદ, ઈઆ કરાર, એ શબ્દનો ચોકસ અર્થ ભેગુ બાંધવું એવો થાય છે; અને બે સખસોને લગ્નમાં જોડતા એ લગ્નનો કરાર કહેવાય છે. આ કરારમાં પક્ષકારોની માગણી અને કબુલાત અવસ્ય જોઈએ. જો પરણનાર આ ઉમર લાયક હોય તો તેણે કબુલાત આપેલી હોવી જોઈએ, અને વાલીઓ તથા સાહેદો ક્રિયા વખતે હાજર હોવા જોઈએ. આ પ્રમાણે હકીકત બની હોય, ને ઓરતને તેના ધણીએ તલાક ન આપી હોય તથા તેણે તેના ધણીને મારી ન નાખ્યો હોય, તથા તે કોઈની ગુલામ ન હોય, તથા જુદા ધરમની ન હોય તો આ ઓરતને તેના ધણી કાયદા પ્રમાણેના લગ્નની સરતો

ની મીલકતનો વારસો મળવાનો હક છે. જો છોકરાં હોય તો આ વીધવાને આઠમો ભાગ, અને છોકરાં ન હોય તો ચોથો ભાગ મળે છે. બાકીનું કાયદા પ્રમાણેના હીસ્સેદારોને અપાઈ જાય છે, અને તે ન હોય તો તેના ધીકારીઓને, અને શેષાધીકારીઓ ન હોય તો દુરના સગાને અને તે ન હોય તો શરકાર ની જોરીમાં જાય છે.

## દાખલો ૧૬

પ—કોઈ શખસને એક દીકરો અને બે દીકરીઓ છે. દીકરો તેના પેહેલાં ગુજરી ગયો, ત્યાર પછી બાપ એ બે દીકરીઓ શીવાય એક વીધવા અને એક દીકરાની દીકરી મુકીને ગુજરી ગયો. એવું સાબેત થયું છે કે એ વીધવાની મેહેરને માટે અમુક રકમ મુકરર કરવામાં આવી હતી, માટે હવે સવાલ એ છે કે એ વીધવાને તેની મેહેર બદલ અને વારસાના તેના કાયદાસર હીસ્સાની રૂઈએ ગુજરનારની મીલકતમાંથી કેટલું મળવાનો હક છે, અને મરનારની દીકરીઓ અને દીકરાની દીકરીને એ મીલકતમાંથી કેટલો કેટલો હીસ્સો મળી શકે છે?

મેહેરના પ્રથમના દાવાઉપરાંત વીધવાને કાયદાસર હીસ્સો મળે છે

ઉ—જો મેહેરને ઠરાવેલી રકમ મીલકતની કીમત કરતાં વધી જતી હોયતો મીલકતનાં કાંઈ પણ ભાગ ઉપર વારસાનો હક પોહોચતો નથી, પણ સઘળી મીલકત મેહેરના દાવાની રૂઈએ વીધવાને મળશે, જો મેહેરનો આંકડો મીલકત કરતા કમી હોય તો મીલકતનું જે ઉપજે તેમાંથી પ્રથમ મેહેરનો દાવો પતાવવો. અને જે બાકી રહે તેમાંથી $\frac{1}{8}$ ભાગ વીધવાને તેના વારસાના કાયદાસર હીસ્સા બદલ આપવો. અને બાકીના $\frac{7}{8}$ ભાગ બે દીકરીઓને સરખે ભાગે વેહેંચી આપવા. દીકરીઓ જીવતી હોય ત્યાં સુધી દીકરાની દીકરીનો વારસા ઉપર હક નથી,

## દાખલો ૧૭.

પ—કોઈ એક સખસે કેહેવાનું ઘર બાંધીને લગન કરીને તેની દીકરીને કન્યાદાનમાં આપ્યું. જે ધણીની સાથે તેને પરણાવી હતી, તેને આ ઓરતના પેટના કેટલાંક ફરજંદો થયાં, અને કેટલાંક ફરજંદો ગુલામડીઓના પેટનાં પણ થયા હવે ધણીધણીઆણી બંને ગુજરી જાય છે. ત્યારે પેલા ઘર ઉપર પરણેલી ઓરત એકલીનાંજ છોકરાં હક કરે કે ગુલામડીઓના પેટના છોકરાઓનો પણ વારસાની રૂઈએ હક ચાલે?

ઉ—જો ધણી તેની પરણેત સ્ત્રી પેહેલાં ગુજરી ગયો હોય તો ગુનામડીઓનાં પેટનાં છોકરાંઓનો એ ધર ઉપર કાંઈજ હક પહોંચતો નથી. કાયદા પ્રમાણે પરણેત સ્ત્રીના છોકરાંઓને તેના બાપે મુકેલી સ્થાવર તથા જંગમ બંને પ્રકારની તમામ મીલકતનો વારસો મળતો. જો પરણેત સ્ત્રી તેના ધણીના પેહેલી ગુજરી ગઈ હોય તો તે સ્ત્રીની સ્થાવર તથા જંગમ બંને પ્રકારની મીલકતનો ચોથો ભાગ વર્ણીને મળવાનો હક છે. બાકીની મીલકતમાંનો તેનો કાયદાસર હીસ્સો કાયદા પ્રમાણે તેના છેકરાંમાં દીકરાને બે હીસ્સા અને દીકરીને એક એ પ્રમાણમાં વેહેંચી આપવા જોઈએ, પછી આ છોકરાં પરણેત સ્ત્રીના પેટનાં હો કીંવા ગુનામડીઓના પેટનાં હો તેની ચીંતા નહીં.

જો પરણેત સ્ત્રી પેહેલા ધણી ગુજરી ગયો હોય તો તેણીના છોકરાં એકલાનો તેણીની માલકત ઉપર વારસનો હક પહોં; પણ જો સ્ત્રી પેહેલી ગુજરી ગઈ હોય તો ધણીના વારસોને પણ હેંમળશે

## દાખલો ૧૮

પ્ર—કોઈ સખસે બીબી સોકારાનો લેખ કરી પોતાની પરણેત સ્ત્રીને તેની મેહેરનો થોડો ભાગ પતાવવામાં પોતાની તમામ મીલકત લખી આપી. આ પ્રમાણે મળેલી મીલકતનો કબજો એ સ્ત્રીના હાથમાં તેના જીવતા સુધી રહ્યો, અને તે તેના ધણીના પેહેલી સંતતીવગર ગુજરી ગઈ. બીજી પરણેત સ્ત્રીના પેટનો દીકરો અને દીકરી મુકીને થોડા વખત પછી તેનો ધણી પણ ગુજરી ગયો. આ છોકરાં તેમના બાપે મુકેલી મિલકત ઉપર દાવો કરે છે. પણ મરનાર સ્ત્રીના બે ભત્રીજા (જેમાંના એકનો વારસ તેનો દીકરો છે) જે બીબી સોકારાના લેખથી એ મીલકત તેની મેહેર પતાવવામાં આપવામાં આવેલી તે લેખની રૂએ તમામ મીલકત લેવાનો દાવો કરે છે. આ પ્રસંગે એ તકરારી મીલકત ઉપર કોનો હક ચાલશે.

ઉ—આ પ્રમાણે હકીકત હોય ત્યારે પોતાના ઓરતે મુકેલી મીલકતનો અડધ હીસ્સો કાયદાસર રીતે તેણીના ધણીને મળે છે. આ અડધ હીસ્સાની મીલકત ધણી ગુજરી જાય ત્યારે બીજી સ્ત્રીના પેટનાં તેનાં ફરજંદોને મળશે. બાકીના અડધ ભાગની મીલકત ગુજરનાર સ્ત્રીના ભત્રીજા વચ્ચે સરખે હીસ્સે વેહેંચી આપવામાં આવશે, અને તેમાંના એક જણ મરણ પામ્યો તેનો અડધો હીસ્સો તેના દીકરાને મળશે.

સ્ત્રી ધણી પેહેલાં ફરજંદ વગર ગુજરી ગઈ હોય ત્યારે એ માણી ધણીના બીજી બૈરીના વારસોને સરખે હીસ્સે વારસો મળશે.

## દાખલો ૧૯

પ્ર—કોઈ ઓરત પોતાના પેહેલા ધણીની હયાતીમાં બીજા ધણીને પરણે છે, અને ઓગણત્રીસ વરસની મુદત સુધી એ બીજા પ

ણી સાથે સ્ત્રી ભાવે રહેછે, અને તે મુદતમાં તેને એ બીજા ધ ણીથી કેટલાંક છોકરાં થયાં છે, ત્યારે એ બીજો ધણી ગુજરેથી તેની મીલકતનો વારસો લોકોનો એ લગ્નની રૂઇએ તે સ્ત્રીનો હક પોહોચશે? અને એવું ધારોકે કોઇ પુરૂષ એક વિધવા, ત્ર ણ દીકરા, એક દીકરી, અને એક ભાઇ મુકીને મરી જાય છે, અને તેઓ એ પુરૂષની મીલકતનો વારસો લેવાને દાવો કરે છે, ત્યારે તેમાના દરેકને કેટલો કેટલો હીસ્સો મળશે? અને ગુજર નારે પોતાના છેલા મંદવાડમાં પોતાનો એવો વીચાર જણાવ્યો હોય કે મારી વિધવા અને છોકરાંએ (એટલે જેઓ તેની વિધ વા અને છોકરાં છીએ એવો દાવો કરે છે તેમણે) મારી બધી મીલકત લેવી, તો આ વ્યવસ્થા મંજુર ગણાસે? અને તેઓ કે વી રીતે ભાગ વેહેંચી લેશે?

પેહેલા ધણીની હયાતીમાં બીજી વાર લગ્ન કરનાર ઓરત વીશે

ઉ—જયાં સુધી પેહેલી વારનું લગ્ન તલાકથી અથવા બીજી રીતે ર દ થયા વગર જારી રેહેસે ત્યાં સુધી કોઇ સ્ત્રીનું બીજા ધણીની સાથે થયેલું લગ્ન કેવળ કાયદા વીરૂધ છે, અને જો આવી રીતે થયેલા બીજા લગ્નની રૂઇએ તેઓ દંપતી ભાવે એકઠા રહેતા તે છીનાલુ કહેવાય અને તેમને જે છોકરાં થાય તે અનૌરસ ગણા ય છે, અને તેઓ તથા તેમની મા, તેમના ગુજરનાર બાપની મીલકતનો વારસો લેવાને,બીલકુલ પાત્ર નથી. જો બીજો સવાલ ઉપર લખેલા પક્ષકારોના સબંધી હોય તો જે સ્ત્રી મરનારની વીધવા છું એવું કહે છે તે અને તેનાં છોકરાં એ મીલકતના કાંઇ પણ ભાગના હકદાર નથી. અને એક રકતના હક સબંધ થી બધી મીલકત મરનારના ભાઇને મળશે. પણ મરનારે પોતા ના મંદવાડમાં જે મોહોડેથી વ્યવસ્થા કરી છે તે તેની મીલકત ના ત્રીજા હીસ્સા જેટલી મંજુર ગણાશે, અને જે સ્ત્રી તેની વી ધવા છું એવું કહે છે તે અને તેના છોકરાં તે હીસ્સો સરખે ભાગે વેહેંચી લેશે. જો એ સવાલ, જે સખસોને વારસા ઉપ ર કાયદા પ્રમાણે હક છે તેઓની બાબતને સામાન્ય રીતે લાગુ પડતો હોયતો. તેનો ઉત્તર એ છે કે, વીધવાનો હીસ્સો ⅛ છે, અને બાકીનું દીકરા અને દીકરી વચે વેહેંચી આપવું જોઇએ, એવી રીતે કે દીકરીના કરતા દરેક દીકરાને બમણું મળે. મરના રના ભાઇનો વારસા ઊપર હક પોહોચતો નથી.

ભાષાતર કરતાની ટીપ—આ દાખલામાં જે વીધવા અને તેનાં છોકરાં વીશે લખેલું છે તેઓ મરનારના કાયદા પ્રમાણે વારસો નથી. તેથી સઘળો વારસો મરનારના ભાઇને મળવાનો.

પરંતુ તેઓને મરનારની મીલકતનો ૧/૩ મળશે એવું લખ્યું છે તે એવા સબબથી કે મરનારે મરતી વખતે તેમને બધી મીલકત આપવાને માટે વ્યવસ્થા કરી, એટલે તેમને બધી મીલકતનું મૃતદાન આપવા જેવું થયું. પણ મૃતદાન મીલકતના ત્રીજા ભાગ કરતાં વધારે આપી શકાતું નથી, તેથી વધારેમાં વધારે મૃતદાન જે મીલકતનો ૧/૩ તે એ વીધવા અને તેનાં છોકરાને મળશે.

મૃતદાન માત્ર પરાયા સખસને એટલે જેઓ વારસ નથી તેમને આપી શકાય છે. પરંતુ આ દાખલામાં વીધવા અને તેના છોકરાં મરનારના વારસ કાયદા પ્રમાણે ગણી શકાતાં નથી તેથી તેમને આપેલું મૃતદાન મંજુર છે.

## દાખલો ૨૦

પ્ર—પોતાના બાપની પાસેથી વારસામાં આવેલી ઝાહાગીર પોતાના કબજામાં છે ને એક સખસ ગુજરી ગયો તેને ત્રણ ઓરતો હતી તેમાંની એક ઓરત એક દીકરો મુકી તેની હયાતીમાં ગુજરી ગઈ હતી બીજી અને ત્રીજી ઓરત જે તેની પાછળ રહી તેમના પેટના બે દીકરા અને બે દીકરીઓ બધાં જીવતાં હતાં. આ સખસો શીવાય તેણે એક બેહેન મુકી હતી, એટલે બધા મળીને તેની મીલકતના આઠ દાવાદાર છે તેમાં વીધવાઓને કે દીકરીઓને કાંઈ પણ ભાગ આપ્યા વગર ને. દીકરાઓએ તમામ મીલકત કબજે કરી. તેના ગુજરા પછી તેની બેહેન (અને તે બેહેન ગુજર્યા પછી તેના વારસે) અને તેની ત્રીજી ઓરતની દીકરી એ મીલકતમાં હીસ્સા મળવા દાવો કરે છે કબજે કરી બેઠેલા દીકરા એમ દલીલ કરે છે કે અનાદીકાળથી સ્ત્રીઓને વારસામાંથી બાતલ કરવા તેમના કુટંબમાં રીવાજ છે, આ રીવાજ બાબત દાવાદાર તેમના જવાબમાં ઈનકાર કરે છે અને કહે છે કે નાણામા તથા જમીનમાં હમને વારસાનો થોડો હક મળી ચુકયો છે. આ પ્રમાણે હકીકત છે ત્યારે દાવો કરનાર સખસોને ગુજરનારે મુકેલી મીલકતનો કાંઈ પણ ભાગ વારસામાં મળવાનો હક છે કે નહીં અને જો હોય તો દરેકને કેટલો હીસ્સો મળવો જોઈએ?

ઉ—કબજો જુદા જુદા પ્રકારનો હોય છે. એ વાત સ્પષ્ટ બતાવેલી નથી કેવી સરતે અને કેટલી મુદત સુધી એ મીલકત ગુજરનાર તથા તેના બાપના કબજામાં રહી, તેમજ એ મીલકતના મુળ કમાનાર કોણ તે જણાવેલું નથી; તેમજ વળી માલીક ગુજરી

દીકરા અને દીકરીઓ હોય તો બેહેનનો હક પોહોચતો નથી

ગયો તે વખતે જણાવેલા સખસો શીવાય બીજા કોઈ દાવાદાર નહોતા એમ ચોખ્ખી રીતે જણાવેલું નથી, અને આ વાતનો સંતોષકારક રીતે નિશ્ચય થયા વગર એ મીલકતના કાયદાસરરીતે કેટલા હીસ્સા કરવા જોઈએ એ કહેવું અશક્ય છે. પણ એવું અનુમાન કરવામાં આવે છે કે હીસ્સો લેવાને હકદાર બીજા કોઈ સખશો નથી, એમ ધારીને જે આશામીઓ જણાવેલા છે તેમના કાયદાસર હીસ્સા નકી કરવા માગે છે. એટલા માટે આ અનુમાન ઉપરથી કહેવામાં આવેછે કે વારસાના કાયદા પ્રમાણે ગુજરનારના દીકરા અને દીકરીઓ એહ. અને તેના વારસો બાતલ થાય છે. એટલા માટે આઠમો ભાગ વીધવાઓને આપવો જોઈએ, બબ્બે ભાગ દરેક દીકરાને આપવા જોઈએ, અને દરેક દીકરીને એકેકો ભાગ આપવા જોઈએ. પણ એવું ધારીને કે આ દાવાદારો પૈકી કોઈએ પોતના હક બાબત કંઈ મેળે સમજોટા કરી નથી અથવા પોતાના હક છોડી દીધા નથી. અને જે દાવા પ્રથમથી પતાવા જોઈએ તે તમામ પતાવામાં આવેલા છે.

## દાખલો ૨૧

પ્ર—કોઈ ઓરતને તેના ગુજરી ગએલા હોરમાન છોકરાની મીલકતમાં ભાગ લેવાનો કાંઈ હક છે કે કેમ?

હોરમાન મા વીશે

ઉ—હોરમાન મા કાયદામાં મા ગણાતી નથી. તે બાપની ઓરત કહેવાય છે. એ છોકરૂં જે ઓરતના પેટનું હોય તેજ તેની મા કહેવાય છે. હોરમાન મા ને મા સમાન ગણવામ આવતી નથી. તેથી વારશાનો માનો હીસ્સો તેને મળી શકતો નથી. એ હકતો (ખરેખરી) માનેજ મળે છે.

## દાખલો ૨૨

પ્ર—એક વીધવા જેને તેની મેહેર બદલ તેના ધણીએ કાંઈ મીલકત આપી હતી, તે વીધવા, એક દીકરો, એક દીકરી અને પોતાના ધણીની બીજી ઓરતના પેટની એક દીકરી મુકીને મરી જાય છે, ત્યારે આમાંથી કોને એ વીધવાની મીલકતનો વારસો મળશે?

ઓરતના પેટની દીકરીનો હક નથી

ઉ—તેના દીકરાને બે ભાગ, અને તેની દીકરીને એક ભાગ મળશે. તેના ધણીની બીજી ઓરતના પેટની દીકરીને કાંઈ ભાગ મળવાનો હક નથી.

## દાખલો ૨૩

પ્ર—એક સખસને કેટલીએક સ્થાવર મીલકતની બક્ષીસ મળી છે તે પોતાના બાપની મા, પોતાની મા, અને એક હોરમાન કાકો મુકીને ગુજરી જાય છે. ત્યારે આમાંથી તેની મીલકતનો વારસો

કોને કોને અને શા પ્રમાણમાં મળશે? અને એવું ધારીએ કે તેને બીજો એક હોરમંત કાકો છે, ત્યારે સદરહુ ચાર જણ વચ્ચે તેની મીલકતની કઈ રીતે વેહેંચણ કરવી જોઈએ

ઉ—જો કોઈ પુરૂષ પોતાના બાપની મા, પોતાની મા, અને માત્ર એક હોરમાન કાકો એટલાંને મુકીને મરી જાય તો તેની મીલકત ના ત્રણ હીસ્સા કરવામાં આવશે તેમાંનો એક હીસ્સો તેની માને, અને બે તેના હોરમાન કાકાને મળશે અને જો તેને બે હોરમાન કાકા હશે તો તે દરેકને એકેકો હીસ્સો મળશે, અને બાપની મા પોતાનો હીસ્સો તેની માને મળશે.

માની સાથે વડીઆઈ વીશે

ભાષાંતર કરનારની ટીપ—મા હોય ત્યાં લગી બાપની માને વારસો મળી શકતો નથી—જુઓ વારસા બાબતનું પ્રકરણ કલમ ૩૭.

દાખલો ૨૪

પ્ર ગુજરનાર મા દીકરી સાથે પક્ષકારોની સગાઈ જણાવ્યા મુજબ કબુલ કરતાં, તેની કેટલી મીલકત તેની માને મળશે, અને કેટલી પદીઓને એટલે તેના ભાઈના દીકરાઓને મળશે?

ઉ—⅓ માને મળશે, અને ⅔ મરદ જાતીના સગપણ અને સંબંધી કારીના હકને લીધે વારીસોને મળશે.

ભાઈના દીકરાઓની સાથે મા હોય ત્યારે

દાખલો ૨૫

પ્ર—(અ) નામની એક ઓરતને (બ), (ક) અને (ડ) એ રીતે ત્રણ દીકરીઓ હતી (ડ) પોતાની માના પહેલા ગુજરી ગઈ, અને તેને (ઈ) નામનો છોકરો અને (મ) નામની છોકરી છે. (અ) મરી ગયા પછી તેની હયાત દીકરીઓ (બ અને ક) એ તેની મીલકતનો કબજો લીધો. ત્યાર પછી (બ) મરી ગઈ, ત્યારે (બ) ની મીલકત તેની બેહેન (ક) અને તેની ગુજરી ગયેલી બેહેન (ડ) ના છોકરા વચ્ચે કઈ રીતે વેહેંચી આપવી.

ઉ—ઉપર મુજબની હકીકત હોય ત્યારે એ મીલકત મુસલમાની કાયદા પ્રમાણે (ક) એકલીને મળશે. કારણ કે (ડ) પોતાની માના પહેલાં ગુજરી ગઈ, અને (બ) પોતાની બેહેન (ક) ને હયાત મુકી પોતાની માના મુવા પછી ગુજરી ગઈ, કાયદા પ્રમાણે (ઈ) અને (મ) વારસો લેવાને હકદાર નથી, કેમકે કાયદાસર વારસ અથવા કાયદામાં જેને માટે કાયદાસર હીસ્સો ઠરાવ્યો છે તે (ક) છે અને (ઈ) તથા (મ) તો માત્ર દુરનાં સગાં છે, જેમને વાસ્તે કાયદાસર હીસ્સો ઠરાવવામાં આવ્યો નથી, અને જેઓને કાયદાસર વારસો હયાત હોય ત્યાં લગી વારસાનો હક થતો નથી.

બેહેનને ગુજરી ગયેલી બેહેનનાં છોકરાં સાથે વારસો મળવા વીશે

સરહીફત હાની નામના ગ્રંથમાં કહેલું છે કે, "જ્યાં લગી કાયદાસર વારસ હોય ત્યાં લગી દુરનાં સગાંને વારસો મળી શકતો નથી."

પ્ર—(ક) પોતાની માંના પહેલા ગુજરી ગઇ, તે કારણથી તેનાં છોકરાંને પોતાની વડીઆઇ (માની મા)ની મીલકતનો વારસો મળતાં કાંઇ હરકત છે કે શી રીતે? જો તેઓ વારસામાંથી બાતલ થતાં ન હોયતો એ મીલકતમાંથી તેઓને કેટલો કેટલો હીસ્સો મળશે.

મા ગુજરી ગયથી તેનાં છોકરાં વડીઆઇના વારસામાંથી બાતલ થાય છે.

ઉ—(ક) પોતાની માના પહેલાં ગુજરી ગઇ તે કારણથી તેના છોકરાં તેઓની વડીઆઇ (માની મા) ની મીલકતના વારસામાંથી બાતલ થાય છે. કેમકે (બ) (અની છોકરી) કાયદાસર હીસ્સેદાર છે અને (ઇ) અને (મ) દુરનાં સગાં છે, અને ઉપર કહેલા મત પ્રમાણે જ્યારે કાયદાસર વારસ હયાત હોય ત્યારે દુરનાં સગાં વારસામાંથી બાતલ થાય છે.

## દાખલો ૨૬

પ્ર—અ નામની એક મુસલમાન ઓરત બે હોરમાનભાઇ એક હોરમાન બેહેન, અને પોતાના પેહેલાં ગુજરી ગયેલા પોતાના સગાભાઇનો એક દીકરો, તેની એક વિધવા તથા બે દીકરીઓ મુકીને મરી જાય છે. આ તમાંમ સગાં તેનો વારસો લેવા દાવો કરેછે. દાવો ચાલતાની દરમીયાન મરનારના સગાભાઇની વિધવા ગુજરી જાયછે. આરીતે હકીકતછે. ત્યારે (અ) ની મિલકત તેનાં ઉપર કહેલાં સગાંમાંથી કાયદા પ્રમાણે કોને મળશે અને શા પ્રમાણમાં?

બે હોરમાન ભાઇ કે ઓરમાન બેહેન હયાત હોય તો વીધવાના સગાભાઇનો દીકરો તેની વીધવા કે દીકરીઓને વારસો મળી સકતો નથી.

ઉ—સદરહું પ્રમાણેની હકીકત છે ત્યારે (અ) એ મુકેલી તમામ મિલકત તેના હોરમાન ભાઇઓને અને હોરમાન બેહેનને મળશે. એ મિલકતના પાંચ હીસ્સા કરવામાં આવશે, જેમાંથી દરેક હોરમાનભાઇને બે હિસ્સા મળશે. અને બાકીનો એક હિસ્સો હોરમાન બેહેન લેશે. એ વિધવાના સગાભાઇનો દીકરો, તેની વિધવા તથા બે દીકરીઓ એઓને તેની મીલકતના કાંઇ ભાગનો વારસો મળીશકતો નથી, કારણકે ભાઇની વીધવાને વારસો લેવાનો કાંઈ હક નથી. અને હોરમાનભાઈઓ અને હોરમાન બેહેન હયાતછે તે કારણથી સગાભાઈનો દીકરો અને દીકરીઓ વારસામાંથી બાતલ થાયછે.

## દાખલો ૨૭

પ્ર—શેખ અહમદ નામનો એક સખસ એક ગુજરી ગયેલી ઓરતનાં

મે મુતીજાનની સ્થાવર તથા જંગમ તમામ મીલકતનો વારસો લેવાનો, તથા વળી બે આશામીઓ પાસે તેનું લેહેણું છે તે વસુલ કરવાનો દાવો કરે છે, એવા સબબથી કે તેના વડવાએ સ્થાવર મીલકતના થોડા ભાગની મજકુર ગુજરનારને એવા કરારથી સરતી બક્ષીસ કરી હતી કે તેની ઉપજનો તેની હયાતી સુધી તે ઉપભોગ કરે, પણ તેના મરણ પછી તે મીલકત આપનારને પાછી મળે; અને તે ઓરતે પોતાને એટલે આ દાવાદારને બક્ષીસનામું કરી આપી તે ગુજરી જાય ત્યારે સદરહુ સ્થાવર મીલકત, તેણીની તમામ સ્થાવર તથા જંગમ મીલકત સહીત લખી આપી હતી. તથા ઉપર કહેલી આશામીઓ પાસે જે રૂપીઆ ઓરાણું તેર આના તેના લેહેણા હતા તે પણ પોતાને લખી આપ્યા હતા, એ મીલકત ઉપર બીજા ચાર સખસો દાવો કરેછે, એટલે કે, મના ખાં. મીન ખાં, છવન ખાં, અને ચાંદ ખાં; પેહેલા બે એવી તકરાર બતાવે છે કે ગુજરનાર તેમના પ્રત્યેકની ફોઇની તથા મામાની દીકરીની દીકરી થાય છે; અને પાછળના બે છવન ખાં અને ચાંદ ખાં એવી તકરાર બતાવે છે કે તેમના વડવાના ભાઇની તે વહુ થાય છે. શેખ અહમદ અને મીન ખાં તેમની પોત પોતાની તકરારની પુષ્ટીમાં સંતોષ કારક પુરાવો આપે છે ત્યારે મરનાર ઓરતની મીલકતનો વારસો મળવાને આ દાવાદારોમાં કોણ હકદાર છે?

ઉ ગુજરનારની મીલકતના વારસાનો સેખ અહમદ, છવન ખાં, કે ચાંદ ખાં એમાંના એકને હક નથી. પણ સાહેદોથી બક્ષીસ બાબત શેખ અહમદની તકરાર સંતોષ કારક રીતે સાબીત થઇ છે, અને આ બક્ષીસ ખરૂ જોતાં મરતદાન છે, કે તે ગુજરનારના છેલા મંદવાડવામાં કરવામાં આવેલી હતી એમ પુરાવા ઉપરથી માલમ પડે છે, અને મરણ શઇયા ઉપર કરેલી હરેક બક્ષીસ મરતદાન છે; શુરહી વીકાયા નામના પુસ્તક પ્રમાણે,—" મરણ શઇયા ઉપર કરેલી બક્ષીસ જો કે ખરે ખર કરવામાં આવી હોય તો પણ મરણ થતાં સુધી તે મુલતવી રાખવી જોઇએ કેમકે એ બનાવ બજવા ઉપર તેની સરતે નો આધર છે; કારણ કે તમામ દેવું વ.ળવાને એ મીલકત પુરતી નહી હોય તો એ બક્ષીસ રદ થશે. અને જો દેવું નહી હોય તો, એ બક્ષસ મત્ર મીલકતના ત્રીજા ભાગ જેટલી અમલમા આવશે." વળી માદન નામના પુસ્તક પ્રમાણે—' જ્યારે કોઇ શખસ મરણ શઇયા ઊપર બક્ષીસ આપે ત્યારે તે તેની મીલકતના ત્રીજા હિસ્સા

ધણીના ભાઈના દીકરાના દીકરા વીશે

માંથી આપવી જોઈએ," એટલા માટે પ્રેત ક્રીયાનું ખરચ કાઢ્યા પછી, અને ગુજરનારનું તમામ દેવું વાળ્યા પછી જે બાકી રહે તેનો ત્રીજો હીસ્સો મુતદાનની રૂએ શેખ અહમદને આપવો જોઈએ. સીરાજીયાહ નામના પુસ્તક પ્રમાણે—"મરનારની મીલકત ઉપર એક પછી એક એવા ચાર ફરજો છે. પેહેલી એક પ્રેત ક્રીયા તથા દાટવાનું ખરચ, તેમાં અધિક ખરચ નહી કરવું તેમ કમી પણ ન કરવું; બીજી એક, તેની બાકીની પુંજીમાંથી તેનું વાજબી કરજ વાળવું; પછી કરજ આપ્યા બાદ જે બાકી રહે તેના ત્રીજા ભાગમાંથી મરતદાન આપવું, અને છેવટ, જે વધે તે શાસ્ત્ર પ્રમાણે, દંત કથા પ્રમાણે, તથા વીદવાનોની આજ્ઞા પ્રમાણે તેના વારસોને વેહેંચી આપવું. આ વારસોમાં પેહેલાં હીસાના હકદારો છે એટલે કે જે લોકોને સરવ શક્તીમાન ઈશ્વરની ચોપડીમાં નક્કી હીસ્સો દરેકને નીમી આપેલો છે; તેમના પછી સગપણમાં જે શેષાધીકારી વારસો છે તે આવે છે. એટલે કે હીસ્સા મળવાને જે હકદાર છે તેમના પછી વારસામાં જે બાકી રહે તે લેનારા, અને જો હવે ફક્ત શેષાધીકારીઓજ રહેલા હોય તો તેમને તમામ મીલકત મળે છે; શેષાધીકારીઓ પછી ખાસ કારણ સર, જેમકે છોડેલા ગુલામનો શેઠ, અને તેનો મરદ જાતીનો શેષાધીકારી વારસ; ત્યાર પછી સમરકતના હક પ્રમાણે હીસ્સાના જે હકદારો હોય તે, અને પછી વધારે દુરનાં સગાં" હવે મના ખાં અને મીન ખાં દુરનાં સગાં છે, અને જો શેષાધીકારીઓ, અથવા કાયદાસર હીસ્સેદારો ન હોય તો દુરનાં સગાંઓને વારસો મળે છે: અને એમ છે ત્યારે, ઉપર કહેલા આધાર પ્રમાણે ઉપલા બે સખસોને મરણની ક્રીયાનું ખરચ કાઢ્યા પછી. દેવું આપ્યા પછી, તથા ત્રીજા ભાગમાંથી મરતદાન આપ્યા પછી જે મીલકત બાકી રહે તેના ૨/૩નો વારસો મળશે

## દાખલો ૨૮

પ્ર—(અ) નામની એક ઓરત તેના ધણીના ગુજરા પછી તેના ધણીને તેના વડુવા પાસેથી વારસામાં મળેલી મીલકતનો કબજો લે છે અને પોતાની હયાતી સુધી એ મીલકત પોતાના કબજામાં રાખે છે, પણ કેવા હકથી એ મીલકત તેણે રાખી એ સ્પષ્ટ રીતે નકી થતું નથી. આ પ્રમાણે હકીકત છે, ને બે દાવાદારો, (અ) નો હોરમાન ભાઈ અને [અ] ની હોરમાન બેહેનનો પૌત્ર દાવો કરે છે; ત્યારે આ બે માથી એ મીલકત કોને મળશે? અને જો

એ બંનેને તે મળવી જોઈએ એમ હોયતો શા પ્રમાણમાં મળશે ?

મેહેરનું દેવું પતાવ્યા પછી ભાગ પડાય.

ज—એમ જણાય છે કે આ પ્રસંગે મીલકત વડીલો પારજીત હતી, પણ કેવા હકથી (અ) એ તેનો કબજો લીધો તે સ્પષ્ટ નથી. એ મીલકત વડીલોપારજીત હોવાથી એમ સાબીત થાય છે કે તે ઉપર (બ) નો હક હતો, અને તેના મરણ પછી તે તેના વારસોને મળવી જોઈએ. (અ) ના કબજાથી તેનો માલકી હક સાબીત થઈ શકતો નથી. સવાલ ઊપરથી એમ જણાય છે કે પોતાની વીધવા તથા હોરમાન બેહેનના પૌત્ર શીવાય (બ) ને બીજા વારસો નથી પરંતુ (અ) વીધવા જેમ એક વારસ છે, તેમ તેના ધણીની લેહેણદાર પણ છે; કેમકે મુસલમાની કાયદા પ્રમાણે લગ્નમાં મેહેર એ જરૂરી કરજ છે, કારણકે મેહેર વગર લગ્નનો કરાર થઈ શકતો નથી. જો ધણી (બ) એ તેની હયાતીમાં પોતાની ઓરતનું મેહેરનું દેવું પતાવ્યું હોય, અથવા તે ઓરતે ખુશીથી તે ઉપરનો પોતાનો દાવો છોડી દીધો હોય તો, પછી તેણીએ એટલે (અ) એ જે કબજો લીધો છે તેની ચીંતા નહી, તો એ મીલકતના ચાર હીસ્સા પાડવામાં આવશે, જેમાંથી એક (અ) વીધવાને તેના કાયદાસર હીસ્સા દાખલ મળશે, અને તેના મરણ પછી એ હીસ્સો તેના હોરમાન ભાઇને મળશે, અને બાકીના ત્રણ હીસ્સા (બ) ની હોરમાન બેહેનના પૌત્રને મળશે. જો (બ) તેની ઓરતની મેહેરનો દાવો પતાવ્યા વગર ગુજરી ગયો હોય, અને તેણે તે દાવો છોડી દીધો ન હોયતો તેની મેહેરની રૂઈયેનું દેવુ વારસાના દાવા પતાવવાને મીલકતની વેહેંચણ કરતાં પેહેલાં (અ) ના વારસ તેના હોરમાન ભાઇને આપવું જોઈએ. મેહેરનુ દેવુ પતાવ્યા પછી, જો કાંઈ વધારો રેહેતો તે વધારાના ચાર ભાગ પાડવામાં આવશે, અને ઉપર જણાવેલા પ્રમાણમાં પક્ષકારો વચ્ચે વેહેંચી આપવામાં આવશે. જો એમ સાબીત થયું હોય કે માલકી હકની રૂઈએ, એટલે જેમકે તેની મેહેર બદલ (અ) એ તેના ધણીની મીલકતનો કબજો લીધો હોય ત્યારે એ મીલકત તેના કાયદાસર વારસ દાખલ તેના હોરમાન ભાઈને આવે, અને (બ) ની હોરમાન બેહેનનો પૌત્ર વારસામાંથી બાતલ થાય. પરંતુ સવાલ જોતાં એવું સાબીત થયેલુ જણાતું નથી કે (અ) એ લીધેલો કબજો આવા પ્રકારનો હતો; પણ એવું સાબીત થયું છે કે એ મીલકત (બ) ની વડીલો પારજી

ન મીલકત હતી જેથી એ સવાલનો યોગ્ય જવાપ પ્રથમ કહયો તે પ્રમાણે છે.

### દાખલો ૨૯

પ્ર—કોઈ વીધવાએ ખડુ કરેલું મેહેરનું લખત ખોટું સાબીત થાય તો તેના સામાવાળો જો કે તેના ધણીનો ભાઈ છે તેને સુની કે શીઆ સંપ્રદાય પ્રમાણે તેના ધણીએ મુકેલી મીલકતના વારસાનો હક મળસે કે કેમ? અને બંને સંપ્રદાય પ્રમાણે વારસોમાં તેની મીલકતની કેવી રીતે વેહેંચણ થશે?

સુની સંપ્રદાય પ્રમાણે ભાઈનો હક વીશે

ઉ—સુની પંથના મત પ્રમાણે ગુજરનારનો ભાઈ કાયદાસર હીસ્સે દારોનું પતાવ્યા પછી શેષાધીકારી દાખલ વારસના હકથી એ મીલકતનો હીસ્સો લેવાને હકદાર થશે. બે પતરકો સાથે દાખલ કરયાં છે તેમાં કેની રીતે દરેક પક્ષકારની પોત પોતાની દલીલ પ્રમાણે એ મીલકતની વેહેંચણ થશે તે બતાવેલું છે. શીઆ પંથના મત પ્રમાણે દીકરી હોય ત્યાં લગી ભાઈને વારસાનો હક નથી. વીધવા અને તેની દીકરીને એકઠો વારસો મળશે, અને આ ધારણા ઉપરથી વારસાના હીસ્સાઓનું બ્યાન કરવાની જરૂરી આત નથી.

### દાખલો ૩૦

પ્ર—કોઈ એક સખસ એકની એક દીકરી અને હોરમાન ભાઈનો દીકરો મુકીને ગુજરી જાય છે. ત્યારે આ હોરમાન ભાઈના દીકરાને મરનારની મીલકત ઉપર વારસાનો કાંઈ કાયદાસર દાવો છે કે શી રીતે?

હોરમાન ભાઈની સાથે દીકરી હોય ત્યારે

ઉ—એવું દેખાય છે કે ઉપરના સવાલમાં સુચવેલો સખસ એક દીકરી અને એક હોરમાન ભાઈ મુકીને ગુજરી ગયો જે લોકો એક લાજ દાવાદાર છે. આ પ્રમાણે હકીકત છે ત્યારે તેની મીલકતના ચાર ભાગ પાડવામાં આવશે, જેમાંના બે ભાગ એટલે અડધી મીલકત તેના કાયદાસર હીસ્સા દાખલ દીકરી લેશે, અને બીજી અડધી મીલકત શેષાધીકારી દાખલ હોરમાન ભાઈને મળશે અને તે ગુજરી ગયા પછી તે મીલકત તેનો દીકરો લેશે.

### દાખલો ૩૧

પ્ર—એક મુસલમાને પોતાની દીકરી બીજા મુસલમાનને પરણાવી અને લગ્ન કીયા વખતે તે દીકરીને કેટલુંક ઘરેણું અને નાના પ્રકારની બીજી કીમતી ચીજો આપી. ધણીએ પણ તે રીતે લગ્ન પછી કાંઈ ઘરેણું આપ્યું. એક દીકરાને જન્મ આપીને તે સ્ત્રી ગુજરી ગઈ, અને ત્યાર પછી તે દીકરો ગુજરી ગયો; હવે એ

સ્ત્રીનો બાપ તે સ્ત્રીને પોતે આપેલું તથા તેના ધણીએ આપેલું સઘળું ઘરેણું અને કીમતી ચીજો લેવાને દાવો કરેછે, ત્યારે એ બધીમીલકત લેવાનો અથવા એમાંથી કાંઈ ભાગ લેવાનો તેને હક છે? અને જો નથી તો તે લેવાનો કાયદા પ્રમાણે કોને હક છે?

ઉ—મરનારનું પ્રેત ક્રીયા ખરચ, તથા મરનારને માટે બીજાં જે કાર્ય જરૂર કરવાં પડે એવાં હોય તે કાર્ય સબંધી ખરચ પતાવ્યા પછી મરનારની બધી મીલકતના (પછી તે મીલકત તેને પરણતી વખતે મળેલી હોય અથવા બીજી રીતે મળેલી હોય] બાર ભાગ કરવા, તેમાંથી બે ભાગ લેવાનો એ સ્ત્રીના બાપનો હક છે, અને બાકીના દશ ભાગ લેવાનો તેણીના ધણીનો હક છે. મરનાર ઓરતના સ્ત્રીધન બાબત.

## દાખલો ૩૨

પ્ર—કોઇ સખસ એક ભાઇ, બાપના બે હોરમાન કાકા અને બાપના એક કાકાની બે દીકરીઓ મુકીને ગુજરી જાય છે, તેઓ ગુજરનારની મીલકત ઉપર દાવો કરે છે, ત્યારે આ કામમાં વારસાના કાયદા પ્રમાણે એ દાવો કરનારમાંથી કોનો વારસો લેવાનો હકછે?

ઉ—આ કાયદાસર હીસ્સેદાર છે, અને બાપના હોરમન કાકા શેષાધીકારી છે, તેથી તેઓ ગુજરનારના વારસ છે. બાપના કાકાની દીકરીઓ દુરનાં સગામાં છે; અને કાયદાસર હીસ્સેદાર અથવા શેષાધીકારી હયાત હોય ત્યાં લગી દુરનાં સગાં વારસો લઇ શકતાં નથી. કાયદાસર હીસ્સેદારો અથવા શેષાધિકારીઓ સાથે દુરનાં સગાં હોય ત્યારે

## દાખલો ૩૩

પ્ર—એક ઓરત તેને મેહેરના બદલામાં તેના ધણી પાસેથી મળેલી કેટલીક મીલકત મુકીને ગુજરી જાય છે. તેની મીલકતના દાવાદારો બે બેહેનો અને એક દીકરાની દીકરી છે જે દીકરો તેણીની હયાતીમાં ગુજરી ગયો છે આ પ્રતેક સખશોને આ મીલકતમાંથી કેટલો કેટલો હીસ્સો મળવાનો હક છે?

ઉ—ગુજનાર ઓરતે મુકેલી મીલકત, મેંહેર બદલ મળેલી હોય અથવા ગમે તે રીતે તેણે મેળવેલી હોય, પરંતુ તેના ચાર ભાગ પાડવા જોઈએ. જેમાંના બે ભાગ એટલે અરધ તેના દીકરાની દીકરીને લેવાનો હક છે, અને બાકીનું અરધ એટલે ચાર ચાર આની બેહેનો લેશે. દીકરાની દીકરી તથા બે બેહેનો હોય ત્યારે

## દાખલો ૩૪

પ્ર—એક ઓરત પોતાનો ધણી, એક દીકરી, અને એક કાકો, એ રીતે વારસ મુકીને ગુજરી જાય છે; ત્યારે તેણે મુકેલી મીલકતમાંથી આ સખસોમાંના દરેકને કેટલું કેટલું મળશે?

ધણી તથા કાકાની સાથે દીકરી હોય ત્યારે

ઉ—ગુજરનારની મીલકતના ચાર ભાગ કરવા. તેમાંથી ¼ અથવા એક ભાગ તેણીને તેના કાયદાસર હીસ્સા બદલ અને ½ અથવા બે ભાગ દીકરીને તેના કાયદાસર હિસ્સા બદલ મળવાનો હક છે, અને બાકીનો એક હીસ્સો શેષાધીકારી તરીકે કાકાને મળવાનો હક છે.

## દાખલો ૩૫

પ્ર—(મસુમત નામની) એક દીકરી મુકીને મસુમત શાહામત નામની એક ઓરત ગુજરી જાય છે જે દીકરી તેની મા ગુજરી ગયા પછી તેની તમામ મીલકતની વારસ થાય છે. પાછળથી એ દીકરી ફરજંદ વગર ગુજરી જાય છે તારે જે મીલકતનો વારસો તેણે તેની મા પાસેથી લીધો છે તે બધો અથવા તેમનો કાંઈ ભાગ તેના મામાને મળે છે, કે તે બધી મીલકત તેના ધણીને મળે છે? જો તે બંને વારસ થાય તો એ મીલકતના ભાગ કેવી રીતે તેમના વચે કરવામાં આવશે.

મામાની સાથે ધણી હોય ત્યારે

ઉ—આ પ્રમાણે હકીકત છે ત્યારે એમ જણાય છે કે મશુમત શાહામત એક ભાઈ તેમજ એક દીકરી મુકીને ગુજરી ગએલાછે. આ કામમાં તેની દીકરીને એ મીલકતનો માત્ર અરધ હીશો એટલે આઠ આના મળવાનો હક છે; બાકીના અરધ ભાગની મીલકત ગુજરનારના ભાઈને શેશાધીકારી વારસ તરીકે મળવાનો હક છે. એ દીકરી ફરજંદ વગર મરી જાય તો તેના હીસ્સાના બે ભાગ કરવામા આવસે, જેમાનો એક તેના ધણીને તેના કાયદાસર હીસ્સા દાખલ મળશે, અને જો બીજા કાંઈ વારશો કે શેષાધીકારી ન હોયતો બાકીનો અરધ એટલે બાકી રહેલો એક ભાગ તેના મામાને મળશે, કે જે દુરનાં સગાંના ચોથા વરગમાં ગણાય છે.

## દાખલો ૩૬

પ્ર—કોઈ સખસ એક વીધવા, પોતાના કાકાનો એક દીકરો, પોતાની બહેનના બે દીકરા, પોતાની બેહેનની ત્રણ દીકરીઓ, અને પોતાના કાકાના છ પાઉત્ર મુકીને મરી જાય છે તારે આમાંથી કોણ તેની મીલકતનો વારસો લેસે અને શા પ્રમાણમાં?

વિધવાની સાથે કાકાનો દીકરો હોય ત્યારે

ઉ—મરનારનું પ્રેત ક્રીયા ખરચ પતાવ્યા પછી તથા તેનું વ્યાજબી દેવુ વાળયા પછી, તથા મીલકતના ત્રીજા ભાગ પુરતા જે ખેરાતદાન તેણે મુકયા હોય તે આપ્યા પછી, એ મીલકતના ચાર ભાગ કરવામાં આવશે, જેમાંનો એક ભાગ તેના કાયદાસર હીસ્સા બદલ વીધવા લેશે, અને બાકીના ત્રણ ભાગ કાકાના દીકરાને શેષાધીકારી તરીકે મળશે. ગુજરનારના કાકાના પઉત્ર, તેમ

નો બાપ હયાત છે ને કારણથી વારસામાંથી બાતલ થાય છે. અ ને બાકીનાં સગાં માત્ર દુરનાં સગાં ગણાય છે. માટે આ રીતે હ કીકત છે ત્યારે તેમને વારસાનો કાંઇ હીસ્સો મળી શકતો નથી.

## દાખલો ૩૭

પ્ર—એક ઓરત પોતાની બેહેન અને પોતાના ભાઇને વારસ મુકીને મરી જાય છે, તયારે તેની મીલકત આ બે જણ વચ્ચે શી રીતે વેહેંચી આપવી?

ઉ—એ મીલકતના ત્રણ ભાગ કરવામાં આવશે; તેમાંના બે ભાગ ભાઇને અને એક ભાગ બેહેનને મળશે. બેહેનની સાથે ભાઇ હોય ત્યારે

## દાખલો ૩૮

પ્ર—એક વીધવા અને એક ભાઇને વારસ મુકીને કોઇ સખસ ગુજરી જાય છે, તયારે તેની મીલકત એ બે જણ વચ્ચે શી રીતે વેહેંચાશે? અને તે દરેક જણને કેટલો હીસ્સો મળશે?

ઉ—મીલકતના ચાર ભાગ કરવામાં આવશે; તેમાંથી એક ભાગ વીધવા તેના કાયદાસર હીસ્સા બદલ લેશે અને બાકીના ત્રણ ભાગ શેષાધીકારી તરીકે ભાઇ લેશે. વીધવાની સાથે ભાઇ હોય ત્યારે

## દાખલો ૩૯

પ્ર અ અને બ નામના બે ભાઇઓએ તેમના બાપની મીલકતનો સરખે હીસ્સે વારસો લીધો. અ ક નામનો એક દીકરો મુકીને ગુજરી ગયો; પછી ક ડ નામનો એક દીકરો મુકીને ગુજરી ગયો. પછી બ એક વીધવા અને ચાર દીકરીઓ મુકીને ગુજરી જાય છે. વીધવા પણ પાછળથી ગુજરી જાય છે, ત્યારે એ બે ભાઇઓની મીલકત તેમના પાછળ રહલા વારસોમાં શી રીતે વેહેંચી આપવી?

ઉ—ચાલેલા કામ ઉપરથી એમ જણાય છે કે બ ની પેહેલાં અ ગુજરી ગયો. અને ડ ની પેહેલાં બ ગુજરી ગયો. આં કામમાં અ ની બધી મીલકત તેના ગુજરી ગયા પછી તેના દીકરા ક ને મળશે, અને ક ગુજરી ગયા પછી તેના દીકરા ડ ને મળશે. બ એ મુકેલી મીલકતમાંથી $\frac{1}{8}$ તેની વીધવાને અને $\frac{2}{3}$ તેની દીકરીઓને, તેમના કાયદાસર હીસ્સા બદલ મળશે બાકીનું મળવા શેષાધીકારી તરીકે ડ નો હક થશે આ મુજબ બ ની મીલકતના ચોવીસ ભાગ કરવામાં આવશે જેમાંનો $\frac{1}{8}$ એટલે ૩ ભાગ મળવા વીધવાનો હક થશે, અને $\frac{2}{3}$ એટલે ૧૬ ભાગ મ ચાર દીકરીઓ અને ભાઇના દીકરાની સાથે વિધવા હોય ત્યારે

બના દીકરીઓનો હક થશે, અને ભાઈના દીકરા બંને દીક રાના દીકરાને બાકીના પાંચ ભાગ મળશે, વીધવા વેહેંચણ થ તાં પેહેલાં ગુજરી જવાથી તેનો હીસ્સો તેની દીકરીઓને મળશે.

## દાખલો ૪૦

પ્ર—કોઈ ઓરત, પોતાનો ધણી, એક નાનો દીકરો, એક મા, અને એક બેહેન મુકીને ગુજરી જાય છે, આ બધા દાવાદારોની સમ ક્ષ ગુજરનાર ઓરતની મા તેની દીકરીને જે મેહેર મળવાનો હ ક હતો તે મેહેરમાંથી પોતાનો હીસ્સો તેના જમાઈ પાસેથી વ સુલ કરવા તે જમાઈ ઉપર ફરીઆદ કરે છે. આ રીતે છે તો એ માને મરનાર ઓરતના ધણી પાસેથી મેહેર બદલ કાંઈ મળવા નો હક છે કે શી રીતે? અને જો છે તો એ મેહેરમાંથી કેટલું મળવાનો તેને હક છે, અને બીજા દાવાદારોને વારસામાં કેટલું કેટલું મળશે?

મા અને ધ ણીની સાથે.દીક રો હોય તયારે

ઉ—ગુજરનાર ઓરતની માને તેની દીકરીની જે મેહેર લેહેણી હોય તેમાંથી પોતીકો હીસ્સો મળવાને સારૂ ધણી ઉપર ફરીઆદ કરે વાને મજબુત હક છે, અને એ મેહેર બદલની આખી રકમ બા ર ભાગે વેહેંચી આપવી જોઈએ, તે એ રીતે કે ત્રણ ભાગ એ ટલે ¼ ધણીને મળે, બે ભાગ એટલે ⅙ માને, અને સાત ભાગ નાના દીકરાને મળે; પણ બેહેનને કાંઈ મળવાનો હક નથી, કે મકે દીકરો હોય ત્યારે બેહેન બાતલ થાય છે.

## દાખલો ૪૧

પ્ર—એક સખસ બે ઓરતોને મુકીને ગુજરી ગયો. પેહેલી ઓરતનાં પેટનો તેને એક દીકરો હતો, અને બીજી ઓરતના પેટના બે દીકરા હતા. પેહેલી ઓરતના પેટનો દીકરો, એક સ્ત્રી અને બે દીકરા મુકીને ગુજરી ગયો. ઉપર કહેલા ગુજરનાર દીકરાએ તેની બધી મીલકત મેહેરમાં તેની સ્ત્રીને આપેલી ધારીએતો એ સ્ત્રીના ભાઈને તેણીના પોતાના અને તેણીના બે દીકરાના મરણ પછી મેહેર બદલ તેને આપેલી મીલકત વારસામાં લેવાનો હક છે કે શી રીતે, અથવા તે મીલકતનો કાંઈ હીસ્સો મળવાને તે હકદાર છે કે શી રીતે? અને એવું ધારીએ કે ઉપર કહેલા ગુજરનાર દીકરાએ મેહેરમાં પોતાની મીલકત આપી દીધી નથી: પરંતુ તેની વીધવાના કબજામાં તેના ધણીનો કાયદાસર હીસ્સો હતો, તો તે વીધવા ગુજરી ગયા પછી તેણીના ભાઈનો તે હીસ્સા ઉપર કાંઈ હક છે કે શી રીતે?

૩—જો કોઈ અખસે મેહેર બદલ તેની બધી મીલકત તેની ઓરત ને લખી આપી હોય, અને તે ઓરત તથા બે દીકરા મુકીને ગુજરી જાય. અને દીકરા તેમની મા પેહેલાં ગુજરી ગયા હોય, અને તે ઓરત એક ભાઈ મુકીને ગુજરી ગઈ હોય ત્યારે એ ભાઇને તેણે મુકેલી તમામ મીલકત મળવાનો કાયદાસરરીતે હક થશે પણ જો તે ઓરત તેના બેઉ અથવા એક દીકરા પેહેલાં ગુજરી જાય, અને તે દીકરા તેમનો ઓરમાન કાકો, અથવા તેના દીકરા, અને તેમનો મામો મુકીને ગુજરી જાય ત્યારે એ હોરમાન કાકો અથવા તેના દીકરા શેષાધીકારી તરીકે તેમના હકની રૂઇએ તે દીકરાઓએ મુકેલી મીલકત મળવાને હકદાર થશે, અને મામો જે દુરનાં સગાંમાં છે તેને કાંઇ મળવાનો હક રહેશે નહી એવું ધારીએ કે ગુજરનારે તેની ઓરતને પોતાની મીલકત મેહેરમાં આપી નથી, પણ તેનો આઠમો હીસ્સો કે જે ઉપર તેનો કાયદાસર હક હતો તે તેણીના કબજામાં હતો (બાકીની મીલકત તેના દીકરાની છે), ને તે તેના દીકરા પેહેલી ગુજરી જાય ત્યારે તેણે લાધેલો આઠમો ભાગ તે દીકરાઓને મળશે, અને તે ગુજરી ગયા પછી તે ભાગ તેમના હોરમાન કાકા અથવા તેના દીકરાઓને મળશે. મામાને તેનાનું કાઇ પણ મળવાનો હક નથી જો પોતાની મા અને પોતાનો ભાઇ મુકીને તે બે દીકરામાંથી એક દીકરો ગુજરી જાય તો તેની મીલકતના ત્રણ હીસ્સા પાડવામાં આવશે, જેમાંનો એક તેની માને મળશે, અને બે તેના ભાઈને મળશે; અને જો બીજો દીકરો તેની મા, તેનો હોરમાન કાકો, અથવા એ કાકાના દીકરા મુકીને ગુજરી જાય તો તેની મીલકતના ત્રણ હીસ્સા પાડવામાં આવશે. તેમાનો એક માને મળશે, અને બાજા બે હોરમાન કાકાને અથવા તેના દીકરાઓને શેશાધીકારીના હકની રૂઇએ મળશે. જો તે પછી મા તેણીનો એકનો એક ભાઈ મુકીને ગુજરી જાય તો તેની તમામ મીલકત તે ભાઇને મળશે આ સખશોનો વારસાનો કેટલો કટલો તે પ્રથક પ્રથક બતાવી શકાય નહી, કેમકે વધારે મુદત સુધી કોણ જીવ્યું એ નકી થાય નહી.

મામાની સાથે હોરમન કાકો હોય ત્યારે

## દાખલો ૪૨

૫—એક જાહાગીર તેના જાહાગીરદાર અને તેની દીકરીના દીકરાના સંયુક્ત કબજામાં છે, અને એ મીલકતની પોતાના તથા પોતાના સદરહુ પઉત્રના નામથી તેને પથની પ્રમાણે બક્ષીસ મળે છે. પાછળથી તેની દીકરી, એક દીકરો ઉપર કહેલા જાગીરદારનો પઉ

જ, એક દીકરીનો ધણી, અને તેનો પોતાનો ધણી, એટલાં જણ મુકી ગુજરી જાય છે. આ બનાવ બન્યા પછી કેટલેક વખતે, એ જાહાગીરદાર ગુજરી જાય છે, અને ઘણી મુદત વીતી ગઈ ત્યાં લગી તેનો પત્ર કે જે દુર દેશાવર મુસાફરીએ ગએલો તેના વીશે કાંઈ ભાળ લાગતી નથી. પછી એ જાહાગીરદારની દીકરીની દીકરી, એક દીકરો, એક દીકરી, અને એક ધણી મુકીને ગુજરી જાય છે. તેના પછી એ જાહાગીરદારનો જમાઈ તેની બીજી ઓરતના પેટનો એક દીકરો મુકીને ગુજરી જાય છે ત્યારે ઉપર ગણાવેલા સખસોમાં એટલે, જાહાગીરદારની દીકરીની દીકરીનો ધણી, દીકરો અને દીકરી. અને એ જાહાગીરદારના જમાઇનો દીકરો (જે કે જાહાગીરદારની દીકરીના દીકરાનો હોરમાન ભાઈ થાય છે,) એઓમાં કીયા સખસો જાહાગીરદારે મુકેલી મીલકત મળવાને હકદાર થશે, અને કેટનો કેટલો હીસ્સો તેમને પ્રત્યેકને મળશે?

દીકરીના દીકરા અને દીકરાની દીકરીઓ વીશે.

ઉ—આવી હકીકત હોય ત્યારે મુળ માલીક (જાહાગીરદારે) એ જાહાગીરની પધ્ધતી પ્રમાણેની બક્ષીસ તેના પોતાના તથા દીકરીના દીકરાના નામથી મેળવી હોય તોપણ એ જાહાગીર ઉપરનો માલકી તથા કબજા હક એકલો એ મુળ માલીકનેજ આપવામાં આવશે. જો તેની દીકરી તેના પહેલાં ગુજરીજાયતો એ મીલકતમાં હીસ્સો મળવાથી તે તદન બાતલ થશે જો દીકરીનો દીકરો દીકરીની દીકરી, દીકરીનો ધણી, અને દીકરીની દીકરીનો ધણી, એટલાં જણ મુકીને માલીક ગુજરી જાયતો એ મીલકતના ત્રણ હીસ્સા પાડવામાં આવશે, જેમાંના બે હીસ્સા તેની દીકરીના દીકરાને મળશે, અને એક તેની દીકરીની દીકરીને મળશે; એ દીકરીના તથા એ દીકરીની દીકરીના ધણીને કાંઈ પણ હીસ્સો મળવાનો હક નથી. કાંઈ જતો રહેલો સખસ જેના ઠેકાણ, ગોત કે હયાતી વીશે કાંઈ પણ ભાળ ન લાગે, તે તેની પોતાની મીલકતના સબંધે જીવતો છે, અને બીજાઓની મીલકતના સબંધે મુવેલો છે. રાજ્ય કરતા સત્તાએ તેના કામ કાજની સંભાળ રાખવા કોઈને નીમવો જોઈએ અને તેનો હીસ્સો (તેના જનમની તારીખથી) નેવુ વરસ સુધી રાખી મુકવો જોઈએ. એવું ધારો એ કે દીકરીની દીકરી, એક દીકરો, દીકરી, અને ધણી મુકીને મરીજાય ત્યારે તેની મીલકતના બારભાગ કરવામાં આવશે. અને તેના વારસોમાં નીચેમુજબ તેની વેહેચણ કરવામાં આવશે, એક હીસ્સો તેના ધણીને, બે તેના દીકરાને, અને એક તેની દીકરી

ને મળશે; અને જો મુળ માલીકનો જમાઈ આ મુળ માલીકની મીલકતથી જુદી મીલકત મુકીને ગુજરી ગયો હશે તો તે તેના દીકરાને મળશે.

## દાખલો ૪૩

પ્ર—કોઈ સખસે પોતાની ઓરતને તેની કુચાલના સબબથી કાઢી મુકી તે ઓરત કોઈ બીજી જગાએ ગઈ, અને તેણે ચાર વરસની મુદત સુધી પોતાની પંડ મેહેનતથી પોતાનું ગુજરાન ચલાવ્યું પછી તે પોતાનો ધણી અને એક ભાઈના દીકરાને મુકીને મરી ગઈ. ત્યારે વારસાના કાયદા પ્રમાણે તેની મીલકતનો વારસો લેવાનો એ બે સખસોમાંથી કોને હક પોહોચે છે?

ઉ—જો એ પુરૂશે પોતાની વહુનાથી જુદા થતી વખતે તેની સાથે છુટા છેડા કર્યા હોય તો, એ સ્ત્રીની મીલકતનો કાયદા પ્રમાણે હકદાર માત્ર તેના ભાઈનો દીકરો થસે; પણ જો તલાક આપ્યા વગર તેને માત્ર કાઢી મુકી હોય તો, એ ધણી સાથે તેનું પરણેત જારી રહેછે. અને તેના ગુજરયા પછી તેનો ધણી અને તેના ભાઈનો દીકરો એ બંને જણ તેની મીલકતનો વારસો લેશે. તેઓ દરેક જણ અડધ અડધના અધીકારી થશે; ધણીને અડધ ભાગ તેના કાયદાસર હિસ્સા બદલ મળસે અને બાકીનો અડધ ભાગ ભાઈનો દીકરો શેષાધીકારી તરીકે લેસે.

તલાક આપ્યા વગર ધણી ધણીઆણી જુદા પડયા ઈશે.

## દાખલો. ૪૪

પ્ર—કોઈ મુસલમાન એક દીકરો અને ત્રણ દીકરીઓ મુકીને મરી જાયછે. તેઓ તેના મરણ પછી પરણે છે. ત્યારે ગુજરનારે મુકેલી મીલકતમાંથી આમાંના દરેક જણને કેટલો કેટલો હીસ્સો મળસે?

ઉ—એ મીલકતના પાંચ ભાગ પડશે, તેમાંથી દીકરો બે ભાગ અને દીકરીઓ ત્રણ ભાગ (અથવા દરેક દીકરી એકેકો ભાગ) લેશે.

એક દીકરો અને ત્રણ દીકરીઓ ઈશે.

ભાષાંતર કરતાની ટીપ-આ જગાએ દીકરીઓ, દીકરા સાથે શેષાધીકારી છે, અને દીકરાને દરેક દીકરી કરતાં બમણું મળે છે, તેથી દરેક દીકરીને એક ભાગ, અને દીકરાને બે ભાગ આપવાનું લખ્યું છે.

## દાખલો ૪૫

પ્ર—એક ઓરત કેટલીક બાપ દાદાની સ્થાવર મીલકત મુકીને ગુજરી જાય છે, તેને એક દીકરી અને એક ભાઈનો દીકરો એ રીતે માત્ર બે હયાત વારસો છે. ત્યારે કાયદા પ્રમાણે તેની મીલકત આ બે જણ વચ્ચે શી રીતે વેંહેંચાશે?

*ભાઇના દીકરા સાથે દીકરી હોય ત્યારે.*

ઉ—એ ઓરતને ઉપર જણાવેલા વારસો શીવાય બીજા વારસો નથી એમ ધારીએ તો, તેની મીલકત તેની દીકરી અને તેના ભાઇના દીકરા વચ્ચે સરખે ભાગે વેંહેંચાશે. અડધી મીલકત દીકરીને તેના કાયદાસર હીસ્સા બદલ મળશે, અને બાકીની અડધી મીલકત તેના ભાઈના દીકરાને શેષાધીકારી લેખે મળશે.

### દાખલો ૪૬

પ્ર—એક જાહાગીરદારે પોતાનાજ ઉદયોગથી પેદા કરેલી જાહાગીરના ૭ ભાગ પોતાની હયાતીમાં વેચ્યા, અને બાકીના દસ ભાગ પોતાના વારસોને માટે મુકીને મરી ગયો. એ વારસ મરનારના કાકાનો દીકરો ને મરનારની બેહેન છે; ત્યારે વારસાના કાયદા પ્રમાણે આ બંને જણ એ મીલકત શી રીતે વેંહેંચી લેસે?

*કાકાના દીકરાની સાથે બેહેન હોય ત્યારે.*

ઉ—આ કામમાં ગુજરનારે મુકેલી જાહાગીરના દસ હીસ્સા સરખે ભાગે વેંહેંચી આપવામા આવશે. બેહેનને પાંચ હીસ્સા મળસે, અને તેટલાજ હીસ્સા કાકાના દીકરાને મળશે.

### દાખલો ૪૭

પ્ર—કોઈ માણસ એક વીધવા, એક દીકરો, અને બે દીકરીઓ એ રીતે વારસ મુકીને મરી જાય છે. ત્યારે તેની મીલકત તેઓની વચ્ચે શી રીતે વેંહેંચી આપવી? અને તેઓ દરેક જણને કેટલો કેટલો હીસ્સો મળસે?

*વીધવા અને બે દીકરીઓ સાથે દીકરો હોય ત્યારે.*

ઉ—એ મીલકતના બત્રીસ ભાગ કરવા, જેમાંથી વીધવા $\frac{?}{?}$ અથવા ૪ ભાગ લેસે; દીકરો ચઉદ, અને દરેક દીકરી સાત સાત ભાગ લેસે.

### દાખલો ૪૮

પ્ર—કોઈ સખસ બે દીકરા, અને એક વીધવા મુકીને મરી જાયછે, ત્યારે તેની મીલકતની વેહેંચણ શી રીતે કરવામાં આવસે?

*બે દીકરાને વીધવા હોય ત્યારે.*

ઉ—એ મીલકતના સોળ ભાગ કરી, તેમાંના બે ભાગ વીધવાને આપવા, અને બે દીકરામાંના પ્રત્યેકને સાત સાત ભાગ આપવા.

### દાખલો ૪૯

પ્ર—એક ઓરતનો બાપ તેને પરણાવ્યા પછી પોતાના દીકરાઓને માટે બંદોબસ્ત કરી આપવાના સબબથી પોતાની મીલકતમાં તેણીનો હીસ્સો રીતસર ઉઠાવી લેવા તેને કબુલત આપવા કહેછે, આ માગણી કબુલ રાખવા તે ઓરત ના પાડે છે. જેથી તેનો બાપ એટલો બધો ગુસ્સે થાય છે કે તે તેને તજી દેછે. બાપની તરફથી આ પ્રમાણે પોતાની દીકરીને તજી દેવાનું કૃત્ય ચલી શકે કે કેમ?

પ્ર—આ સવાલમાં **ચાલી શકે** એવો શબ્દ વાપરેલો છે તે ઉપર થી એમ અનુમાન થાય છે કે બાપ તરફથી એ તજી દેવાનું કૃત્ય દીકરીને વારસાનો હક મળવામાં કાયદાસર હરકત પોહોચાડે છે કે શી રીતે એ નક્કી કરવા માગે છે. પણ વારસો મળવામાં હરકત કરતા માત્ર ચાર કારણો છે.—૧ લું વારસથી વડીલનું મનુષ્યવધ થયું હોય તે, ૨ જુ ધરમભેદ, ૩ જુ, દેશ ફેર. ૪ થુ ગુલામગીરી. — બાપે તજી દેવા વીશે.

ખાનગી ટંટાને લીધે બાપ તરફથી કરવામાં આવેલું તજી દેવાનું કૃત કાયદા પ્રમાણે થયેલા લગ્નથી જન્મેલા છોકરાને, અથવા જેનો બાપ પોતે કે એને તેણે કબુલ કરયું છે તેને વારસા માંથી કાયદ[illegible] બાતલ કરી શકાતું નથી.

દાખલા ૫૦

પ્ર—એક ગુજરનાર માલીકના વારસો તેની વીધવા, એક દીકરો અને એક દીકરી છે. તારે તેની મીલકતના કેટલા હીસ્સા કરવા, અને શા શા પ્રમાણમાં આ પ્રતેક સખસ તેના હકદારી થસે?

ઉ—એ જાગીરના ચોવીસ ભાગ કરવામાં આવસે. જેમાંથી ⅛ એટલે ત્રણ ભાગ વીધવાને મળસે, ચઉદ દીકરાને [illegible], અને બાકીના સાત દીકરીને મળસે. — દીકરો તથા વીધવાની સાથે દીકરી હોય ત્યારે.

દાખલો ૫૧

પ્ર—કોઈ સખસ એક વીધવા, બે દીકરા અને એક દીકરી એટલાં વારસો મુકીને ગુજરી જાય છે, ત્યારે આ સખસોમાં તેની મીલકત શી રીતે વેંહચાસે, અને તેમાંના દરેકને કેટલો કેટલો હીસ્સો મળશે?

ઉ—એ મીલકતના ચાલીસ ભાગ કરવામાં આવશે જેમાંનો ⅛ અથવા પાંચ ભાગ વીધવાને મળશે, દીકરાઓને ચઉદ મળશે, અને દીકરીને સાત મળશે. — બે દીકરા, એક વીધવા ને દીકરી હોય ત્યારે.

દાખલો ૫૨

પ્ર—કોઈ એક સ્થાવર મીલકત વાળો સખસ. બે વીધવાઓ અને એક ભાઈનો દીકરો મુકીને વગર ફરજંદે ગુજરી જાય છે. પેહેલી વીધવાના મરણ પછી બીજી વીધવા પોતના મરનાર ધણીના ભાઈના દીકરાની હયાતીમાં મુકેલી સ્થાવર મીલકત વેચી દેછે. ત્યારે આ વેચાણ કાયદા પ્રમાણે ચાલે કે શી રીતે? જો તે ન ચાલે તો એ ભાઈના દીકરા તથા એ બીજી વીધવાને તેમાંથી કેટલો કેટલો હીસ્સો મળશે?

ભાઈના દીકરો ને તેની સાથે બે વીધવા હોય ત્યારે

ઉ—ઉપર કહેલા વગર ફરજંદ વાળા સખસના મરણ પછી, તેની મીલકત, તેનું જરૂરી ખરચ કાઢ્યા પછી, તેની બે વીધવાઓને અને તેના ભાઈના દીકરાને તેમના કાયદાસર હીસ્સા પ્રમાણે વેહેંચી આપવામાં આવશે, એટલે કે, એ સ્થાવર મીલકતના આઠ ભાગ હીસ્સા કરવામાં આવશે. જેમાંનો ૨/૮ અથવા બે હીસ્સા તેમની બંનેની વચમાં વીધવાઓને મળસે અને બાકીના ૬ શેષાધીકારી દાખલ ભાઈના દીકરાને મળસે. પેહેલી વીધવાના ગુજરા પછી બીજી વીધવાએ કરેલું વેચાણ તેણીના પોતાના હીસ્સાને માટે ચાલસે, પણ જે હીસ્સો પેહેલી વીધવાનો છે તેને માટે, તેમજ જે ૬ હીસ્સા ઉપર ભાઈના દીકરાનો હક છે, અને જે પોતાના હીસ્સનો માલીક છે તે ૬ હીસ્સાને માટે એ વેચાણ ચાલસે નહી. જો પેહેલી વીધવાએ પોતાના હીસ્સાની બક્ષીસથી અથવા વેચાણથી વ્યવસ્થા નહી કરી હોય, અને જો તેણે કોઈ કાયદાસર વારસ નહી મુક્યો હોય તો તેના મરણ પછી તેનો હીસ્સો સરકારની તીજોરીમા જશે,

## દાખલો ૫૩

પ્ર—એક પુરૂષ બે દીકરીઓ, એક દીકરાનો દીકરો, અને એક દીકરાની દીકરી મુકીને મરી જાય છે. આ રીતે હકીકતછે ત્યારે તેની મીલકતના કેટલા હીસ્સા થસે? અને વારસના કાયદા પ્રમાણે સદરહુ સખસોમાંના દરેક જણને કેટલા કેટલા ભાગ મળવાનો હક છે

બે દીકરીઓ અને તેમની સાથે એક દીકરાનો દીકરો તથા દીકરી હોય ત્યારે

ઉ—મરનારની મીલકતના નવ હીસ્સા કરવા; જેમાંથી દીકરીઓને ૨/૩ (અથવા દરેક દીકરીને ત્રણ ત્રણ હીસ્સા) મળસે; અને સેષાધીકારી તરીકે દીકરાના દીકારાને બે હીસ્સા, અને દીકરાની દીકરાને એક હીસ્સો મળસે.

ભાષાંતર કરતાની ટીપ—દીકરીઓ કાયદાસર હીસ્સેદારો છતાં તેમનો કાયદાસર હીસો ૨/૩ છે, અને દીકરાના દીકરા સાથે દીકરાની દીકરીઓ સેષાધીકારી થાય છે, અને તેમને પોતાના ભાઈ કરતાં અડધ હીસો મળે છે, તેથી આ દાખલામાં પ્રથમ દીકરીઓનો કાયદાસર હીસો બાદ કરયા પછી બાકીની મીલકત દીકરાના દીકરા અને દીકરાની દીકરીને મળી.

## દાખલો ૫૪

પ્ર—કોઈ એક સખસ દસ્તાવેજ કરી આપી પોતાના બત્રીજાને માલકી હકમાં પોતાનો વારસ ઠરાવે છે. એ બત્રીજાને કરી આપેલો આ દસ્તાવેજ કાયદા પ્રમાણે તેના કામમાં આવશે કે શી રીતે? જો તે કામમાં ન આવે, અને તેની રૂઈએ તેના કાકાએ મુ

ફેલી તમામ મીલકતના વારસાનો તે હકદારી ન થાય તો તે સબબે તેના મરણ પછી મુકેલા દાવાદારો, જેમકે આ પ્રસંગે એક મા, ત્રણ બેહેનો, એક ભાઈ ( જે આ કાયદામાં પ્રતીવાદી છે ), એક વીધવા અને એક સસરો છે એઓમાં એ મીલકતની વેહેંચણ શી રીતે થસે?

ઉ—મુસલમાની કાયદા પ્રમાણે સદરહુ દસ્તાવેજ કાયદાસર નથી, અને તે ભત્રીજાને વારસાનો કાંઇ હક આપી શકતો નથી, કારણ કે એ દસ્તાવેજ ભત્રીજાને તે લખી આપનારના માલકી હકમાં વારસ બનાવા માગેછે. બીજા બોલમાં કહીએતો, સામાન્ય રીતે તે લખી આપનારના મરણ પછી તેની તમામ મીલકત ઊપર તેને હકદારી ઠરાવે છે. આનો ઠરાવ કોઈ પ્રકારની કાયદાસર ફરજની રૂહએ નથી. અને એટલા માટે માલકી હક આપવાને શબ્દ તે કાયદાસર નથી. ગુજરનારના વારસો તેની મા, ભાઈ, ત્રણ બેહેનો અને તેની વીધવા છે, તેથી તેનો સસરો વારસામાંથી બાતલ થાય છે. તેની મીલકતની વેહેંચણ નીચે પ્રમાણે કરવામાં આવસે; તેનું વ્યાજબી દેવું પતાવ્યા પછી બાકીની મીલકતના સાઠ ભાગ કરવામાં આવસે. જેમાંનો $\frac{1}{4}$ અથવા પંદર ભાગ તેની વીધવાને $\frac{1}{6}$ અથવા દસ ભાગ તેની માને ચઉદ ભાગ તેના ભાઈને, અને બાકીના એકવીસ તેની ત્રણ બેહેનોને એકેકે દરેકને સાત સાત એ રીતે મળસે. તેના મરણ પછી તેની વીધવાનો હીસ્સો તેણીના બાપને અથવા તેણીના બીજા કાયદાસર વારસોને મળસે.

બીજાને પોતાની મિલકતનો વારસ ઠરાવા બાબત માલીકી કરી આપેલો દસ્તાવેજ તેના ગુજરી ગયા પછી રદ બાતલ છે

વીધવાની સાથે મા ભાઈ તથા ત્રણ બેહેનો હોય ત્યારે

## દાખલો ૫૫

પ્ર—બક્ષીસમાં મળેલી સ્થાવર મીલકત વાળો એક સખસ એક વીધવા, ચાર દીકરીઓ, એક ભાઈ અને બે બેહેનો મુકીને ગુજરી ગયો. તેનો ભાઈ પણ ચાર દીકરા મુકીને ગુજરી ગયો, અને તેની એક બેહેન એક દીકરી મુકીને ગુજરી ગઇ વીધવાએ એ મીલકતમાંથી થોડીક વેચી દીધી, તેની તરફથી થએલું આ વેચાણ કાયદાસર છે? અને દાવાદારો જે કે મરનારના ભાઈ અને બેહેનના વારસો છે તેમને કાંઇ પણ હિસ્સો મળવાનો હક છે કે શી રીતે; અને જો છે તો, જે લોકોના તે વારસો છે. તેમની મીલકતમાં કેટલું કેટલું મળવા તેમનો હક છે?

ઉ—એમ જણાય છે કે તેના ધણીના મરણ વખતથી તેના ધણીની મીલકત આ વીધવાના કબજામાં રહી છે, અને તેણીએ તેમાંનો થોડીક વેચી છે. દાવાદારો આગળ આવી મરનાર માલીકની

ધણીની મીલકતના બીજા કાયદાસર હકદાર છતાં વીધવાએ તે

વેચ્યા હોય ત્યારે

મીલકત ઉપર હક કરેછે અને કબુલ કરેછે જે ઓરતના કબજા માં એ મીલકત છે તે તેની કાયદા પ્રમાણે ધણી છે, હવે આ દેશના આ ભાગ (ખંડવાન) ના રીવાજ પ્રમાણે મેહેરનો આંકડો સાડા છસેં રૂપૈઆથી ઓછો ઠરાવવામાં આવતો નથી, અનેએ જાહાગીર થોડી હોવાને લીધે આટલી રકમ તેમાંથી વસુલ થઇ હોય એમ માનવામાં આવતુ નથી. મેહેર બદલનું લ્હેણું પતતાંસુધી વારસાનો દાવો ચાલી શકતો નથી. જો આ મેહેરનું દેવું પતાવામાં આવ્યું છે એવું ધારીએતો, આ મીલકત મુળ માલીકના નજીકના વારસોને નીચે પ્રમાણે વેહેંચી આપવી જોઇએ; તેના છનું (૯૬) ભાગ કરવા જોઈએ, જેમાના $\frac{1}{8}$ અથવા બાર ભાગ વીધવાને મળે, દીકરીઓને $\frac{2}{3}$ અથવા એંસઠ ભાગ મળે, ભાઈને દસ ભાગ મળે, અને દરેક બેહેનને પાંચ ભાગ મળે. તેમના વારસોને પણ તેજ પ્રમાણે મળે વીધવાએ કરેલા વેચાણ સમંધી કહેવાનું કે કાયદા પ્રમાણે તે તે મીલકતની હીસ્સેદાર તેમજ લેહેણદાર છે, અને જેટલા ... જો ખરીદદાર કબુલ કરતો જેટલા મીલકત ઉપર તેના ... વારસાનો હક છે તેટલી મીલકત પુરતુ તે વેચાણ કાયદાસર ગણી શકાય.

## દાખલો ૫૬

પ્ર—એવું માલમ પડે છે કે જે જાહાગીરના વારસા બાબત તકરાર છે તે જાહાગીરના માલીકને ચાર દીકરા અને બે દીકરીઓ હતી. તેમાંનો એક દીકરો પોતાના બાપની હયાતીમાં ગુજરી ગયો, તેને એક દીકરો હતો. તાર પછી એ જાહાગીરદાર એક વીધવા ત્રણ દીકરા, બે દીકરીઓ, અને સદરહુ પઉત્ર મુકીને મરી ગયે.; તારે તેઓને જાહાગીરનો કેટલો કેટલો હીસ્સો મળશે?

ત્રણ દીકરાઓની સાથે બે દીકરીઓ અને એક વીધવા હોય ત્યારે

ઉ—એ મીલકતના ૬૪ ભાગ ... દરેક દીકરો ચઉદ, દરેક દીકરી સાત. અને વીધવા ($\frac{1}{8}$) આઠ ભાગ લેશે. પઉત્ર કે જેનો બાપ જાહાગીરદારના પેહેલો ગુજરી ગયો છે તે વારસામાંથી બાતલ થશે.

## દાખલો ૫૭

પ્ર—એક ગુજરનાર માલીકના વારસ તેની વીધવા તેની મા, અને તેના બે દીકરા છે. તારે તેમને તેની મીલકતનો કેટલો કેટલો વારસો મળશે?

બે દીકરા મા તથા વિધવા હોય ત્યારે

પ્ર—આ કામમાં વારસાના કાયદા પ્રમાણે મીલકતના ૪૮ ભાગ કરવા. તેમાંથી વીધવાને છ, અને માને આઠ ભાગ મળશે, અને શેષધન દીકરાને મળશે.

## દાખલો ૫૮

પ્ર—કોઇ એક સખસ બે દીકરા; બે દીકરીઓ, અને એક વીધવા મુકીને મરી જાય છે. ત્યારે તેના ગુજરયા પછી આ સખસોમાં તેની સ્થાવર મીલકતની વેહેંચણ શી રીતે કરવી!

ઉ—એ જાહાગીરદારના ગુજરયા પછી તેની સ્થાવર કે જંગમ હર કોઇ જાતની મીલકત પેહેલ વેહેલી તેનું પ્રેત ક્રીયા ખરચ કરવામાં ઉપયોગમાં લેવી, પછી તેનું દેવું આપવામાં, અને પછી શેષ ધનના ત્રીજા હીસ્સામાંથી તેનું ખતદાન આપવામાં ઉપયોગમાં લેવી. જ્યારે છોકરાં હોય ત્યારે ⅛ વીધવાને મળે છે, અને આ બાદ કરતાં જે વધે તે તેના બે દીકરા અને બે દીકરીઓ વચ્ચે ઓરત કરતાં મરદને બમણું એ હીસાબે વેહેંચી આપવું જોઇયે. વારસાના હક પેહેલાં પતાવાના દાવા

## દાખલો ૫૯

પ્ર—અબદુલરશીદ નામે કોઇ પુરૂષ એક વીધવા, એક દીકરી અને બે કાકા મુકીને મરી ગયો, ત્યારે તેની મીલકતની વેહેંચણ શી રીતે થશે!

ઉ—એક વીધવાને મીલકતનો આઠમો ભાગ મળશે; દીકરીને તમામ મીલકતનું અડધ મળશે. અને તાર પછી જે બાકી રહેસે તે બંને કાકા વચ્ચે સરખે ભાગે વેંહેંચી આપવામાં આવશે એટલે કે એ મીલકતના સોળ ભાગ કરવામાં આવશે. એક વીધવા એક ની એક દીકરી અને બે કાકાઓ હોય ત્યારે

## દાખલો ૬૦

પ્ર—કોઇ એક સખસ એક વીધવા, પોતાના ભાઇના ચાર દીકરા, એક આગળીઆટ બેહેન, અને એક પોતાના કાકાનો દીકરો, એ રીતે મુકીને મરી જાય છે, તેણે મુકલી મીલકતનો કબજો આમાંના એક જણને મળયો હતો, અને તે સખસ એકલાએ લગભગ પચીસ વરસ સુધી તેનો ભોગવટો કરયો હતો આ કામમાં, કાયદા પ્રમાણે એ મીલકત તમામ વારસોમાં વેહેંચાશે કે નહીં, જો એ મીલકત તમામને મળેતો તેમનામાં તેની વેહેંચણ શી રીતે થશે?

ઉ—ઉપર કહેલી હકીકતને પ્રસંગે જો કબજો હક વગર મેળવવામાં આવ્યો હોય તો કાયદા પ્રમાણે આવા ભોગવટાથી વારસાના દાવાને અટકાવ થઇ શકશે નહી વારસાની વેહેંચણ કરતાં પેહેલાં જે જરૂરી ખરચો છે તેને માટે બંદોબસ્ત કરયા પછી, બાકીની મીલકતના સોળ ભાગ કરવામાં આવશે, જેમાંના આઠ હીસ્સા બેહેન ને ચાર હીસ્સા વીધવા લેશે, અને બાકીના ચાર ભાઇ એક બેહેન એક વીધવા તથા ભાઇ ના ચાર દીકરા હોય ત્યારે

ના દીકરાઓને, અથવા દરેકને અકેક મળશે, તેના કાકાનો દીકરો બાતલ થાય છે.

## દાખલો ૬૧

પ્ર—આ કામમાં એમ માલમ પડે છે કે લગ્ન વખતે ધણી પાસેથી મેહેરનું લખત કરાવી લેઈ ઓરત, બે દીકરા મુકીને ધણીના પેહેલાં ગુજરી ગઈ. તેનો નાનો દીકરો પછવાડેથી ગુજરી ગયો પછી તેનો ધણી કે જેના કબજામાં હાલની તકરારવાળી સ્થાવર તથા જંગમ મીલકત તેની હયાતી સુધી સ્વતંત્ર પણે રહી હતી, તે પોતાની પાછળ ઉપર કહેલા બે દીકરામાંનો મોહેટો દીકરો પોતાની મા, અને પોતાની ચાર ગુલામડીઓ જેમાંની એક તેને પરણ્યાનું કહેવાય છે એ રીતે મુકીને ગુજરી ગયો; વળી તેણે મજકુર ગુલામડીઓમાંની એકના પેટનો એક દીકરો મુકયો, તેના મરણ પછી તેની મા ગુજરી ગઈ ત્યારે સવાલ એછે કે એ ધણી ગુજરી ગયો તે વખતે તેના વારસો કોણ હતા, અને તેની મીલકતની વેહેંચણ કાયદા પ્રમાણે શી રીતે થવી જોઈએ? જો માને વારસાનો કાંઈ હક હોય તો તેના મરણ પછી તેના હીસ્સાની વ્યવસ્થા શી રીતે કરવી?

ધણી તથા છોકરાં પાસે

ઉ—આ કામમાં વહુ બે દીકરા અને એક ધણીને મુકીને ગુજરી ગઈ છે. એટલા માટે તેની મીલકત, એટલે કે મેહેર બદલના તેના કરજની રકમના આઠ ભાગ કરવા જોઈએ. તેના દરેક દીકરાને ત્રણ ત્રણ હીસ્સા મળશે, અને ધણીને બે હીસ્સા અથવા ૧/૪ મળશે. પાછળથી તેના નાના દીકરાના મરણ પછી એ દીકરાના ત્રણ હીસ્સા તેનો ધણી કે જે તેનો બાપછે તેને મળશે એટલે મેહેર બદલના દેવા આઠ હીસ્સા[illegible] ધણીને પાંચ હીસ્સા પાછા મળેછે, અને આટલા હીસ્સા સુધીનો તેના ઉપરનો દાવો નાબુદ થાય છે. બાકીના ત્રણ હીસ્સા ઉપરનો હક એકલા મોહોટા દીકરાનો રહેછે. ધણી ગુજરી જઈને તેનો મોહોટો દીકરો, (ગુલામડીના પેટનો) એક બીજો દીકરો, તેની મા, અને એક ઓરત ગુલામ જે છુટકારાનો તથા લગ્નનો દાવો રાખે છે એ રીતે વારસો મુકી જાય છે. એ લગ્ન પાકુ અને કાયદાસર હોય તો એ ધણીએ મુકી મીલકતના અડતાલીસ ભાગ કરવામાં આવશે, જેમાંના સતર સતર દરેક દીકરાને મળશે, ૧/૮ અથવા આઠ ભાગ માને મળશે અને વહુને (એટલે પરણેલી ઓરત) ગુલામને છ ભાગ અથવા ૧/૮ મળશે. સદરહુ લગ્ન પાકું અને કાય

દાસર ન હોય તો ધણીએ મુકેલી મીલકતના બાર ભાગ કરવામાં આવશે, જેમાંના માને બે ભાગ મળસે; અને દરેક દીકરાને પાંચ પાંચ ભાગ મળસે; પણ મેહેરના લખતમાં જણાવેલી ગુજરનાર વહુની લેહેણી રકમ ભારે છે. અને તે ૨૦ બાદ કરયા પછી પણ એક લાખ સોના ગેહેરો ઉપરાંત થાય છે, તેથી મેહેરના દાવામાં ધણીએ મુકેલી તમામ મીલકત ગરક થાય છે, અને વારસાના દાવાથી આ દાવો પેહેલો પતાવવાનો છે, પણ ધણીની મા તેણીના ધણીની મીલકતના ૨ની હકદારી હતી, પોતાની મેહેર બદલ બાપ દાદાની મીલકત ઉપર તેનો દાવો હતો, અને વળી પોતાના દીકરાના મરણ પછી એ મીલકત તેણીના કબજા ભોગવટામાં હતી. એ ગુલામના પેહેલો દીકરો તે પતિનો દાખલ કબુલ કરતી હતી તેથી સ્થાવર અને જંગમ મીલકતમાં તેણીના તમામ હક તથા હીત તેણીના મોત પછી બે ભાગ કરી બંને દીકરા વચ્ચે સરખે હીસ્સે વેહેંચી આપવા જોઈએ,

## દાખલો ૬૨

પ્ર—એક પુરૂષ ત્રણ વીધવા, છ દીકરા, અને છ દીકરીઓ મુકીને ગુજરી જાય છે, ત્યારે તેની મીલકતની વેહેંચણ તેઓમાં શી રીતે થશે?

ઉ—એ મીલકતના એકસો ચુંવાળીસ (૧૪૪) ભાગ કરવામાં આવશે, જેમાંના વીધવાઓને ૨ અથવા દરેકને છછ ભાગ મળશે, દરેક દીકરાને ચઉદ ચઉદ ભાગ મળશે, અને દરેક દીકરીને સાત સાત ભાગ એટલે દરેક દીકરાના ભાગથી અરધે મળશે. છ દીકરા છ દીકરીઓ અને ત્રણ વીધવાઓ હોય ત્યારે

## દાખલો ૬૩

પ્ર—એક પુરૂષ તેનો બાપ, એક વીધવા, ત્રણ દીકરા. અને બે દીકરીઓ એ રીતે વારસ મુકીને ગુજરી જાય છે; પણ બીજી એક બાઈ અને તેના બે દીકરા એ મીલકતના થોડા ભાગ ઉપર દાવો કરે છે તે કહે છે કે હું ગુજરનારની વહુછું, અને તેના દીકરાઓ કહે છે કે હમે ગુજરનારના ફરજંદો છીએ. પરંતુ આ લગ્ન થયુ છે કે નહી એ વીશે ઘણો શક જણાય છે. પોતાની હયાતીમાં મરનારની કબુલત, તથા એ દાવાદારોની તે જે સંભાળ રાખતો હતો તેજ તેમના કેહેવાના સચપણાનો માત્ર પુરાવો છે ત્યારે એ દાવાદારો મરનારની વીધવા અને દીકરા કાયદાસરગીને ગણાય કે શી રીતે? અને જો ગણાયતો, વારસાના કાયદા પ્રમાણે એ મીલકતના કેટલા હીસ્સા કરવા જોઇએ?

આ બાપોએ છોકરાં કબુલ કરયાં હોય ત્યારે

ઉ—જો ગુજરનારે તેની હયાતીમાં જે સખસો તેના દીકરા છીએ એવો દાવો કરે છે તેમના બાપ હોવાનું કબુલ કરયું હોય, અને તેના મરણ પછી તેમની માએ પણ એવીજ રીતે કબુલ કરયું હોય, અને પોતે વીધવાછું એમ કહેલી હોય તો આ ત્રણે સખશો તેના કાયદાસર વારસ થશે. વીકાય નામના પુસ્તક પ્રમાણે "અથવા જો કોઈ સખસ કોઈ છોકરાને પોતાનો દીકરો કબુલ કરી ગુજરી જાય, અને જો પાછળથી મા તે છોકરાને પોતાનો દીકરો, અને પોતાને તે મરનારની વહુ કહે તો તે બંને વારસો લે છે" આ ધારણા પ્રમાણે પ્રેત ક્રીયા ખરચ કાઢયા પછી અને દેવું તથા ત્ટતદાન પતાવ્યા પછી ગુજરનારની મીલકતના એકસોને અઠાસી ભાગ કરવા જોઈએ. જેમાંના અડતાળીસ બાપને મળવા જોઈએ, અઢાર અઢાર ભાગ બે વીધવાને, ચોત્રીસ ચોત્રીસ પાચ દીકરાને, અને સતર સતર ભાગ બે દીકરીઓને એ રીતે વેહેંચી આપવા જોઈએ.

## દાખલો ૬૪

પ્ર—એક સખસ બે વીધવા, તેમાં એક સાદીની ક્રીયાથી પરણેલી, બીજી નીકાહની ક્રીયાથી પરણેલી એ રીતે મુકીને મરી જાય છે. પેહેલી વીધવાના પેટના તેણે ત્રણ દીકરા અને પાંચ દીકરીઓ મુકી. અને બીજાના પેટના બે દીકરા ને એક દીકરી મુકી ત્યારે તેની મીલકત ઉપર કહેલા સખસોમાં કેવી રીતે વેંહેંચાશે અને શા પ્રમાણમાં?

પાંચ દીકરા, છ દીકરીઓ, અને બે વીધવાઓ હોય ત્યારે

ઉ—આ મીલકતના એકસોને અઠાવીસ (૧૨૮) ભાગ કરવામાં આવશે, જેમાંના વીધવાઓને શોળ અથવા દરેક વીધવાને આઠ આઠ ભાગ મળશે, છોકરાઓને શીતેર અથવા દરેક છોકરાને ચઉદ ચઉદ ભાગ મળશે, અને દીકરીઓને બેતાળીસ અથવા દરેક દીકરીને સાત સાત ભાગ મળશે.

## દાખલો ૬૫

પ્ર—એક સખસ ચાર વીધવાઓ, આઠ દીકરા અને છ દીકરીઓ એ રીતે વારસ મુકી ગુજરી જાય છે, તારે તેની મીલકતની એઓમાં શી રીતે વેંહેંચણ થશે.

આઠ દીકરા. છ દીકરીઓ અને ચાર વીધવાઓ હોય ત્યારે

ઉ—વ્યાજબી કરજ તથા બીજા પેહેલા દરજ્જાના દાવા પતાવ્યા પછી તેની મીલકતના વધારાના ત્રણસોને બાવન (૩૫૨) હીસ્સા પાડવામાં આવશે. જેમાંના ચુંવાળીસ તેની વીધવાઓને અથવા દરેક વીધવાને અગીઆર અગીઆર હીસ્સા, બસેને ચોવીસ

તેના આઠ દીકરાને અથવા દરેક દીકરાને અઠાવીસ અઠાવીસ, અને બાકીના એંશી તેની દીકરીઓને અથવા દરેક દીકરીને ચઉદ ચઉદ મળશે.

## દાખલો ૬૬

પ્ર—બે વીધવા, મા. એક દાકરી, તરણ ભાઈઓ અને એક બેહેન એ રીતે વારસ મુકીને એક પુરૂશ મરી જાય છે, તારે તેની મીલકતના કેટલા ભાગ કરવા, અને દરેકને કેટલા કેટલા ભાગ મલશે?

ઉ—આ કામમાં મરનારની મીલકતના ૩૩૬ ભાગ કરવા, તેમાંથી વીધવાઓને તેમના કાયદાસર હીસાં બદલ $\frac{1}{8}$ એટલે ૪૨ ભાગ અથવા દરેક વીધવાને એકવીસ એકવીસ ભાગ મળશે. માને તેના કાયદાસર હીસ્સા બદલ $\frac{1}{6}$ અથવા ૫૬ ભાગ, તથા દીકરીને તેના કાયદાસર હીસા બદલ $\frac{1}{2}$ અથવા ૧૬૮ ભાગ મળશે. અને શીતેર ભાગ બાકી રહયા તે ભાઈઓ અને બેહેન જે શેશાથી કારી છે તેમની વચે વેહેંચી આપવામાં આવશે; એવી રીતે કે બેહેન કરતાં ભાઇનો હીસ્સો બમણો, એટલે બેહેનને દસ ભાગ અને દરેક ભાઈને વીસ ભાગ મળશે. — એક દીકરી, બે વીધવાઓ, ત્રણ ભાઈ અને એક બેહેન હોય ત્યારે

## દાખલો ૬૭

પ્ર—કોઈએક સખસ પોતાના ગુજરી ગએલા બાપે મુકેલી સ્થાવર તથા જંગમ મીલકતના અરધ ભાગનો કબજો લેવા પોતાના બાપની વીધવાઓ, અને પોતાના ભાઇ ઉપર દાવો કરેછે. તેના બાપે બે દીકરા, એક દીકરી અને બે વીધવાઓ મુકી છે, ત્યારે શા પ્રમાણમાં આ દરેક સખસ એ મીલકત વેહેંચી લેવાને હકદારો થશે? આ કામમાં વાધવા જે પ્રતીવાદીઅણ છે તે પોતાની મેહેર બદલ તમામ મીલકતનો દાવો કરે છે.

ઉ—આ કામમાં એ મીલકતના એંશી (૮૦) હીસ્સા પાડવામાં આવશે, અને જેમાંનો $\frac{1}{8}$ અથવા દસ હીસ્સા વારસાના નીયમ પ્રમાણે વીધવાઓને, એટલે કે, દરેક વીધવાને પાંચ પાંચ હીસ્સા મળશે; અને મરદનો હીસ્સો ઓરત કરતાં બમણો છે એ ધોરણ ઉપર ચઉદ હીસ્સા દીકરીને મળશે, અને અઠાવીસ અઠાવીસ હીસ્સા દરેક દીકરાને મળશે. પણ મેહેર બીજા બધા દેવાના જેવીજ છે, અને વારસાના દાવા પેહેલી પતાવવી જોઈએ. એટલા માટે જો વીધવાનો દાવો વ્યાજબી હોયતો વારસોનો દાવો પતાવ્યા પહેલાં એ પતાવવો જોઇએ, અને શેષધન તેઓમાં વેહેંચી આપવું જોઇએ. — બે દીકરા, એક દીકરી અને બે વીધવાઓ હોય ત્યારે

## દાખલો ૬૮

પ્ર—હયાતી ખાંનમનો ધણી, અને મીરઝા મેહદીના બાપનો બાપ મુહમદ તુકીએ દેશનાં રાજકર્તા પાસેથી એવી સણુંદ મેળવી કે જેમા કેટલીક સ્થાવર મીલકત જે પ્રથમ તેના સસરા, અબદુ સુભનની હતી, પણ જે તેના મરણ પછી રાજકરતાઓએ પાછી લેઈ લીધી હતી તે મીલકત ઉપર તેનો પોતનો માલકી હક કાયમ કરવામાં આવ્યોહતો. આ સણુંદની રૂઇયે તેણે એસ્થાવર મીલકત પોતાના કબજામાં લીધી, અને કેટલાક વખત પછી એ સ્થાવર મીલકત રીતી પ્રમાણે દેવના કામ ખાતે કહાડીને તે મીલકત પોતાની ઓરતની સુંપરતમાં તથા કબજામાં રહેવા બાબતનો તેણીના નામનો દસ્તાવેજ કરયો. પણ એ દસ્તાવેજની રૂઇયે એ ઓરતને તે મીલકતનો કબજો મળ્યો કે શી રીતે તે જણાતું નથી. મુહમદ તુકીના મરણ પછી તેનો દીકરો અલીનકી (જે કે અબદુ સુભનની દીકરીનો દીકરો થાય) તેના કબજામાં એ મીલકત આવી, અને તેના મરણ પછી તેની બાયડી કુલસુમ ખાંનમ અને તેના દીકરા મીરઝા મેહદીના કબજામાં આવી. હવે હયાતી ખાંનમ સુંપરત તથા કબજા બાબત તેના ધણીએ કરી આપેલા દસ્તાવેજની રૂઇયે એ મીલકત વસુલ કરવાને તે લોકો ઉપર દાવો બાંધે છે ત્યારે આ ટરસડીડ (સુંપરત તથા કબજા બાબતનો દસ્તાવેજ) તેમાં કબજાની વાત જણાવ્યા છતાં તેમજ ઓરતના નામ ઉપર તે કરયા છતાં કાયદાસર છે? અને એ સ્થાવર મીલકતની સણુંદ મેળવનાર મુહમદ તુકીને એ તમામ મીલકત, અથવા તેમાંનો જેટલો ભાગ વારસાના હકથી પોતાની ઓરત જે કે મુળ માલીક અબદુ સુભનની દીકરી હતી, અને અલી નકીની મા હતી તેની પાસેથી પોતાના હીસ્સામાં આવત તેટલો ભાગ દેવના કામ ખાતે વાપરવામાં લેવા જુદો કાઢવાનો હક હતો કે શી રીતે? જો માત્ર કાંઈ ભાગ જુદો કાડવા તેને હક હતોતો આખીમીલકત બાબતનું આ ટ્રસ્ટડીડ જેટલો ભાગ તેને કાઢવાનો હક હતો તેટલા ભાગને મજબુત અને કાયદાસર છે કે શી રીતે રીતે?

સંયુક્તઅવીભક્તસ્થાવરમીલકતના દાન વીશે

ઉ—ચાલેલા કામ ઉપરથી સ્પષ્ટ રીતે એમ જણાતું નથી કે સદરહુ જમીન પ્રથમ અબદુ સુભનની મીલકત હતી કે શી રીતે. અને તે પાછી લેઈ લીધા પછી તે ઉપરનો હક મુહમદ તુકીનો કાયમ રાખવામાં આવ્યો હતો. કે તેણે નવેસરથી સણુંદ મેળવી હતી. પરંતુ મુહમદ તુકીની કબુલાત દફતર ઉપર છે તે ઉપરથી

એવું જણાય છે અને વળી સવાલના રૂપકપરથી એમ નીકળી શકે છે કે અબદુ સુબન પ્રથમ એ જમીનનો માલકી હતો, અને તે પાછી લેઈ લેવાયા પછી, મુહમદ તુકીનો હક તે ઉપર રાજ કરતા સતાએ કાયમ કરયો હતો આ પ્રમાણે હકીકત છે ત્યારે એ જાહાગીર ગુજરી ગયેલા અબદુલ સુબનની હતી એમ માનવું જોઈએ; અને તે પ્રથમ ભાગે તેના વારસો અને પ્રતીનીધીઓમાં વેહેંચી આપવી જોઈએ, અને છેવટ મુહમદ તુકી અને અલી નકીની વચે તે વેહેંચાવી જોઈએ અને તેમનાં વારસો કુલસુમબાંનમ અને મીરઝા મેહેદીછે. આ સખસોના કાયદાસર હીસ્સા આ સાથે જોડેલા પત્રમાં જણાવેલા છે, મુહમદ તુકીએ પોતાના દીકરાના હીસ્સા સહીત બધી જમીન મસીદો તથા ધરમાદા મકાનો બંધાવા ખ.તે કાઢી એ કાયદાસર કે વાસ્તવીક નથી, અને ઈમામ મુહમદના મત પ્રમાંણે તેનો પોતાનો હીસ્સો પણ ચોકસ નહી હેવા છતાં કાઢવો એ ગેર કાયદાસર છે. પણ આબુ યુસફ કે જેના અભીપ્રાયને અનુંસરીને આ બાબતમાં ઘણા કાયદાના હીમાયતીઓ ચાલ્યા છે તેના મત પ્રમાણે તેનો પોતાનો હીસ્સો કાઢવો એ કાયદેસર છે, અને એ જમીનની સુપરંત ઓરતને કરી એ સરવત્ર ઠેકાણે કાયદાસર ગણાય છે. આ પ્રસંગે આબુ યુસફના મત પ્રમાણે ચાલી મુહમદ તુકીએ કરેલી વ્યવસ્થા કાયમ રાખવાને માટે તેમજ જે બીજા વારસોને પોતાની વ્યવસ્થાથી તે બાતલ કરવા ધારતો હતો તેમના હક સાચવવાને માટે તેણે પોતાનો હીસ્સો કાઢવો એ કાયદાસર ઠરાવવું સારૂં છે. એમ ધારીએ કે એ જમાન કદી અબદુ સુબનની મીલકત નહોતી, પણ મુહમદ તુકીએ નવેસરથી તે મેળવી હતી, અને એમ ધારીએ કે તેની વહુને તેણે કરી આપેલા દસ્તાવેજની રૂઈએ તે જમીનનો કબજો મળયો હતો એમ જણાતું નથી તો મુહમદ કે જેનો અભીપ્રાય કાયદાના ઘણા હયાતીઓએ આ બાબતમાં પસન કરયો છે તેના અભીપ્રાય મુજબ સદરહુ મુજબ જમીન કાઢવી એ ગેરકાયદાસર છે; અને આધારણા ઉપરથી મુહમદ તુકીએ મુકેલી મીલકતઆ સાથે જોડેલા પત્રકમાં જણાવયા મુજબ તેના વારસોમાં તેમના કાયદાસર હીસ્સા પ્રમાણે વેહેંચવામાં આવશે. જો આ કામમાં ઇમામ મુહમદનો મત પસન કરવામાં આવે તો, અને કાઢી આપેલી જમીન ગેરકાયદાસર ગણાયતો, વારસો બાતલ થશે નહી. જો બીજા તરફ આબુ યુસફનો મત પસન કરવામાં આવે

અને એ કાઢી આપેલી જમીન વાસ્તવીક ગણાય તો વારસો ખાં તલ થશે. ગમે તેમ હકીકત હોય પરંતુ ઈમામ મુહમદના અભીપ્રાય પ્રમાણે ચાલવું વધારે સારૂં છે.

સદરહુ મીલકત જો અબદુ સુબનથી ઉતરેલી હોય તો તેની વ્યવસ્થા નીચે મુજબ—

એક દીકરો ને બે દીકરીઓ

ગુજરેલા, અબદુ સુબન.

| દીકરો | દીકરી | દીકરી |
|---|---|---|
| મુજફર હુસેન | મીસરીખાનમ | હયાતીખાંનમ |
| ૨ હીસ્સા | ૧ હીસ્સો | ૧ હીસ્સો |

બે બહેનો

ગુજરેલા, મુઝફરહુસેન.

| બહેન | બહેન |
|---|---|
| મીસરીખાંનમ | હયાતીખાનમ |
| ૧ હીસ્સો | ૧ હીસ્સો |

એક ધણી, બે દીકરા અને એક બહેન

ગુજરેલી મીસરીખાનમ.

| બહેન | ધણી |
|---|---|
| હયાતી ખાંનમ | મુહમદ તુકી |
| | ૨ હીસ્સા |

| દીકરો | દીકરો |
|---|---|
| અલી નકી | હુસન અસકરી |
| ૩ હીસ્સા | ૩ હીસ્સા |

અને હયાતીખાંનમના મરણ પછી ગુજરેલી,

હયાતીખાંનમ.

| ધણી | બહેનનો દીકરો | બહેનનો દીકરો |
|---|---|---|
| મુહમદ તુકી | હુસન અકસરી | અલી નકી |
| ૪ હીસ્સા | ૨ હીસ્સા | ૨ હીસ્સા |

ગુજરેલા, હુસન અસકરી.

| ભાઇ | બાપ |
|---|---|
| અલી નકી | મહમદ તુકી |
| | ૫ હીસ્સા |

કુલ

અલી નકી, ૫ હીસ્સા. મુહમદ તુકી ૧૧ હીસ્સા

હવે જ્યારે મીલકત અબદુ સુબનથી ન ઉતરી હોય, અંને હયાતીખાંનમ તેનો ધણી ગુજરી ગયા પછી જીવતી રહી હોય ત્યારે મીલકતની વ્યવસ્થા.—

ગુજરેલા, મુહમદ તુકી.

| | | | |
|---|---|---|---|
| વહુ | વહુ | વહુ | |
| હયાતી ખાંનમ | લીદા | જેઈનબ | |
| ૫ હીસા | ૫ હીસા | ૫ હીસા | |
| દીકરો | દીકરી | દીકરી | દીકરી |
| અલીનકી | ખુદીજા | ફ્નીમા | આયેશા |
| ૪૨ હીસા | ૨૧ હીસા | ૨૧ હીસા | ૨૧ હીસા |

અથવા નાણાંને હીસાએ કહીએ તો ઓરતોના હીસા રૂપી એ આઠ આના આઠ ગુંડા, અને અલીનકીનો હીસો પાંચ આના બાર ગુંડા થશે.

## દાખલો ૬૯

પ—એક વીધવા, મા, અને બેહેન મુકીને કોઈ પુરૂષ ગુજરી જાય છે, ત્યારે તેની મીલકતની શી રીતે વેહેંચણ થશે?

ઉ—જે બાબતોમાં હીસ્સાની સંખ્યામાં વધારો કરવો પડે છે તેવી બાબતોના નીયમ પ્રમાણે મરનારની મીલકતના તેર હીસ્સા કરવા જોઇએ; તેમાંના વીધવાને ત્રણ, બેહેનને ૭, અને માને ચાર હીસ્સા મળશે. *

## દાખલો ૭૦

પ—એક દીકરી, મા, બાપ અને ધણી એ રીતે વારસો મુકીને એક ઓરત ગુજરી જાય છે, ત્યારે ગુજરનાર ઓરતની મેહેરનો કેટલામો ભાગ મળવા તેની માનો હક છે?

ઉ—ગુજરનાર ઓરતની તમામ મીલકત, પછી મેહેર કે બીજી જે મીલકત હોય તેના તેર ભાગ કરવા જોઇએ, જેમાંના બે ભાગ મળવાનો તેની માનો હક છે, બે તેના બાપને મળશે, ત્રણ તેના ધણીને મળશે, અને છ તેની દીકરીને મળશે. એક દીકરી મા બાપ અને ધણી હોય ત્યારે

## દાખલો. ૭૧

પ—એક સખસ પોતાની ગુલામડીના પેટની જન્મેલી બે દીકરીઓ તેમજ એ ગુલામડી મુકીને મરી જાયછે. ત્યારે આ ગુલામડી જે કે એ દીકરીઓની મા છે તેને તેના શેઠની મીલકતનો કાંઇ પણ

* હીસાની સંખ્યામાં વધારો કરવો પડે છે તે બાબતનો આ એક દાખલો છે, દાખલામાં કહેલા હકદારોના ભાગ $\frac{1}{4}$, $\frac{1}{6}$ અને $\frac{1}{2}$ છે તેથી પ્રથમતો એ મીલકતના બાર ભાગ કરવામાં આવત. પરંતુ જયારે વીધવા પોતાનો $\frac{1}{4}$ અથવા ત્રણ ભાગ અને મા પોતાનો $\frac{1}{3}$ અથવા ચાર ભાગ લે, તયારે પછી બેહેનને માટે અડધ રહે નહી, માટે તમામ હીસેદારોને તેમના પેત પોતાના હીસા મળે એવું કરવા માટે ૧૨ ભાગના વધારીને તેર ભાગ કરવા જોઈએ.

ભાગ મળવાનો હક છે કે શી રીતે? અને જો છે તો એ ઉપર કહેલા ત્રણે આશામીઓ વચ્ચે આ મીલકત શી રીતે વેહેંચાશે?

ઉ—આ પ્રમાણે હકીકત હોય ત્યારે ગુલામડીને એ મીલકતમાં કાંઈ પણ હીસ્સો મળવાનો હક નથી. જો ઉપરના સવાલમાં જણાવી છે તેજ મુજબ કુટંબની સ્થીતી હોય તો એ મીલકત પેહેલ વેહેલી તો એ ગુજરનારના દાટવાના ખરચમાં ઉપયોગમાં લેવી જોઈએ, અને પછી તેનું બ્યાજબી દેવું વાળવામાં તે કામમાં લેવી જોઈએ; અને ત્યાર પછી જો કાંઈ વધારો વધે તો ધર્મ રી કાયદા પ્રમાણે તે વધારાના ત્રણ ભાગ કરવા, જેમાંના બે દીકરીઓને અથવા એક એક દીકરીને એકેક, અને બાકીનો એક જો કોઈ શેષાધીકારી વારસ હોય તો તેને મળસે, જો કોઈ શેષાધીકારી વારસ ન હોય તો બધી મીલકત તેમના કાયદાસર હીસ્સા અને રીટરનની રૂઈએ વારસા બાબતના કાયદા પ્રમાણે દીકરીઓને મળશે. શીરાજીય નામના પુસ્તકમાં.—"વારસો મળવામાં અટકાવ કરનાર ચાર કારણો બતાવેલાં છે, ૧ લું દાસત્વ, પછી પુરણ કે અપુર્ણ, પુર્ણ કેવળ ગુલામગીરી, અપુર્ણ માં **મુદબર્બાસ** અને **મુકાતીબ્સ** અને જેઓ ફરજંદોની માવરો હોય તે આવે છે. "મરનારથી થએલી દીકરીઓને ત્રણ પ્રસંગે મળે છે. એકની એક હોય ત્યારે અરધ મળે છે, અને બે અથવા વધારે હોય ત્યારે ⅔ મળે છે."

## દાખલો ૧૨

પ્ર—એક ઓરત એક બેહેન, ધણી, ભાઈના કેટલાક દીકરા, કાકાનો એક દીકરો, અને પોતાની બીજી બેહેનોનાં છોકરાં એ રીતે મુકી ગુજરી જાય છે, ત્યારે તેના મરણ પછી ઉપર ગણાવેલા સખસો પયકી કોને તેની મીલકત મળશે?

એક બેહેન ધણી ભત્રીજા ભત્રીજીઓ અને બીજા ભાંડુઓ હોય ત્યારે

ઉ—તેના ભાઈના દીકરાઓને, કાકાના દીકરાને તથા તેની બીજી બેહેનોના છોકરાંઓને જયારે ગુજરનારનો ધણી અને બેહેન હયાત હોય તારે વારસાનો હક પોહોચતો નથી. એટલા માટે એ મીલકતના બે ભાગ કરવા જોઈએ. જેમાંનો ½ બેહેનને મળશે, અને ½ ધણીને મળશે.

પ્ર—ધણી એકની એક બેહેન બીજા કોઈ પણ હીસ્સેદારો કે શેષાધીકારીઓ શીવાય મુકીને મરી જાય છે, તારે તેની મીલકત કાયદાસર રીતે કોને મળશે?

ઉ—જ્યારે બેહેન એકલીજ દાવાદાર છે ને બીજો કોઈ હીસ્સેદાર કે શેષાધીકારી નથી, તારે પોતાના ભાઈએ મુકેલી બધી મીલકત તે લેશે, (પછી તે મીલકત તેની ઓરત તરફથી તેને મળી હોય અથવા ગમેતે રીતે મળેલી હોય) એટલે અરધ મીલકત તેના કાયદાસર હીસ્સાની રૂઈએ, અને અરધ રીટર્ન બદલની મળશે.

## દાખલો ૭૩

પ્ર—ગુલામ હુસેનના મરણ પછી તેની વીધવાને તેની જાયગાનો માલ કીની રૂઈએ કબજો હક મળયો. તે વીધવા એક આંગળીઆટ, અને એક હોરમાન બેહેન મુકીને ગુજરી ગઈ. ત્યારે જે જાયગા તેને મળેલી તે ઉપર કહેલા સખશોને મળશે, કે તે ગુલામ હુસેનના ભાઈની વીધવાને કે ભાઇના દીકરાને મળશે? અને જો દીકરાને મળશે તો તેમને કેટલી મળશે?

ઉ—ગુલામ હુસેનની વીધવાને માલીક દાખલ એ જાયગાનો કબજો મળયા પછી, સદરહુ જમીન અલબત તેની આંગળીઆટ બેહેનને અને હોરમાન બેહેનને મળશો. આંગળીઆટને ત્રણ ભાગ મળશે, અને હોરમાનને એક ભાગ મળશે, — આંગળીઆટ બેન અને હોરમાન બેહેન હોય તયારે

## દાખલો ૭૪

પ્ર—એક વીધવા અને બે દીકરીઓ મુકીને કોઈ માણસ ગુજરી જાય છે, તો તેઓને ગુજરનારની મીલકતનો કેટલો કેટલો હીસ્સો મળશે?

ઉ—બધી મીલકતના સોળ ભાગ કરવા. તેમાંના બે ભાગ વીધવાને મળશે, અને સાત સાત ભાગ દરેક દીકરીને મળશે. — એક વીધવાને બે દીકરીઓ હોય ત્યારે

## દાખલો ૭૫

પ્ર—એક મા, વહુ, તથા પોતાના આંગળીઆટ ભાઈની બે દીકરીઓ મુકીને કોઇ પુરૂષ ગુજરી જાય છે, ત્યારે તેના બાપદાદાની મીલકત એ દાવાદારોમાં શા પ્રમાણે વેંહેંચાશે?

ઉ—મરનારની તમામ મીલકતના જરૂરી ખરચ કાઢયા પછી પ્રથમ બાર ભાગ કરવા:—પણ આમાં રીટર્ન થાય એવો આ દાખલો છે તેથી આ બાર ભાગના ચાર ભાગ કરવા, જેમાંના એક ભાગની હકદારી વીધવા છે અને બાકીના તરણ ભાગ તેણીના કાયદાસર હીસ્સા બદલ માને મળશે, અને બીજો કોઇ શેષાધીકારી વારસ નથી તેથી વળી રીટર્ન તરીકે પણ મળસે. મરનારનાં આંગળીઆટ ભાઈની દીકરીઓ દુરના સગામાં ગણાયલી છે, અને જયાં સુધી કાયદાસર હીસ્સાદાર હોય ત્યાં સુધી એ મીલકતનો કાંઈ પણ હીસ્સો તેમને મળી શકતો નથી. — એક વીધવા અને મા હોય તયારે

## દાખલો ૧૬

પ્ર—કોઈ માણસ એક વીધવા અને એક દીકરી મુકીને મરી જાયછે તો તેની મીલકત આ બે જણ વચ્ચે શી રીતે વેંહેંચી આપવી?

વીધવા અને દીકરીહોયતયારે

ઉ—ગુજરનારની મીલકતના આઠ ભાગ પાડવા. તેમાંનો એક ભાગ વીધવાને, અને બાકીના સાત ભાગ દીકરીને મળશે. ગુજરનારને શેષાધીકારી વારસ નથી એવું ધારી આ પ્રમાણે વેંહેંચણ કરેલી છે. જો કાંઇ શેષાધીકારી હોય તો દીકરીને માત્ર ચાર ભાગ મળશે અને બાકીના ત્રણ ભાગ એ શેષાધીકારી વારસને આપવામાં આવશે

## દાખલો ૧૭

પ્ર—આગલા લગ્નથી થએલી એક દીકરીવાળી ઓરતે પોતાના પઈશાથી કેટલીક સ્થાવર મીલકત ખરીદ કરી, અને તે મીલકતના વેચાણ ખત તેણીના પોતાના તથા તેના બીજા ધણીના નામથી કરાવ્યાં, તે જીવી ત્યાં સુધી એ મીલકત તેના કબજામાં રહી પણ તેના મરણ પછી તેના બીજા ધણીએ તેનો કબજો લેઈ તેની બીજી ઓરતને બક્ષીસનામું કરી તે લખી આપી, અને તે મુજબ આ ધણી ગુજરી ગયા પછી આ બીજી ઓરતે તે મીલકતનો કબજો લીધો હવે પેહેલી અને બીજી ઓરતની દીકરીઓ આ જમીનના માલકી હક વીશે તકરાર કરે છે, તારે એ તે ઉપર આ બેમાંથી કોનો હક પોહોચશે, અને જો બંનેનો હક પોહોચે તો કેટલો કેટલો? અને પોતાની પેહેલી ઓરતની દીકરી હયાત છતાં બધી મીલકત પોતાની બીજી ઓરતને સોંપવા ધણીનો કાંઈ હક હતો કે શા રીતે?

ઓરતેપોતાના પઈશાથી ખરીદ કરેલા મીલકત વેચાણ ખતમાં ધણીનું નામ દાખલ કરાવ્યું હોય તોપણ તેની એકલીનીજ ગણાય છે

ઉ—જે સ્થાવર મીલકતનું વેચાણ ખત તેના પોતાના અને તેના ધણીના નામથી કરાવવામાં આવ્યું હતું તે સ્થાવર મીલકત જો એ ઓરતે તેના પોતાના પઈસાથી ખરીદ કરેલી હોય તો તે મીલકત તેની એકલીનીજ ગણાવી જોઇએ; કમકે કાયદામાં એ એક કેહેવત છે કે હીસ્સાની ખરે ખરી સ્થીતી શી છે તે ઉપર ધ્યાન આપવામાં આવે છે, નામની સ્થીતી ઉપર ધ્યાન અપાતું નથી. આ પ્રમાણે ધારતાં ધણીને એ મીલકત તેની બીજી ઓરતને બક્ષીસનામાથી આપવાનો કાંઈ પણ હક ન હોતો, અને બીજા કોઈ વારસો ન હોતા એમ ધારીએ તો પેહેલી ઓરત (કે જે માલીક હતી) તેના મરણ પછી તેના ચાર ભાગ કરવા જોઈએ, જેમાંના ત્રણ પેંહેલા લગ્નથી તેણીની દીકરીને મળે, અને એક તેણીના બીજા ધણીને મળે.

## દાખલો ૧૮

પ્ર—મહમદ વાસીલને ત્રણ ઓરતો હતી તેની પેહેલી ઓરત નામે મસુમોત ફમીદાથી તેને એક દીકરો નામે રૂમઅલી, અને એક દીકરી નામે ફઈઝુતીસા એ રીતે બે ફરજંદો હતાં; તેની બીજી ઓરતથી તેને એક દીકરી નામે બુહોરન હતી, અને તેની ત્રીજી ઓરતથી તેને એક દીકરી નામે સુપન હતી મહમદ વાસીલના પોતાના મરણ પછી તેની ત્રીજી ઓરતના પેટની દીકરી સુપન ગુજરી ગઈ. કાસીમઅલી, જે સુપનનો દીકરો હતો તે તેની મા ના પેહેલો ગુજરી ગયો. કાસીમ અલીની દીકરી (દરગાહીન), એટલે કે સુપનના દીકરાની દીકરી હયાત છે. રૂમઅલી એક વીધવા મુકીને ગુજરી ગયો જે વીધવા હયાત છે, તેની બેહેન ફઇઝુની સા અને મહમદ વાસીલની બીજી ઓરતના પેટની દીકરી બુહોરન પણ જીવે છે ત્યારે તેઓ.માં મીલકતની વેંહેંચણ કવી રીતે થશે?

ઉ—જો એમ ધારીએ કે રૂમઅલી મસુમોત સુપનના પેહેલો ગુજરી ગયો તો મહમદ વાસીલે મુકેલી મીલકતના સાતસે વીસ (૭૨૦) ભાગ કરવામાં આવશે, જેમાંના બસેને બોતેર ભાગ જે રૂમઅલીના હીસ્સાના છે તે તેની વીધવાને મળશે; એકસો પંચાણુ ભાગ મસુમોત બુહોરનને મળશે, અને એકસો પંચોતેર ભાગ રૂમઅલીની બેહેન મસુમોત ફમીદાની દીકરીને મળશે; અને અઠોતેર ભાગ મસુમોત દરગાહીનને મળશે. જો બીજી તરફ એમ ધારીએ કે રૂમઅલી મસુમોત સુપનની પછી ગુજરી ગયો તો એ મીલકતના એક હજાર ચારસેને ચાલીસ (૧૪૪૦) ભાગ કરવામાં આવશે, જેમાના છસે બાત્રીસ ભાગ જે રૂમઅલીના હીસ્સાના છે તે જો મેહેરમાં આપ્યા હશે તો તેની વીધવાને મળશે ત્રણશેં અગ્યાર ભાગ મસુમોત ફમીદાની દીકરીને મળશે; ત્રણસે એકાવન ભાગ મસુમોત બુહોરનને મળશે; એકસો છપન ભાગ સુપનના દીકરા કાસીમઅલીની દીકરી મસુમોત દરગાહીનને મળશે.

દીકરાની વિધવા તથા બે દીકરીઓ અને બીજી દીકરીના દીકરાની દીકરી હોય. અને માલીકનો દીકરો પોતાની ગુજરી ગયેલી બેહેનને તથા તેના દીકરાના પેહેલી ગુજરી ગયો હોય તયારે

## દાખલો ૧૯

પ્ર—એક જાહાગીરદાર એક દીકરો, એક દીકરી અને એક હોરમાન ભાઈ મુકીને ગુજરી જાય છે. તે ગુજરી ગયા પછી ફરજંદ મુકયા વગર દીકરો પણ ગુજરી જાય છે; અને દીકરી તેના હોરમાન કાકાની હયાતીમાં તમામ મીલકત કબજે લે છે ત્યારે તે આ તમામ મીલકત લેવાને હકદાર છે કે શી રીતે, અને જો તેમ ન હોય તો કેટલો ભાગ મળવાને તે હકદાર છે?

એક દીકરી, દીકરો અને કાકો હોય અને દીકરો વેંહેચણ થતાં અથવા ગુજરી ગયો તયારે

ઉ—આ પ્રમાણે હકીકત હોય ત્યારે દીકરીનો હીસ્સો ⅔ છે અને તેના હોરમાન કાકાનો હીસ્સો ⅓ છે, એટલેકે એ મીલકતના ત્રણ ભાગ કરવામાં આવશે જેમાંના બે દીકરીને મળશે, અને એક શેષાધીકારી વારસ દાખલ કાકાને મળશે.

## દાખલો ૮૦

પ્ર—એક ઓરત ચાર દીકરીઓ, એક દીકરો, અને એક ધણી એ રીતે વારસો મુકીને ગુજરી ગઇ છે, મીલકતની વેહેંચણ થતાં પેહેલાં દીકરો તેની ચાર બેહેનો તથા બાપ મુકીને ગુજરી જાય છે, ત્યારે આ હયાત વારસો, એટલે. ધણી અને ચાર દીકરીઓ એ ઓરતની મીલકત શી રીતે વેંહેચી લેશે?

એક દીકરો, ચાર દીકરીઓ અને ધણી હોય અને દીકરો વેંહેચણ થતાં પેહેલો ગુજરી ગયો હોય તયારે

ઉ—કાયદા પ્રમાણે જો એ તમામ મીલકત મરનાર ઓરતનીજ હોય તો તે મીલકત પ્રથમ તે ઓરતના પરેત ક્રીયા ખરચમાં વાપરવી જોઇએ; પછી જે બાકી રહે તેના ⅓ માંથી ત્રીમદાય આપવો જોઇએ. અને આ આપ્યા પછી જો કાંઇ વધારો વધે તો તેના આઠ ભાગ કરવા જોઇએ, જેમાંના ચાર તેના ધણીને મળે અને બાકીના ચાર તેની ચાર દીકરીઓને. એટલે, દરેક દીકરીને ⅛ એ રીતે મળે.

## દાખલો ૮૧

પ્ર—કોઇ એક શખ્સ પોતાની હયાતીમાં પોતાની મીલકત પોતાના એક દીકરા અને દીકરી વચે સરખે હીસ્સે વેંહેંચી આપી ગુજરી ગયો. પાછળથી દીકરો તેની બેહેન અને ઓરત મુકીને ગુજરી જાય છે ત્યારે તેની બેહેનને તેની મીલકતનો કાંઇ પણ વારસો મળશે કે કેમ? અને જો મળશે તો કેટલો મળશે?

બેહેન અને વીધવા હોય તયારે

ઉ—કાયદા પ્રમાણે, બીજા મરનારની મીલકતના, એટલે કે, દીકરાની મીલકતના ચાર હીસ્સા કરવામાં આવશે, જેમાંનો એક વીધવાને મળશે, અને બાકીના ત્રણ ગુજરનારની બેહેનને મળશે.

પ્ર—એમ ધારીએ કે પેહેલો શખ્સ પોતાની મીલકતના કાંઇ પણ ભાગ પાડયા વગર. એક દીકરો અને એક દીકરી મુકીને ગુજરી ગયો હોય, અને દીકરો પાછળથી તેની ઓરત મુકીને ગુજરી જાય, અને મીલકત અત્યાર સુધી વેહેંચ્યા વગરની રહી હોય ત્યારે દીકરાની ઓરતને કેટલી મીલકત મળશે. અને દીકરીને કેટલી મળશે,

દીકરી તથા દીકરાની વીધવા ઓરત હોય, અ

ઉ—પ્રથમ, પેહેલા ગુજરનારની મીલકતના ત્રણ હીસ્સા કરવામાં આવશે, જેમાંના બે દીકરાને અને એક દીકરીને મળસે. પાછળથી જે ચાર હીસ્સા બીજા મરનારના છે એટલે કે દીકરાના હીસ્સા

વધારી ચાર કરવામાં આવસે તેમાંના ત્રણ તેની બેહેનને મળસે અને એક તેની વહુને મળશે. એટલા માટે પેહેલા ગુજરનારની આખી મીલકતના છ ભાગ કરવા જોઇએ જેમાંનો એક તેના દીકરાની વીધવાને આપવો જોઇએ, અને પાંચ તેના દીકરાને આપવા જોઇએ.

ને દીકરો તેના બાપ પછી ગુજરી જાય તયારે

પ્ર—એમ ધારીએ કે બીજા ગુજરનારની ઓરતને તેના ધણીના પેટની એક દીકરી છે, જે દીકરી પાંચ વરસની ઉમરે ગુજરી ગઈ. આ પ્રમાણે હકીકત હોય ત્યારે એ મીલકતનો કેટલામો હીસ્સો મળવા આ દીકરી હકદાર થશે? અને તેના મરણ પછી કોને એ હીસ્સો મળશે?

જ—ઉપર મુજબની હકીકત હોય ત્યારે પેહેલા ગુજરનારની મીલકતના ત્રણ હીસ્સા કરવામાં આવશે, જેમાંના દીકરાને બે અને દીકરીને એક મળશે, અને દીકરાના મરણ પછી તેના બે હીસ્સા વધારીને આઠ કરવામાં આવસે, જેમાનો એક તેની વીધવાને મળશે, ચાર તેની દીકરીને મળશે; અને ત્રણ તેની બેહેનને મળશે; અને દીકરીના મરણ પછી તેના ભાગના ચાર હીસ્સા તેની માને મળશે. એટલા માટે પેહેલા ગુજરનારની તમામ મીલકતના બાર ભાગ કરવા, જોઈએ, જેમાંના પાંચ તેના દીકરાની વીધવાને અને સાત તેની દીકરાને આપવા જોઈએ.

દીકરી તથા દીકરાની વીધવા ઓરત હોય અને દીકરો તેના બાપ પછી ગુજરી ગયો હોય, પણ એક દીકરી મુકી ગયો અને જે દીકરી પણ ગુજરી ગઈ હોય તયારે

## દાખલો ૮૨

પ્ર—કોઈ એક સખસ પોતાની (અ) નામની ઓરત, (બ), (ક) અને (ડ) નામના તરણ દીકરા, અને પોતાની (અ) નામની ઓરતના પેટની (ઇ), (એફ) નામની બે દીકરીઓ અને બીજી ઓરતના પેટની (જી) નામની એક દીકરી એ રીતે મુકીને ગુજરી જાય છે તે ગુજરી ગયા પછી અને મીલકતની વેંહેંચણ થવા અવલ તેની વીધવા (અ) તેના બે દીકરા (બ) અને (ક) અને તેના એક દીકરી (જી) એ રીતે એક પછી એક ગુજરી ગયા, એટલા માટે પાછળ જીવતા રહેલા વારસો (ડ), (ઇ) અને (એફ)છે, ત્યારે કેવી રીતે, અને કેટલો કેટલો હીસ્સો મુળ માલીકની મીલકતનો આ લોકોને વેંહેંચી આપવામાં આવશે ?

—એ મીલકતના એક હજાર સાતમેં અને અઠાવીસ હીસ્સા કરવામાં આવશે, જેમાંના આઠસે ને ચોસઠ હીસ્સા (ડ) ને મળશે, અને (ઇ) તથા (એફ)ને દરેકને ચારસેને બતરીસ હીસ્સા મળશે,

એક વિધવા, ત્રણ દીકરા, ત્રણ દીકરીઓ. અને બીજી ઓરતની દીકરી એ રીતે

હોય; અને વીધવા, બે દીકરા, એક દીકરી, અને બીજી ઓરતની દીકરી અનુક્રમે ગુજરી ગયાં હોય ત્યારે

### દાખલો ૮૩

પ્ર—કોઈ એક સખસ બે દીકરા કે જે આંગળીઆટ ભાઈઓ છે તેમને મુકીને ગુજરી જાય છે અને તે લોકો બાપની મીલકત સરખે હીસ્સે વેંહેચી લે છે, અને દરેક જણ પોત પોતાનો હીસ્સો પોતાના કબજામાં રાખે છે એ વારસાની વેંહેંચણ કરા પછી કેટલેક વરસે નહાનો દીકરો એક વીધવા અને ચાર દીકરીઓ મુકીને ગુજરી જાય છે. વીધવા તેના ધણીના ગુજરી ગયા પછી તેની મીલકતનો કબજો લે છે, જે કબજો તે કેટલા વરસ સુધી રાખે છે, અને તેની હયાતીમાં તેના ધણીની મીલકતની કાંઇ પણ વેહેંચણ થઇ નથી. મરનારની દીકરીઓ પછી ત્રણને પરણાવી છે અને એક કુંવારી રહેલી છે. પછી વીધવા ગુજરી જાય છે; પણ તેના મરણ પેહેલાં ચાર પાંચ વરસ ઉપર તેના ધણીએ મુકેલી મીલકતનો તેના ધણીના ભાઇએ, તથા દીકરાએ તથા દીકરાના દીકરાએ કબજો લીધો, અને તેમણે એકલાએ તે મીલકતનો ભોગવટો કર્યો. એ કબજો જબરાઇથી કે વીધવાની સમ્મતિથી લેવામાં આવ્યો હતો તે માલમ પડતું નથી એ ચારે દીકરીઓ હજુ જીવે છે, અને તેમાંની એક જણી તેના ગુજરનાર બાપે મુકેલી મીલકતના ચોથા ભાગ ઊપર દાવો કરે છે, અને તેણીની મોટી બેહેન કે જે તેના કાકાના દીકરાની વહુ થાય છે તેના તથા તેના કાકાના દીકરા અને તેના દીકરાના દીકરા કે જે લોકોના કબજામાં એ મીલકત છે તે લોકો ઉપર ફરીઆદ કરે છે. મુસલમાની કાયદા પ્રમાણે દાવાદાર તેના બાબાપની મીલકતનો ચોથો કે અથવા તેથી ઓછો કાંઈ હીસ્સો મળવાને હકદાર છે કે નહી? અને એમ ધારીએ કે તે હકદાર છે તો જ્યારે તે પરણેલી છે ત્યારે તેણીના પોતાના નામથી દાવો કરવો દુરસત છે કે તેના ધણીના નામથી દાવો કરવો જોઇએ.

એક ભાઇ, વીધવા અને ચાર દીકરીઓ હોય, અને વીધવા વે

ઉ—બે ભાઇઓ વચે એ મીલકતની મુળ વેંહેંચણ ખરી અને ચોગ્ય હતી. હવે જ્યારે વારસા બાબત તકરારો ઉઠી છે ત્યારે ગુજરનાર ભાઇની મીલકત કાયદાસર હીસ્સા પ્રમાણે વારશોને વે

હેંચી આપવી જોઇએ અને આ કારણુસર તેના છનુ (૯૬) હીસ્સા કરવા જોઇએ, જેમાંના છોતેર ચાર દીકરીઓને મળશે અને વીસ ભાઈને મળશે, અને પરણેલી કે કુંવારી દરેક દીકરીના ભાગમાં ૧૯ હીસ્સા આવશે એટલા માટે છનું હીસ્સામાંથી દાવાદારને ૧૯ હીસ્સા મળવાનો હક છે. તેના કબજેદારોએ એ મીલકત વ્યાજબી અથવા ગેરવ્યાજબી રીતે પોતાના હાથમાં લીધી તે કાંઈ ઉપયોગની બાબત નથી, કેમકે જે મીલકત ઉપર માલકી હકનો કાંઈ પણ આધાર, જેવોકે બક્ષીસ અથવા એવો બીજો કોઇ આધાર બતાવવામાં ન આવે તેવો માલકી હક કાયદો કબુલ કરતો નથી, અને આ પ્રસંગે આવો કાંઈ પણ આધાર છે નહી જેથી કબજો દાવાદારના હકને અટકાયત કરી શકતો નથી. દાવાદારનો ધણી કોઈ પણ બહાને તેણીએ તેનાં મા બાપની મીલકત કે જેના ઉપર તેણીનો એકલીનો હક છે તે ઉપર કરેલો દાવો અમલમાં લવરાવામાં દરમ્યાન આવી શકતો નથી.

હેંચણ થતાં પેહેલાં ગુજરી જાય ત્યારે

## દાખલો ૮૪

પ—કોઈ એક શખસ બે ઓરતો, ચાર દીકરા અને બે દીકરીઓ મુકીને ગુજરી જાય છે; પણ તેની બે ઓરતો અને એક દીકરી ગુજરી ગયા ત્યાં સુધી મીલકતની વેંહેંચણ થઈ ન હોતી. તેની પેહેલી ઓરતના પેટનો તેને ફકત એક દીકરો હતો, અને તેની બીજી ઓરતના પેટનો તેને એક દીકરો અને બે દીકરીઓ હતી; તેના બીજા બે દીકરા બીજી ઓરતના પેટના હતા. પેહેલી ઓરત બીજી ઓરતના પેહેલાં ગુજરી ગઇ હતી, અને બીજી ઓરત દીકરીના પેહેલાં ગુજરી ગઈ હતી, અને તે દીકરીએ ધણી મુકેલો હતો. ત્યારે મીલકતના કેટલા હીસ્સા કરવા જોઈએ, અને દાવાદારો પ્રત્યેકને કેટલા કેટલા હીસ્સા મળવાનો હક છે?

ઉ—પ્રથમ તો ગુજરનારની મીલકતના એંસી હીસ્સા કરવા, જેમાંનો ⅛ અથવા દસ હીસ્સા વીધવાઓને મળશે, અને તે દરેક પાંચ પાંચ લેશે. મરદ ફરજંદને ઓરત ફરજંદ કરતાં બમણો હીસ્સો મળશે. આ હીસાબે દરેક દીકરાને ચૌદ ચૌદહીસ્સા મળશે અને દરેક દીકરીને સાત સાત હીસ્સા મળશે પેહેલી વિધવાના મરણ પછી તેના એકના એક દીકરાને તેણીની તમામ મીલકત મળશે, હોરમાન ભાઇને તેમાં ભાગ મળતો નથી. બીજી વિધવાના મરણ પછી તેણીના પાંચ હીસ્સાને વધારીને વીસ કરવામાં આવશે, જેમાંના દસ તેના દીકરાને મળશે. અને તેની દરેક દીકરીને પાંચ પાંચ

ચાર દીકરા, બે દીકરીઓ, અને બે વીધવાઓ હોય ત્યારે

દીકરો અને હોરમાન દીકરાઓ હોય ત્યારે

મળશે, અને પાછળ આવેલા પરીણામના હીસ્સાને હાલના વરગના હીસ્સાઓની સંખ્યા ૪થી ગુણવામાં આવશે. આ પ્રમાણે પેહેલી વિધવાના મરણ પછી દીકરાનો હીસ્સો ૫×૪=૨૦, અને તેજ રીતે બાપના મરણ પછી દીકરા તથા દીકરીઓનાહીસ્સાનું પણ કરવું ૭×૪=૨૮ (દીકરીનો હીસ્સો) ૧૪×૪=૫૬ (દીકરાનો હીસ્સો), અને હીસાઓની એકંદર સંખ્યા ૮૦×૪=૩૨૦ દીકરાના મરણ પછી તેની મીલકતમાં જે તેત્રીસ હીસ્સા છે તેના વધારીને એકસો અઠાણું હીસા કરવામાં આવશે. જેમાંના તેના ધણીને અડધ એટલે નવાણું હીસા મળશે,અને બીજા અડધ ભાગના હીસા તેના સગા ભાઇ અને સગી બેહેનને મરદને ઓરત જાતી કરતાં ડબલ એ પ્રમાણમાં મળશે, આ હીસાબે સગા ભાઇને છાસઠ હીસા અને સગી બેહેનને તેત્રીસ હીસા મળશે. અરધ રકતના ભાઇઓ બાતલ થશે,ફરીથી પાછળના પરીણામને હાલના વરગના હીસાઓની સંખ્યા છ એ ગુણવા જોઇએ, આ પ્રમાણે ૧૦×૬=૬૦. અને ૫×૬=૩૦, અને ૨૦×૬=૧૨૦, અને ૫૬×૬=૩૩૬, અને ૨૮×૬=૧૬૮, અને ૨૮×૬=૧૬૮, અને ૩૨૦×૬=૧૯૨૦ આમાંથી પેહેલી ઓરતના પેટનો દીકરો ૩૩૬+૧૨૦=૪૫૬, લેશે, બીજી ઓરતના પેટનો દીકરો ૩૩૬+૬૦ વતા ૬૬=૪૬૨ લેશે; બીજી ઓરતના પેટની દીકરી ૧૬૮વતા૩૦વતા૩૩=૨૩૧ લેશે. પાછળ જીવતા રહેલા બીજા બે ભાઇઓને દરેકને ૩૩૬ હીસા મળશે, અને ધણીને ઉપર કહયા મુજબ નવાણું હીસા મળશે,

## દાખલો ૮૫

પ્ર—કોઇ એક પુરૂષ, એક વીધવા, એક દીકરો અને બે દીકરીઓ એ રીતે તેના વારસો મુકીને ગુજરી જાય છે. પાછળથી એક દીકરી કાંઇ પણ ફરજંદ મુકયા વગર ગુજરી ગઇ, અને પછી એ પુરૂષની વીધવા ગુજરી ગઇ. પછી એ માણસનો દીકરો એક વીધવા અને એક દીકરો મુકીને ગુજરી ગયો. અને છેવટ તેના દીકરાનો દીકરો ગુજરી ગયો. આ પ્રમાણે હકીકત છે ત્યારે મુસલમાની કાયદા પ્રમાણે આ પાછળ રહેલા હયાત સખસો એટલે મુળ માલીકની દીકરી તથા દીકરાની વીધવાને તેની મીલકતનો કેવી રીતે વારસો મળશે. ઉપર ગણાવેલા ગુજરનાર સખસોની હયાતીમાં મીલકતની કાંઇ પણ વેહેંચણ થઇ નથી.

એક વીધવા; બે દીકરીઓ, અને એક દીકરો હોય, અને તેમાં

ઉ—માત્ર પાછળ મુળ માલીકની એક દીકરી અને તેના દીકરાની વિધવા એ રીતે બે સખસ હયાત છે, આવે પસંગે મીલકતના ત્રણ ભાગ કરવામાં આવશે, જેમાંના બે ભાગદીકરાની વીધવા લેશે,

અને બાકીનો એક દીકરી લેશે. કારણ કે જ્યારે મુળ માલીક ગુજરી ગયો ત્યારે તેણે તેના વારસોમાં એક વીધવા, એક દીકરો અને બે દીકરીઓ મુકી હતી, વિધવાનો હિસ્સો તેની મીલકતનો ૧/૮ હતો, અને બાકીની મીલકત ઓરતના કરતાં મરદને બમણા હીસાના પ્રમાણમાં તેના દીકરા તથા દીકરીઓના ભાગની હતી, બીજા બોલમાં કહીએ તો અરધ મીલકત ઊપર દીકરાનો હક હતો અને બાકીની અરધ ભાગની મીલકત ઉપર દીકરીઓનો એટલે દરેક દીકરીનો ૧/૪ મીલકત ઉપર હક હતો, જે દીકરી ફરજંદ વગર ગુજરી ગઈ તેના મરણ પછી તેના હીસાના ત્રણ ભાગ કરવાના હતા, જેમાંના બે તેના ભાઈને મળે, અને એક જે બાકી રહયો તે તેની બેહેનને મળે. અને મુળ માલીકની વિધવાના મરણ પછી તેના કાયદાસર હીસાના ત્રણ ભાગ કરવા પડત, જેમાંના બે તેના દીકરાને મળત, અને એક ભાગ હયાત રહેલી દીકરીને મળત; અને મુળ માલીકના દીકરાને જે હીસો તેની બેહેન તથા મા તરફથી વારસામાં મળવો જોઇએ તેનો ૧/૮ તેના મરણ પછી તેની વિધવાને મળશે અને શેષધન તેના દીકરાને મળશે, તેના દીકરાના એટલે મુળ માલીકના પૌત્રના મરણ પછી તેની બધી મીલકત તેની માને મળસે, કેમકે ૧/૩ ઉપર તેના કાયદાસર હીસા દાખલ તેનો હક છે, અને બાકીના બે ભાગ ઉપર પાછુ વળતું ધન (રીટરન) દાખલ તેનો હક છે, આ વેંહેચણ મુજબ મુળ મીલકતનો ૨/૩ તેના દીકરાની વીધવાને મળશે, અને બાકીનો એક તેની દીકરીને મળશે,

ની એક દીકરી, વીધવા તથા (એક વીધવા તથા દીકરો મુકી ને) દીકરો અને છેવટે એ દીકરા નો દીકરો એ રીતે અનુંક્રમે ગુજરી ગયા હોય ત્યારે

## દાખલો ૮૬

પ્ર—કોઈ માણસ એક વીધવા, એક ભાઇ, એક બેહેન, વીધવાની મા, અને વીધવાના ભાઈને મુકીને મરી જાય છે. એ ગુજરનારની મીલકતની વહેંચણ થતા પેહેલાં વીધવા ગુજરી જાય છે; ત્યારે ગુજરનારની મીલકતનો વારસો લેવાને તેઓમાંથી કોનો હક છે, અને તેમને કેટલો કેટલો હીસ્સો મળશે?

જ—આ કામમાં સદરહુ સઘળા વારસને વારસામાં હીસ્સો લેવાનો હક છે. મીલકતના બાર ભાગ કરવા, તેમાંથી છ ભાગ ગુજરનારના ભાઈને, અને ત્રણ ભાગ તેની બેહેનને આપવામાં આવશે, અને વીધવાની માને અને ભાઇને બે ભાગ મળશે

ભાષાંતર કરતાની ટીપ—એ વીધવા વેંહેંચણ થતાં પેહેલાં ગુજરી ગઇ છે તોપણ તેનો ધણી મરી ગયો તે વેળા જીવતી હતી, તેથી તેના ધણીની મીલકતમાં તેનો વારસાનો હક પોહોચે છે.

એક ભાઈ, બેહેન, વીધવાની મા અને ભાઈ હોય અને વીધવા વેંહેંચણ થતાં પેહેલાં ગુજરી ગઈ હોય ત્યારે

એ વીધવાનો કાયદાસર હીસ્સો છોકરૂં ન હોવાથી ¼ છે, અને ગુજરનારનો ભાઇ અને બેહેન શેશાધીકારી વારસ છે, તેથી એ મીલકતના બાર ભાગ કરતાં ત્રણ ભાગ વીધવાને મલે છે, અને બાકીના નવ ભાગમાંથી છ ભાગ ભાંઈને અને ત્રણ ભાગ બેહેન ને મળે છે.

વીધવા ગુજરી ગઈ છે, તેથી તેના ત્રણ ભાગના વારસ તે ની મા અને તેનો ભાઈ છે. માનો હીસ્સો ⅓ છે, વાસ્તે એક ભાગ તેને મળશે; અને બાકીના બે ભાગ શેશાધીકારી તરીકે વીધવાના ભાઈને મળશે.

## દાખલો ૮૭

પ્ર—કોઈ એક જાગીરદાર બે જુદી જુદી પોતાની ઓરતોથી થએલા બે દીકરા અને ચાર દીકરીઓ મુકીને ગુજરી જાય છે. અને તે બેમાંની એક ઓરત તેના મરણ પછી હયાત છે. તેના મરણ પછી તેની પેહેલી ઓરતના પેટનો એક દીકરો ત્રણ દીકરા મુકીને ગુજરી જાય છે. હવે મુળ માલીકની મીલકતના તેનો હયાત રહેલો એક દીકરો તથા તે દીકરાની ચાર સગી બેહેનો તથા તેના સોરમાન ભાઇએ મુકેલા ત્રણ દીકરા, અને તેની પોતાની મા એ રીતે નવ હયાત દાવાદારો છે. ત્યારે કાયદા પ્રમાણે શા પ્રમાણમાં ઉપર કહેલા નવ આશામીઓને તેની મીલકતનો વારસો મળશે?

એક દીકરો, ચાર દીકરીઓ, એક વીધવા, અને બેહેચણ પેલાં ગુજરી ગએલા બીજા દીકરાના ત્રણ દીકરા એ રીતે છે ત્યારે

ઉ—આ કામમાં વારસાના કાયદા મુજબ ગુજરનાર જાગીરદારની મીલકતના (૧૯૨) એકસો બાણું હીસ્સા કરવામાં આવશે જેમાંના ચોવીસ ભાગ તેની હયાત રહેલી વીધવાને મળશે, બેતાળીસ ભાગ તેનો જે દીકરો હજી હયાત છે તેને મળશે, તેની ચાર દીકરીઓ માંની દરેકને એકવીસ એકવીસ ભાગ મળશે, અને તેના ત્રણ પાૈતરોમાંના દરેકને ચઉદ ચઉદ ભાગ મળસે.

## દાખલો ૮૮

પ્ર—એક ઘરના અડધ ભાગનો અને બીજી મીલકતનો માલીક ત્રણ પુત્ર અને એક પુતરી મુકી ગુજરી જાય છે. બાપની મીલકતના ભાગ વેંહેંચાયા પેહેલાં એક પુત્ર. એક વીધવા, અને પોતાના બે ભાઈ અને પોતાની બેહેન મુકી ગુજરી જાય છે. આવી હકીકત છતાં તેઓમાંના દરેક જણને મીલકતમાંથી કેટલું કેટલું મળસે?

એક પુત્ર, એક વીધવા અને બે

ઉ—વારસાના નીયમ પ્રમાણે બાપે મુકેલી બધી પુંજીના ૭૦ ભાગ પાડવા જોઈએ. તેમાંના છવીસ ભાગ પ્રત્યેક પુત્રને અને તેર

પુત્રોને મળસે અને મરનારની વીધવાને પાંચ ભાગ આપવામાં આવશે.

ભાઈ અને પોતાની બેહેન હોય ત્યારે

ભાષાંતર કરતાની ટીપ—એ મીલકતના ૭૦ ભાગ પાડતાં ત્રણુમાંના દરેક દીકરાને વીસ ભાગ અને દીકરીને દસ ભાગ મળે પરંતુ એક દીકરો ગુજરી ગએલો છે, તેથી તેના વીસ હીસ્સા વધા, તે તેના વારસ વચ્ચે વેંહેંચી આપવા જોઈએ. હવે એ વારસ તેની એક વીધવા, બે ભાઈ અને એક બેહેન છે અહીં વીધવાનો કાયદાસર હીસ્સો ¼ છે, તેથી તેને ભાગ પાંચ હીસા આપ્યા બાકીના પંદર હીસા બે ભાઈઓ અને એક બહેન જે શેષાધીકારી છે, તેમની વચે વેંહેંચી આપવાના રહ્યા અને ભાઈનો હીસો બેહેન કરતાં બમણો ગણતાં દરેક ભાઈને છ છ હીસા અને બહેનને તરણ હીસા મલ્યા.

## દાખલો ૮૯

પ્ર—એક માણુસ અ નામની એકની એક દીકરી મુકીને ગુજરી જાય છે, અને તે દીકરી પાછળથી બ નામનો એક દીકરો અને ક નામનો તેનો ધણી મુકીને ગુજરી જાય છે. પછી ધણી ગુજરી જાય છે, અને ડ નામની એક વીધવા, અને તેની આગલી બાયડીના પેટનો ઉપર કહેલો બ નામનો એક દીકરો અને તેની ડ નામની બીજી ઓરતના પેટનો એક બીજો દીકરો તથા ફ, ગ, હ, અને ઈ એ નામની ચાર દીકરીઓ એ રીતે વારસો મુકે છે અને તેની હયાતીમાં મીલકતની વેંહેંચણુ થઈ નથી; ત્યારે મરનાર વડીલે મુકેલી મીલકત આ આશામીઓમાં કેવી રીતે વેંહેંચાશે.

ઉ—ઉપર કહેલી હકીકતને પ્રસંગે મીલકતના બસેંહ ને છપન ભાગ કરવામાં આવશે. જેમાંના બસેંહ ને છ ભાગ પેહેલી ઓરતના દીકરાને મળશે, ચઉદ ડ નામની ઓરતના દીકરાને મળશે, આઠ એ ડ નામની વીધવાને મળશે, અને બાકીના અઠાવીસ ભાગ ચાર દીકરીઓને એટલે દરેક દીકરીને સાત સાત ભાગ મળસે.

એક દીકરો અને ધણી હોય અને ધણીએ વેંહેંચણુ થતાં પેહેલાં ગુજરી જઈ એક વીવવા બીજો એક દીકરો અને ચાર દીકરીઓ મુકી હોય ત્યારે

## દાખલો ૯૦

પ્ર—કોઈ અ નામનો સખસ બ નામની એક વીધવા, ક, ડ, અને ઈ નામની ત્રણુ બેહેનો, તથા ફ નામનો તેના કાકાનો દીકરો, એ રીતે મુકીને ગુજરી જાય છે, તેના મરણુ પછી તેની ડ નામની એક બેહેન ઉપર નામ આપેલા સખસોની હયાતીમાં જી નામની એક દીકરી મુકીને ગુજરી જાય છે. પછી હ નામની એ

કે દીકરી મુકીને ઈ ગુજરી જાય છે. ત્યારે કાયદા પ્રમાણે મુળ માલીકની મીલકતની વેંહેંચણ આ પાછળ હયાત રહેલા સખસો માં કેવી રીતે થશે?

એક બીધવા, ત્રણ બેહેનો અને એક કાકાનો દીકરો હોય, અને બે બેહેનો વેહેંચણ થતાં પેહેલાં એકેકી દીકરીમુકીને ગુજરી ગઈ હોય ત્યારે

ઉ—ઉપર પ્રમાણે હકીકત હોય ત્યારે જોઈએ તેથી ઉપરાંત ખરચ કરા વગર તેમજ જોઈએ તેથી ઓછું ખરચ કરા વગર અરથાંત જોઈએ તેટલા ખરચથી અની પ્રેત ક્રીયા અને દાટવાનું કામ કરા પછી, તેનું વ્યાજબી દેવું પતાવ્યા પછી. અને તેનું દેવું પતાવ્યા બાદ તેના ક્ત્રીમદાય આપ્યા પછી અ એ મુકલી મીલકતનું શેષ ના વારસાના કાયદા પ્રમાણે, છત્રીસ ભાગ કરવામાં આવશે, જેમાંના નવ ભાગ બ ને મળશે, પંદર ક ને મળશે, ત્રણ ક ને મળશે, ચાર ઈ ને અને બાકીના પાંચ હને મળશે,

---

# प्रकरण २ जुं

## વેચાણ બાબતના અભીપ્રાય

### દાખલો ૧

પ્ર—અમુક જમીન કેટલાક માણસની સહીઆરી મીલકત છે, એવા માલેકો પઈકી એક માલેક બાકીનાની સમતિ વગર સદરહુ મીલકતમાના પોતાના હક સંબંધમાંનો કેટલોક ભાગ એક પરાયા માણસને દસ્તાવેજથી આપે છે, અને તે દસ્તાવેજમાં ખુંટની વીગત બતાવી નથી, પણ માત્ર એટલુંજ લખ્યું છે કે એવી રીતે આપેલી જમીન પોતાનાજ માલીક પણાની છે, ત્યારે એ દસ્તાવેજ મુજબુત છે કે કેમ?

બક્ષીસ તથા વેચાણ સંબંધી કાયદાના ઠરાવોમાં તફાવત

ઉ—જો મજીઆરી વેંહેચાયા વગરની મીલકતમાંથી દસ્તાવેજ કરી આપનારના હીસાના કેટલાક ભાગ ઉપર બીજાને હક આપવાની મતલબનો આ દસ્તાવેજ બક્ષીસનામું હોય તો ખુંટની વીગત શીવાય એ દસ્તાવેજ કાયદા પ્રમાણે મંજુર નહી ગણાય; કારણ કે મોઘમ બક્ષીસ કાયદા વીરૂધ છે. પણ જો આ દસ્તાવેજ વેચાણ ખત હોય તો તે મંજુર ગણાશે; કારણ કે આવા પ્રકારના કરારમાં આપેલી મીલકત સહીઆરી અને મોઘમ છે, અને બીજા ભાગીદારોની સમતી નથી, તથા ખુંટની વીગત બતાવી નથી, એવી હરકતો લેઈ શકાતી નથી, વાસ્તે વેચાણ મજબુત અને બંધન કારક છે એમ બે શક ગણવું જોઇએ.

## દાખલો ૨

પ્ર—કોઇ એક સખસ જમીનનો એક નહાનો કકડો ભાડે લેઈ, તે ઉપર એક ઘર બાંધી, તથા ઝાડ રોપી, બે દીકરા, એક વહુ, અને એક મા એ રીતે મુકી ગુજરી જાય છે તેના મરણ પછી અને માની હયાતીમાં (મીલકત મજીઆરી છે ને) તેની ઓરત અને દીકરો એ જમીનનું ઉપર દળ તમામ વેચી નાંખે છે આ વેચાણ મજબુત છે કે કેમ? ઇઆ મા તેના દીકરાની મીલકતનો કોઇ ભાગ વારસામાં મેળવવા હકદાર છે કે કેમ? અને જો છે તો મરનારની મીલકત ઉપર શા શા પ્રમાણમાં ઉપર જણાવેલા જુદા જુદા સખસેનો હક પોહોચે છે?

ઉ—જો કેટલાક વારસો આ સવાલમાં જણાવેલી મીલકત વેચે તો તેમના પોતાના હીસ્સા હોય તેટલે સુધી એ વેચાણ બંધન કારક થશે. પરંતુ કોઇ સહ વારસ જે એ વેચાણમાં સામેલ નથી તે સખસનો હક આ લોકોના કૃત્યથી નાબુદ ન થતાં તે વારસાનો પોતાનો હીસ્સો લેવાને હકદાર છે.

મજીઆરી મીલકતનું વેચાણ વેચનાર વીરૂધ મજબુત છે; પરંતુ એ કરારથી અજાણ્યા સખસ વીરૂધ તે મજબુત નથી

## દાખલો ૩

પ્ર—એક માણસે પોતાની હયાતીમાં પોતાની સ્થાવર મીલકતના ત્રણ સરખા હીસ્સા કરી તેમાંનો એકેકો હીસ્સો પોતાની ત્રણ ઓરતોમાંની દરેકને તેઓની મેહેર બદલ વેચાતો આપ્યો. આવી રીતે વેચેલી મીલકતનો કેટલોક ભાગ (એ ખરીદદાર વચે) વેંહેંચી આપ્યો અને બાકીનો વેહેંચ્યા વગરનો રહયો. ત્યાર પછી વેચનારની બીજી બાયડી ગુજરી ગઈ, ને તેના હીસ્સાનો વારસો એ બાયડીના દીકરાને મળ્યાથી તે દીકરાએ એ ભાગ પોતાની ઓરતને તેની મેહેર બદલ વેચાતો આપ્યો, પરંતુ એ ભાગ એ દીકરાના કબજામાં અને તેના વહીવટ નીચે રહયો. ત્યારે એ દીકરાની ઓરતે કબજો લીધો એવી સાબેતી નહી છતાં એ વેચાણ કાયદા પ્રમાણે મંજુર છે કે શી રીતે?

ઉ—વેચાણના કરારની મજબુતીનો આધાર ખરીદદારના તુરત કબજો લેવા ઉપર નથી, તેમ વેચેલી મીલકત ભાગ પાડયા વગરની હોય તે કારણથી પણ એવા કરારની મજબુતીને અસર થતી નથી; વાસ્તે મુળ માલીક પોતાની સ્થાવર મીલકતના ત્રણ સરખા હીસ્સાનું પોતાની ત્રણ ઓરતોને આપેલું વેચાણ અગર જો એ હીસ્સાનો કેટલોક ભાગ વેંહેંચ્યો નહોતો, તોપણ મંજુર છે. એ વેચનારની બીજી બાયડીના દીકરાને પોતાની માનો ભાગ

વેચાણમાં તુરત કબજો લેવો કે વેહેંચણ કરવી એ અવસ્ય જરૂરનું નથી

વારસામાં મળ્યો, અને તે દીકરાએ એ ભાગનું પોતાની ઓરત ને તેની મેહેર બદલ વેચાણ આપ્યું તે પણ અગર જો વેચાણ આપ્યા પછી એ ભાગનો કબજો ભોગવટો એ દીકરાનો રહયો છતાં મંજુર છે, ને એ દીકરાની ઓરત પોતાની નજરમાં આવે તે વખતે કબજો લેવાને મુખતીઆર છે.

### દાખલો ૪

પ્ર—કોઇ એક ઝેદ નામનો સખસ પોતાનું રેહેવાનું ઘર, તથા તેની સાથે જોડાએલી જમીન એ વેચેલી મીલકતની કીમત દાખલ રૂપીયા બે હજારનો ઠરાવ કરી ઉમર નામના સખસને વેચાણ આપે છે, અને ઉમર આ ઠરાવ કબુલ રાખે છે. અને ઝેદને બાહાનાના રૂપીઆ પચાસ આપે છે અને બાકીના રૂપીયા દસ્તાવેજ જયારે રીત પ્રમાણે તઇયાર થાય ત્યારે આપવાનો વાયદો કરે છે. ઝેદ આ સરતોથી સંતોશ માનીને એ મીલકતને સોંપી દે છે, અને ઉમર તેનો કબજો લેઇ, તેમાં પોતાના માણસોને દાખલ કરે છે, આવી રીતની હકીકત છે તો એ વેચાણ પુરણ છે કે કેમ? બેમાંથી એક પક્ષકારને તેમાંથી ખસવાની છુટ છે કે કેમ? ઇઆ ઉમરને તમામ કીમત આપી દેવાની ફરજ પાડી શકાય કે કેમ?

જે હકીકત તે વેચાણ પુરણ અને બંધન કારક છે તે હકીકત

ઉ—ઊપર કહેલી હકીકતને પ્રસંગે વેચાણ પુરણ છે; બે માંથી એક પક્ષકારને તેમાંથી ખસવાની છુટ નથી. અને ખરીદદાર પાશે પઇસા લેણા થાય છે. હીદાયા નામના પુસ્તક પ્રમાણે,—અરપણ અનેસ્વીકાર એ બંને સંગ્નાઓ ભુત કાળમાં વાપરેલી હોય ત્યારે વેચાણ પુરૂં થાય છે. જેમકે એક પક્ષકાર કેહેકે "મેં વેચાણ આપ્યું; " અને બીજો કહેકે " મેં વેચાણ રાખ્યું. વળી તેવીજ રીતે એવા અરથ સુચક બીજા બોલોથી પણ વેચાણ સ્થાપન થાય છે; જેમકે બેમાંથી એક પક્ષકાર એમ કહે કે " હું કીમતથી સંતોષ પામ્યો છું," અથવા "ફલાણી કીમતે મેં તમને આ ચીજ આપી છે." અથવા "ફલાણી કીમતે આ ચીજ રાખો. કાંઈ પણ બોલી વગર અરપણ અને સ્વીકાર બતાવવામાં આવ્યા હોય તોપણ વેચાણ બંધન કારક છે, અને તેમાંથી બેમાંનો એક પક્ષકાર ખસી શકતો નથી. (પરંતુ જયારે કાંઈ ખામી હોય અથવા ખરીદ કરેલી મીલકત તપાસવામાં ન આવી હોય ત્યારે ખરીદદાર ખસી શકે છે—વેચાણના ધોરણ ૨૧ અને ૨૬ જુઓ, અને હીદાયા વાલ્યુમ ૨ પા૦ ૩૬૨) રોકડા

નાણા આપ્યા હોય કે ઠરાવેલી તારીખે નાણા ભરવાનો વાયદો કરયો હોય ત્યારે વેચાણ મજબુત છે.

## દાખલો ૫

પ્ર—એક સખસ મુખતીયારની મારફત પોતાની સ્થાવર મીલકત તેના પોતાના દીકરાને વેચાણ આપે છે, અને પધતી પ્રમાણે મોહોર સાક્ષીઓ સાથે તેનું વેચાણ ખત કરી આપે છે. તે સખસ પાછળથી બક્ષીસનામું કરી એ વેચાણના પઈશા તેના દીકરાને બક્ષીસ કરે છે. બાપ પોતે તેનો છોકરો નાની ઉમરનો હોવાને લીધે એ મીલકત પોતાના કબજામાં રાખે છે. અને વેચાણ ખત તથા બક્ષીસનામું પોતાની પાસે રાખે છે. વેચાણ ખત (જેમાં કાંઈ પણ સરતની વીગત બતાવી નથી) બરોબર તઈયાર થયા પછી. પણ તે ખરીદદારને સોંપ્યા પેહેલા વેચનારે તે વેચાણ રદ કરવાની ખુશી જણાવી અને એવું કારણ બતાવ્યું કે જે સરતના વીસ્વાસ ઉપર મેં વેચાણ કરયું હતું તે સરત તુટી છે. અને જ્યારે ન્યાયની કોરટમાં દાવો થયો ત્યારે તેણે એમ જાહેર કરયું કે ઉપર સુચવેલી સરત ઉપર ધોરણ રાખી મેં વેચાણ ખત કરયું હતું, અને આ તેના કેહેવાની પુશ્ટીમાં વેચેલી મીલકત પોતાના કબજામાં રાખ્યાની તથા વેચાણ ખત નહીં સોંપ્યાની બીના તેણે જણાવી, અને કહયું કે જે સરત ઉપર વેચાણ ખત કરવામાં આવ્યું હતું તે સરત ખરીદદારની બાજુએ તોડી હતી, અને એટલા માટે સદરહુ વેચાણ રદ છે. ત્યારે હવે આ વેચાણ કાયદાસર અને મજબુત છે કે નહીં?

ઊ—જો એ નાની ઉમરનાના બાપે પોતાની તરફથી વેચાણ કરવા કોઈ શખસને અખતીયાર આપ્યો હોય, અને એ મુખતીઆરે બાપની વીધવાને એમ જણાવ્યું હોય કે તેને આપેલા અખતીયારની રૂએ તેણે અમુક મીલકત એ દીકરાને વેચાણ આપીછે, અને બાપે તે વાતમાં સમતી આપી હોય તો વેચાણ કાયદાસર થશે. જો એ પ્રમાણે ન થયું હોય, અથવા જો વેચાણની સાથે આ કરારના સ્વરૂપથી વીરૂધ પડતી કોઈ સરત હોયતો તે વેચાણ રદ બાતલ થશે. ફુસુલ ઇ. ઈમાદીય અને ફુસુલ ઈ. ઉસ્તુરૂશી નામના પુસ્તકો પ્રમાણે—"જ્યારે કોઈ શખસ પોતાની મીલકત પોતાના નાની ઉમરના દીકરાને વેચવામાં પોતાની તરફથી મુખતીઆર દાખલ કામ કરવા, અથવા પોતાના નાની ઉમરના દીકરાને માટે મુખતીયાર દાખલ ખરીદદાર કરવા બીજાને નીમે ત્યારે જો બા

બાપે પોતાના નાના દીકરા ને કરેલા વેચાણ વીશે

પ ન હોય અને તેણે સમતી ન આપી હોય તો કરાર મજબુતંત નથી." એવીજ રીતે વળી ફીદાયા નામના પુસ્તકમાં,–જે "જે સરત કરારનું જરૂરી પરીણામ નથી, અને જેમાં વેચનારને કે ખરીદ કરનારને કાંઈ લાભ હોય, અથવા વેચાણની બાબતને લાભ હોય (એટલે જો તે લાભ ભોગવી શકે છે તેવી સ્થીતીમાં હોય) એવી કોઈ પણસરત નાંખવાથી કરાર રદ થાય છે." કોરટને તજવીજ કરી નીરણય કરવાનું એટલુંજ રેહે છે કે મજકુર વેચાણ ઉપર પેહેલી કહેલી રીતે કરવામાં આવ્યું હતુ કે કેમ; જો તે પ્રમાણે કરવામાં આવ્યું હોય તો તેની મજબુતી સ્થાપન થાય છે. અથવા જો બીજી કહેલી રીતે કરવામાં આવ્યું હોય તો તે રદ બાતલ થશે.

## દાખલો ૬

પ્ર—એક ઓરતને એક નાની ઉમરનો દીકરો છે, અને તે દીકરાની વાલી કે રક્ષક પોતાના શીવાય બીજું કોઈ નથી. તે ઓરત તેમની મજીઆરી મીલકત મેળવવાને દાવો બાંધવાના કામને સારૂ નાણા ઉભા કરવાને માટે તે દીકરાની થોડીક સ્થાવર મીલકત વેચી નાંખે છે, અને પોતાની અને દીકરાની સહી સાથે વેચાણ ખત કરી આપે છે. (ઉપર કહેલા દાવામાં તેને તેના લાભમાં ફેંસલો મળયો છે). ઉપર મુજબની હકીકત છે ત્યારે સદરહુ મુજબ સહી કરેલુ વેચાણ ખત, તથા તે શાઆધારે કરેલુ વેચાણ કાયદાસર છે કે નહી?

માએ તેના નાની ઉમર ના દીકરા ની મીલકત ના કરેલા વેચાણ વીશે

ઉ—માના વાલીપણાથી તેના નાની ઉમરના દીકરાની મીલકત ઉપર તેનો કાંઈ પણ હક ચાલી સકતો નથી. એટલા માટે તેના નાની ઉમરના દીકરાની સ્થાવર મીલકતના કોઈ પણ ભાગનું વેચાણ કેવલ કાયદા વીરૂધ અને નહી ચાલે તેવું છે.

## દાખલો ૭

પ્ર—એક સખસ તેની માની મીલકતમાંનો પોતાનો ભાગ હીસ્સાની સંખ્યાની વીગત બતાવી વેચાણ આપેછે, અને વેચાણ કબુલ કરે છે, અને કહેછે કે વેચેલા મીલકતની પુરે પુરી કીમત મને મળી ચુકી છે. ખરીદ કરનાર પણ એ કાર્યની મજબુતી વીશે એકરાર કરેછે, એ કરાર પુરો કરવાના હેતુથી તે બંને એકઠા થઈ વેચેલી મીલકતનો કબજો લેવા વેચનારના સહવારસો ઉપર દાવો કરેછે. આ કામને સારૂ કરેલા દાવામાં પ્રતીવાદીઓ વેચનારનો હક કબુલ કરે છે ત્યારે વેચાણ કાયદાસર અને મજબુત છે કે

કેમ, અને તે રૂએ ખરીદનારને કબજો લેવાનો હક છે કે કેમ?
અથવા એ મીલકત સહવારસો વચ્ચે નહી વેંહેંચાએલી હોવાથી
કરાર નાબુદ થઇ શકે છે કે કેમ? એમ ધારીએ કે વેચનારે ઉ
પર કહેલા તેના લેખી દાવામાં પોતે વેચાણ કરયુંછે તથા કીમ
તના પઈશા લીધા છે એમ કબુલ કરયું હોય તે છતા પ્રતીવાદીઓ
(કે જેમાંના એક તેની દાદી અને બીજા તેના મામા છે તેમની)
સાથે સંપ કરી પોતાનો દાવો પાછો ખેંચી લે તો આ દાવો
પાછો ખેંચી લેવાના કારણથી બીજા દાવાદારનો એટલે ખરીદદા
રનો હક રદ થશે કે કેમ?

ઉ—ઉપરનું વેચાણ કાયદા પ્રમાણે હરેક રીતે મજબુત અને બં
ધન કારક છે. એ મીલકતની વેંહેંચણ નહી થવાથી વેચાણને
બાધ આવતો નથી. શર—હી—વીકાય નામના પુસ્તક પ્રમાણે,-
"સો હીસ્સામાંના દસ હીસ્સાનું વેચાણ થઇ શકે છે" એવીજ
રીતે વળી હીદાયા પ્રમાણે,—"કોઇ સખસ સો હીસ્સા વાળા
ઘરના દસ હીસ્સા ખરીદ કરે, તો તે વેચાણ આપણા તમામ દા
કતરોના અભીપ્રાય પ્રમાણે મજબુત છે." વેચાણ તથા તેની પુ
રી કીમત લીધાનું કબુલ કરયા પછી વેચનારે કરેલો દાવો પા
છો ખેંચી લેવાથી કોઇપણ રીતે ખરીદદારનો હક નાબુદ થઇ
શકતો નથી, હીદાયા પ્રમાણે,—"જયારે કોઇ સખસ જેનું સાં
ત ઠેકાણે હોય અને જે પુખ્ત ઊમરનો હોય એવો સખસ કો
ઇ પણ હકની કબુલીયત કરે તો તે કબુલીયત તેના ઉપર બંધ
ન કારક છે" એટલા માટે વેચેલા હીસ્સાનો કબજો લેવા ખરી
દદારનો હક છે.

સ્થાવર મીલકતમાં મજીઆરો હીસ્સો વેચયાબાદ વેચાણ પાછુ ખેંચી લીધુ હોય તયારે.

## દાખલો ૮

પ્ર—એક સખસ પોતાનું રેહેવાનું ઘર બીજાને વેચે છે, અને એ
ખાતાદાર પાશેથી તેની કીમત લે છે, વળી તેનું વેચાણ ખત
કરી તે ખરીદદારને આપે છે, અને એ ખતમાં ચાર જણની
સાક્ષી કરાવી છે પણ તેમાં વેચનારે સહી કરી નથી; કાજીની મો
હોર થઈ નથી, તેમજ તે ખત રજીસ્ટર પણ થયું નથી, તેમજ
તેમાં મહીનાની તારીખ કે વરસ પણ નાંખવામાં આવ્યું નથી.
વેચનાર હવે એ વેચાણ વીશે વાંધો ઊઠાવે છે. અને ખત કરયા
પછી છ મહીને ખરીદદાર ઉપર ભાડાને વાસ્તે ફરીઆદ કરે છે
ત્યારે ઊપર કહેલા વેચાણ ખતને આધારે એ વેચાણ મજબુત
છે કે નહી?

બીજી બધી રીતે જે વેચાણ પુરૂં હોય તે વેચાણ વેચાણ ખતમાં ખામી હોવાને લીધે રદ થતુંનથી

ઉ—વેચનાર અને ખરીદ કરનાર વચ્ચે અરસ પરસ અરપણ અને રજી કાર થવાથી વેચાણ પુરૂં થાયછે. વળી ખરીદનારે વેચનારને કીમત આપી, અને તેણે તે કીમત આનાકાની કરયા વગર લીધી ત્યારે વેચનારનો વાંધો કાયદા પ્રમાણે બીલકુલ વજનદાર નથી. અગ્રક્રીયાધીકારનો દાવો રાખનાર ત્રીજા સખસની સાથે વેચનારને કાંઈ લાગતું વળગતું નથી. એ બીજા સખસને ખરીદનાર ઉપર દાવો બાંધવાની છુટ છે, વેચાણખતમાં તારીખ કે મોહોર નથી, તેમ તે રજીસ્ટર પણ કરાવેલું નથી એ વાત બેશક પધતી વીરૂધ છે, પણ તેથી વેચાણ રદ થતુ નથી. વેચાણ અગમચ ચડેલા ભાડાને વાસ્તે વેચનારનો દાવો ચાલશે.

## દાખલો ૯

પ્ર—એક મુસલમાન એક પછી એક એવા બે વેચાણખત તેની ઓરતને કરી આપે છે, અને આ દસ્તાવેજો કરયા પછી નવ વરસ સુધી પોતાની તમામ મીલકત પોતાના કબજામાં રાખે છે, પરંતુ આ દરમીઆન વખતમાં તેણે પ્રથમના ખતોમાં કરેલા વાયદા મુજબ કાઝીની મોહોર સાથે પધતી પ્રમાણે વેચાણ ખત કરી આપ્યું નહી ત્યારે એ પ્રથમના વેચાણ ખતોમાં જણાવેલી મીલકત તેની વીધવાની થાય છે કે મરનારની મીલકત દાખલ તે ગણાઈ તેના બીજા વારસોમાં વેંહેંચી આપવા પાત્ર થાય છે?

વેચાણની બાબત નીશેનો અનીશ્ચય કરાર રદ કરે છે.

ઉ—વેચાણ ખતો ઉપરથી જણાય છે કે ધણીએ તેની ઓરતના મેહેરના દાવાની રૂપીઆ પંદર હજારની રકમ બદલ એ ખતોમાં જણાવેલી તમામ જમીન તથા ઘરો તેના ઘરનો ઘર વાખરો જે કંઈ તેને વારસામાં મળેલું તે તમામ, તથા વેચાણની મીતી સુધીમાં જે મીલકત તેના કબજામાં હતી તે તે તમામ મીલકત તેની ઓરતને વેચાણ આપી છે. હવે આ કરારની સરતો ગેરકાયદેસર છે, અને તેથી એ કરાર રદ બાતલ છે; કારણ કે વેચેલા મીલકતની વીગત બતાવી નથી, અને અનીશ્ચય કાયદેસર રીતે વેચાણ રદ કરે છે. એટલા માટે વેચનારના વારસોને એ કરાર રદ કરવાની છુટ છે. કાઝીની સાક્ષી તેના બોધાની રૂઈએ એ ખતમાં નહી થવાના સબબથી તેમજ ખત કરયા પછી નવ વરસ સુધી વેચનારના હાથમાં વેચેલી મીલકતનો કબજો રહયો તે સબબથી વેચાણ અવશ્ય રદ થશે નહી. વેચાણ રદ કરયા પછી, તેની મીલકત; તેનું કરજ પતાવ્યા પછી તેના વારસોમાં વેંહેંચાશે.

## દાખલો ૧૦

પ્ર—એક મુસલમાન **બીઆ મોકાસા**થી પોતાની તમામ મીલક ત પોતાની ઓરતને લખી આપે છે. લખતમાં બીજી મીલકતની સાથે એક સ્થાવર મીલકત જણાઇ છે, જે મીલકત એ **બીઆ મોકાસા**નું લખત કરતાં પહેલાં છ વરસની અવધે એ માલ ધણીએ કોઇ પરાયા સખસને ઇજારે આપી હતી, અને ઇજા રા બદલ રૂપીઆ ચાર હજાર પાંચશોને એક રૂપીઆ અગાઉ લી ધા. જ્યારે ઉપર પ્રમાણે હકીકત છે, અને એમ ધારીએ કે **બીઆ મોકાસા** થી ખરીદનારને ઇજારે આપેલી મીલકત નો એ દસ્તાવેજની રૂએ કબજો મળ્યો નથી ત્યારે એ દસ્તાવેજ મજબુત છે કે નહી.

ઉ—ઉપર મુજબની હકીકત હોય તો કાયદા પ્રમાણે એક, બે, અથ વા તેથી વધારે જાહાગીરો જે **બીઆ મોકાસા**ના દસ્તાવેજ માં જણાવેલી હોય તે એ દસ્તાવેજની રૂએ ખરીદનારને પ્રાપ્ત થશે, અને એ દસ્તાવેજ કરી આપનાર સખસે એ દસ્તાવેજ ક રતાં પહેલાં છ વરસની અવધે તે ઇજારે આપી હોય તેની થીં તા નહીં; અને ઉપરના કરાર મુજબ ખરીદનાર એટલે કે ઓર ત એ મીલકતની માલીક થશે. **બીઆ મોકાસા**ના કરારમાં કબજાની જરૂર નથી તેથી કેટલાક વરસ સુધી ખરીદનારનો કબ જો ન થયો હોય તેમ છતાં પણ **બીઆ મોકાસા**નો દસ્તા વેજ કાયદાસર રીતે મજબુત છે.

બીઆ મોકાસામાં તુરત કબજો લેવાની જરૂર નથી

## દાખલો ૧૧

પ્ર—જો કોઇ માણસ પોતાની હયાતીમાં દશ વરસની હવધે પોતાની મીલકતનું બીજાને **બાય-બીલ-વફા**, એટલે સરતી વેચા ણ કરે તો તેના મરણ પછી નીમેલી મુદત પુરી થતાં પેહેલાં, અ ને કરારની સરતો પાળયા શીવાય એ ગીરો મુકનારની વીધવાને આ મીલકત બીજાને અઘાટ વેચાણ આપવાની છુટ છે કે કેમ?

ઉ—આવું વેચાણ કાયદાસર રીતે મજબુત છે, પરંતુ તેનો અમલ સરતી ખરીદનારની મરજી હોય ત્યાં સુધી મોકુફ રાખવામાં આવેછે તેની મરજીમાં આવે તો તે અમલમાં લાવે, પણ તે વેચાણ તે રદ કરી શકે નહી. તેમજ વળી બીન સરતી ખરીદદારની ખુશી ઉપર પણ તે આધાર રાખે છે. જો તેની મરજીમાં આવે તો મુદત પુરી થતાં સુધી તે રાહ જુએ અથવા તો સરતી ખરીદ નારને તેની પાસેથી કંઇ જે લીધેલાં નાણા તુરત પાછા આપે,

સરતી વેચાણની સાથે બીન સરતી એટલે અઘાટ વેચાણ.

અને જો જરૂર હોયતો. એ સરતી વેચાણ રદ કરવા દાવો બાંધે; કારણ કે સરતી વેચાણ અને ગીરોની અસર સરખીજ છે: અને જો કોઈ ગીરો મુકનાર ગીરો રાખનારની પરવાનગી શીવાય ગીરોની મીલકતનું વેચાણ કરે તો વેચાણ મજબુત છે, પણ એ વેચાણનો અમલ ગીરો રાખનારની ખુશી હોય ત્યાં સુધી મોકુફ રહે વળી ખરીદદારને ગીરો છુટતાં સુધી રાહ જોવાની, અથવા જુડીશીઅલ અધીકારીને અરજ કરી તે ગીરો છોડાવાની છુટ છે

## દાખલો ૧૨

પ—એક માણસે તેની છેલી માંદગીમાં પોતે મરતાં પેહેલાં પોતાની મીલકત પોતાની ઓરતોમાંની એકને વેચાણ કરી આપી, ત્યારે આ વેચાણ કાયદા પ્રમાણે ચાલી શકશે કે નહી?

મરણ શૈયા ઉપર એક વારસને કરી આપેલું. વેચાણ

ઉ—મરણ શઈયા ઉપર એક વારસને કરી આપેલા વેચાણની મજબુતી મરનારના બીજા વારસોની સમતી ઉપર આધાર રાખે છે જો તેઓ એ વેચાણ મંજુર કરે તો એ કરાર કાયદાસર અને બંધનકારક છે; નહી તો **બીજાનુંતુલ મુખ્તીન**માં ઠરાવ્યા પ્રમાણે તે રદ બાતલ છે,—"એક સખશ પોતાની મરણ શઈઆ ઉપર અને તેની મીલકતનો કેટલોક ભાગ તેના વારસો પયકી એક વારસને વેચાણ આપે છે: તે પછી તે આશરે પાંચ દીવસ જીવી ગુજરી જાય છે. તેના મરણ પછી જો તેના બાકીના વારસો એ વેચાણને તેમની તરફની સમતી ન આપેતો તે રદ બાતલ થાય છે;

## દાખલો ૧૩

પ—એક માણસે કરજદાર થઈ જવાથી, પોતાના લેણદારોનું પતાવ્યા વગર પોતાની તમામ મીલકતસ્થાવર તથા જંગમ વીગત બતાવ્યા વગર તેની વહુની મેહેરના બદલામાં બક્ષીસનામુ કરી તેની વહુને આપી, અને તે એ રતે એ બક્ષીસથી તેનો મેહેરનો દાવો છોડી દીધો. આ પ્રમાણે આપેલી મીલકત આપનાર તથા લેનાર બંનેના કબજા તથા ભોગવટામાં રહી, અને તે લોકોનું દખીતું તેમાં સરખુજ હીત હતું. ધણી હજુ જીવેછે. ત્યારે મેહેર બદલનું વહુનું દેવું બીજા લેહેણદારો જે પરાયા છે તેમના દાવા રેહેવા દઈ પતાવી શકાયકે કેમ?

બદલાના હેરેક જાતના કરારમાં તેની બાબતની વીગત બતાવવી જોઈએ

ઉ—કાયદા પ્રમાણે વહુની મેહેર એ એક કરજ છે. અને તે કરજ બીજા લેહેણદારોના વ્યાજબી દાવાની સાથે સરખી પાયરીએ છે; આ બેમાંના ગમે તે પ્રકારનું કરજ પેહેલું પતવી સકાયછે. અને દેણદારને એક દાવો રેહેવા દઈ બીજો દાવો પતાવવાની,

અથવા કોઇ પણ અમુક લેહેણુદારનું કરજ પતાવવામાં પોતાની મીલકતનો કોઇ પણ ભાગ લખી આપવાની છુટછે, આ ધારણે બીજા લેહેણુદારો જે પરાયા છે તેમના 'દાવા પતળ્યા પેહેલાં પોતાની ઓરતનું મેહેર બદલનું કરજ ધણી પતાવે એ કાયદા સર થશે, અને વળી મેહેરના બદલામાં પોતાની સ્થાવર મીલકત ની બક્ષીસ કરે તે પાળી શકશે આ કારય નામની બક્ષીસ છે, જોકે ખરૂં જોતાં તે વેચાણ છે, પણ આ કામમં મેહેરની દેવી રકમ જણાવેલી માલમ પડતી નથી, તેમજ એ સ્થાવર મીલકતની જગો કે ખુંટ પણ જણાવેલા નથી. પરંતુ કાયદા પ્રમાણે બદ લાના તમામ કરારોમાં વીગત બતાવવી જોઇએ છીએ; અને આ પ્રમાણે વીગત બતાવ્યા વગર છુટકો નથી તેથી આ અર સપરસનું બક્ષાસનામું જેમાં વીગત બતાવી નથી તે કાયદાસર અ ને બંધન કારક નથી. આ વાંધો પડયો મુકી. આ કારય બક્ષી સ દાખલ ગણતાં કાયદા પ્રમાણે જોઇએ તેવો લેનારનો કબજો પણ માલમ પડતો નથી.

## દાખલો ૧૪

પ્ર—જો કોઇ સખસ તેની પોતાની મીલકત તથા બીજાની મીલકત એક કરારથી ભેગી વેચે, અને પોતાની મીલકતની કેટલી કીમત આવી, તથા બીજા સખસની મીલકતની કેટલી કીમત આવી તેની વીગત બતાવી ન હોય તો, એ કરાર બીજાની મીલકતને સબંધે બીન અખતીઆર વાળો છે તે મજબુત અને બંધન કારક ગ ણાસે કે નહી.

ઉ—કોઇ શખસે પોતાની મીલકત ભેળી બીજાની મીલકત વેચી હોય અને દરેકની જુદી જુદી કીમત જણાવી ન હોય એવા વેચાણના બે પ્રકાર હોય છે. એક તો એક વેચનારે જ્યારે બીજાની મીલ કત તદન પોતાની છે એમ કહી પોતાની મીલકત ભેળી વેચી હો ય ત્યારે જો કાયદાસર માલીક માલમ પડે તો વેચેલી મીલકતનો જેટલો ભાગ આ દાવાદારનો સાબીત થાય તેટલા ભાગની કી મત વેચનાર પાસેથી પાછી લેવા ખરીદદાર હકદાર થશે; અને વેચેલી મીલકતના બાકીના ભાગને માટે એ કરાર કાયમ રે હેશે; કારણ કે થોડા ભાગ ઉપર દાવો સાબીત થવાથી તમામ મીલકતનું વેચાણ રદ થતું નથી, તમામ કીમત આપ્યા વેચાણ ની છે, અને વેચેલી મીલકતના જુદા જુદા ભાગોની કીમત તેટ લા ભાગો પુરતી છે. બીજો પ્રકાર એક બીજા સખશની મીલકત સોંપી બીજા આશામીની નહોય તે પોતાના લાભને અરથે તેની

વેચનારની પોતાની મીલકત ન હોય તેવી મીલકત વેચી હોય તે વે પ્રસંગે નીય મો

સમતી વગર, અને તેની કીમતમાં કાંઈ પણ તફાવત રાખ્યા વગર પોતાની મીલકત ભેલી વેચી હોય ત્યારે વેચાણ બીન અખ્તીયાર વાળું છે, અને નીયમ એછે કે એ વેચાણનું પાકા પણું માલીકની સમતી મળવા ઉપર અધુરૂં રેહે છે કે જે મલીક તેની પોતાની મીલકતની બાબતમાં એ વેચાણ કાયમ રાખવા અથવા રદ કરવા મુખતીઆર છે; પણ વેચનારની જેટલી મીલકત હોય તેટલે સુધીતો એ વેચાણ તેના વીરૂધ પાકું અને બંધન કારક ગણાશે.

પ્ર—એક સખસ ઘણો કરજદાર થઈ જવાથી તેની તમામ મીલકત તેની ઓરતની મેહેરના કરજના બદલામાં તે ઓરતને વેચાતી આપે છે, અને આ પ્રમાણે કરી તેના લેણદારોનું લેણું કદી પણ વસુલ થવાની આશા ન રહે એ પ્રમાણે કરે છે તો આ વેચાણ કાયદાસર અને પાકુ છે કે કેમ?

દેણદારે મંદવાડમાં કરેલા વેચાણ વીશે,

ઉ—જો વેચનાર આશામીને તેણે તેની ઓરતની મેહેરના કરજ બદલ તે ઓરતને પોતાની તમામ મીલકત વેચાતી આપી તે વખતે મરણ થાય એવો રોગ થયો હોય તો વેચાણ પાકુ નથી. કારણ કે આવી સ્થીતીમાં કોઈ સખસને કેટલાક લેહેણદારોનું પતવી બીજાઓને નુકશાન કરી પોતાના કરજમાંનું થોડુંક કરજ પતાવવાનો હક નથી. પણ જો તે તનદુરસ્તીમાં હોય, અને વેચાણ કરતી વખતે ચીત બરોબર ઠેકાણે હોય તો તે વેચાણ પાકું થશે, કેમકે તે ઘણો કરજદાર છે તોપણ આ વખતે તેની પોતાની મીલકત ઉપર તેનો પુરેપુરો અખતીઆર છે.

## દાખલો ૧૫

પ્ર—એક ઓરત પોતાની સ્થાવર મીલકત એક પરાયા માણસને વેચાણ ખતથી આપી મરી જાય છે તેના મરણ પછી દસ વરસે તેનો ભત્રીજો એ મીલકત ઉપર વારસાના હકથી દાવો કરે છે વેચાણ ખતમાં સાક્ષી કરનાર બે સખસની સાક્ષી ઉપરથી માલુમ પડે છે કે ખત લખી આપતી વખત એ ઓરતનું ચીત ઠેકાણે નહોતું ત્યારે આવી હકીકત છતાં કાયદાનો નીયમ શો છે?

તન દુરસ્તીમાં હોય તો

ઉ—માંદા માણસે પોતાની મરણ શઈયા ઉપર અને તેનું ચીત ઠેકાણે ન હોય એવી વખતે કરેલા વેચાણ કાયદા પ્રમાણે મંજુર નથી પરંતુ એ વેચનારના વારસો અને લેહેણદાર વેચેલી મીલકતની જે કીમત આપવામાં આવી હોય તે પાછી આપ્યા શીવાય એ મીલકત પાછી લેઈ શકતા નથી તેઓ કીમત પાછી આપે ત્યાં લગી વેચેલી મીલકત ખરીદદારના કબજામાં ગીરો માફક રેહેશે.

# प्रकरण ३

## અગ્રક્રિયાધિકાર બાબતના અભિપ્રાય.

### દાખલો ૧

પ—કેટલીક જમીન વેચાવામાં આવીછે, અને જે સખસ તે ઉપર અગ્રક્રિયાધીકારનો દાવો રાખેછે તે શખસ તેમજ તેનો અજંટ એ જગોથી ઘણે છેટે રહેછે. વેચાણ કરા પછી સાત આઠ મહીને એજંટને એ વેચાણની ખબર પડતાં ખરીદદારને કાગળ લખી વેચાણની કીમતના નાણા મોકલી આપેછે, અને વળી વેચનારને પણ લખેછે. આ પ્રમાણે કરતાં બીજો એક મહીનો ગુજરી જાયછે, અને તે પછી તે શખસ એક ન્યાયની કોરટમાં તેનો દાવો બાંધેછે. ત્યારે અગ્રક્રિયાધીકારનો દાવો અંગીકાર કરવા યોગ છે કે નહી.

ઉ—આ કામમાં એમ માલુમ પડેછે કે અગ્રક્રિયાધીકારનો દાવાદાર ઘણે દુર હતો, અને તેનો એજંટ પણ જે જગોએ વેચાણ થયું તે જગોથી ઘણે દુર હતો; વેચાણ થયા પછી સાત આઠ મહીને દાવાદારના એજંટને અગ્રક્રિયાધીકારના દાવાવાળી જમીનના વેચાણની વાત માલુમ પડતા વેચનાર તથા ખરીદદારને તેણે કાગળો લખ્યા, અને ખરીદદારને તેણે આપેલી કીમતના નાણા મોકલી આપ્યા, અને એક મહીના પછી તેણે કોરટમાં દાવો કર્યો. આ દાવો કાયદાસર રીતે અંગીકાર કરવા યોગ્ય છે, કારણકે વેચાણની વાત જાણવામાં આવતા સાક્ષી વીદમાન કહેવું અને તુરત દાવો થવો જોઇએ; અને આ કામમાં એમ માલુમ પડેછે કે એ કાર્ય વીશે સાંભળવામાં આવતાં તે કાર્ય થયા પછી સાત આઠ મહીને એજંટે તુરત દાવો કર્યો તે એ રીતે કે લખીતવાર પોતાનો દાવો જણાવી ખરીદદારનો કીમત મોકલી દીધી. જોકે આ પ્રમાણે કરવામાં બીજો મહીનો વીતી ગયો તોપણ અગ્રક્રિયાધીકારનો હક તેથી નાબુદ થતો નથી, એટલામાટે કોરટમાં તેનો દાવો લાવવાની તેને છુટછે. અગ્રક્રિયાધીકારનો હક કરવામાં કાયદાસર નીયમો જે પાળવાના છે તે એ છે કે તુરત દાવો કરીને પછી સાક્ષી વીદમાન કહેવું. સદરહુ દાવો તથા કહેવું એ રીતે કરવાના કે જે જમીન ઊપર જે સખસ અગ્રક્રિયાધીકારનો દાવો રાખતો હોય તે

અગ્રક્રિયાધાકરનો દાવો કરવામાં પાળવાન નીયમો

શખસે તે જમીન ઊપર, અથવા ખરીદદાર અથવા વેચનાર જેના કબજામાં એ જમીન હોય તેની પાસે જઇ તેણે કેહેવુ જોઇએ કે હું અગ્રક્રિયાધીકારનો હકદાર છું; અને હું મારો દાવો કરી ચુકયો છું, અને હજુ પણ કરૂંછુ; અને તેની સાથે પોતે દાવો કરોછે એ વાતના સાક્ષીઓ રાખવા જોઇએ. જો પોતે ઘણેજ છેટે હોય અને જાતે હાજર થઇ શકે તેવુ ન હોય તો તે કોઇ એજંટને મોકલી શકેછે; અને જો એજંટ મોકલ વાને તે અશકત હોયતો વેચનાર અથવા ખરીદદારને કાગળથી લખી મોકલે; અને કદાપી આ બેમાથી એકે વાનુ ન બની શ કે તોપણ તેનો અગ્રક્રિયાધીકારનો હક કાયમ રહેછે, અને જ્યારે તેનાથી હાજર થવાનુ બની શકે ત્યારે તે દાવો કરવા તે મુખ તીઆર છે. જો તુરત દાવો કરતાં તથા સાક્ષીની વીદમાન ક હેલા ખરીદદાર કે વેચનાર એ દાવાદારને એ જમીન સોંપીદે તો પછી કોરટમાં અરજ કરવાની જરૂર રહેશે નહીં; પ ણ જો તે પ્રમાણે કરવા તેઓ ના પાડેતો એક મહીનાની અંદ ર તેમના ઉપર ફરીઆદ માંડવી જોઇએ. જો દાવાદાર એ મુ દતની અંદર તેના હક બાબત ફરીઆદ કરવા કસુર કરેતો તે નો દાવો **ઈમામ મુહમદ** મુજબ અંગીકાર કરવા યોગ્ય નથી. કેટલાક હાલના ગ્રંથકર્ત્તાઓના મત આ અભીપ્રાયને ગ ળતા છે, અને **વીકાયા**ના ટીકાકારે આ અભીપ્રાય પસદ ક ર્યોછે. પણ **અબુ હનીફ** પ્રમાણે કોરટમાં દાવો કરવાને માટે કાંઇ મુદત બાંધેલી નથી, અને જો એક મહીનાથી સેહેજ વ ધારતી મુદતમા દાવો કરવામાં આવ્યો હોયતો તે અગીકાર ક રવા યોગ્ય છે. આ અભીપ્રાય ઘણા જુના ગ્રંથકારોના અભી પ્રાયથી મળતોછે, અને હીદાયાના ગ્રંથકારે તે પસંદ કર્યોછે. પરંતુ ઊપર કહેલા સવાલમાં **ઈમામ મુહમદ**ના મત પ્રમાણે પણ હક જતો નથી, કેમકે દાવાદાર તેનો તુરતનો દાવો કરતો હતો તે દાવો કરવામાં એક મહીનાતો વીતી ગયો. એટલા માટે એક મહીનો વીતી ગયા બાદ જોકે દાવો કરવામાં આ વ્યોછે તોપણ તે અંગીકાર કરવા યોગ્ય છે.

**દાખલો ૨.**

પ્ર — **શુહામત અલી** વાદીઓની સાથે એક વડીલો પાર્જીત જાહાગીરનો એકઠો માલીક હતો. દરેક માલીકનો હિસ્સો નકી

કરવામાં આવ્યો હતો, અને તેઓ પોત પોતાના હિસ્સા ઉપર જુદા જુદા ગણોત સરકારને ભરતા હતા. ભાદરવા માસમાં **શુહામતઅલીએ** એ જાહાગીરમાંના તેના હિસ્સાનો થોડોક ભાગ એક હીંદુ નામે મનીરામ જે એ કુટુંબથી તદન પરાયો આદમી હતો તેને વેચાણ આપ્યો. આસો મહીનાની આખરે વાદીઓને આ વેચાણના ખબર પડયા, અને કારતક મહીનાની અમાસ ઉપર, એટલે એ ખબર મળ્યા પછી લગભગ એક મહીને તેઓએ અગ્રક્રિયાધીકારનો દાવો કર્યો. પરંતુ યોગ્ય વખતે, એટલે કે, એ વેચાણની ખબર પડતાંજ તેઓએ સાક્ષીની વિદમાન તેમનો દાવો જાણાવ્યો હતો, તથા તેઓએ તુરતજ વેચનાર તથા ખરીદનાર ઉપર દાવો કર્યો હતો એ વાત તેઓ સાબીત કરી શકયા નથી. એટલામાટે સાક્ષીની શમક્ષ તેમણે તેમનો દાવો નહી જણાવ્યાથી, તથા તુરત દાવો નહી કરવાથી, અગ્રક્રિયાધીકારનો તેમનો હક મજબુત અને પાકો છે કે નહીં ?

ઉ.—અગ્રક્રિયાધિકારનો હક સાક્ષીની સમક્ષ જાહેર કર્યું હોય અને તુરત દાવો કર્યો હોય તે વીના કાયદા પ્રમાણે સાબીત થતો નથી. **વીકાયા** પ્રમાણે,—"સાક્ષીઓની સમક્ષ જાહેર કરવાથી તે સાબીત થાયછે," અને તુરત દાવો નહીં કરવાની તથા સાક્ષીની સમક્ષ જાહેર નહીં કરવાની કસુરથી એ હક રદ થાયછે. **મોકતાર-ઊલ ફતાવા**માંના ઇનકાફ મુજબ.—"તુરત દાવો નહીં કરવાની કસુરથી તે રદ થાયછે." વળી **શુરહી વીકાયા**માં એમ પણ કહેલું છે કે,—"યાદ રાખો કે બનતા સુધી જે જગોએ મિલકત આવેલી હોય તે જગોએ સાક્ષી રાખી, અથવા એ મિલકતના કબજેદારની સમક્ષ આ દાવો કરવાનો જરૂર છે; કેમકે, જો આ પ્રમાણે થઇ શકતું હોય, અને તે મુજબ દાવો ન કરવામાં આવે તો અગ્રક્રિયાધીકારનો હક રદ થાયછે."

અગ્ર ક્રિયા ધીકાર ના હક કયારે ના બુદ થાય છે

## દાખલો ૩.

પ્ર—અગ્ર ક્રિયાધીકારનો દાવો કેટલી મુદતમાં કરવો જોઇએ તેને વાસ્તે કાંઇ મુદત કાયદામાં ઠરાવેલી છે કે કેમ? અને જો કોઇ સખસ યોગ્ય રીતે થએલા મોહોર તથા સાક્ષી સાથેના વેચાણ ખત થયા પછી, અને વેચનારને ખરીદદારે ખરીદીના નાણા ભરી દીધા પછી દશ મહીને અગ્રક્રીયાધીકારની રૂએ વે

ચેલી મીલકત ઉપર તેનો દાવો કરે તો તે દાવો અંગીકાર કરવા યોગ્ય છે કે કેમ? દાવાદારે વળી એમ જણાવ્યું છે કે વેચેલી મીલકત તેના કબજામાં ઇજારદાર દાખલ છે; વેચાણ થયા પછી માલકીપણાના હકને વાસ્તે તથા રજીસ્ટરમાં માલીક દાખલ ખરીદદારનું નામ દાખલ કરવાને સારૂ ખરીદદારે વેચનાર ઉપર ફરીયાદ કરી. આ ફરીયાદ બાબત પક્ષકારો વચ્ચે ઘરમેળે સમાધાન થયું; આ બધું થઇ રહ્યા પછી વેચાણની વાત તેને માલુમ પડી; એમ કબુલ કરીએ કે વેચાણ વીશે પ્રથમ તેના જાણવામાં આવેલું તોપણ આ બીના કાંઇ ઉપયોગની નથી કેમકે વેચાણ ખતનું ખરાપણું કાયદાસર રીતે સાબીત થતાં સુધી તે પુરૂ અને બંધનકારક થતું નથી, બન્ને ખરીદદારે કરેલી ફરીઆદના ફેંસલાની તારીખથી એક મહીનાની અંદર તેણે તેનો દાવો કર્યો હતો. આ પ્રમાણે હકીકત છે ત્યારે સદરહુ મુદત ખરીદદારને કરી આપેલા વેચાણ ખતની તારીખથી ગણવી જોઇએ, કે તેણે કરેલી ફરઆદના નીવેડાની તારીખથી ગણવી જોઇએ.

અગ્રક્રિયા ધીકાર ની રૂએ દાવો કરનાર વેચાણ ની વાત જાણવામાં હયા છતાં ખરીદનાર ના હક વીશે કોરટથી પધ્ધતી પ્રમાણે નીર્ણય થતાં સુધી આગળ આવે નહી ત્યારે

૩—**તલબ-ઈ-મોવાસીબત** એટલે તુરત દાવો કરયાની માંગણી સીવાય અગ્રક્રિયાધીકારનો હક ચાલી સકતો નથી. આને માટે કાંઇ ચોકસ મુદત ઠરાવેલી નથી, પણ તમામ ગ્રંથકારો એક સરખી રીતે એમ કેહેછે કે અગ્રક્રિયાધીકારનો દાવો રાખનાર સખસે વેચાણની વાત પોતાને માલુમ પડતાં તુરતજ બીન વીલંબે એ દાવો કરવો જોઇએ. આ પ્રમાણે થવુંજ જોઇએ, કેમકે એ કાંઇપણ ઢીલ થાય તો એ અગ્રક્રિયાધીકારનો દાવો રદ છે; કારણકે એવો દાવો છે કે સ્વભાવીક રીતે તેનો પાયો નબળો છે. તુરત દાવો કરી સાક્ષીની સમક્ષ જાહેર કરયા પછી મુકદમાની રીતે દાવો કરવાનું આવે છે એટલે કે ન્યાયની કોર્ટમાં દાવો બાંધવાનું આવે છે. આ દાવાને માટે એક મત પ્રમાણે જો એ દાવો થવાને કાંઇપણ મજબુત વાંધો નહીં હોય તો તુરતના દાવાની પછી એક મહીનાની મુદતની અંદર કરવો જોઇએ. આ કામમા એમ માલુમ પડેછે કે અગ્રક્રિયાધીકારનો હક ધરાવનાર સખસને ખરીદદારે કરેલી ફરીઆદનો ઘરમેળે નીકાલ થવા આગમચ વેચાણની વાત માલુમ હતી. પણ તે વખતે તેણે તુરતનો દાવો કે તે પછી કરવાનો મુકદમાની રૂએનો દાવો તેણે કરયા

નું જણાતું નથી. પણ તેથી ઉલટું, એ પ્રમાણે દાવો કરવાની તેણે ના પાડી. એટલા માટે તેનો દાવો અંગીકાર કરવા યોગ્ય નથી. દાવાનો ધારમેજી નીકાલ થયા પછી વેચાણની વાત મારા જાણવામાં આવી એમ દાવાદારનું કહેવું તેના દાવાને કાંઇ પણ ફાયદો કરતા નથી; કેમકે આ બીજા દરજ્જાની ખબર છે અને તેના ઉપર કાયદાસર રીતે ધ્યાન આપી શકાતું નથી પેહેલા દરજ્જાની ખબર તો કાયદાયે જે ઠરાવીછે તેજ છે. એટલા માટે તેની દલીલો આ બાબતમાં અંગીકાર કરવા યોગ્ય નથી.

### દાખલો ૪.

પ—અમુક જમીનો એક હીંદુ અને મુશલમાન બે જણના કબજામાં એકઠી હતી. એ મુસલમાનના વારસો આ મજીઆરી મીલકતનો થોડોક ભાગ બીજા હીંદુને વેચાણ આપેછે. આ હીંદુ એ બંને સખસોના સંબંધમાં પરાયોછે. વેચાણની વખતે હીંદુ ભાગીઓ એ વેચાણ કરવા વાંધો લેછે, અને અગ્રક્રિયાધીકારના હકનો યોગ્ય રીતે દાવો કરી ખરીદદાર જે કીમત આપતો હતો તેથી ભારે કીંમત આપવા પોતે કહેછે. ત્યારે આ પ્રમાણે વેચેલી જમીન ઉપર તેનો અગ્રક્રિયાધીકારનો દાવો ચાલશે, કે એ પરાયા સખશની ખરીદ પાકી ગણવામાં આવશે ?

ઉ—ઉપર મુજબની હકીકત છતાં દાવાદાર ભાગીઓ છે, અને તેની મીલકત વેચેલી મીલકતની સાથે ભળેલી છે, અને ખરીદદાર પરાયો છે તેથી એ મુસલમાનના વારસોનું કૃત્ય ગેર કાયદાસર અને એ હીંદુ ભાગીયો જેણે વાંધો લેઇ યોગ્ય રીતે અગ્રક્રિયાધીકારનો દાવો કર્યો તેને નુકશાન કરતા ગણવું જોઇએ. એટલામાટે તેનો અગ્રક્રિયાધીકારનો દાવો કબુલ કરવો જોઇએ, અને પરાયા સખસને કરેલું વેચાણ રદ કરવુ જોઇએ.

મુસલમાન વેચનાર ના ઊપર હીંદુને અગ્રક્રીયા ધીકાર નો હક છે

### દાખલો ૫.

પ—અમુક જમીનોના વેચનાર અને ખરીદનાર ઉપર શુફા એટલે અગ્રક્રિયાધીકારનો દાવો રાખી ત્રણ સખસો ફરીયાદ કરેછે. હુકમનામું એવું થયુ કે તકરારી જમીનની કીંમતના શકાઇ એસી રૂપૈઆ પ્રતીવાદીઓએ વાદીઓ પાસેથી લેઇ એ જમીન તેમના કબજામાં સોંપવી જોઇએ; પણ વાદીઓએ હુકમનામા મુજબ એ કીંમત આપી નહીં, તેમ હુકમનામું બજાવી એ જમીનનો કબજો લીધો નહીં. આ દરમ્યાન વખતમાં એક વાદી અ

ને એક મતીવાદી ગુજરી ગયા, અને પાછળ રહેલાં વાદીઓએ હુકમનાંમાની તારીખથી અગીઆર વરસ, અગીયાર મહીના અને સોળ દીવશ પછી એ તકરારી જમીનની કીંમત અનામત મુકવાની, તથા તે જમીનનો કબજો પોતાને સોંપવાની પરવાનગી માગેછે. ત્યારે મુળ તેમના લાભમાં થએલા ફેસલાને આધારે અગ્રક્રિયાધીકારનો હક અમલમાં લાવવા વાદીએ હકદાર છે કે કેમ?

અગ્ર ક્રિયા ધી કાર ના દાવા માં આગળનો ફેસલો કેવી રીતે નરૂપ યોગી થાયછે

ઉ—કાયદા પ્રમાણે અગ્રક્રિયાધીકારના હકનો દાવો ચાલેછે, અને એ હકનું હુકમનામું કરનાર જડજનો હુકમ જોકે અગ્રક્રિયાધીકારના હકવાળા સખસે ફરીઆદની વખતે તકરારી જમીનની કીમત રજુ કરવા કસુર કરી હોય તોપણ ઉપયોગમાં આવી શકે તેવો છે, પરંતુ જ્યારે જડજ તેના લાભમાં હુકમનામું કરે ત્યારે તો એ કીંમત રજુ કરવાની તેની ફરજ છે. **હિદાયામાં** એમ કહેલું છે કે,—" **શાફી** પોતાનો **શુફાનો** દાવો જોકે તકરારી જમીનની કીંમત તે કોરટમાં ન રજુ કરે તોપણ ચલાવી શકેછે; પણ જ્યારે કાઝી હુકમનામું કરી **શુફાનો** તેનો હક અપાવે ત્યારે તેણે કીમત રજુ કરવી જોઇએ." ઉપરના મત પ્રમાણે જ્યારે જમીનની કીમત તુરત અનામત મુકવાને વાસ્તે તથા તે જમીન વાદીઓના કબજામાં સોંપી દેવાને વાસ્તે હુકમનામુ કરવામાં આવ્યુ હતું ત્યારે કીમત ભરી દેવામાં ઢીલ થવાના કારણથી અગ્રક્રિયાધીકારનો દાવો રદ થાયછે, એવીજ રીતે વળી કીમત જો અમુક વખતે આપવાનો ઠરાવ કરવામાં આવ્યો હોય, અથવા તે ભરી દેવાને શીરસ્તા મુજબ એક મહીનાની મુદત આપવામાં આવી હોય અને એ મુદત વીતી ગયા પેહેલાં જો તે ભરી દેવામા ન આવી હોય તો અગ્રક્રિયાધીકારનો હક **ફતાવા-ઈ-નકસબંદી**માં ઠરાવ્યા મુજબ રદ થશે. તેમા એમ ઠરાવ્યું છે કે,—"જો કોઇ શખસ ઠરાવેલી રોકડી કીંમતે કોઇ ઘર વેચાણ રાખે, તો અગ્રક્રિયાધીકારના હકનો દાવો રાખનાર સખસ તેની કીંમત રજુ કરે અથવા તે ભરી દેવાને માટે ચોકસ મુદત ઠેરવે ત્યાં સુધી કાઝી એ દાવો કરનારના લાભમાં હુકમનામું કરશે નહી. હવે જો એ દાવાદાર તેના ઠરાવ મુજબ ચાલી કીમત ભરી દેશે તો તેનો દાવો ચાલશે, નહિતો નહીં ચાલે." આ કામમાં ઉપરના બંને મત પ્રમાણે અગ્રક્રિયાધીકારનો દાવો કીંમત

ભરી દેવામાં જે ઢીલ થઇ તેને લીધે કાયદાસર રીતે રદ બાતલછે.

## દાખલો ૬.

પ્ર—કોઇ સખસ પોતાની સ્થાવર મીલકત પોતાના બાપ અથવા ભાઇને વેંચે તો આ પ્રમાણે સગાને કરેલા વેચાણથી કાયદા પ્રમાણે અગ્રક્રિયાધીકારનો દાવો રાખનાર પરાયા સખસને એ મુજબ પોતાનો દાવો કરવાથી અટકાવ થશે કે કેમ?

ઉ—કાયદાની રીતે જોતાં અગ્રક્રિયાધીકારના હકવાળો પરાયો સખસ તે ખરીદદાર વેચનારનો સગો હોય તે કારણથી પોતાનો દાવો કરવા અટકાવ થઇ શકતો નથી, કેમકે સગાઇ અગ્રક્રીયાધીકારનો દાવો રાખવાનો કાંઇ આધાર ગણી શકાતો નથી.

વેચનારનાં સગાંની વીરૂધ્ધ અગ્ર ક્રિયા ધીકારનો દાવો

## દાખલો ૭.

પ્ર—અમુક જમીન ઉપર અગ્રક્રિયાધીકારનો હક રાખનાર અને એ જમીનના વેચનાર તથા ખરીદદાર વચ્ચે તકરાર થતાં અગ્રક્રીયાધીકારનો હક રાખનાર સખસ કહેછે કે ખરીદદારે માત્ર બસેંહ રૂપૈઆ કીંમતના આપેલા છે, અને વેચનાર તથા ખરીદદારનું કહેવું એમ છે કે આપેલી કીંમત આઠસેહ રૂપૈયા હતી; બંને તરફેણનો પુરાવ એટલો સરખો છે કે કાંઇ ઠરાવ કરવાનો આધાર મળતો નથી, અને અગ્રક્રિયાધીકારનો હક રાખનાર એમ દલીલ કરેછે કે આવી બાબતોમાં તકરાર ઉઠે ત્યારે કાયદો એમ કહેછે કે વેચનાર તથા ખરીદનાર સખસને સોગંદ આપવા જોઇએ, ત્યારે જાણવાનું એછે કે મોહોમેડન લાહના ઠરાવો મુજબ ઉપર કહેલા વેચનાર તથા ખરીદદાર ઉપર તેમનું પોત પોતાનું કહેવું સોગંદથી ખરૂ કરી આપવાની ફરજ છે કે નહીં?

ઉ—કાયદા પ્રમાણે, જ્યારે જે સખસને અગ્રક્રિયાધીકારનો હક છે તે સખસ તથા ખરીદદાર વચ્ચે આપેલી કીંમતની રકમ બાબત વાંધો પડે ત્યારે ખરીદદાર એકલાના ઉપર સોગંદ ખાવાની ફરજ છે. જો તેઓ બંને પુરાવ રજુ કરે તો અગ્રક્રિયાધીકારનો હક રાખનાર સખસનો પુરાવ વધારે પસંદ કરવા જોગ છે. **હિદાયા**માં જણાવેલા મત મુજબ આ અભિપ્રાયો આપેલા છે. જો ખરીદદાર અને **શાફી,** એટલે, અગ્રક્રિયાધીકારના હકવાળા સખસ વચ્ચે કીમતની બાબતમાં વાં

કીમતની બાબતમાં જ્યારે અગ્ર ક્રિયા ધીકારથી દાવો રાખનાર તથા ખરીદ દાર વચ્ચે તકરાર હોય ત્યારે નીયમો

ધે। પડે તે। ખરીદદારનું કેહેવું માનવું જોઇએ, કારણકે આ ઠેકાણે **શાફી** એ મીલકત ઉપર ઓછી કીંમતે દાવો રાખે છે જે વાત ખરીદદાર ઇનકાર કરેછે; અને કાયદા પ્રમાણે, સોગંદ ઊપર પ્રતિવાદીનું કેહેવું માનવું જોઇએ. તે બંનેને સોગંદ આપવા નહીં જોઇએ, કેમકે **શાફી** ખરીદદાર વિરૂધ વાદી છે, પણ ખરીદદાર **શાફી** વિરૂધ વાદી નથી કેમ કે તકરારી મિલકત ઊપર હક રાખવા અથવા નહીં રાખવા તેને છુટ છે, અને તેઓ બંનેને સોગંદ આપી શકાય નહીં. જો તેઓ બંને પુરાવ રજુ કરે તે। **શાફી**એ રજુ કરેલો પુરાવ **હનીફા** અને **મુહમદ** મુજબ માનવો જોઇએ.

**દાખલો ૮.**

પ્ર—કોઇએક જમીનને। કકડો વેચવામાં આવ્યોછે જેની એક બાજુએ હીંદુનું એક મંદીર આવ્યુંછે, અને બીજી બાજુએ કોઇએક ખાનગી આશામીની મીલકત આવેલીછે. એ મંદીરને। ઉપરી અને એ આશામી બંને અગ્રક્રિયાધીકારના હકને। દાવો કરેછે આ પ્રમાણે હકીકત છે ત્યારે એ બંને સખસોમાંથી કોને। હક વધારેછે?

અગ્રક્રીયાધીકારના એક કરતા વધારે દાવાદારો હોય ત્યારે.

ઉ.—ઉપર કહ્યા મુજબ હકીકત હોય ત્યારે એકે દાવાદારને અધિક મળવાને। હક નથી, અને અગ્રક્રિયાધીકારના તેમના દાવા ઉપર સરખુ લક્ષ આપવું જોઇએ. તેઓ બંનેએ સરખે હિસ્સે એ મીલકતની કીંમત મુજરે આપ્યા પછી તે દરેકને અર્ધ ભાગ મળવાને। હક છે; **હિદાયા** પ્રમાણે,—"જ્યારે **શુફા** ના હક ઉપર દાવો રાખનાર ઘણા સખસો હોય ત્યારે તમામને। હક સરખો છે, અને તેમની જુદી જુદી મીલકતના વિસ્તાર ઉપર કાંઇ પણ લક્ષ અપાતું નથી." એવીજ રીતે વળી એજ પુસ્તકમાં લખેલુ છે કે,—"મુસલમાન અને એક ઝીમીને જે ધોરણે ઉપર **શુફા**ને। હક સાબીત થાયછે તે ધોરણે સરખી રીતે લાગુ છે તથા તેના અમલથી સરખો નફો નુકશાન છે એટલામાટે **શુફા** ના હકની બાબતમાં તમામ પ્રસંગે તેઓ સરખે દરજ્જે છે; અને એજ કારણથી મરદ અથવા ઓરત, બાળક અથવા ઉમર લાયક માણસ, ન્યાઇ અથવા અન્યાઇ માણસ, સ્વતંત્ર માણસ અથવા ગુલામ (પછી તે **મોકાતીબ** હો કીંવા **મઝુન** હો) એ તમામ **શુફા**ના સંબંધમાં સરખા છે.

પ્ર—એમ ધારીએ કે જે મીલકત ઉપર અગ્રક્રિયાધીકારનો દાવો કરવામાં આવ્યો હોય તે મીલકત બાબત કાંઇ મુકદમો ચાલતો હોય તો તે કારણથી એ દાવો નાબુદ થશે કે કેમ?

ઉ—નજદીક પણાનો માનકી હક હોય એવા કોઇ સખસે અગ્રક્રિયાધીકારનો કરેલો દાવો હરેક પ્રસંગે કાયદાસર છે, અને દાવાવાળી મીલકત બાબત મુકદમો ચાલતો હોય તે કારણથી એ દાવો નાબુદ થતો નથી.

મુકદમો ચાલતો હોય એવી મીલકત ઊપર દાવો કર્યો હોય ત્યારે

## દાખલો ૯.

પ્ર—કોઇ એક સખસ બીજાને પોતાની **આયમાહુ** (વેરાથી મુક્ત) જમીનનું તે ઉપર ગયેના આઠ સહીત દસ વરસની મુદ્દત સુધી **બાય - બીલ - વફા** એટલે સરતી વેચાણ કરી આપેછે. એ સરતી ખરીદદારને એ જમીનનો ખરેખરો કબજો સોંપવામાં આવેછે, અને કેટલાક વરસ પછી એ સરતી વેચનાર એ સરતી ખરીદનારનું દેણું આપવાને એ મીલકત કોઇ ત્રીજા સખસને અસલ વેચાણ આપેછે. ત્યારે એ **આયમાહુ** જમીન જે ગામમાં આવેલીછે તે ગામના માલીક જે તેની ઉપજમાં **માલીકાનાહક** અથવા ધણીપણાનો ભાગ લે તો તે માલીકે કરેલો **શુફા** ઇઆ અગ્રક્રિયાધીકારનો દાવો અંગીકાર કરવા જોગ છે કે નહીં?

ઉ—કોઇ મુસલમાન રાજા ફતેહ કરી મુલક મેળવે તો એ જમીનના મુળ કબજેદારોને તેમની પાસેથી ભરકુ લે તે જમીન સોંપવાને, અથવા એવાજ સરતોથી એ મુલકના બીજા કોઇ રહેવાસીઓને એ મુલક સોંપવાને, અથવા પોતાના લશકરના સીપાઇઓમાં તે વેંચી આપી તેમની વારસીક ઉપજમાંથી દસમો ભાગ લેવાનો ઠરાવ કરવાને તે મુખ્તિયાર છે. આ ઉપરથી એમ નીકળેછે કે જીત મેળવતી વખતે એ જમીન **બાયતુમાલ** અથવા સરકારી ત્રીજોરીના તાબાની થાયછે. એ રાજ્યકર્તા પોતે ગાદીએ આવવાના વખતથી એ જમીન ઉપર કોઇ આશામીઓને માલીકપણાનો હક નહીં આપતાં તે ઇજારે આપી તેની ઉપજ સરકારી ત્રીજોરીમાં લવાને મુખ્તિયાર છે. તેવીજ રીતે રાજ્યકર્તા સતાના હાથમાં અસલ માલીકો વારસ મુકયા વગર ગુજરી જવાથી તે વતી જે જમીન આવી હોય તે ઇજારે આપવાને તે રાજ્યકર્તા સત્તાને અધીકાર છે. **બહરૂઆયીતાના**

જીતમાં મેળવેલી મીલકત વીશે

ગ્રંથકર્તાએ શેહેરમાં આવેલી જમીન વીશે **શેખ – ઈબ્ન-હોમામ** નો મત જણાવતાં નીચે પ્રમાણે લખ્યુંછે.

" શેહેરની અંદર આવેલો જમીન ઉપર જમીનનું ભાડું લેવાતું નથી; પણ જેની પાસેથી જમીનનું ભાડું લેઇ શકાય એવો કોઇ સખસ તેમાં નહીં હોવાથી તે જમીન ઉપર ઘરના ભાડાના પ્રકારનો કર લેવામાં આવેછે. " વળી હીંદુસ્તાનની બાબતમાં પણ માલુમ પડેછે કે એ મુલકનો મોટો ભાગ રાજ્યકર્તી સત્તાના કબજામાં જીતથી આવેલોછે,અને તેમાની ઘણીક જમીન ત્યાર પછી રાજ્યની મીલકત થઇછે, ઇઆ, આગળના માલીકોના કબજામાં રેહેતાં ધીમે ધીમે, એ માલીકો વારસ મુકયા વગર ગુજરી જવાથી રાજ્યના સ્વાધીનમાં લેવામાં આવીછે. તેમાં એક એવા પ્રકારના સખસોછે કે જે ગામોના મુકદમ અથવા મુખીઓ અને મોટા ઇજારદાર કહેવાય છે, અને આ લોકો માલીક દાખલ ગણાય છે; અને તેઓ એ જમીનમાંથી દશાંસ ગ્રાસ લેછે જે ગ્રાસ **નાનકર** અથવા **માલીકાના** અથવા ઊપજનો માલકી હીસ્સો કહેવાયછે અને જેવી રીતે રાજકર્તા સત્તાને પોતાની મેહેસુલનો દાવો જ્યારે યોગ્ય માલુમ પડે ત્યારે છોડી દેવાની છુટ છે તેવીજ રીતે જે જમીન રાજ્યની મીલકત છે તે જમીન જે સખસ વગર ભાડે રાખવા લાયક માલુમ પડે તેવા કોઇપણ સખસને બક્ષીસથી આપવાની તેને છુટ છે. રાજ્ય તરફની બક્ષીસો બાબત - વાદવાનોના એક બીજાથી ઉલટા મતો છે, પણ તેના કારણો એવા છે કે તે આ ઠેકાણે કહી બતાવવાની જરૂર નથી. ખરી વાત એ છે કે એ બક્ષીસના લેનારને જેટલો હક આપવામાં આવ્યો હોય તેટલોજ તેનો હક છે, પછી તે હક માત્ર ભાડું આપવાથી મુકત કરવા જેટલો હોય, કે પ્રથમ જે જમીન રાજ્યને તાબે હતી તે જમીનનો ખરેખરો માલકી કબજો સોંપ્યા જેટલો હોય. **મુહીત**માં ઠરાવેલું છે કે,—"હમેશને માટે બક્ષીસ મળેલી મીલકત સ્વતંત્ર મીલકત ગણાયછે. સવાલ જોતાં એમ સમજાયછે કે આ કામમાં જમીનદારે કરેલો અગ્રક્રીયાધીકારનો દાવો એવી ધારણા ઉપરથી કરેલોછે કે **આય મદાર** સ્વતંત્ર માલીક છે અને તેની નજરમાં આવે તેમ એ જમીન વેંચવા અથવા ઇજારે આપવા તે મુખ્તીઆર છે. આ પ્રમાણે હકીકત છે તેથી જે જમીનદારની જાહાગીરમાં એ જમીન

આવેલીછે તે જમીનદારે કરેલો અગ્રહીયાધીકારનો દાવો અને જાહાગીરીના નીકટપણાના તથા જોડાણના કારણથી કાયદાસ ર અને મજબુત છે.



# प्रकरण ४ थुं

## બક્ષિસ બાબતના અભિપ્રાય.

### દાખલો ૧.

પ્ર—એક સખસ ત્રણ વારસો મુકીને ગુજરી જાયછે, અને તેણે પોતાની હયાતીમાં એક બક્ષિસ નામું કરી પોતાની તમામ મીલકત બીજા વારસોને બાતલ કરી એક વારસને લખી આપી છે. આવું કૃત્ય ચાલી શકે કે કેમ? અને જો ચાલી શકે તો એ બક્ષિસનામા ઊંપર બાકીના બે વારસોની સહી થવાની જરૂર છે કે નહીં, અને આવી શાક્ષિ તે બક્ષિસનામાની મજબુતીને અવસ્ય જરૂરની છેકે નહીં;

ઉ—જો આપનાર બક્ષિસ આપતી વખતે તનદુરસ્તીમાં અને વ્યવસ્થા કરી શકે એવી મનની સ્થિતીમાં હોય તો તે પોતાની તમામ મીલકત પોતાના વારસો પૈકી એક વારસને બક્ષિસથી આપે તો તે ચાલી શકે છે; અને કદાચ, તે તે વખતે માંદો હોય તોપણ જો તે પાછળથી એ માંદગીમાંથી સારો થાય તો એ બક્ષિસ મજબુત છે. પણ જો આ માંદગીથી તે ગુજરી જાય તો એ બક્ષિસ એ આપનારની મીલકતના ⅓ ભાગ સુધી ચાલશે; એટલે કે, એ બક્ષીસ લેનાર ફક્ત ⅓ મળવાને હકદાર થશે, અને બાકીના ⅔ બીજા વારસોમાં વેહેચી આપવામાં આવશે. હિદાયા પ્રમાણે— "એક સામાન્ય નિયમ દાખલ કેહેવામાં આવેછે કે જ્યારે કોઇ સખસ પોતાની મીલકત વડે કોઇપણ અવેજ વગરનો તુરત અમલમાં આવે એવો લેખ કરે ( અને જેનો અમલ મોત થવા ઊપર થવાની બંધણી ન હોય, ) ત્યારે જો એ લેખ કરતી વખતે તે તનદુરસ્તીમાં હોય તો આ લેખ તેની તમામ મીલકતને માટે મજબુત છે; અથવા, જો તે માંદો હોય તો તેનો અમલ તેની મીલકતના ⅓ જેટલોજ થાય છે. વળી એ પણ કેહેવામાં આવેછે કે જે માંદગીમાંથી જે સખસ પાછળથી સારો થાયછે તે માંદગી કાયદામાં તનદુરસ્તી દાખલ ગણાય છે, કેમકે તે સારો થવાથી, એ ખુલ્લુ

તનદુરસ્તીમ અને મંદવાડમ કરેલી બક્ષીસે વીશે

છે કે તેની મીલકત ઉપર બીજા કોઇનો કાંઇ પણ હક નથી." એ લેખની મજબુતીમાં બીજા વાગસોની સાક્ષિની જરૂરી નથી. તેમની સાક્ષી વગર હરેક રીતે તે મજબુત છે, અને તેનું ખરાપણું પરાયા સાક્ષીઓની સાહેદીથી સાબીત થઇ સકે છે; વળી લગ્ન શીવાય એકે કરારમાં સાક્ષિઓની સાહેદી આપવી એ કાંઇ જરૂરી સરત નથી. કદી તે માગવામાં આવે તો ફક્ત ઇનસાફની રીતે સાબીતીને માટે માત્ર તે લેવામાં આવે.

## દાખલો ૨.

પ્ર—એક સખસ પોતાની ઓરતને પોતાની સ્થાવર મીલકતના બાર આની ભાગની વિધિપૂર્વક બક્ષિસ કરેછે, અને તે ઓરત એ મીલકત પોતે લીધા પછી પોતાના દીકરાના દીકરાની ઓરતને તે તમામ મીલકતની મોઢેથી બક્ષીસ કરેછે. ત્યારે આ મોઢેથી આપેલી બક્ષીસ કાયદા પ્રમાણે પાકીછે કે કેમ? અને આ પ્રમાણે આપેલી મીલકત પોત્રની ઓરત લેઇ શકે છેકે કેમ?

જમીનની મોઢેથી કરેલી બક્ષીશ પાકીછે

ઉ—આ પ્રમાણે હકીકત હોય ત્યારે જો આપનારે બક્ષિસમાં આપેલી સ્થાવર મીલકત જાહેર રીતે પોતાની ઓરતને તે મીલકતનો પુરેપુરો કબજો ભોગવટો સોંપ્યો હોય તો એ બક્ષીસ કાયદા પ્રમાણે મંજુર અને પાકી ગણાશે વળી જો એ બક્ષીસ લેનાર પોતે આ પ્રમાણે મેળવેલી મીલકત પોતાના પૌત્રની ઓરતને મોઢેથી બક્ષીસ કરી આપે, અને તેનો કબજો તેને સોંપે, તો એ બક્ષીસ પણ મંજુર અને પાકી ગણવી જોઇએ, પરંતુ આ વાત બે મરદોની, અથવા એક મરદને બે ઓરતોની સાક્ષીથી સાબીત કરી આપવી જોઇએ.

## દાખલો ૩.

પ્ર—અવેજ સાથે ઇઆ અવેજ વગરની બક્ષીસ, અથવા સ્પષ્ટ રીતે બ્યાન નહીં કરેલી, અને બીજી મીલકતથી જુદી નહીં પાડેલી એવી મીલકતનુ વેચાણ પાકુ છેકે નહીં?

નહી બ્યાન કરેલી બક્ષીસો તથા વેચાણ વીશે

ઉ—નહીં બ્યાન કરેલી મીલકત જો તે સ્પષ્ટ અને નોંખી કરી આપી શકાય તેવી હોય તો તે મીલકતની અવેજ સાથે ઇઆ અવેજ વગરની બક્ષીસ પાકી નથી; પરંતુ આવી મીલકતનુ વેચાણ થઇ શકે છે, અને તેમાં વેચનારનો જેટલો હક સબંધ હોય તેટલે સુધી તે મંજુર છે; પણ એ કરારમાં જે સખશો સામેલ ન હોય તે સખસોના હકને તેથી હરકત કરી શકાતી નથી.

દાખલો ૪.

પ્ર—એક મુસલમાન ત્રણ ઓરતો મુકી ગુજરી જાયછે પેહેલી ઓરતથી તેને એક દીકરો અને એક દીકરી હતી. બીજી ઓરતથી એક દીકરો અને ત્રીજી ઓરતથી પણ એક દીકરી હતી. પોતાના મરણ પેહેલાં તેણે પોતાની બધી મીલકતનું પોતાની ત્રણ ઓરતોને બક્ષીસનામુ લખી આપ્યું, પણ તેણે તે મીલકતના ભાગ પાડયા નહોતા, અથવા તેમને કબજો આપ્યો નહોતો, ત્યારે આ કામમાં એ બક્ષિસનામું મંજુરછે કે નહીં? અને એ બક્ષીસનામાની રૂએ એ વીધવાઓના વારસો કબજો લેઇ શકે કે શી રીતે?

ઉ—એ બક્ષીનામું મંજુર નથી. બક્ષીસ આપનારના વારસ જે હોય તેઓને એ મીલકત વારસામાં જાયછે.

ત્રણ સખસોને ભાગ પાડી આપ્યા વગરના બક્ષીસ જ્યાં આપનારની હયાતીમાં એ શખશોને કબજો મળ્યો નથી એ બક્ષીશ મંજુર નથી

પ્ર—જો એ વીધવાઓ પઇકી કોઇ વીધવા, અથવા તેમના વારસો તેમના ગુજરનાર ધણીની જમાનનો કોઇ ભાગ બક્ષીશથી અથવા વેચાણથી આપી દેતા, એ બક્ષીસ અથવા વેચાણ કોઇ પણ દરજજે મંજુર રહશે કે નહીં.

ઉ—એ સખસો પઇકી કોઇ પણ સખસે કરેલી બક્ષીસ નામંજુર થશે, પરંતુ તેમાંનો જેટલો ભાગ તેમને કાયદાસર રીતે વારસામાં મળી શકતો હોયતો તેટલા ભાગનું તેઓ વેચાણ કરી શકેછે. પણ (જમીન ભરીને) તેમના હીસ્સાના ચોકશ ભાગ તેઓ વેચી શકતા નથી.

મીલકતના હક ઊપરાંતની બક્ષીશ રદછે, પણ એ હક જેટલું વેચાણ મંજુર છે

દાખલો ૫.

પ્ર—એક ઓરત બે સખસોને બક્ષીસનામું કરી આપી પોતાની સ્થાવર તથા જંગમ તમામ મીલકત ઊપર પોતાનો હક સબંધ તેમને લખી આપેછે. વળી તે ઓરતે આ પ્રમાણે આપેલી મીલકત તેમની વચે ભાગ પાડી વેહેંચી લેવા પરવાનગી આપી; અને તે મુજબ તે લોકોએ એ બક્ષીસનામાની તારીખથી બે ત્રણ મહીને એ મીલકતના ભાગ પાડયા. આ કૃત્ય કાયદા પ્રમાણે મંજુર છે કે કેમ; ઇયા બક્ષીસનામું મંજુર ગણવાને મીલકત લખી આપવાની સાથે તુરતજ ભાગ પાડવાની વાત અવશ્ય જરૂરની હતી કે કેમ?

ભાગ પાડી શકાય એવી મીલકતની બે શખશોને કરેલી બક્ષીસમાં સોંપતા પેહેલાં તેના ભાગ પાડવાની અવસ્ય જરૂરછે

ઉ—કાયદા પ્રમાણે એ વાત જરૂરનીછે કે જે કાંઇ ચીજ ભાગી શકાય તેવી હોય તે ચીજ જયારે બે સખસોને આપવામાં આવી હોય ત્યારે આપનારે બક્ષીસ આપતી વખતે, અથવા લખી આપ્યા પછી અને તે લેનારને તે બક્ષીસવાળી મીલકતનો કબજો સોંપતા પેહેલાં તુરતજ એ મીલકતના એટલા માટે ભાગ પાડવા જોઇએ કે ગુંચવણનો વાંધો દુર થાય, અને બક્ષીસ મંજુર ગણવાને જે અવસ્ય જરૂરનુંછે એવો પુરેપુરો કબજો મળી રહી. આ કામમાં એમ માલુમ પડેછે કે આપેલી મીલકતના બે મીલકતના લેનારાઓએ આપનારની સંમ્મતીથી બક્ષીસનામાની તારીખ પછી બે ત્રણ મહીને ભાગ પાડ્યા હતા. આવું કૃત્ય કાયદાસર નથી તે મંજુર કરાવાને માટે કબજો સોંપવાનું તથા ભાગ પાડવાનું કામ બંને એકજ વખતે થવાની અવસ્ય જરૂર હતી.

## દાખલો ૬.

પ્ર—એક સખસે પોતાના ભત્રીજાને બક્ષીસનામું કરી આપી અમુક જમીન કે જે પોતાના કબજામાં નહોતી પણ જે વસુલ કરવા પોતાની ઓરત ઉપર તેણે દાવો બાંધ્યો હતો, અને જે દાવો ચાલતો હતો તે જમીન ઉપરનો પોતાનો માલકી હક તે ભત્રીજાને આપ્યો. એજ દસ્તાવેજથી બીજી સ્થાવર મીલકત જે તેના કબજામાં હતી તે પણ તેને આપી એ દસ્તાવેજ કરી આપ્યા પછી એક મહીને એ આપનાર ગુજરી ગયો, અને એ લેનાર એ બક્ષીસની રૂએ એ તકરારી મીલકત ઊપર દાવો કરેછે; ત્યારે સદરહુ બક્ષીસનામાના રૂએ તેનો દાવો ચાલી શકે કે કેમ?

આપનાર ની હયાતીમાં તેઆપનારના કબજામાં ન હોય એવી મીલકતની બક્ષીશ રદ બાતલ છે

ઉ—આપનારની હયાતીમાં જે મીલકત તેના કબજામા ન હોય તે વાશે મીલકતની બક્ષીસ રદ બાતલછે, અને આવું બક્ષીસનામું કાંઇજ કામ નથી કેમકે, બક્ષીસની બાબતામાં કબજો એ એક સગત છે. બક્ષીસ, અર્પુણ, સ્વિકાર અને કબજો, એ ત્રણ બાબતોથી મંજુર થાય છ; પણ બક્ષીસમાં માલકી હક સાબીત કરવાને કબજો જરૂરી અને જેના વગર બીલકુલ ચાલે નહીં એવી ચીજ છે. હીદાયા પ્રમાણે,—, 'બક્ષીસો, અર્પુણ, સ્વિકાર, અને કબજો એ ત્રણ વાંનાથી મંજુર કરાય છે. પેગંબરે કહ્યુંછે કે બસીસ કબજા વગર મંજુર નથી. એવીજ રીતે વળી આપેલી ચીજ કોઇ પરાયા સખ

સને ગીરો આપી હોય અથવા તે સખસ તે દબાવી પડ યો હોય તેનું પણ તેજ પ્રમાણે સમજવું." એવીજ રીતે વ ળી શુરહી વીકાયામાં,—"પુરેપુરા કબજાથી બક્ષીસ પુર્ણ થાય છે." એટલા માટે જ્યારે એ બક્ષીસ રદ છે, ત્યારે તે લેનારનો દાવો અંગીકાર કરવા જોગ નથી, અને જે જ મીન એ આપનારના કબજામાંજ કદી આવેલી નથી તે જમીન પુરતો તે લેખ નાબુદ છે. પણ જે બીજી જમીન તેજ વખતે લખી આપવામાં આવી છે તે બાબતમાં લેનાર ને આપનારે જો કબજો સોંપ્યો હોયતો તેનો હક પોહોચે છે. પરંતુ જ્યારે કબજો આપ્યા વગર આપનાર ગુજરી ગ યો ત્યારે તે જમીન ઉપર પણ લેનારનો હક અંગીકાર ક રવા જોગ નથી.

## દાખલો ૭.

પ્ર—કોઇ એક સખસ કોઇએક ગામના તાબાની જમીનનો મર્યા દા બાંધ્યા વગરનો ભાગ તેની દીકરીના દીકરાઓને આપે છે. પછી એ ગામના તાબાની તમામ જમીન પોતાની બીજી બધી મીલકત સહીત (પોતાનો દીકરો પોતાની પેહેલાં ગુજ રી જવાથી) પોતાના દીકરાના દીકરાને બક્ષીસ આપેછે. પ રંતુ આ પ્રમાણે તેણે આપેલી મીલકતમાં જેમને ભાગ મ ળવાનો હક હતો એવા બીજા સખસો હતા. તેણે બક્ષીસ ક રી તે વખતે તેને બે દીકરીઓ હયાત હતી, અને તેણે પો તાની હયાતીમાં એ મીલ્કત પોતાનાં કબજામાં રાખી તે બ ક્ષીસ લેનારને તેનો કબજો સોંપ્યો નહીં. ત્યારે કાયદા પ્રમા ણે આ બક્ષીસ મંજુર છે કે નહીં?

ઉ—ઉપર કહેલી કેફીયતે તેની દીકરીના દીકરાઓને આપેલી પેહેલી બક્ષીસ રદ બાતલ છે કેમકે તે અચોકસ હતી, અને તે પાછી ખેંચી લીધી હતી. તેવીજ રીતે તેની તમામ જમી નની તેની બીજી બધી મીલકત સહીત તેના દીકરાના દીકરા ને કરેલી બક્ષીસ પણ રદ બાતલ છે કેમકે એ બક્ષીસ આ પનારને તે ઉપર પ્રવેશ પ્રતીબંધક હક ન હતો, તેણે તેની હયાતીમાં એ મીલકત પોતાના કબજામાં રાખી હતી, અને બક્ષીસોમાં મંજુરીના જે જરૂરી સરતો છે તે સરતો છે નહીં.

કેવી કેફીયતે બક્ષીસો ના મં જુરછે

## દાખલો ૮.

પ્ર—બે દીકરા અને એક વિધવા મુકી એક સખસ ગુજરી ગ

યો. મોટા દીકરાની હયાતી સુધી તેના ગુજરનાર બાપની
મીલકતનો કબજો તેની પાશે રહયો, અને તેની મા તથા
નહાના ભાઇને ગુજરાન જોગ આપવામાં આવતું. મોટો
દીકરો ઉપર જણાવેલો તેનો નાહાનો ભાઇ તથા મા શીવાય
એક વિધવા તથા એક દીકરી મુકી ગુજરી ગયો. તેના મર
ણ પછી તેની વિધવા, તેની દીકરી તથા તેના ભાઇએ અરસ
પરસ કરાર કર્યો. કે સ્થાવર મીલકતના શોળ હિસ્સામાં
થી દસ હિસ્સા તેના ભાઇ તથા માને જાય, અને બાકી
ના છ હિસ્સા તેની વિધવા અને દીકરીને જાય, એ રીતનું
કરાર નામુ તઇઆર કરી, તેના ઉપર ગુજરનારની મા શી
વાય ઉપર કહેલ તમાંમ સખશોની યોગ્ય રીતે સાક્ષી કરાવા
માં આવી, અને માને આ વાતની માલુમ હતી કે નહીં તે
જાણાતુ નથી, એ સખશો જો કે જમીનની વેહેચાણ કરવા
માં આવી નહોતી તે છતાં તેમના પોત પોતાના ભાગની મીલક
તની ઉપજનો નોંખો નોંખો ભોગવટો કરતા હતા. કેટલાક વખત
પછી ભાઇએ પોતાના દસ આનીના ભાગમાંથી બે આનીનો
ભાગ કોઇ એક પરાયા માણસને બક્ષીશ દાખલ લખી આ
પ્યો. ત્યારે આ પ્રમાણે કરેલું લખત તેના મોત પછી એમ
ધારીએ કે તેણે એ બક્ષિશ લેનારને પોતાની હયાતીમાં કબ
જો શોંપ્યો નથી. તો મંજુરછે કે નહીં; અને એમ ધારીએ
કે તેણે કબજો શોંપ્યો હતો. તો મંજુર છે કે નહીં? આ
બંને પ્રસંગે વળી એ બક્ષિશ લેનાર પાશેથી મીલકત છીના
વી લેવા મા હકદાર થશે કે નહીં. અને જો માએ પોતે
જ ઉપર કહેલા કરાર નામા પહેલાંજ પોતાના ધણીની ત
માંમ મિલકત સદરહુ બક્ષિશદારને તદન બક્ષિશ કરી હોતતો
શી રીતે થાત?

કબજો સોંપ્યો
ન હોયતો બક્ષી
સ ના મંજુર છે

ઊ—આ કામની સાથે સબંધ રાખનારી તમામ હકીકત ઊપરથી
એમ માલુમ પડેછે કે સદરહુ બક્ષિશ ના મંજુર છે, અને
આપનારના મોત પછી તે કેવલ રદ બાતલછે, અને આ પ્ર
માણે લખી આપેલી મીલકત પાછી એ આપનારના વારશોને
જસે કેમકે એ વાત ખુલીછે કે માત્ર ઉપજ લખી આપવા
માં આવી હતી. કારણ કે જમીનના ભાગ પાડવામાં નહો
તા આવ્યા અને તે તમામ વારસોની મજીઆરી મીલકત
હતી. અને કાયદા પ્રમાણે જમીન શીવાય તેની નહીં વસુલ

થએલી ઊપજની બક્ષિશ તદંન ના મંજુરછે; એ મજીઆરી જમીનની ઉપજનો કબજો એ બક્ષિશ લેનારને સોંપવામાં આવ્યો હતો કે નહીં, એ વાત અગત્યની નથી; કેમકે બંને પ્રસંગે એ બક્ષિસ ના મંજુર છે. કારણ કે નકી કર્યા વગરનો કબજો કાયદા પ્રમાણેનો કબજો ગણાતો નથી. આ હકીકતથી મા, અથવા એ બક્ષીશ આપનારનો કોઈ પણ વારસ એ બક્ષિશદાર પાશેથી મીલકત છીનાવી લેવા મુખ્તીઆરછે, એ બક્ષિસદારને તે બક્ષીશથી પોતાના ધણીની તમામ મીલકત આપી દેવાને માને અખતીઆર નથી; કારણ કે તેના ધણીની મીલકત બધા વારસોની મજીઆરી મીલકત હતી, તેણીના પોતાના હીસ્સાની બક્ષીસ પણ ના મંજુર છે કેમકે તે અચોકશ અને કાયદા પ્રમાણેનો કબજો શોંપાઇ શકે તેવી નથી, એટલા માટે હરેક રીતે જોતાં એ બક્ષિશ તદન રદ બાતલછે,

## દાખલો ૫

પ્ર—એક નાહાની બાળક છોકરીનો બાપ (જે તે છોકરીનો કાયદાસર વાલીછે) તે છોકરીથી ત્રણ મજલો દુર રહેતો હોવાથી આ છોકરીની મા તે છોકરીને કેટલીક મીલકત બક્ષિસ આપે છે. એ બક્ષિસદારની ઘણીજ છોટી ઉમરને લીધે એ બક્ષીશદારની તરફનો એ બક્ષીસનો સ્વીકાર થયો નથી, અને તેના સગીરપણાના કારણથી એ મા એટલે કે બક્ષીશની આપનારી કે જેની સાથે એ છોકરી રહેતી હતી તેના હાથમાં બક્ષીશ કરયા પછી બક્ષીસવાળી મીલકતનો કબજો રહયોત્યારે આ બક્ષીશ કે જે બક્ષીશદારના કબજામાં આવી નથીતે મંજુર અને બંધન કારકછે કે નહીં!

ઉ—જો કોઇ મા પોતાની બાળક છોકરી જે પોતાની સાથે રહે છે તેને જે મીલકત ચોખી રીતે તેણીની પોતાનીછે તે મીલકતની બક્ષીશ કરે અને જો એ દીકરીના સગીર પણાના કારણથી તે દીકરીની તરફનો સ્વીકાર ન થયો હોય' અને એજ કારણથી મીલકત 'બક્ષીશ આપનારી માના કબજામાં રહી હોય અને જો બાપ બક્ષીશની વખતે વેગળો રહેતો હોય તો એ બક્ષીશ કાયદાશર રીતે મંજુર અને બંધન કારકછે. આવી હકીકતે માનો કબજો દીકરીના કબજા બરાબર થસે;

કાયદાસર વાલી પાસે ન હોય તેવે પ્રસંગે સગીર બાળકને કરેલી બક્ષીસ

અને તેણે પોતાની સમ્મતી બતાવી એટલે બક્ષીશદારના કબજા વગર બક્ષીસ દુર થશે,

## દાખલો ૧૦

પ—બે ભાઇઓએ મુકેલી મીલકત તમામ તેમની વીધવાઓને મળવી જોઇએ કે કેમ? અને જો તમામ મીલકત તેમને ન મળવી જોઇએ તો કેટલો હીસ્સો મળવા તે હકદારી થશે, અને બાકીની મીલકત કોને જસે? તેમના ગુજરી ગએલા ધણીનીમીલકત બક્ષીશ કરી આપી દેવા એ વીધવાઓ હકદાર છે કે કેમ?અને જો એ મુજબ કરવાનો તેમને હક હોય તો ધણીના વારશો પૈકી એકને તેગણે કરી આપેલુ બક્ષીશના મુકાયદા પ્રમાણે કામમાં આવે તેવુ છે કે કેમ?

ઉ—જો એ ધણીઓની મીલકત તેમની વીધવાઓને મહેર માગવાનો હકછે તે મહેરનુ કરજ પતાવવાને બસ ન હોય તો તમામ મીલકત તેમને મળશે અને જો એ માલકત મહેરને શારૂ જોઇએ તેટલા અવેજ કરતાં વધારે હોય તો એ મીલકતમાંથી પ્રથમ એ વીધવાઓનો દાવો પતવાશે, અને તે પતળ્યા પછી જો કાંઇ વધારો રેહેતો તેના ચાર ભાગ પાડવામાં આવશે જે માંહેનો પોત પોતાના ધણીની મીલકતનો ¼ જો ફરજંદો કે દીકરાના ફરજંદો નહીં હોય તો વીધવાઓને વારસાના હકમાં મળશે જો એ વીધવાઓની મહેર દેવી ન હોય, અને તેમનો મહેરનો દાવો બીજી રીતે પતાવવામાં આવ્યો હોય તો બધી મીલકતનો ¼ તેમને જશે અને બાકીના ¾ એ ધણીઓના બીજા વારસોને જશે જો એ વીધવાઓને તેમના માલકી હકનીં ¾એ તેમના ધણીઓની મીલકતનો કબજો મળયો હોય જેમ કે તેમની મહેર પતાવવા દાખલ ત્યારે એ મીલકત બક્ષીશથી આપવાને તેઓ હકદારછે; નહીતો તેમનો હક હોય એટલે સુધી માત્ર તેઓ બક્ષીશમાં આપી શકે અને તેમના ધણીઓના વારસો પઇકી એકને કરી આપેલી તમામ મીલકતની બક્ષીસ અંગીકાર કરવા જોગ નથી. પેહેલી ધારણા મુજબ ધણીઓના વારસો પૈકી એક જણે પુરપુરો કબજો લીધા પછી આપેલી મીલકત બક્ષીસદાર દાખલ તેના એકલાનીજ માલીકપણાની ગણાશે. બીજી ધારણા મુજબ એ બક્ષીસદાર બક્ષીસ આપનારના હક હોય તેટલેજ સુધી એ મીલકત લેશે, અને બાકીની

મીલકત જે સખસ અથવા સખસોના વારસાની રૂએ તે ઉપર હક પોહોચતો હશે તેમને મળશે; કારણકે આ કામમાં એ બક્ષીસ આપનારાઓના પ્રવેશ પ્રતીબંધક માલકી હક નહી હોવાના સબબથી બક્ષીસ રદ બાતલ થતી નથી, કેમકે અનીશ્ચીતપણું વધારાનું હતુ. જો કે બક્ષીસનામું કરતી વખતે એ માલકત વીધવાઓના કબજામાં નહોતી તોપણ જો તેમની મરજીને અનુસરી બક્ષીસદારને એક જયદાદશીઅલ હુકમનામાની રૂએ પાછળથી તેનો કબજો મળ્યો તો બક્ષીસ કરતી વખતે બક્ષીસ આપનારાઓના કબજામાં એ મીલકત નહોતી એ વાત સદરહુ બક્ષીસને ન બુદ કરવા બસ નથી. **બાહદુરાયી ગ**માં ઉભેલા લેણાના બક્ષીસ બાબત ઠરાવેલુ છે કે,—"માણસ પોતાનુ ઉભેલુ લેણુ જેનુ તેને દેવુ નથી એવા સખસને બક્ષીસ કરી આપી દેછે, અને એ બક્ષીસદારને આ લેણું વસુલ કરી તેના પોતાના ઉપયોગમાં લેવા કહી શકેછે. આવી બક્ષીસ મન્જુરછે. એ ખરુંછે કે આવા કામમાં આ પ્રમાણે લખી આપેલા લહેણાની રકમ એ આપનારના કબજામાં ન હોતી, પરંતુ તેમ છતાં એ બક્ષીસ અંગીકાર કરવા જોગછે અને એ બક્ષીસદાર એ લ્હેણુ વસુલ કરયા પછી તે રકમનો એકલો માલીક થાયછે. હલનો દાખલો તેના જેવોજ છે, કેમકે બક્ષીસવાળાની સરતો ઉપરથી એમ માલુમ પડેછે કે પુરેપુરો કબજો લેવા બક્ષીસ આપનારાઓએ બક્ષીસદારને ફરમાવ્યુ.

### દાખલો ૧૧.

I—જો કોઇ ગુલામનો ધણી એ ગુલામને પોતાની તમામ મીલકતની બક્ષીસ આપે તો તે બક્ષીસની મન્જુરીની એક સરત દાખલ કાયદા પ્રમાણે તેણે પ્રથમ એ ગુલામને છુટો કરવો જોઇએ કે કેમ?

ગુલામને બક્ષીસ આપવા બાબત

R—જો કોઇ ગુલામનો ધણી એ ગુલામને પ્રથમ છુટો કરયા વગર તેને પોતાની તમામ મીલકતની બક્ષિશી આપે તો એ બક્ષીસ રદ બાતલ થશે, કેમકે એ ધણી તેના ગુલામે મેળવેલી હરેક ચીજનો માલીક છે. એટલા માટે એ ધણી પોતાના ગુલામને બક્ષિસ આપવા ઇરાદો રાખતો હોય તો કાયદા પ્રમાણે એ જરૂરનું છે કે તેણે પ્રથમ એ ગુલામને છુટો કરવો જોઇએ.

પ્ર—એ બક્ષિસ નામામાં લખેલુંછે કે એ બક્ષિસ આપનારાઓએ ખચીત પણે અને કાંઇપણ રાખ્યા વગર બક્ષિસદારને અમુક જગામાં આવેલી તમામ જમીન આપીછે. આ બક્ષિસ નામામાં એ જમીનની હદ નહીં બતાવવામાં આવ્યાથી તે નાબુદ થઇ શકેછે કે કેમ?

જમીનનાં બક્ષીસ નામામાં જો તે જમીનની હદ સારી પેઠે પ્રસીધ્ધ હોયતો તે બતાવવાની જરૂર નથી

ઉ—જો એ આપેલી જમીનની હદ સારી પેઠે અને પ્રસિદ્ધ હોય, તે વીગતથી બતાવવાની જરૂર ન હોય, અને તે વીશે કાંઇ સંદેહ ન હોય તો બક્ષીસ આપતી વખતે તે બતાવવાની જરૂર નથી. જો બક્ષિસ નામામાં હદ જણાવવી રહી ગઇ હોય તો તે કસુર લખનારની ગણવી જોઇએ, કારણકે આવા પ્રકારના કાયદાસર દસ્તાવેજોમાં હદ બતાવવાનો રીવાજ છે પરંતુ એ કસુરથી બક્ષિસ નાબુદ થતી નથી. આપેલી જમીનની હદ વીશે જો કાંઇ સંદેહ રેહેતો હોયતો બક્ષિસ કરતી વખતે તેની વીગત જણાવવાની જરૂર છે.

પ્ર—ધારો કે **ગુલામ હુસેનખાં બદતખાં** અને **અસાલતનો** વારસ છે તો તે લોકોએ બક્ષિસ કરતી વખતે ગુલામ હુસેનખાં હાજર ન હોય તો તેથી આ બક્ષીસ નાબુદ થશે કે કેમ?

બક્ષીસ આપવામાં આપનારના વારસોની સમતીની જરૂર નથી.

ઉ—જ્યારે કોઇ સખસ પરાયા આદમીને પોતાની મીલકત આપે ત્યારે એ બક્ષીસી કાયદા પ્રમાણે મંજુર થવાને એ વારસના જાણ પણાની કે તે હાજર હોવાની જરૂર નથી.

## દાખલો ૧૨.

પ્ર—એક સખસને બે દીકરા હતા, જેમાંનો એક દીકરો એક ઓરત અને એક દીકરી મુકીને તેની પેહેલાં ગુજરી ગયો. ઉપર કહેલા સખસે પોતાના ગુજરનાર દીકરાની વિધવા તથા દીકરીને તેમનો પ્રત્યેકનો હિસ્સો વીગતથી બતાવ્યા વગર પોતાની અર્ધ મીલકતની બક્ષીસ કરી. તેઓની સાથે એ મીલકતના સંયુક્ત કબજામાં તેટલો, અને કેટલાક વખત પછી બક્ષીસ દારો પાસેથી આપેલી મીલકતનો વહીવટ કરવા ઉપર પોતાની નીમણુક કર્યા બાબતની કબુલીયત બાંધી લીધી. પોતાના હયાતીમાંએ અર્ધ મીલકતની ઊપજ બક્ષીસ દારોને એ બરોબર આપે જતો હતો. આ પ્રમાણે હકીકત છે તો એ આપનારના મરણ પછી એ બે બક્ષીશદારોને તેમ

ના પ્રત્યેકના હીસ્સા વીગતથી બતાવ્યા વગર આપેલી બક્ષી સ કાયદા પ્રમાણે મંજુર અને પાકાછે કે કેમ?

ઉ—આ કામમાં એમ માલુમ પડે છે કે ગુજરનાર માલીકે પોતા ના ગુજરનાર દીકરાની વિધવા તથા દીકરીને તેમના પ્રત્યેક ના હીસ્સા વિગતથી બતાવ્યા વગર પોતાની અર્ધ મીકલત ની મોઘમ બક્ષીસ કરી, અને તેમને આપેલી અર્ધ મીલકત ના પોતાને એ (આપનારને) વહીવટદાર ઠરાવ્યા બાબતની તેમની પાસેથી કબુલત લખાવી લીધી, અને પોતાની હ યાતીમાં અર્ધ ઉપજ તેમને આપતો ગયો; ત્યારે જો સદરહુ મીલકત તેના ભાગ ન થઇ શકે એવા પ્રકારની હોયતો, જેવી કે કુવો અથવા તલાવ, તો એ બક્ષીસ મંજુર થશે. પણ જો બક્ષીસવાળી મીલકત તેના ભાગ થઇ શકે તેવી હશે, જેમકે જમીન, અને તેના બક્ષોસદાર બે જણા હશે અને તેમના હિસ્સા વીગતથી નહીં બતાવવામાં આવ્યા હોય તો જો બક્ષિશદારો ગરીબ અનેકગાલ્ય સ્થીતિમાં હોય તો એ બ ક્ષિસનું વાસ્તવીક પાકાપણું કબુલ કરાવામાં તમામ પરીમાણો એક મત છે, અને આપનારના મરણ પછી તે પાછી લેઇ શ કાય નહીં; પણ જો એ બક્ષીસદારો તવંગર હોય તો એ બ ક્ષીસ નાબુદ થશે, અને એટલામાટે કમજો નિરૂપયોગી થશે. આપનાર અથવા લેનાર બેમાંથી એકનુ મોત થતાં એ બક્ષિ સ પાછી ખેંચી લેવાને અટકાવ થાયછે.

## દાખલો ૧૩

પ્ર—કોઇ મીલકત બે માણસની સહીઆરી છે; એમાંનો એક જણ પોતાના હિસ્સાની મીલકતનો હક બીજાને આપેછે, ત્યારે એ મીલકતમાં બક્ષિસ આપનારનો હક સંબંધ હોવાના કારણથી એ બક્ષીસ નામંજુર થાયછે કે શી રીતે?

ઉ—જો બક્ષીસ આપનારનું ચિત્ત ઠેકાણે હોય તો બક્ષીસવાળી મી લકતનો તે હિસ્સેદાર હોદાના કારણથી બક્ષિસ કોઇ પણ પ્રકા રે નામંજુર થતી નથી, કેમકે ઘણા હક સંબંધો હોવાના કા રણથી જે મોગમપણાની હરકતને લીધે બક્ષીસ નામંજુર થાય છે, તે હરકત આવા દાખલામાં હોતી નથી. અહીંતો બક્ષીસ આપનાર અને બક્ષીસ લેનાર વગર આપેલી મીલકતમાં બી જા કોઇ સખસનો ધણીપણાનો હકનથી.

## દાખલો ૧૪

પ્ર—એક માણસ બે વિધવાઓ અને એક દીકરી એ રીતે વારસો મુકીને ગુજરી ગયો. તેના મરણ પછી થોડાક વરસે બંને વીધવાઓએ તેમના ધણીએ મુકેલી મીલકત ઉપરનો તેમનો તમામ હક સંબંધ બક્ષીસ કરી એ દીકરીને આપી દીધો. એ બક્ષીસ દારે તેની માને ખોરાકી પોશાકી તેની ( માની ) હયાતીમાં પુરી પાડવા બાબતનો, તથા તે ગુજરી જાય ત્યારે તેની પાછળ તેની પ્રેત ક્રિયા તથા મ્રત્યુસંસ્કાર કરવા બાબતનો કરાર લખી આપ્યો, એ બક્ષીસ આપનારી ઓરતો એ મીલકતનું ભાડું એ બક્ષીસદારને અપાવતા, જેણે પાછળથી તેની હોરમાન મા ગુજરી ગયા પેહેલાં, આ પ્રમાણે મળેલી સ્થાવર મીલકતનું પ્રતિવાદીને બક્ષીસ આપી, અને એ પ્રતિવાદીએ એ બક્ષિસ આપનારના ( મુળ માલીકની દીકરી જે તેની હોરમાન માના પહેલી ગુજરી ગઇ ) મરણ પછી ચાર મહીને એ બક્ષિસના રૂએ, તેણીની તમામ મીલકતનો કબજો લીધો. સાહેદોની સાક્ષીથી સાબેત થયુંછે કે બક્ષિસ લેનારો બક્ષિસ આપનારીના બપના કે માના ભાઇનો દીકરો થાયછે, પણ કાકાનો કે મામાનો એ માલુમ પડતું નથી. હવે પેહેલી બક્ષિસદારનો મા ( એટલે કે એક વીધવા જે હજુ હયાતછે તે ) તેની દીકરીને કરેલી બક્ષીસ પાછી ખેંચી લેવા ઇચ્છે છે. ત્યારે મુસલમાની કાયદા પ્રમાણે એ બક્ષીસ પાછી લેવાને, અને બીજા બક્ષીસદારના કબજામાંથી મીલકત વસુલ કરવાને એ વીધવાને અખ્તિયાર છે કે નહીં ?

ઉ—કાયદા પ્રમાણે વીધવાઓ તેમના કાયદાસર હિસ્સાઓની જે બક્ષીસ કરેલી તે મંજુર અને સમજ છે. **વીકાયા** માં એમ ઠરાવેલુંછે કે,—" જો બે સખસો એકઠા કોઇ ઘરની એક માણસને બક્ષીસ આપે તો તે બક્ષિસ મંજુર છે. " એ દીકરીએ તેની માને કરી આપેલા કરારનામાથી એ બક્ષિસ નામંજુર થતી નથી; **હિદાયા** માં જણાવેછે કે,—" બક્ષીસોને તેની સાથે નામંજુર સરતો આવવાથી બાધ આવતો નથી. બક્ષિસ આપનારાઓએ બક્ષિસદારને બક્ષીસનો કબજો સોંપવાથી બક્ષીસ સપુર્ણ થાયછે." એવીજ રીતે વળી **વીકાયા** માં છે, —" પુર્ણ કબજાથી બક્ષીસ સંપુર્ણ થાયછે. " બક્ષીસ આપનાર વીધવાએ તેની દીકરીને કરેલી બક્ષીસ તે પાછી ખેંચી

ના મંજુર સરતો વાળી બક્ષીસ.

લેઇ શકતી નથી, કારણકે આ કામમાં, બક્ષીસ પાછી ખેંચ લેવામાં બે અડચણો છે; પેહેલી: બક્ષીસ લેનાર દીકરીનું મરણ; **કનજુડ ડુકાઈના** નામના પુસ્તકમાં જણાવેલા મત પ્રમાણે,—" બક્ષીસ પાછી ખેંચી લેવામાં એક અડચણ પક્ષકારો પઇકી એક પક્ષકારનું મોત છે; અને બીજી, (અડચણ) લગન નહીં થઇ શકે એવો સગપણનો સંબંધ; **હિદાયા** માં ફરમાવેલુંછે કે,—" જો કોઇ સખસ લગન નહી થઇ શકે એવા સગપણના સંબંધમાં કાંઇ પણ ચીજ બક્ષીસ આપે તો તે બક્ષીસ તેણે પાછી ખેંચી લેવી એ કાયદાસર નથી " એ બક્ષીસ લેનારીએ તેણીની તમામ મીલકત તેણીના કાકા ઇઆ મામાના દીકરાને બક્ષીસ કરી આપી, પણ એ બક્ષીસ લેનારે એ બક્ષીસ આપનારીની હયાતીમાં પુરે પુરો કબજો લીધો નહીં; અને તેથી કરીને તેને કરી આપેલી બક્ષીસ રદ બાતલ છે; **ઈબરાહીમ શાહી** નામના પુસ્તકમાં લખેલુંછે કે,—" બક્ષીસ લેનારને પુરે પુરો કબજો મળ્યા વગર બક્ષીસ સંપુર્ણ થઇ શકતી નથી. " એવીજ રીતે વળી **હિદાયા** માં,—" જો બક્ષીસ લેનાર બક્ષાસનામાની મીટીંગમાં બક્ષીસનો કબજો આપનારના હુકમ વગર લે તો અનુકુળ અર્થ કરવાથી તે કાયદાસર છે. જો, તેથી ઊલટુ, એ મીટીંગ વેરાઇ ગયા પછી બક્ષીસ લેનાર બક્ષીસનો કબજો લે તો એ પ્રમાણે કરવા બક્ષીસ આપનારની સમતી વગર તે કાયદાસર નથી. " આ પ્રમાણે, એ બક્ષીસ લેનારીએ તેના માંમા ઇયા કાકાના દીકરાને કરેલી બક્ષીસ રદ બાતલ હોવાથી એ તકરારી મીલકત દીકરીની મીલકત ગણવી જોઇએ, અને પેહેલ વેહેલી તે મીલકત તેણીની પ્રેતક્રિયા તથા દાટવાના કામમાં ઊપયોગમાં લેવી જોઇએ. તેમાં રીત ઉપરાંત વધારે ખરચ નહીં કરવો, તેમ ઓછો પણ નહીં કરવો; પછી તે મીલકત તેનું કરજ વાળવામાં ઉપયોગમાં લેવી જોઇએ, અને કરજ આપ્યા પછી જે બાકી રહે તેના ૩ માંથી પ્રતદાન આપવું જોઇએ; અને પછી જો કાંઇ શેષ ધન રહે તો તેના ત્રણ ભાગ કરવા, જેમાંનો એક તેની માને તેના કાયદાસર હિસ્સા દાખલ જશે, અને બાકીના બે ભાગ જો તેના કાકાનો દીકરો શેષાધિકારી હોય તો તેને જશે; જો કાકાનો દીકરો નહીં હોય તો મામાના દીકરાને

વારસાની રૂએ કાંઇપણ મળવાનો હક નથી, અને માને ઠીક રીએ મુકેલી તમામ મીલકત મળશે.

### દાખલો ૧૫.

પ્ર—એક માણસ તેની પેહેલી ઓરતના મરણ પછી તેણીએ મેહેર ઉપરનો તેનો હક છોડી દીધા વગર, અથવા તેણે તેણીની મેહેરનો દાવો પતવ્યા વગર બીજી સ્ત્રી પરણે છે, અને આ બીજી સ્ત્રીને મેહેર બદલ તમામ મીલકત ઉપરનો માલકી હક આપે છે. પરંતુ તે મીલકતનો કબજો તે ઓરતને ન સોંપતાં પોતાની પાસે રાખે છે. પાછળથી જ્યારે ચીત્ત ઠેકાણે છે તે વખતે પોતાની બંને ઓરતોમાંની દરેકના વારસોને બક્ષીસનામું કરી કાંઇપણ મીલકત રાખ્યા વગર પોતાની તમામ મીલકતમાં મજીઆરો માલકી હક લખી આપેછે. ત્યારે મેહેર બદલની બક્ષીસ જે તેણે તેની બીજી ઓરતને કરેલી છે તે બક્ષીસ મેહેર બદલ તેની પેહેલી ઓરતનું તેને દેવું છતાં પાકી અને મંજુર કરવા જોગ ગણવી કે શી રીતે? અથવા આ પ્રમાણે બક્ષીસ કરયા છતાં તેવી બક્ષીસ કરયા પછી પોતાની બંને ઓરતોના વારસોમાં પોતાની મીલકત વેંહેંચી આપવાને તે મુખ્તિઆર છે કે શી રીતે?

હિબા-બીલ-ઈવજ અથવા અરસ પરસ બક્ષીસની વાખ્યા.

ઉ—જો જે સખસની પેહેલી ઓરત ગુજરી ગઇ હતી તેણે બીજી ઓરતને બક્ષીસ કરવામાં આ પ્રમાણે પોતાનો વિચાર જાણાવ્યો હોય કે તેણીની મેહેરના અમુક ભાગ બદલ પોતાની તમામ મીલકત ઉપરનો માલકી હક તેણીને (બીજી ઓરતને) બક્ષીસ કરી આપ્યો હતો, તો આકાર્ય કાયદા પ્રમાણે બદલો લેઇ બક્ષીસ કર્યા સમાન નથી, પણ આતો તેની સરત અને ફળની બાબતમાં વેચાણનો કરાર છે. સર્વ ઠેકાણે કબુલ થએલો મત આવો છે, અને વેચાણના કરારમાં કબજો જરૂરી સરત નથી. તેની પેહેલી ઓરતનું તેને દેવું હોવાથી આવા પ્રકારનો કરાર કરવા તે અશક્ત થતો નથી, કારણકે લેણદારને પોતાની મીલકત વેચવા અટકાવ કે મના નથી. એટલા માટે આવો કરાર મંજુર થશે, ને વેચેલી ચીજ ખરીદારની મીલકત ગણાશે, અને વેચનાર પાછળથી આ વેચેલી મીલકતની વ્યવસ્થા તેની બે ઓરતોના વારસોમાં કરી શકતો નથી. પણ જો તેણે પોતાને

વીચાર આ પ્રમાણે બતાવ્યો હોત કે તેણીને તેણે બક્ષીસ કરી તેની તમામ મીલકત ઉપરનો માલકી હક એવી સરતે આપ્યો હોત કે તે ઓરત તેને તેણીની ઓરતનો અમુક ભાગ આપે અને તે ઓરતે તે સરત કબુલ રાખી હોય તો તે સરતી બક્ષીસ થાય. કાયદા પ્રમાણે સરત નકે અને બક્ષીસ દાખલ ગણાય, પણ પરીણામમાં તે વેચાણ ગણાય. તે મંજુર થવાને કબજો અવશ્ય જરૂરનો છે, અને પક્ષકાર રોકે. કબજો કરતાં સુધી સ્થાપીત થાય નહીં, પણ આપેલી મીલકત પેહલાંની માફક તે આપનારના વ્યવસ્થાધીકારમાં રહેછે. એટલા માટે તેની બે ઓરતોના વારસોમાં તેની વ્યવસ્થા પાછળથી કરવા તે મુખતીઆર થશે, કારણ કે માલીકને તેની પોતાની મીલકત ઊપર હદ વીનાની સતાછે.

## દાખલો ૧૬

પ્ર---એક આબરૂદાર સખસ જે સાત આઠ વરસ ઊપર ગુજરી ગયો છે તેને ત્રણ ઓરતો હતી. તેની પેહેલી ઓરતના પેટથી તેને એક દીકરો અને બે દીકરીઓ હતી; બીજી ઓરતના પેટથી બે દીકરા અને ત્રણ દીકરીઓ હતી, અને તેની ત્રીજી ઓરતના પેટથી ફક્ત એક દીકરી હતી. પેલી ઓરત તેના ફરજંદો સહીત જીવેછે અને ગુજરનારે મુકેલી તમામ મીલકત તેમનાક બજામાં છે બીજી અને ત્રીજી ઓરતો તેમના ધણીનાં પહેલાં ગુજરી ગઇછે, પરંતુ તેમના ફરજંદો જીવેછે, અને બીજી ઓરતના પેટના ફરજંદો પંદરહજારથી કાંઇક ઓછી રકમ, એટલે મીલકતના બાણુ ભાગ પઇકો ઓગણ પચાશ ભાગનો દાવો કરેછે. પહેલી ઓરત અને તેનાં છોકરાં જે આ ફરીઆદમાં પ્રતીવાદીછે તે દાવાના જવાબમાં કહેછે કે તેના મરણ પહેલાં કેટલાક વરસ ઉપર તેના ગુજરનાર ધણીએ જગમ તથા સ્થાવર, વડિલો પારજીત તથા આપ કમાઇની તમામ મીલકત તેની પહેલી ઓરતને મહેર બદલના તેણીના ત્રણ લાખ રૂપીઆ દેવા હતા તેના બદલામાં **હિબા—બીલ—ઈવીઝના** દસ્તાવેજથી આપી હતી, અને એ દસ્તાવેજમાં સહી, તથા સાક્ષી યોગ્ય રીતે થએલીછે આ તકરારની પુરાવામાં **હીબા—બીલ ઈવીઝ** દાખલ મીલકત આપ્યા બાબતનો એ દસ્તાવેજ દાખલ કરયો એ વખતે આપેલા સાક્ષીઓના પુરાવથી એમ માલુમ પ

રેછે કે સદરહુ દસ્તાવેજ ગુજરનાર ધણીએ તેની પહેલી ઓરતને ઘરમાં કાંઇ બનાવ બન્યાથી ખોટુ લાગવાને લીધે એક વખતે તેના ધણીનું ઘર છોડી તેના ભાઇને ઘર જવાની તઇઆરીમાં હતી, તેથી તેનો ગુસ્સો શમાવવાને કરયું હતું. આ કામમાં પડેલા પુરાવાથી બીજુ એમ માલુમ પડેછે કે **હીબા બીલ ઈવીઝ**ની મતલબનો આજે દસ્તાવેજછે તેમાં એમ લખેલુ કે કરારના પક્ષકારોએ અરસપરસની ચીજોનો કબજો લીધો છે તો તોપણ ખરીવાત એ હતી કે તમામ મીલકત ધણીના મરતાં સુધી ધણીના કબજામાં રહી હતી ત્યારે આ દસ્તાવેજથી વારસાના કાયદા પ્રમાણે મીલકતની વહેંચણથવી અટકી શકે કે નહીં?

બીનસરતી બક્ષિસો વીસે

૪—બક્ષીશ બે જાતનીછે એકતો બીન સરતી અને કાંઇપણ અવેજ વગરની હોય, જેમકે જયાં બક્ષીશ આપનાર કાંઇ પણ હક રાખ્યા વગર મીલકત બક્ષિશ કરે, અને જે પ્રસંગે આપેલી મીલકતનો કબજો એ બક્ષિશ મંજુર થવાને સારૂ અવસ્ય જરૂરનોછે અથવા તે બક્ષિશ સરતી હોયછે, અને તેના બે પ્રકારછે, એકતો **હીબા બાસરટ ઊલ ઈવઝ** કે જે બક્ષિશની સાથે સરત બતાવેલી હોયછે, અને એ બક્ષીશ એવી રીતનીછે કે તેમાં એક બીજાને એક ચીજ તેની પાશેથી કાંઇક બીજી ચીજ લેવાની સરતે આપેછે, આ પ્રસંગે પણ આપેલી ચીજનો કબજો જરૂરનોછે. અને વળી એ પણ અવસ્ય જરૂરનુછે કે તે ચેકસ રીતે બતાવી મીલકત આપનારની બીજી મિલકતમાંથી નોખી કરવી જોઇએ પણ આ પ્રકારની બક્ષીશ માત્ર તેની પહેલીજ પાયરીએ બક્ષીશને મળતીછે અને તેની છેલી પાયરીએ વેચાણને મળતીછે એટલે કે બદલાનો અવેજ લીધા પછી એટલા માટે આવી બક્ષીસ જેનો કબજો મળેલો નથી તે એ મીલકત ઉપરના તમામ પહેલા દરજાના એટલે કે કરજ, મહેર, ફ્રુત્રીમદાય ઇત્યાદી દાવા પતાવ્યા પછી વારસાના કાયદા પ્રમાણે મિલકતનુ ઉતરવુ અટકાવી શકતી નથી. બીજો **હીબા બીલ ઈવઝ** જે બક્ષીશ એવી રીતનીછે કે એક સખસ બીજાને કહે કે ફલાણી ચીજ ફલાણું

સરતી બક્ષિસો વીસે

ચીજ બદલ જેમકે આ કપડા બદલ અથવા આ ગુલામ બદલ અથવા એક હજાર દર્મ બદલ મેં આપીછે; અને આ પ્રકારની બક્ષીશ બંને પાયરીએ સરવ ઠેકાણે અંગીકાર થએલા અભીપ્રાય પ્રમાણે વેચાણને મળતી છે, અને આવી બક્ષીશમાં બક્ષીશ લેનારનો કબજો એ અવશ્ય જરૂરની સરત નથી- વળી એમ માલુમ પડેછે કે ધણીએ કરેલો દસ્તાવેજ આ પ્રકારનો હતો, અને જો તે યોગ્ય રીતે સાબીત થાયતો બેશક વારસાના તમામ દાવા તે બાતલ કરસે, આ અભીપ્રાય હુમાદીઆ, ખોલાસા અને બીજા કાયદાના ગ્રંથોમાં જણાવેલા મતને અનુસરી આપેલોછે.

### દાખલો ૧૭

૫—એક સખસ બે ઓરતો મુકીને ગુજરી જાયછે. પણ પોતાની હયાતીમાં તે બેમાંની એકને તેના લગન વખત ઠરાવેલી મેહેર બદલ પોતાના ઘરની માલ મતા પઇશો ટકો તથા જવેગત સુદાંત પોતાની તમામ મીલકત બક્ષીશ આપેછે ઊપર કહેલા સખસના મરણ પછી તેની બંને ઓરતોને (જેમાંની એક જેને તેણે એ બક્ષીશ આપેલી હતી તેને એક દીકરી હતી, અને બીજાને બે દીકરીઓ હતી) તેની મીલકતના ઉતરાધીકાર સબંધી તકરાર થાયછે ત્યારે ધણીએ કરેલી બક્ષીશ મંજુર છે કે કેમ, અથવા નહીંતો, એ મીલકત શા પ્રમાણમાં વહેંચી આપવી જોઇએ.

૬—એમ માલુમ પડેછે કે આ કામમાં બક્ષીશ એવા પ્રકારની બક્ષીસ હતી કે જે કાયદામાં **હીબા બીલ ઈવઝ** એટલે અવેજ બદલની બક્ષીશ કહેવાયછે, અને આ જાતની બક્ષીશ તેના ધોરણ અને પરીણામમાં વેચાણને મળતાછે; પરંતુ એક બીજાના બદલે આપેલી ચીજોમાં થોડીક રોકડ હોવાથી આ કાર્યના કાયદાસર પણા વીસે સંદેહ રહેછે, અને આ સરફ વેચાણ થાયછે. આ પ્રકારના કરારમાં તે મંજુર થવાને તાતકાળીક કબજો અવસ્ય જરૂરનો છે જો કબજો થયો હોય તો એ કાર્ય મંજુર ગણવું જોઇએ; જો કબજો ન થયો હોયતો તે રદ બાતલ કરાવવું જોઇએ; અને બંને તરફેન વાળાઓને તેમાંથી ખસી જવાનો હકછે એવીજ રીતે

વળી જે અવેજ બદલ એ ચીજ આપવામાં આવી હોય તે પાછી આપી બક્ષીશ રદ કરી આપેલ મીલ્કત પાછી લેવાને વારસો તથા લહેણદારો મુખતીઆરછે પરંતુ એ અવેજની ચીજ પાછી આપતાં સુધી એ મીલકત ખરીદદારના હાથમાં ગીરો દાખલ રહેસે. પણ અવેજ પાછો આપ્યો કે તે મીલકત વારસાના કાયદાને આધીન થશે અને આ પ્રમાણે થતાં તેના અડતાળીશ ભાગ કરવા જોઇએ, જેમાંના ત્રણ ત્રણ દરેક વીધવાને મળસે, અને ચઉદ ચઉદ દરેક દીકરીને મળશે.

### દાખલો ૧૮

પ્ર—કોઇ એક ઓરતે બીજી ઓરતને તેણીની મીલકત એવી સરતથી બક્ષીશ આપીકે બક્ષીશ આપનાર પોતાની હયાતીમાં એ મીલકતનો ભોગવટો કરે અને તે ગુજરી ગયા પછી મીલકત બક્ષીશ લેનારને મળે આ બક્ષીશની રૂએ એ બક્ષીશ લેનારીએ એ માલકતનો કબજો લીધો અને ભાડુ તથા ઊપજ વસુલ લેઇ બક્ષીશ આપનારીને આપતી હતી. તો પણ એ બક્ષીશ આપનારી ઠેઠ સુધી એ મીલકતનો થોડોક ભાગ પોતાને કબજે રાખી રહી હતી કાયદા પ્રમાણે આવી બક્ષીશ મંજુર છે કે નહી? અને તે રૂએ બક્ષીશ લેનારી ઓરતને વેચાણથી એ મીલકત બીજાને આપવા અખ્તિઆર હતો કે નહી, અને બક્ષીશ લેનારીએ કરી આપેલુ વેચાણ ખત સદરહુ વેચાણ ખતમાં બક્ષીસ આપનારે પદ્ધતી પ્રમાણે પોતાના "નામની સહી કરી સામેલ રહેવાથી" મંજુર અને બંધનકારક થશે કે નહી? અને તે પછી જો એ બક્ષીશ આપનાર એજ મીલકત ત્રીજા સખશને બક્ષીશ કરેતો આ પાછળથી કરેલી બક્ષીશ મંજુર રહેવી જોઇએ કે રદ થવી જોઇએ.

ના મંજુર બક્ષિસની બાબતમાં બક્ષીસ આપનાર તે લેનારે કરેલા વેચાણ ખત ઉપર સાક્ષી કરે તો એ વેચા

ઊ—પુરેપુરો કબજો થયા શીવાય બક્ષીસ સંપુરણ થતી નથી. આ કામમાં એમ માલુમ પડેછે કે એ મીલકતનો થોડોક ભાગ બક્ષીસ આપનારે પોતાના કબજામાં રાખ્યો, અને બાકીનો ભાગ બક્ષીસ લેનારના કબજામાં સોંપ્યો, આથી બક્ષીસની મંજુરી સાબીત કરવાને જોઇએ તેવી રીતે કબજો સોંપ્યો એમ થતું નથી. બક્ષીસ આપનારે બક્ષીસ લેનારને તમા

મ મીલકતનો કબજો સોંપ્યો હોતતો એ બક્ષીસ સંપુરણ થાત, અને કરેલી શરત રદ બાતલ જાત પણ બક્ષીસ આપનારે થોડોક ભાગ પોતાના કબજામાં રાખ્યો તેથી પુરેપુરો કબજો સાબીત થઇ શકતો નથી, અને તે વગર બક્ષિસ નાબુદ છે. પરંતુ બક્ષીસ આપનારે બક્ષીસ લેનારે કરેલા વેચાણ ખત ઊપર પધતો પ્રમાણે પોતાની સહી આપી તેથી આ કૃત્ય એ વેચાણમાં તેની સમતીછે એમ બતાવી આપનારૂંછે, અને એ કરાર બક્ષીસ આપનાર તેમજ બક્ષીસ લેનારની ખુશીથી થએલો હતો. ત્યારે વેચાણ ખત મંજુર અને બંધનકારક ગણવું જોઇએ, અને તેનો કરાર મંજુર રાખવો જોઇએ. પાછળથી એ મીલકત બીજા સખસને આપવાનો બક્ષીસ આપનારને અધીકાર નથી. ણ મંજુર થશે.

દાખલો ૭૯

પ્ર—એક ઓરતે તેના પાંચ વરસની ઊમરના પઊત્રને તેની બધી મીલકત બક્ષીસ આપી, અને પાંચ વરસ પછી ઊપર કહેલા પઊત્ર સુધાંત તેના બધા વારસોમાં એ મીલકત વેંહેંચી આપી. ત્યારે તેની મીલકતની એક વારસને કરેલી બક્ષીસ કાયદાસર અને પાકીછે કે કેમ, અને પાછળથી એ મીલકત તે પાછી લઇ શકેછે કે કી રીતે?

ઉ—આવી બક્ષીસ કાયદાસર અને પાકીછે, અને તે પાછી લઇ શકાતી નથી, કારણ કે દાદી અને તેનાં પઊત્ર વચ્ચે લગ્ન નહીં થઇ શકે એવો સંબધછે, અને આવો સબધ બક્ષીસ પાછી ખેંચી લેવાને અટકાવ કરતોછે. બક્ષીસ આપા પછી પાંચ વરશે વારસોમાં સામાન્ય રીતે તેની મીલકતની વહેંચાણ રદ બાતલછે. અને પેહેલી કરેલી બક્ષીસ પુરેપુરા અમલમાં રહેશે. **સુરહી વીકાયા** મુજબ—"બક્ષીસ પુરણ કરવાને જે ચીજ બક્ષીસ લેનારના કબજામાંછે તે ચીજનો નવો કબજો લેવાની જરૂર નથી. બાપે તેના બચ્ચાને કરેલી બક્ષીસ માત્ર કેહેવાથી પુરણ થાયછે. ગમેતે બક્ષીસ પરાયા માણસે તેને કરી હોય તે મીલકતનો કબજો જો કબજો લેવા જેટલો સમજદાર હોતતો તેણે લેવો જોઇએ; નહીંતો તેની તરફથી તેના બાપે કે બાપના બાપે કબજો લેવો જોઇએ, અથવા તે માંના કોઇએ તેનો વાલી નીમ્યો હોય તો તે વાલીએ અથવા તો તેની મા સાથે તે રહેતો હોયતો તેની માએ અથવા જે દાદીએ તેના પૌત્રને કરેલી બક્ષીસ વીશે.

પરાયા સખસના ઘરમાં તેને કેળવણી મળી હોય તે પરાયા સખસે કબજો લેવો જોઇએ" એજ ગ્રંથમાં બક્ષીસ પાછી લે વાને સાત અડચણો ગણાઇછે. ૧ લી એ બક્ષીસની સાથે બીજી મીલકત ભળી હોય, ૨ જી, બક્ષીસ લેનારનું મરણ, ૩ જી બક્ષીસ લેનારે બક્ષીસ આપનારને કાંઇ બદલો આપવા અવેજ આપ્યો હોય, ૪ થી, એ બક્ષીસનું વેચાણ, ૫ મી, પક્ષકારો ધણીઆણી હોય ત્યારે, ૬ ઠી, લગ્ન નહી થઇ શકે એવું સગપણ હોય ત્યારે, ૭ મી આપેલી ચીજ નાશ પામી હોય ત્યારે.

## દાખલો ૨૦

પ્ર—બે ભાઇઓ એકઠા રહેતા હતા. તે બને પરણેલા હતા, અને એક ભાઇને એક દીકરો ને ત્રણ દીકરીઓ હતી; બંને ભાઇઓ એકઠા થઇને ઉપર કહેલો છોકરો જે તે વખતે ફકત આડા સાત વરસની ઉમરનો હતો તેને તેમની તમામ મીલકત આપી, અને એ મતલબનું તેના નામનું બક્ષીસનામું લખી આપ્યું. કાયદા પ્રમાણે આવી બક્ષીસ મંજુરછે કે કેમ?

બાપ તથા કાકાએ એકઠા રહીને નાહાની ઉમરનાને કરેલી બક્ષીસ વીશે.

ઉ—એક નાહાની ઊંમરના છોકરાને તેના બાપ તથા કાકા એ રીતે બે સખસોએ એકઠા રહી કરેલી બક્ષીસ જો જેવો પુરે પુરો કબજો થવાની જરૂરછે તેવો કબજો થયો હોય, એટલે કે કાકાએ લખી આપેલી માલકત, તેનો બાપ કે જે પોતાના નાહાની ઊમરના છોકરા તરફથી કબજો લેવાને મુખતીઆરછે. તેને આપી દઇ તેમાં પોતાનો હીસ્સો છોડી દીધો હોય તો મંજુરછે, પણ જો બાપની સાથે કાકાનો ભેગો કબજો રહયો હોયતો બક્ષીસ ના મંજુરછે. આ પ્રમાણે મત છતાં જો બાપ તેના છેલા મંદવાડમાં પોતાની બધી મીલકતની બીજાં છોકરાંઓને બાતલ કરી એક છોકરાને બક્ષીસ આપેતો એ બક્ષીસ તદન ગેરકાયદાસરછે, કારણ કે આવી સ્થીતીમાં તમામ વારસોનો તેની મીલકત ઊપર હક શરૂ થાયછે, અને એટલા માટે આવી વ્યવસ્થા કરવા અખતીઆર નથી. જો તે તનદુરસ્તીમાં હોય તે વખતે આવી બક્ષીસ કરેતો એ બક્ષીસ આપનાર અનીતીથી અને જુલમ ભરેલી રીતે વરતેછે, અને તેના વારસો તરફ નુકશાન કારક રીતે વડીલે વરતવું એ પાપ ભરેલું છે.

### દાખલો ૨૧

પ્ર—એક સખસને બે ઓરતોછે; અને તે પેહેલી ઓરતને દ સ્તાવેજ કરી તેની મેહેર બદલ પોતાની સ્થાવર તથા જંગમ મીલકત ઉપર પોતાનો તમામ હક સબંધ લખી આપે છે. બે વરસ પછી પોતાની પેહેલી ઓરત પાસેથી લખીતવાર પર વાનગી મેળવી પોતાની બીજી ઓરતને એક બીજો દસ્તાવેજ ક રી તેની મેહેર બદલ સદરહુ મીલકતના નીમે ભાગ ઉપર હક સબંધ લખી આપેછે. આ કામમાં બીજી ઓરત તેના ધણી ના મરણ પછી તેની મેહેરના દાવાની રૂએ અડધી મીલકત મળવા હકદાર થશે કે નહીં!

ઉ—આ કામમાં ધણીએ પોતાની પેહેલી ઓરતને તેની મેહેર બદલ પોતાની તમામ મીલકત ઉપરનો હક પોતાની બીજી ઓરતને તેનો નીમે ભાગ કાહાડી આપ્યા પેહેલાં લખી આપ્યો. એટલામાટે આ બીજો દસ્તાવેજ રદ બાતલ છે, કારણકે આપેલી ચીજ ઉપરનો માલકી હક ધણી પાસેથી નીકળી તેની ઓરતને પ્રાપ્ત થયો હતો. તેણીની તરફની પરવાનગી નથી મળી એમ ધારીએ તો આ પ્રમાણે છે. પ ણ પરવાનગીનું લખત બરોબર સહી ગણું છે એમ કબુલ ક રીએ તોપણ તેમાં માત્ર એટલુંજ લખેછે કે, ધણીને જે મી લકત પ્રથમ તેણે તેની પેહેલી ઓરતને લખી આપેલી હતી તે મીલકતનો નીમે ભાગ તેની બીજી ઓરતને તેની મેહે ર બદલ લખી આપવાને છુટ છે; અને તેથી બીજી ઓર તને લાભ થશે નહીં કારણકે તેના ધણીએ દસ્તાવેજ કરી આપ્યા પછી તે દસ્તાવેજ અમલ કરવા જોગ થવાને સા રૂ પેહેલી ઓરતની સમ્મતિની જરૂર છે. આ સમ્મતિ મે ળવેલી જણાતી નથી. અને વળી લખીતવાર પરવાનગી અ ર્ધ મિલકત લેવાને બીજી ઓરતને હકદાર કરવા કાયદાસર રીતે બસ નથી. પરંતુ આ કામમાં પુરાવા ઉપરથી એમ માલુમ પડશે કે આવી પરવાનગી આપવામાં કદી આવી નહોતી.

એક ઓરતના તાબાની મીલક તની બીજી ઓ રતને કરેલી બ ક્ષીસ જોકે શદ રહુ ઓરતની લે ખી પરવાનગી થી કરેલી હોય તોપણ તે બસ નથી.

### દાખલો. ૨૨.

પ્ર—એક સખસે પોતાની મીલકતમાં પોતાનું રેહેવાનું ઘર હતું તે બીજાને લખી આપ્યું, પણ તેનો કબજો આપ્યો નથી. આપેલી મીલકત બક્ષિસ આપનાર અને લેનાર બંનેના ક

ખજામાં એકઠી રહી. ત્યારે કાયદા પ્રમાણે બક્ષિસ મંજુર છે કે કેમ?

ઘરની બક્ષીસ જો બક્ષીસ આપનાર પાછળથી ઘર તેના કબજા માં રાખે અગવા તેની કાંઈપણ મીલકત તેમાં મુકેતો રદબાતલછે

ઉ—કાયદા પ્રમાણે આવી બક્ષિસ મંજુર નથી, કારણકે, બક્ષીસની બાબતમાં એ એક કાયદાસર સરત છે કે બક્ષીસ લેનારે કેઈપણ શખસને ભેળો રાખ્યા વગર તેનો પુરેપુરો કબજો લેવો જોઇએ, અને બક્ષીસ આપનારે પુરેપુરો કબજો સોંપવો જોઇએ, અને આપેલા મીલકતનો કબજો તદન છોડી દઈ એકલા બક્ષિશ લેનારને સ્વાધિન કરી દેવો જોઇએ. પણ ઉપરના કામમાં એમ માલુમ પડે છે કે બક્ષિસ આપનારે બક્ષિસનો કબજો છોડયો નહોતો. તેથી ઉલટું, બક્ષીસ આપનાર અને લેનાર બેઉની પાસે એકઠો તેનો કબજો હતો. વળી એમ માલુમ પડેછે કે બક્ષીસ આપનાર પોતે મરતાં સુધી એ ઘરમાં રહ્યો, અને ખરેખર તે ઘરમાં તે મરણ પામ્યો. આ વાત સ્પષ્ટ રીતે સાબીત થઈ છે. કાયદાના ગ્રંથોમાં એમ ચોખ્ખું લખેલુ છે કે કોઇ સખસ બીજાને એક ઘર બક્ષીસ આપી તેમાં તે રહ્યા કરે, અથવા જો તેમાં પોતાની કાંઇપણ મીલકત રાખે તો એ બક્ષીસ નિર્થક છે, કારણ કે પુરેપુરો કબજો આપવામાં આવ્યાની તથા લેવામાં આવ્યાની વાત સાબીત થતી નથી. ઓરત કે જે પોતાના ધણીને ઘર આપવા મુખતિઆર છે તેની બાબતમાં આ નિયમનો અપવાદ છે અને જોકે તે તેણીના ધણી સાથે તેનો કબજો રાખે, અને પોતાની તમામ મીલકત તેમાં રાખે તો પણ બક્ષીસ મંજુર થશે; કારણ કે ઓરત અને તેની મીલકત બંને તેના ધણીના કાયદાસર કબજામાં છે. એવીજ રીતે વળી કેટલાક કાયદાના હિમાયતીઓનો મત એવો છે કે જો કોઈ બાપ પોતાના નાહાની ઉમરના દીકરાને પોતાનું ઘર આપે, અને પોતે તેમાં રહીને પોતાની મીલકત તેમાં રાખે તો એ બક્ષીસ મંજુર છે. તે એવા આધાર ભુત નિયમ ઉપરથી કે બાપ કબજો રાખવામાં એજંટ દાખલ કામ કરેછે, અને આ મત પ્રમાણે તેનો કબજો તેના દીકરાના કબજાની બરાબર છે. પણ કેટલાક કાયદાના હિમાયતીઓ આ આધાર ભુત નિયમ વીશે પણ વાંધો લેછે. પરંતુ એ સ્પષ્ટ છે કે ઉપર ટાંકેલા બેઉ દાખલા શીવાય, એટલે કે, ઓરત તરફથી ધણીને. અને બાપ તરફથી તેના નાહાની ઉમર

અપવાદ

ના દીકરાને બક્ષીશ આપ્યાના દાખલા શીવાય કોઇ પણ શખ્શ ને બક્ષિશથી પોતાનું ઘર બીજાને આપતો હોય તેણે એ બક્ષિશ કાયદાસર કરવાને કબજો છોડી દેવો જોઇએ, અને.તે ઘર એવી રીતે તદન છોડી દેવું જોઇએ કે પોતાની મીલકતનું એક તરબલું પણ તેમાં નહી રેહેવા દેવું જોઇએ, અને તે તમામ બક્ષિશ લેનારને હવાલે કરીને પોતે તેનો બીલકુલ ઉપયોગ કે લાભ લેવો નહી જોઇએ. આ પ્રમાણે ' અને ત્યારેજ પુરે પુરો કબજો સોંપ્યો અને લીધો કહેવાય, અને તે સબબથી બક્ષિશ મંજુર ગણાય. આ કામમાં બક્ષિશ આપનારે બક્ષિસ આપ્યા પછી આપેલા ઘરમાં બક્ષિશ આપ્યા પહેલાં જેવી રીતે તે રેહેતો હતો તેવી રીતે રહેવું જારી રાખ્યું, અને પોતે મરતાં સુધી તેમાં રહયો. એટલા માટે આ બક્ષિશ તદન સંદેહ રહીત રદ બાતલ છે, અને આ પ્રમાણે હોવાથી એ ઘરમાં માલકી હક મરતાં સુધી એ બક્ષિશ આપનારનો રહયો, અને તે પછી તે હક તેના વારશોને મળવો જોઇએ.

## દાખલો ૨૩

પ્ર—જો મસામત શાજી દુનીયાએ પોતાના હિશા જેટલી (શદરહુ હિસ્સો તેણીના બાપે મુકેલી મીલકતનો ⅟₄ છે) ફેકરૂદીન હુસેનને કરેલી બક્ષિશ એ મિલકત મજીઆરી હોવાના કારણથી, અથવા ના મંજુરીતના બીજા કોઇ કારણથી રદ બાતલ ઠરાવવામાં આવે, અને બક્ષિશ લેનારની તરફથી એમ કબુલ કરવામાં આવે કે બક્ષિશ આપનાર ગુજરી ગઇ ત્યારથી એ બક્ષિશ લેનારના પોતાના તથા તેના વારસોના કબજામાં એ આપેલી મિલકત હતી તો સદરહુ મિલકત તેના પોતાના તથા તેના વારસોના કબજામાં રહી તે દરમ્યાન જે મીલકતમાંથી જે ઊપજ થઇ તેનો હિસાબ બક્ષિશ આપનારના વારસોને આપવાની કાયદાશર રીતે બક્ષિશ લેનારને શીર ફરજ છે કે કેમ ?

ના મંજુર બક્ષિસની બાબતમાં દરમ્યાન ઉપજ વીશે.

જ—આ દાખલામાં એ મિલકત ઉપરથી થતી દરમ્યાન ઊપજ ચોકશ મિલકત. કે સદરહું મિલકતના જેવી મિલકત ગણાતી નથી, અને અબુ હનીફા ના અભીપ્રાય પ્રમાણે ફકરૂદીન હુ

મેન આ ઊપજને શારૂ રાજી ફુનીસાના વારસોને જવાબદાર નથી. એ મેલાઓ ઊલટો મત ધરાવેછે, પણ ફુનીશના ઘણો જ અંગિકાર થએલોછે, અને તે ઊપર ઘણો આધાર રાખવામાં આવેછે.

# પ્રકરણ. ૯

## વશીયતનામા બાબતના અભીપ્રાય.

### દાખલો ૧

પ—એક માણસ અમુક સ્થાવર મિલકત કબજે લેવા દાવો બાંધેછે અને માલકી હકનો દાવો એવી દલીલ ઉપરથી કરેછે કે મરનાર માલીકે તેણીની પોતાની હયાતીમાં સ્થાવર તથા જંગમ તમામ તેણીની મિલકતનો કબજો તે મિલકતના અંગના તમામ હક તથા ઉપજના કબજા સાથે પોતાને (વાદીને) લખી આપી આપ્યો હતો, અને હાલના દાવા વાળી મિલકત એટલા કારણથી બાતલ રાખી હતી કે તે વખતે એ બાબત તકરાર ચાલવી હતી વળી તેણીએ મોઢેથી તેના નામનું વસીઅતનામું કરી, વિધી પુર્વક અને પ્રસિધ રીતે તેને પોતાને તેણીના વશીયતનામું ચલાવનાર મુકરર કરી તેણીની હરેક જાતની ઉઘરાણી વસુલ કરવાનો તથા તેણીની મિલકત ઉપર જે દાવા કરવામાં આવે તે તમામ દાવા પતાવવાનો અખ્તિઆર આપ્યો હતો. આં પ્રમાણે હકીકત છે ત્યારે ઉપર કહેલા લખતની રૂએ મરનાર માલીકની હયાતીમાં જે મિલકત તેણીના કબજામાં નહોય તે મિલકત ઉપર આ દાવાદારને કાયદાશર હક છે કે કેમ? અને બક્ષિશ અને ટમલીક ઇઆ માલકી હક લખી આપવા બાબતના લેખ વચ્ચે કાયદા શો તફાવત કરેછે? અને વળી ઉપર કહેલા હક લખી આપવા બાબતના લેખ અને વશીયતનામાની મંજુરીયાતની તરફેનમાં શા શા પ્રમાણો બતાવી શકાય. ?

વસીયત નામાની વ્યાખ્યા. ઉ—વસીઅતનામું એટલે મરણ પછી અમલમાં આવે એવી રીતે મિલકતનો હક સોંપવાનો લેખ, અથવા જાણે કે એક જણ બીજાને એમ કહે કે "ફલાણી ચીજ ફલાણા શખશને મારા મરણ

પછી આપજો" આ પ્રમાણે આપેલી ચીજ કૃત્રિમદાય કેહેવાયછે, અને આપનાર વશીયત નામુ કરનારો—રી, જેને એ ચીજ આપવામાં આવી હોય તે કૃત્રિમદાય, અને જે શખશને આ પ્રમાણે આપવાની સુપરત કરી હોય તે વશીયતનામું અમલમાં લાવનાર કેહેવાયછે. વશીયત નામાના વાસ્તવિકપણાને એ અવશ્ય જરૂરનું છે કે વશીયતનામા વાળી મિલકત વશીયતનામું કરનારના મરણ વખતે તેના કબજામાં હોવીં જોઇએ, નહીંતો એ વસીયતનામું નિર્થક થશે. દાખલો કે, જો કોઇ શખસ વશીયતનામું કરી પોતના ઘેટાંના ટોળાનો રૂ બીજાને આપે, અને એમ માલમ પડે કે તેના મરણ વખતે આવી જાતનું કાંઇ પણ જાનવર તેની પાશે નહોતુ, તો એ કૃત્રિમદાય નિર્થક થસે, અને તે એવા આધાર ભુત નિયમ ઉપરથી કે વસીયતનામું કરનારના મરણ વખતે એ મિલકત તેના કબજામાં હોવી જોઇએ એ જરૂરનું છે. **ટમલીક** એ શબ્દ સામાન્ય અર્થ વાળોછે, અને તે સરતી ઇઆ બીન સરતી બક્ષિશને, વેચાણને, અથવા વસીયતનામાને લાગુ પાડી શકાયછે. પણ હિબા (બક્ષિશ) એ શબ્દ બીજાને અવેજ વગર મિલકતનું તુરતનું આપવુ બતાવેછે આ હીસાબે માલકી હક સુપવા બાબતના લેખ અને બક્ષિશ વચે તફાવત એ છે કે પેહેલું કાર્ય સામાન્યછે, અને બીજુ વિસેષછે. એટલા માટે કાયદાસર રીતે બોલતાં વાદીને વસીયતનામા ઇઆ બક્ષિશની રૂએ જે મિલકત મરનાર માલીકના કબજામાં નથી તે ઉપર કોઇપણ હક નથી.

### દાખલો ૨

પ્ર—એક ઓરત કેટલીક જગમ મિલકત મુકીને ગુજરી ગઇ, જે મિલકત તે ગુજરી ગઇ તે વખતે તે કોઇ વારસો મુકીને ગુજરી ગયાનું નહીં માલુમ પડતાં કોરટ તરફથી સીલ કરી રાખવામાં આવી હતી. દાવાદારોએ હાજર થવા મતલબનું જાહેરનામુ કાઢયા પછી એક ઓરત નીકળી જેણે જાહેર કરયું કે હું મરનારની દીકરીછુ, એ મરનારે મને પરણાવીછે. અને હુ તેની તમામ મિલકતની કાયદાશર વારસછુ. વળી એ દાવાદારે ચાર સાહેદા આપ્યા જેમણે સોગંદ ઉપર જુબાની આપી કે ગુજરનારે કેટલીક વખત તેમની સમક્ષ એમ કહ્યું હતું કે તેણે આ

દાવાદારને દત્તક લીધીછે, તેણે તેને પરણાવીછે. અને એ દાવાદાર તેની કાયદાશર વારસ છે. ત્યારે એ દાવાદારને એ ગુજરનાર ઓરતની મિલકતનો વારસો મળવાનો હકછે, કે તે મીલકત સરકાર તીજોરીની સ્વાધીન થવી જોઈએ?

જે સખસને માલીકે પોતાનો એકલો વારસ કરયો હોય તેએકલો કૃત્રિમદાય તરીકે મિલકત લેછે.

ઉ—સવાલ ઉપરથી એમ જણાયછે કે ગુજરનાર ઓરતે દાવાદારને ચાર સાહેદોની વિદ્યમાન પોતાની વારસ કરી હતી. આ મુજબ કહેવાનો ખુલ્લો હેતુ અંતરથી જોઇએ કે દાવાદારને તેણીના મરણ પછી તેણીની મીલકત મળે આ શબ્દોની બીજી મિલકતના કૃત્રિમદાયનો જે અરથ નીકળેછે તેથી બીજો અરથ આ શબ્દોનો કરવો અશકયછે, અને જો આ વાત સાબીતવાર થએલી નથી તોપણ તેણીના કહેવાના ભાવાર્થ ઉપર ધ્યાન આપવું જોઈએ

દાખલો ૩

પ્ર—કોઇ માણસ વસીયતનામું કરી કોઇ સખસ જે પરાયા છે તેમને પોતાની મિલકત આપે તો તે કાયદાસરછે કે કેમ? અને વસીયતનામામાં કરેલા ઠરાવો પૈકી કોઈ પણ ઠરાવ કાયદા વીરૂધ હોય એમ ધારીએ તો આથી આખુ વસીયત નામુ નામંજુર થશે કે જેટલો ભાગ આ કાયદા વિરૂધ ઠરાવના સંબંધનો છે તેટલોજ ભાગ માત્ર નામંજુર થશે? જો એ કાયદા વિરૂધ ઠરાવથી આખુ વશીયતનામું ગેરકાયદાશર થતુ હોય તો એ વશીયતનામુ કરનારના મરણ પછી બે ઇઆ ત્રણ વરસ સુધી, તે પ્રમાણે અમલ થઇ તે કબુલ રાખવામાં આવ્યું હોય તેથીતે મંજુર થઇ શકશે કે કેમ?

ઉ—કાયદા પ્રમાણે મિલકતના $\frac{1}{3}$ સુધી કૃત્રિમદાય આપી શકાય છે બાકીના $\frac{2}{3}$ વારસોને જાયછે, જે વારસોમાં આ કામમાં, બે વિધવાઓ અને એક બહેનછે, વિધવાઓને $\frac{1}{4}$ મળશે, અને બાકીનું બેહેનને મળસે, એટલા માટે જો કોઇપણ કાયદાસર દાવો કરેતો એ વશીઅતનામાના તમામ ઠરાવો ચાલી શકે નહી. મિલકતના $\frac{1}{3}$ ઊપરાંત મિલકત જે લોકો વારસ નથી તેઓ લઇ શકતા નથી, એટલા માટે વસીયતનામાનો થોડોક ભાગ કાયદા વિરૂધ અને થોડોક કાયદા પ્રમાણેછે; પણ જે ભાગ કાયદા વિરૂધછે તેથી આખુ વસીયતનામું નામંજુર થતું નથી. જે સખસોએ

વસીયતનામું કરનારના મરણ પછી એ વશીઅતનામું મંજુર કરવું અને તેના ઠરાવો અમલમાં લાવવા પરવાનગી આપી તે શખશો કાયદાશર ઈલાજ કર્યા વગર ખસી શકતા નથી.

### દાખલો ૪

પ્ર—એક મુસલમાને પોતાની હયાતીમાં વસીયતનામું કરી પોતાની ઓરત [illegible] ૭ાં પોતાના ભાઈના દીકરાને પોતાની તમામ [illegible] એ વસીયતનામામાં તેની ઓરતે સાક્ષી કરી હતી. [illegible] વખત પછી તે ફરજંદ મુકયા વગર ગુજરી ગયા, અને તેના મરણ પછી ઊપર [illegible] તેના ભત્રીજા અને તેની વિધવા [illegible] કબજામાં તેની મિલકત રહી. એ વિધવા ગુજરી ગઈ ત્યારે તેના ભાઈએ એ મિલકતમાં તેણીના હિસ્સા ઊપર દાવો કર્યો. ત્યારે મરનારે તેના ભત્રીજાને કરી આપેલું વસીયતનામું (આ ભાઈ જો તેનો એક કાયદાશર વારસ છે) મજબુત રહે છે, અને તેથી વિધવાના વારસોના હક નાબુદ થઈ શકે કે નહીં?

ઉ—જો વિધવાએ ધણીના મરણ પછી ધણીએ કરેલા વસીયતનામાને સમતી આપી હોય તો તે વસીયતનામું બધી રીતે મંજુર અને મજબુત ગણવું જોઈએ; કારણ કે એક વારસને આપેલા કૃત્રિમદાય જ્યારે બીજા વારસોની સમતી નહોય ત્યારેજ નીરર્થક છે, અને આ પ્રસંગે મુદ્દામ સંમતી માલુમ પડતી નથી તોપણ તે સ્પષ્ટ રીતે અને સંદેહ રહિત ગર્ભીત હતી.

બાકીનાઓની સમ્મતિથી એક વારસને કરીઆપેલું વસીયતનામું મંજુર છે.

### દાખલો ૫

પ્ર—બે ભાઈઓ હતા, અને તેમાંનો એક જણ ત્રણ દીકરા અને એક દીકરી મુકીને ગુજરી ગયો. પાછળ રહેલાં ભાઈએ (તેના ગુજરનાર ભાઈના છોકરાં) તેના ભત્રીજા અને ભત્રીજીને પાછળથી વસીયતનામું કરી વડીલોપાર્જીત અને આપ કમાઈની પોતાની અને પોતાના ભાઈની તમામ સ્થાવર તથા જંગમ મિલકતના સાત ભાગ કરયા, અને પોતાના દરેક ભત્રીજાને બબે હિસ્સા અને ભત્રીજીને એક હિસ્સો એ રીતે આપ્યા. પરંતુ પોતાની હયાતીમાં તેણે એ મિલકતના તેમના પોત પોતાના હિસ્સા વહેંચી આપી તેમને કબજે સોંપ્યા નહીં, પણ તે દરેકને બે હી

આ તેણે આપેલા હવા તે હીસા પ્રમાણે એ મીલકતની ઉપજ વસુલ લેવા તેમને માત્ર અખ્તીયાર આપ્યો. ત્યારે આ પાછળ ર હેલા ભાઈએ કરેલું વસિયતનામું કાયદા પ્રમાણે ચાલી શકે કે કેમ? ઉ—એ વશીયતનામું મંજુર છે, કારણ કે એ વશીયતનામું કર નાર તેની પોતાની મિલકતનો ધણીછે, અને તેની મરજીમાં આ વે તેવા કોઈ પણ માણસને વશીયતનામું કરી આપવાનો તેને હકછે એટલા માટે સ્થાવર કે જંગમ વડિલો પારજીત કે આપ કમાઈની જેટલી તેની પોતાની મિલકત હોય તેટલે સુધી તેના ભત્રીજા તથા ભત્રીજીને આપેલો કૃત્રિમદાય ચાલી શકેછે, પર તુ જે મિલકત તેના ભાઈનીછે તે મિલકતને સબંધે તેણે કરે લી વ્યવસ્થા કેવળ નકામી અને નિરર્થક છે, કેમકે તેના ભત્રીજા અને ભત્રીજીને ઓરત કરતાં મરદને બમણું એ પ્રમા ણમાં તેમના બાપની મિલકતનો વારસો લેવાનો સંપુર્ણ કાયદા શર હકછે. કૃત્રીમદાયનો ઇરાદો એછે કે મિલકત ઉપર હક ઉ ત્પન્ન કરવો; પણ આ ઠેકાણે કૃત્રીમદાય જરૂર વગરનો હતો કા રણ કે કૃત્રીમદાયાદો વારસાના હકની રૂએ તેમનો બાપ ગુજ રી ગયા પછી તેની મિલકત મળવાને હકદાર થયા તો પ ણ પાછળ રહેલા ભાઇએ પોતાની મિલકતની વસીયતનામાથી ક રેલી વ્યવસ્થા સૌ સૌના પોત પોતાના હિસ્સા વેહેંચી આપી પોતાની હયાતિમાં તેમને કબજે નહી સોપ્યાના શબબથી કોઇ રીતે નાબુદ થતી નથી. કેમકે કૃત્રિમદાયની બાબતમાં મોઘમ પણુ ચાલી શકે છે તેમને લખી આપેલા હિસ્સાઓની ઊપજ તેણે તેમને વસુલ લેવા દીધી એ માત્ર પરવાનગીનું કૃત્ય હ તું; બીજા બોલમાં એ કૃત્ય પોતાની મિલકત બીજાઓને વાપ રવા પરવાનગી આપ્યા બરોબર હતું, અને આ ચાલી શકેછે; કારણ કે સંપુર્ણ બક્ષિશમાં મોઘમપણું હરકત કરતા છે તે વી રીતે પરવાનગીના કૃત્યમાં તે હરકત કરતા નથી તેણે કરે લુ વસીયતનામુ તેનું મરણ થતાં સુધી અમલમાં આવતુ નથી, અને એટલા માટે એ બનાવ બન્યા પછી તેની ભત્રીજી જે કે તેના વારશોમાં નથી, તેણીએ તેની મિલકતનો હુ મળવા નો હકછે અને કૃત્રિમદાય બદલ જે હુ મળવાનો તેના

હકછે, તે તેણીએ વસુલ કરયા; પછી ભાઈના દીકરાઓ તેમ ના વારસાના હકની રૂએ બાકીની મીલકત તેમની વચે સર ખે હિસ્સે વેંહેંચી લેવા હકદારછે, કારણ કે તેઓ વારસો અ ને સેષાધિકારીઓ બંને છે, અને વારશોને કૃત્રીમદાય આપી શ કાય નહી; ઉપરના અભિપ્રાયને માટે નીચે પ્રમાણે છે. "**ફોદાયામાં**"જે મિલકત વસીયતનામાથી આપવા વસીયત નામુકરનારને અખ્તિઆરછે, અને જે આપવા અખ્તિયાર નથી. એવા કૃત્રિમદાયવાળું વસીયતનામું જે મિલકત આપવા તેને અ ખ્તિયારછેતે મિલકતનીબાબતમાં મંજુરછે, અનેજેમિલકતઆપવા તેને અખ્તિઆર નથીતે મીલકતની બાબતમાંમંજુરનથી"તેવીજરી તે વળી એજ આધાર ભુત પ્રમાણમાં"જો કોઈ શખસ પોતા ની મિલકતનો ⅓ વસીયતનામાથી એક માણસને આપે, અને ⅓ બીજાને આપે, અને વારસો આ બેમાંથી એ કે વારસો સ મ્મતિ ન આપે તો તેવે પ્રસંગે ⅓ એ બે કૃત્રિમદાયાદો વ ચે વહેંચી અપાયછે. કેમકે જ્યાં ⅓ કરતાં વધારે મિલકત વ શીયતનામામાં આપી હોય અને એ આખું વસીયતનામું બ જાવવાને માટે વારસો સમ્મતિ આપવા ના પાડેતો ઉપર ખુલા સો કર્યા પ્રમાણે તે ⅓ સુધી અમલમાં લવાયછે; અને આ દાખ લામાં બંને દાવાદારોનો હક સરખો મજબુતછે, અને ⅓ નાભા ગ થઇ શકેછે તેથી તે તેમની વચે સરખે હિસ્સે વેંહેંચી આ પવામાં આવેછે."

# प्रकरण. ६

લગ્ન, મેહેર, તલાક ઇત્યાદી બાબતના અભિપ્રાય.

## દાખલો ૧

પ્ર—એક ઓરત કાંઇક નાંણાનો અવેજ લેઇ એવો લેખી કરાર કરેછે કે કુંમારી દીકરી (જે એ કરારની વખતે માત્ર ત્રણ મહીના નીછે) બીજી ઓરતના દીકરાને પરણાવીસ અને તે મુજબ એ દીકરાને પોતાના ઘરમાં રાખીં તેને કેળવણી આપેછે. પાછળ થી એ દીકરીની મા એ કરારમાંથી છટકી જાયછે, અને તે પ્ર માણે વર્તવા ના પાડેછે. ત્યારે એદીકરાની માને એ કરાર પુરોકર

વા દીકરીની માને ફરજ પાડવાનો કાયદા પ્રમાણે હક છે કે નહી? આ લગ્નના કરારના અવેજમાં આપેલાં નાણાં તેનીપાસેથીતે પાછા લઇ શકે છે કે કેમ?

લગ્નનો કરાર કાયદા પ્રમાણે જબર દસ્તીથી અમલમાં લાવી શકાતો નથી.

ઉ—દીકરાની માને લગ્નના બદલામાં તેણે આપેલા નાણા ઉપરજ માત્ર કાયદાસર હકછે, અને આપેલી તમામ રકમ તે પાછી લેશે. **ફતાવા કાઝીખાનમાં** આવેલા મત પ્રમાણે—"એક માણસે બીજાની દીકરી સાથે લગ્ન કરવા માગણી કરી અને તેણીને ભેટ મોકલી એ દીકરીના બાપે પાછળથી એ લગ્નનો કરાર પુરો કરવા ના પાડી આ કામમાં એવો ઠરાવ કરવામાં આવ્યોછે કે જે કાંઇ મહેર દાખલ અથવા લગ્નના અવેજમાં મોકલવામાં આવ્યુ હોય તે હાજર હોય કે નહી તો પણ પાછુ આપવું જોઇએ, અને જે કાંઇ ભેટ દાખલ મોકલવામાં આવ્યુ હોય તે હાજર હોયતો પાછું આપવુ જોઇએ, પણ જો ખોવાયુ હોય અથવા નાશ પામ્યુ હોય તો લેણા દાખલતેનો દાવો થઇ શકતો નથી."

### દાખલો ૨

પ્ર—લગ્ન વખતે કાંઇ પણ લેખી કરાર કરવાનો રીવાજ છે કે કેમ? જેમકે એક માણસે એક નટડીની દીકરી સાથે પોતાના દીકરાની સગાઇ કરેછે અને એ ઓરત કાંઇક રકમ આપી એ પરણનારના બાપ પાસેથી એવી મતલબની સાથેના એક લેખી કબુલત લેછે કે મેં એ રકમ લીધીછે અને આ રકમથી હું મારા દિકરાને તેણીની દીકરી સાથે પરણાવવા બંધાઉ છું જો એ કબુલત આપનાર સખસ આ લેખી કરાર છતાં તેમાં અમલ જે પોતાના દીકરાની વહુ થવાની તેને પોતાના ઘરમાં રાખ્યા છતાં તે કબુલતમાં આપેલું વચન પાળવા ના પાડેતો આવો કરાર રીતસર વેરાગ્ જેટલો બંધન કારક થઇ શકે કે નહી? અને તેનો અમલ જબરદસ્તીથી કરાવા પાત્ર કાયદો તેને ગણશે કે નહી?

પરણવાની લેખી કબુલત બંધન કારક નથી પણ અવેજમાં

ઉ—આ સમુદાયના આબરૂદાર લોકોમાં લેખી કબુલતો આવે પ્રમાણે કદી કરવામાં આવતી નથી, હલકા લોકોમાં એ પ્રમાણે કરવાનો રીવાજ હશે, પરંતુ જો કોઇ અવેજમાં કાંઇ રકમ લેઇ

ઊપર કહેલા પ્રકારનો કરાર કરી આપે તો તે કરાર માત્ર લગ્ન કરવાના વચન સમાન થાયછે, પણ લગ્નના ખરેખરા કરાર શમાન તે કોઈ પ્રકારે થતો નથી; અને આવો કરાર કરનાર સખસ તેની વીગતોના બંધનથી નિકળી તેને યોગ્ય લાગે તેવી બીજી કોઈ કન્યાની શાથે તેના દિકરાનું લગ્ન કરવા તે મુખતિઆરછે પણ અવેજમાં લીધેલી રકમ જો માગવામાં આવે તોતે પાછી આપવી જોઈએ. વેચાણના કરારની સરતો નક્કિ કરેલી અને ચોકશછે, પણ તેમાંની એકે સરતઆવા પ્રકારના કરારમાં આવેલી માલુમ પડતી નથી.

લીધેલી કાંઇ પણ રકમ પાછી લેઇ શકાય તેવી છે.

## દાખલો ૩

પ્ર—એક માણસ પોતાની ભત્રીજીની માની સમતિ વગર એ પોતાની ભત્રીજી અને પોતાના દીકરા વચે લગ્નનો કરાર કરાવે છે, અને તે એવે વખતે કે જે વખતે તે બંનેની ઊમર માત્ર ત્રણ વરસનીછે પણ એ દીકરો તથા ભત્રીજી તેમના નાહાનપણમાં એકજ ઓરતને ધાવેલાછે ત્યારે આ લગન કાયદા પ્રમાણેછે કે કેમ?

ઉ—આ સવાલ ઉપરથી માત્ર એટલું માલુમ પડેછે કે એ દીકરો તથા ભત્રીજી તેમના નહાનપણામાં એકજ વખતે એક ધાવને ધાવતાં હતાં. પણ તે વખતે તેમની બાત પોતાની ઉમર ચોકસ જણાવેલી નથી, જેઓ એકજ ધાવને ધાવ્યાં હોય તેમની વચેના લગનના વાસ્તવિકપણા ઇઆ અવાસ્તવિકપણા વીશે કાયદો તે વખતે તેમની પ્રત્યેકની ઊંમર ઉપર આધાર રાખી તફાવત કરેછે. જો એ સખસો એકજ ઓરતને અઢી વરસની ઉમરે પોહોચ્યા પહેલાં ધાવ્યાં હોયતો પાછળથી તેમનું લગ્ન કાયદા વિરૂધ થશે; પણ જો એ ઉમરે પોહોચ્યા પછી એ પ્રમાણે તેમણે કરયું હોયતો લગ્ન કાયદાશર થશે. એવીજ રીતે વળીજે એકજ ઓરતને ધાવતી વખતની નીમેલી ઉમર કરતાં એક સખસ મોટો હોય અને બીજો નહાનો હોયતો તેથી તેમના લગ્નને અટકાયત થશે નહી

ઉછેરેથી લગ્ન કઇ રીતે રદ થાય છે.

## દાખલો ૪

પ્ર—એક માણસ જારકર્મની બદનામી પોતાને માથે આવતી ટાળ

વાના ઇરાદાથી એક ગર્ભવંતી ઓરતને તેને પ્રસવ થતા પહેલાં પરણ્યોછે; પરંતુ તે ઓરત તેના મા બાપના ઘરમાં રહેવું જારી રાખેછે. એ ઓરત હવે આગળ આવી ૭ વરસની થયેલી ખોરાકીનો તેના ધણી ઉપર દાવો કરેછે. રજુ થએલા સાહેદો એ લગ્ન સોળ સતર વરસ ઉપર થયાનું કહેછે, અને એમ પણ વળી સાબીત થયુંછે કે એ ઓરત તેના ધણી સાથે કદી રહી નથી, તેમજ ખોરાકી પણ તેની પાસેથી તેને મળી નથી. ત્યારે આવું લગ્ન મંજુરછે કે કેમ? અને એ ઓરતને લગ્ન થયા પછી સોળ સતર વરસે ચહેલી ખોરાકી મેળવવાનો કાંઈ પણ કાયદાસર હકછે કે કેમ?

ગર્ભવંતી ઓરત સાથે લગ્નકરવા વીશે તથા ધણી ધણીઆણી પેઠે રહેવા વીશે.

જ—કાયદા પ્રમાણે ગર્ભવંતિ ઓરત સાથે લગ્ન કરવાની છુટછે, પણ જો બીજા ધણીથી એ ગર્ભ રહયો હોય તો તે ઓરતને પ્રસવ થતાં સુધી તેની સાથે ધણી ધણીઆણી પેઠે રેહેવાને મનાઇછે. **હિદાયા** પ્રમાણે,—"જાર કર્મથી રહેલા ગર્ભવાળી સીને પુરૂષ કાયદેસર રીતે પરણી શકેછે, પણ પ્રસવ થાય ત્યાં સુધી તે પુરૂષે તેની સાથે ધણી ધણીઆણી પેઠે રહેવું ન જોઇએ" બોલી કરી હોય તે શીવાય અથવા દીવાની કોરટના હુકનામા શીવાય ધણી પાસેથી ચહેલી ખોરાકીનો દાવો કરી શકતો નથી. **વિકાયા** પ્રમાણે,—"વીતી ગએલી મુદતની ખોરાકી કાઝીએ ચુકાદો કરી અપાવ્યા શીવાય, અથવા પક્ષકારો વચ્ચે બોલી કરયા શીવાય લેણી થતી નથી; પણ જો કાઝીએ ચુકાદો કરી અપાવી હોય અથવા પક્ષકારો વચ્ચે બોલી થઇ હોય તો તે આપવાની ફરજછે"

## દાખલો ૫

સ—એક ઓરતને તેના લગ્ન વખતે તેની મા પાસેથી બક્ષિશમાં એંશી વીઘાં જમીન, એક રેહેવાનું ઘર તથા એક ગોશાળા મળી. પાછળથી તે પોતાનો ધણી, એક પરણાવ્યા વગરની દીકરી તથા એક દીકરો મુકીને ગુજરી ગઇ. ત્યારે હવે ઉપર બતાવેલી મિલકત તેના ગુજરી ગયા પછી શા શા પ્રમાણમાં વેહેંચી લેવા તેનો ધણી તથા તેના બે છોકરાં હકદાર થશે?

જ—કાયદા મુજબ ઓરત તેણે લગન વખતે અથવા બીજી રીતે મેળવેલી સ્થાવર તથા જંગમ તમામ મિલકતની સંપુરણ માલીકછે, અને એટલા માટે તે જયારે ગુજરી જાય ત્યારે વારસાના કાયદા પ્રમાણે તે મિલકતના ચાર સરખા હિસ્સા કરવામાં આવસે, જેમાંનો એક હિસ્સો તેનો ધણી લેસે, બે તેનો દીકરો લેશે, અને એક તેની દીકરી લેશે. ઓરતની મીલકતની માલકી લગનથી ધણીને પ્રાપ્ત થતી નથી.

## દાખલો ૬

પ્ર—કોઇ પરણેલી સ્ત્રી પોતાનાં ઘરેણાં, લુગડાં, અને બીજો સમાન કોઇ પરાયા માણશને બક્ષિશમાં આપી શકેછે? કે તેણે તેના ધણીની પ્રથમથી રજા મેળવવી જોઇએ એવી કાએદામાં જરૂરછે. ?

જ—પરણેલી સ્ત્રી પોતાની મિલકત બક્ષિશમાં આપી શકેછે; પછી તે મિલકતમાં ઘરાણું હોય અથવા બીજી વસ્તુઓ હોય. કાયદામાં ધણીની રજાની જરૂર નથી. પરણેલી સ્ત્રીને તેની પોતાની મીલકત ઉપર હંદ વગરનો અખતીઆરછે

## દાખલો ૭

પ્ર—કોઇ મુસલમાન પોતાને પોતાની પહેલી ઓરતથી એક દીકરો અને દીકરી થયા બાદ એક યુરોપીઅન સ્ત્રીને પોતાના ધર્મમાં લઇને તેની સાથે લગનકરેછે; ત્યારે આ બીજુ પરણેત કાયદા પ્રમાણે મંજુરછે કે શી રીતે?

જ—આવું લગન મંજુરછે, કેમકે એ સ્ત્રી મુસલમાની ધર્મમાં આવીછે અને મુસલમાની ધર્મમાં ચાર ઓરતો કરવાની છુટીછે પુરૂશ એક જ વખતે ચાર ઓરતો પરણી સકે. ઓરતનો ધર્મ અને સંખ્યા વીસે.

## દાખલો ૮

પ્ર—એક પુરૂશ લગનનો કરાર કરતાં પહેલાં પોતાની ઓરત સાથે એવો મોઢાનો કરાર કરેછે કે લગન થયા પછી તે પોતાના ગાબાપને ઘેર રહેવા મુખત્યારછે. ત્યારે લગન પુણું થયા પછી એ ઓરતને બીજી જગ્યાએ ખસેડી એ કરાર તે પુરૂશ તોડી શકે છે, કે આ સરત પ્રમાણે બરોબર ચાલવાની તેની ફરજ છે?

જ—મુસલમાની કાયદા પ્રમાણે આવો કરાર કાયદા વિરૂધછે, તેથી તે પ્રમાણે ચાલવાની ધણીની ફરજ નથી, અને પોતાને ઘેર એ ઓરતને લઇ જવાને તેને પુરું સતાછે. પરંતુ તેણે એ સ્ત્રી કાયદા વીરૂધ સરત સાથે કરેલા લગન વીસે.

ને તેની મહેર આપેલી જોઇએ જો તેણે તે પ્રમાણે કરયું ન હોયતો મેહેર મળતા લગી ધણીને ઘેર જવાનો તે વાંધો લેઇ શકેછે.

## દાખલો ૯

પ્ર—એક સખસ કાંઇજ નાણાના અવેજ બદલ એવો લેખી કરાર કરેછે કે હું મારી દીકરીનુ બીજી ઓરતના દીકરા સાથે લગ્ન કરીશ એ દીકરાની મા એ છોડીને તેના કુટુંબમાં લેછે, અને લગ્ન કાયદા પ્રમાણે યથા વિધી થતાં પહેલાં તેનો દીકરો ગુજરી જાયછે. ત્યારે તે છોડીને બીજા પુરૂસસાથે પરણાવવાનો હક એ દીકરીના બાપનોછે; કે ગુજરનારની માનોછે?

સગાઇ કરેલી છોડીના તેના ધણીના મરણ પછી હક વીશે.

ઉ—કાયદા પ્રમાણે જે ગુજરનાર પુરૂષની સાથે એ છોકરીનું લગ્ન કરવા નક્કિ કરેલુ, પણ યથા વિધી તે લગ્ન થએલુ નહી તે પુરૂષની માનો તે છોડીને બીજે ઠેકાણે પરણાવવાનો હક નથી. એ દીકરીના બાપને કોઇક લાયક સખસ સાથે તેનું લગ્ન કરવાની છુટછે, અને જો તે સમજદાર અને પુખ્ત ઉમરની હોય તો તમામ પ્રમાણે એ અંગીકાર કરયા મુજબ સરખા સ્થીતિના પુરૂસ સાથે પોતાનું લગ્ન કરવા તેને અખતીઆરછે,

## દાખલો ૧૦

પ્ર—જો અ, બ સાથે લગ્ન કરયા પછી, બ હયાત છતાં, બની આંગળીઆટ બેહેન ક ને પરણે, અને જો કાયદા પ્રમાણે આ બીજુ લગ્ન નામંજુર હોય તો પહેલી વારનું લગ્ન નામંજુર ગણાશે કે શી રીતે અને મહેર મળવાનો બ નો હક છે કે કેમ?

પેહેલી વારની ઓરત હયાત છતાં તેની બેન ની સાથે કરેલા લગ્ન વીશે

ઉ—અ નું બ સાથે લગ્ન થયા પછી, તેણે બ ની સગી બેહેન ક સાથે લગ્ન કરયું તો પણ તેનું બ સાથેનું લગ્ન મંજુરછે પરંતુ ક પોતાના સગપણના કારણથી મના કરેલાં સગાંની પંકતીમાં આવેછે, તેથી અ ની સાથે થએલુ તેનું લગ્ન રદછે અને મહેરમળવાનો તેને હક નથી પણ આ કારણથી બની સાથેપ્રથમ થયેલુ લગ્ન રદ થતું નથી. અને અ ગુજરી ગયેથી તેની ઓરત બ ને તેની મિલકતમાંથી મહેરના તમામ રૂપીઆ લેવાનો હક થસે.

## દાખલો ૧૧

પ્ર—લગ્ન સાબીત કરવાને કેવા પ્રકારનો પુરાવો જોઇએ.?

ઉ—તમામ દાખલામાં નજરનો પુરાવ શાહેદોએ આપવો જોઇએ, પણ મા બાપ, લગ્ન તથા બીજાં કેટલાં મુદ્દામ કામોમાં જ્યાં ખાસ દરહું બીના બન્યા વીશે તેની પ્રસિધતા ઊપરથી, અથવા તો જે સખસના સાચવટ ઉપર સંદેહ રાખવાનું સાહેદને કારણ ન હોય તેવા સખસે આપેલી ખબર ઉપરથી સાહેદની પુરી ખાત્રી હોયતો સાંભળેલી વાતનો પુરાવ ચાલી શકેછે, તેવા કામોમાં ઉપર મુજબ નજરના પુરાવની જરૂર નથી.

સાંભળેથી વાત ક્યારે પુરાવામાં લેવા જોગછે.

## દાખલો, ૧૨.

પ્ર—એક પુખ્ત ઉમરે પોહોચેલી સ્ત્રીએ પોતાની સ્વખુશીથી તથા સમ્મતિથી એક આશામીની સાથે સાક્ષિઓની સમક્ષ લગ્નનો કરાર કરયો. પાછળથી તેના સગાંઓ જબરાઇથી તેના ધણીના ઘરમાંથી તેને લેઇ ગયા; અને બીજા આદમીની સાથે તેનું લગ્ન કરયું. એ ઓરતને તાબે લેવા સારૂ બંને ધણીઓ હવે દાવો કરેછે. એક ધણી પાસેના સાક્ષિઓથી એમ સાબીત થાયછે કે રમઝાન મહીનાની તા૦ ૫ મીએ યોગ્ય રીતે યથાવિધિ લગ્ન કરવામાં આવ્યું હતું; બીજા ધણીના સાક્ષિઓથી એમ સાબીત થાય છે કે એજ વરસના રમઝાનની તા૦ ૮ મીએ ધામ ધુમથી લગ્ન કરવામાં આવ્યું હતું. બીજો દાવાદાર એવી દલીલ કરેછે કે તે ઓરતને તલાક આપ્યા પછી હું તેને પરણ્યો. એ ઓરત અને તેના સગાંઓ બીજુ લગ્ન મંજુર રાખવા ખુશી છે. ત્યારે આ બે દાવાદારમાંથી કીયા દાવાદારને કાયદા પ્રમાણે એ ઓરત તાબે થવી જોઇએ; અને લગ્નની વાત સાબીત કરવાને એ અવશ્ય જરૂરનું છે કે જે સખસે વિધિ કરેલી તેણે આવી એવો પુરાવો આપવો જોઇએ; કેતે લગ્ન યથાવિધિ કરવામાં આવ્યું હતું? અને લગ્નના વાસ્તવિકપણાને માટે એ જરૂરનું છે કે તે ઓરતેને તથા તેના વાલીઓએ એ વાત મંજુર રાખવી જોઇએ.

ઉ—શાહેદાની સાક્ષિથી એમ સાબીત થાયછે કે પેહેલા દાવાદારનું લગ્ન બીજા દાવાદારના લગ્ને પેહેલાં થયું હતું, અને એટલામાટે અગ્રતાના કારણથી તે લગ્નવાળાનો હક પેહેલો પસંદ થવો જોઇએ. એટલા માટે એ ઓરતને પેહેલા દાવાદારને તાબે કરવી જોઇએ. હિદાયામાં ઠરાવ્યું છે કે,—"જો તેઓ લગ્નની

તારીખો ચોકસ બતાવે તો પેહેલાની તારીખ બતાવનાર પક્ષકારનો પુરાવ વધારે પસંદ કરવો જોઇએ." એવીજ રીતે વળી **શુરહી વિકાયા**માં કેહેછે કે,—"જો બે સખસો એવો દાવો કરે કે તેઓ એક પછી એક એ રીતે એકજ ઓરતને પરણ્યા છે, અને તેમના પોત પોતાના લગ્ન થયાની વાત પુરવાર કરવાને શાક્ષિઓ રજુ કરે તો જે પેહેલા પરણ્યા હોય તેનો હક વધારે પસંદ કરવો જોઇએ." બીજો દાવાદાર પોતેજ એમ તકરાર કરેછે કે એ ઓરતને તેના પેહેલા ધણીએ તલાક આપ્યા પછી પોતે પરણ્યો હતો, પણ આ બીજુ પરણેત રદ ગણવું જોઇએ કેમકે અજમાએશની મુદતમાં તે ઓરતે બીજુ લગ્ન કરવું એ કાયદા વિરૂધ છે; અને એક મહીનાની પાંચમી અને આઠમી તારીખ વચે જરૂરી મુદત વીતી હોય એમ બની શકતું નથી. પણ જો એમ માનવામાં આવે કે પેહેલા દાવાદારે ખરેખર એ ઓરતને તલાક આપી હતી, અને એમ સાબીત થાય કે એ તલાક ફરી શકે તેવી હતી તો પણ તે ધણી તેણીની પાસે પાછો આવ્યો નહીં, અથવા એ તલાક ન ફરી શકે તેવી હતી, તો પેહેલા દાવાદારનું પરણેત પણ રદ થાયછે. જો, તેથી ઉલટું, એ ઓરત તલાક સાબીત ન કરે. અને યોગ્ય સાક્ષિઓથી લગ્ન સાબીત થાય તો તેને પેહેલા દાવાદારને સોંપવી જોઇએ. લગ્ન સાબીત થયા પછી, તે ઓરતની પોતાની, ઇઆ તેના વાલીઓની પસનતા, કજોડુ અથવા બીજી કાયદાસર ખામી, જે લગ્નનો કરાર રદ કરવાને પાકુ કારણ કરતુ હોય તે કજોડા અથવા કાયદાસર ખામીના સબબ શીવાય કાંઇજ કામની નથી.

## દાખલો ૧૩.

પ્ર—**મસાઅત હીંદા** અને **ઝેદ** ધણી ધણીઆણી દાખલ પાંચ વરસ સુધી એકઠા રેહેતા હતા, અને આટલો લાંબો વખત વીતી જવાથી એ લગ્ન ધામધુમથી થએલું નજરે જોનાર એકે સખસ હયાત નથી, પણ **હીંદા** સાથેના લગ્નની ઝેદે કરેલી કબુલત સાહેદાની સાક્ષિથી તથા દસ્તાવેજોથી સાબીત થઇ શકે છે. ત્યારે મુસલમાની કાયદા પ્રમાણે લગ્ન સાબુત છે કે નહી? જો ઉપર કહેલી હકીકત પ્રમાણે લગ્ન પરીપુર્ણ અને બંધનકા

રક હોય તો એ વિધવાને તેણીના મેહેરનો દાવો પત્યા પછી કેટલો વારસો મળવાનો હક છે?

ઉ—જો ઝેદ હિંદાની સાથે એકજ ઘરમાં રેહેતો હોય, અને તે બે ધણી ધણીઆણી દાખલ પાંચ વરસ સુધી એકઠાં રેહ્યાં હોય, અને જો ઝેદ સાક્ષિઓની સમક્ષ હિંદાની સાથે પોતાનું લગ્ન કબુલ કરે તો આ કબુલત કાયદા પ્રમાણે લગ્ન સાબીત કરવાને બસ છે. જો ઝેદ ફરજંદ વગર ગુજરી ગયો હોય તો તેની વિધવાને તેની મિલકતનો ¼ વારસામાં મળવાનો હક થશે, અને જો તેણે ફરજંદ મુકયું હોય તો મિલકતનો ⅛ વારસામાં મળવાનો હક થશે, અને જો કાંઈ ચોકસ રકમનું મેહેર બદલ નામ પાડયું ન હોય તો તેણીને તેની યોગ્ય મેહેર મળવી જોઈએ, કારણકે ધણીને તેનું બીજું કરજ આપવાની જેટલી ફરજ તેટલીજ ફરજ મેહેર મેહેરનું દેવું પતાવવાની છે. મેહેરનું દેવું પતતાં સુધી પુરૂષનો વારસો લેવા વારસોનો હક નથી.

[illegible] પુરાવ ન હોયતો ધણીની સાબીત થએલી કબુલત લગ્ન સાબીત કરવાને બસ છે

## દાખલો ૧૪

પ્ર—નાહાની બાળક છોકરીના બાપનો આંગળીઆટ ભાઇ હયાત છતાં તે કાકાની સમ્મતિ વગર, પણ પોતાની માની મા તરફની દાદી તથા તથા દાદાની સમ્મતિથી કરેલું તે છોકરીનું લગ્ન મંજુર અને કાયદા પ્રમાણે છે કે કેમ?

ઉ—કાકો ત્રણ દીવસની મુસાફરી જેટલે છેટે હોય તે શીવાય તેની સમ્મતિ વગર ચાલે નહી; પણ જો એ પ્રમાણે તે છેટે હોય તો ઉપર જણાવેલા સગાઓની સમ્મતિથી એ લગ્ન મંજુર છે.

કાયદા પ્રમાણે વાલીન હોય ત્યારે લગ્ન વીશે.

## દાખલો, ૧૫

પ્ર—પક્ષકારોની રેહેણીની સ્થીતિ સરખી છે એમ ધારતાં **મીરન ખાંન**ના દીકરા **અબુક અલી**નું **મસામત ઈમામન** સાથેનું લગ્ન તેણીના કાકા અલી **મુઝફર ખાંન**ની સમ્મતિ શીવાય મંજુર છે કે કેમ?

ઉ—એ કન્યા નાહાની ઉમરની હોય અને પુખ્ત ઉમરની ન હોય તો તેનું લગ્ન કરવાનો અખત્યાર તેના વાલીઓના હાથમાં છે. તેના વાલીઓ વારસાની પંકતીમાં તેમના નીકટપણાં પ્રમાંણે

નહાની ઉમરના બાલક ઉપર નું લગ્ન કરવાનો અખીતાર

૨ બાપ તરફના વાલીઓનોછે

તેના બાપ તરફના વારસો છે. બાપના ભાઈ એ આવા પ્રકારનો એક સગો છે. તે બાળક છોકરીના લગ્નનો કરાર તે કરી શકે છે, પણ તે છોકરી પુખ્ત ઉમરની થયેથી એ કરાર તોડવાનો તેણીને અખ્તીઆર છે, જ્યાં સુધી તે સગીરપણામાં હોય ત્યાં સુધી જે સખસને તેની સંભાળ રાખવાનો હક હોય તે સખસનું એ કામ છે કે એ સગીર છોકરીનો ધણી તેણીને એકદમ મેહેર આપી દે તે શીવાય તેને સાસરે જતાં એ છોકરીને અટકાવવી.

## દાખલો. ૧૬

પ્ર—આ કામના પુરાવા ઉપરથી એમ માલુમ પડેછે કે **લુટફુનીસા** કાયદાસર રીતે કબીરૂદીનને પરણી હતી! જો પરણી હોય તો પુખ્ત ઉમરે પોહોચ્યા પછી એ લગ્ન રદ કરવા **લુટફુનીસાને** હક છે કે કેમ? પક્ષકારો એકજ ધાવને ધાવ્યાના સબંધથી, અથવા બીજા કોઇ અયોગ્યતાના કારણથી એમ માલુમ પડેછે કે એ લગ્ન રદ બાતલ ગણવું જોઇએ? અને જો લગ્ન હરેક પ્રકારે કાયદા પ્રમાણે થયું હોય, અને તે રદ કરવાને કાંઇપણ કારણ ન હોય તો **લુટફુનીસાને** તેના ધણીને સ્વાધિન કરવાની જરૂર છે કે તે નાહાની ઉમરની હોય ત્યાં સુધી તેની સંભાળ તથા રક્ષણનું કામ તેણીના સગાંઓને સોંપવું જોઇએ.

ઓરત નહાની ઊંમરની હોયને પરણી હોય તો

ઉ—આ કામના પુરાવ ઉપરથી માલુમ પડેછે કે લગ્ન કાયદાસર રીતે કરવામાં આવ્યું હતુ; પરંતુ પુખ્ત ઉમરે પોહોચ્યા પછી લગ્ન કરાર રદ કરવાની ઓરતને છુટ છે. જો **લુટફુનીસા** હજુ પુખ્ત ઉમરે ન પોહોચી હોય, એટલે કે, આ ધર્મના ચીન્હ ન દેખાતાં હોય તો તે સ્ત્રી પુખ્ત ઉમરે પોહોચેથી એ લગ્ન રદ કરવા મુખત્યાર છે. પણ જો પુખ્ત ઉમરે પોહોચ્યા પછી તે છાની માની બેશી રહે, અને તુરત એ કરાર રદ કરવા કોરટનો આશરો ન શોધે તો પછી તેની છુટ જશે, અને પાછળથી તે લગ્ન તે રદ કરી શકતી નથી. જો એમ સાબીત થાય કે પક્ષકારો એક ધાવને ધાવ્યાના સંબધથી જોડાએલા છે તો એ લગ્ન રદ બાતલ છે; પણ એ વાત આ કામમાં જોઇએ તેવી રીતે સાબીત થઇ નથી, જો **લુટફુનીસા** પુખ્ત ઉમરે પોહોચી ન

થી એમ ધારીએતો તેની સંભાળ રાખવાનો હક તેની માનો છે, અને જેટલી મેહેર તુરત આપવાની બોલી હોય તેટલી મેહેર અપાઇ રેહેતાં સુધી માને પોતાની દીકરીને ધણી તેને ઘેર લેઇ જતો હોયતો તે અટકાવવાની છુટ છે."

**દાખલો ૧૭**

પ્ર—જો કોઇ અગીઆર વરસની ઉમરની છોકરી તેની પોતાની સ્વઇચ્છાથી અને પસંદગીથી પોતાની મા ઇઆ બીજા વાલીઓની સમ્મતિ તથા મંજુરી શીવાય લગ્નનો કરાર કરે તો આવું લગ્ન કાયદા પ્રમાણે ચાલી શકે છે કે નહીં?

કયારે સગીરપણુ બંધ થાય છે.

ઉ—આ સ્વાલનો જવાપ કેવળ એ છોકરી પુખ્ત ઊમરનીછે કે નહીં તે ઉપર આધાર રાખે છે. જો છોકરીમાં નવ, દશ, અગીઆર થી તે ચૌદ વરસ સુધીમાં અમુક પુખ્ત ઉમરના ચિન્હો માલુમ પડે તો તેને કાયદાની ભાષામાં સ્ત્રી ધર્મની રૂએ પુખ્ત ઉમરની કેહે છે. જો ચૌદ વરસ સુધી તેમાંનું એકે ચિન્હ તેનામાં ન માલુમ પડે, તો પણ, પંદર વરસની થયેથી તે પુખ્ત ઉમરની ગણાશે, અને કાયદાની ભાષામાં મોટી ઉમરની રૂએ તે પુખ્ત ઉમરની કેહેવાશે, સદરહુ હકીકત મુજબ જો એ છોકરીમાં અગીઆર વરસની ઉમરે સ્ત્રી ધર્મના ચીન્હો માલમ પડયાં હોય તો તે કાયદાની ભાષામાં સ્ત્રી ધર્મની રૂએ પુખ્ત ઉમરની કહેવાસે. અને તેની મા અથવા બીજા વાલીની સમ્મતિ વગર પોતાના જેવી અથવા પોતાથી ઉતરતી સ્થીતિના પુરૂષ સાથે લગ્ન કરવાને તે મુખ્તયાર થશે. આવું લગ્ન કાયદા પ્રમાણે ચાલી શકેછે; બીજા બાબમાં એ કરારથી કોઇપણ ચોકસ કાયદાનો નિયમ તુટતો નથી. જો તે તેના જેવી સ્થીતિના પુરૂષ સાથે લગન કરે તો તે અટકાવવાનો તેની માનો કે બીજા વાલીનો અખત્યાર નથી; પણ જો તે પુરૂષ તેનાથી ઉતરતી સ્થીતિનો હોય તો તે રદ કરાવા આગળ પડવાનો તેમનો હક છે.

**દાખલો. ૧૮**

પ્ર—કોઇ સ્ત્રી બાર, તેર, અથવા ચૌદ વરસની થઇને કેહે છે કે હું સ્ત્રી ધર્મમાં આવીછું, ત્યારે તેનું આવી રીતનું કેહેવું માનવું કે કેમ?

સ્ત્રી અથવા પુરૂષ ધર્મમાં આવ્યાનું કેહેવું કયારે સ્વિકારાય,

ઉ—બાર, તેર, અથવા ચૌદ વરસની ઉંમરે કોઇ છોકરો એમ કેહે કે હું પુરૂષ ધર્મમાં આવ્યો છું, અથવા કોઇ છોકરી એમ કેહે કે હું સ્ત્રી ધર્મમાં આવી છું, ત્યારે **વિકાયા** પ્રમાણે એમનું આ કેહેવું સ્વીકારી નિશ્ચયાર્થક ગણવું જોઇએ. વિકાયામાં કહ્યું

છે કે જો તેઓ જવાનીની લગભગ હોય, અને એવું કહે કે અમે જુવાનીમાં આવ્યાં છીએ તો તેમનું કહેવું માની- તેમને જુવાન માણસ ગણવાં જોઇએ.

પ—ઉપરના પ્રશ્નમાં કહેલી છોકરો પોતાના બાળપણથી પોતાની મા થી જુદી રહેલી છે ત્યારે પોતાની માની સમ્મતિ વગર પોતાનું લગ્ન કરવાની તેને છુટ છે કે શી રીતે?

ઉ—જુવાનીમાં આવેલી છોકરોના લગ્નનો આધાર કેવળ તેની પોતાની મરજી ઉપર છે. એ છોકરીના જે વાલીને ઘણામાં ઘણી સત્તા છે તેની મરજી ઊપર પણ છોકરીને આધાર રાખવાનો નથી; તો તેની માની મરજી ઉપરતો આધાર શાનોજ રાખવાનો હોય. **વિકાયા** પ્રમાણે જો કોઇ સ્વતંત્ર (એટલે ગુલામ નહી એવી) છોકરી પૂર્ણ સમજમાં આવી હોય તેનું લગ્ન જોકે કન્યાની સરખા સ્થીતિના માણસ જોડે કરવામાં આવ્યુ ન હોય તો પણ વાલીની સમ્મતિ વગર મંજુર છે.

### દાખલો ૧૯

પ્ર—એક માણસ એક ઓરત, તથા તે ઓરતના પેટનો દીકરો, તથા એક ગુલામડી જેની સાથે તે પરણ્યો નહોતો, અને જે બીજા સખસની ગુલામ હતી અને એક ત્રીજા સખસના ગુલામને આગળ પરણી હતી તે ગુલામડીના પેટનો દીકરો એ ગં તે મુકી તે ગુજરી ગયો. તેના મરણ પછી તેની ઓરતના પેટના દીકરાએ તમામ મિલકત પોતાના કબજામાં લીધી. અને તે દીકરો પણ ગુજરી જતાં એ મિલકતનો થોડોક ભાગ તેની માએ વારસામાં લીધો, અને બાકીની મિલકત ઊપર કહેલી ગુલામડીના દીકરાએ લીધી. ત્યારે ગુલામડીના દીકરાને કાંઇપણ વારસો મળવાનો હક છે? અને જો હક હોય તો કેટલો કેટલો હિસ્સો તેને અને મુળ માલીકની વિધવાને મળવાનો હક છે?

ઉ—જે ગુલામડીને તે પરણ્યો નહોતો, જે બીજા સખસની ગુલામ હતી, અને જે આગળ ત્રીજા સખસના ગુલામને પરણી હતી તે ગુલામડીના પેટનો એ સખસનો દીકરો કાયદા પ્રમાણે એ સખસનો ઓરસ દીકરો ગણી શકાય નહી; તેમજ તેને કાંઇપણ મિલકત વારસામાં મળવાનો હક નથી. તેને એ મિલકતમાં

કાંઇપણ હિસ્સો મળયો એ કાયદા વિરૂદ્ધ છે. તમામ મિલકત હકની રીતે પરણેત ઓરતને તથા ગુજરનારથી તેના પેટના છોકરાંને મળે.

## દાખલો ૨૦.

**સ**—એ સખસો વરની ઉંમર જે વખતે માત્ર અગીઆર વરસની છે અને કન્યાની ઉમર આઠ નવ વરસથી વધારે નથી તે વખતે એક બીજાની શાથે લગ્ન કરાર કરે છે. લગ્ન ધામધુમથી થતી વખતે વર મોડેથી કેટલાક હજાર રૂપીઆનો તેની ઓરતને ઠરાવ કરી આપે છે, જે રૂપૈઆ આપવાનું તેણે કબુલ કરયું. લગ્ન થયા બાદ કેટલેક વખતે ધણી ધણીઆણીને અણબનાવ થયો, અને ઓરતે તેના પીયર રેહેવા જઇને તેના ધણીએ તલાક આપ્યાનો સબબ લગાવી કેટલેક વરસે ધણી ઉપર દાવો બાંધ્યો. આ પ્રમાણે હકીકત છે તો પ્રતીવાદીએ પોતાના સગીરપણામાં મેહેર બદલ જે રકમ આપવા મોઢેથી કબુલ કરેલું તે રકમ તેની પાસેથી વસુલ કરી શકાય કે નહીં?

ધણીના સગીરપણામાં ઠરાવેલી મેહેરની રકમ વસુલ કરવા પાત્ર નથી.

**જ**—ઉપર કહેલી હકીકત પ્રતીવાદીએ તેના સગીરપણામાં મેહેર બદલ જે રકમ આપવા કબુલ કરેલું તે રકમ તેની પાસેથી વસુલ કરવા પાત્ર નથી, કારણ કે સગીરની કબુલત કાયદાસર રીતે બંધન કારક નથી. પણ જો એ શગીર અવસ્થાના છોકરાનું લગ્ન તેના વાલીની સમ્મતિથી થયું હોય અને મેહેર બદલ આપવા ઠરાવેલી રકમ એ વાલીના કેહેવા મુજબ ઠરાવેલી હોય તો એ કબુલત બંધન કારક છે. આ પ્રસગે જો તે ઓરત ની ધર્મમાં આવ્યા પછી પુરેપુરી રીને તે પીયર જઇ તેના ધણીથી જુદી પડી હોય તો મેહેર બદલ ઠરાવેલી આખી રકમનો દાવો થઇ શકે છે, નહીં તો માત્ર અર્ધ ભાગનીજ રકમ આપવા ધણીને ફરજ પાડી શકાય છે સગીર ઊંમરના છોકરાએ આપેલી તલાક **હિદાયા**માં લખ્યા પ્રમાણે કાયદા પ્રમાણે અમલવાળી નથી. દરેક ધણીએ આપેલી તલાક તે ધણી જો પાકી સમજ અને પુખ્ત ઉમરનો હોય તો અમલમાં રહે છે, પણ નાહાના છોકરાએ અથવા કોઇ દીવાના માણસે, અથવા ઊંઘમાં લવારો કરતા કોઇ સખસે આપેલી તલાક અસરકારક નથી, કારણ કે પેગંબરે એમ કહ્યું છે કે,—"નાહાના છોકરાએ, દીવાનાએ,

અથવા ઊંઘમાં બકતા આદમીએ આપેલી તલાક શીવાયની હ-રેક તલાક કાયદાસર છે."

### દાખલો ૨૧

પ્ર—એક માણસે તેની મરણ સૈયા ઊપર પણ તેની ખરેખર શુદ્ધિમાં કબુલ કરયું કે મારે મારી ઓરતની અમુક રકમ દેવી છે. એ મતલબનો તેણે બંધન કર્યો, અને તેમાં જણાવ્યું કે મેહેરનો લેખ જેમાં ઠરાવેલી રકમ લખી હતી, તે ખોવાઇ ગયોછે, અને વળી તેણે તેની ઓરતને બક્ષિશનામું કરી આપી તેની લેણી મહેર બદલ પોતાની તમામ મિલકત તેને આપી દીધી. ત્રણ ચાર દીવસ પછી જે દરદ તેને થયું હતુ તે દરદથી તે મરણ પામ્યો. ત્યારે ઊપર કહેલો બંધન લેખ તથા બક્ષિશનામું કાયદા પ્રમાણે મંજુર અને બંધન કારક છે કે નહી?

મરણ સૈયા ઊપર કરેલી મેહેરની કબુલત સરાસરી કરતાં વધારે રકમને માટે ચાલશે નહીં.

ઉ—કોઇ માણસે પોતાની મરણ સૈયા ઊપર વારસોના લાભમાં કરેલી કબુલત કાયદા પ્રમાણે રદ બાતલછે. પણ જો કોઇ માણસ પોતાની છેલી માંદગીમાં મેહેર બદલનું પોતાની ઓરતનું દેવું કબુલ કરે તો એ કબુલત તેની યોગ્ય મેહેર પુરતિ એ મિલકતની રકમ સુધી, અથવા તેના જેવી રધીતીવાળીઓને જેટલી રકમ આપવાનો રીવાજ હોય તેટલી રકમ સુધી મંજુર થસે, તેથી જાદે રકમને માટે તેવી કબુલત મંજુર થસે નહીં; મરણ સૈયા ઉપર કરેલી કબજો શોંપ્યા બદલની બક્ષિશ તદન રદ બાતલ છે.

### દાખલો ૨૨.

પ્ર—એક ઓરત તેના ગુજરી ગએલા ધણીની મિલકતમાંથી એક લાખને પચીસ હજાર રૂપીઆનો દાવો કરેછે, અને એવો સબબ બતાવેછે કે એ મારી યોગ્ય મહેરની રકમછે, અને એટલી રકમ મારા ઓરત જાતીના સગાઓને હમેશાં મળેલી છે. તેણે રજુ કરેલા લગનના બે સાહેદા એમ કહેછે કે પચીસ હજાર રૂપઇઆ અને બે સોના મહોર, મેહેર બદલ આપવા ઠરાવ કરયોછે, ત્યારે એ વિધવાને મેહેર બદલ સાહેદાએ ભહેણી કહેલી રકમ મળવાનો હક છે કે પોતે જેટલી રકમ પોતાની યોગ્ય મહેર કહેલીછે તેટલી રકમ મળવાનો હકછે?

જ—એમ માલુમ પડે છે કે દાવાદાર તેની યોગ્ય મહેર એક લાખ ને પચીસ હજાર રૂપઇઆની બતાવેછે, પણ લગ્નની ભાંજગડ ચલાવાને જે મુખત્યારો નીમવામાં આવ્યા હતા, અને જેમને બંને પક્ષકારો તરફથી કુલ અખત્યાર આપવામાં આવ્યો હતો, તેમાંના બે સાહેદો એમ કહેછે કે મેહેર બદલ પચીસ હજાર રૂપીઆ અને બે સોના મોહોરો કરવામાં આવી હતી. એટલા માટે સાહેદોનું કહેવું ખરે ખરૂ ધારીએતો તેનો દાવો તેટલી રકમને માટે મંજુરછે. તે ઉપરાંતને માટે મંજુર નથી, ઉપર કહયા મુજબ જે રકમ મળવાને તેનો હકછે, તેને કાયદાનીબાબામાં મુદામ મહેર કહેછે, અને જે રકમનો પોતાની યોગ્ય મહેર દાખલ તે દાવો કરેછે, તેને મોઘમ મહેર કહેછે, અને તેવી મહેરની રકમ બરોબર નકિક કરવી એ ઘણી વખત મુસકેલ માલુમ પડેછે-

જયરે મેહેરની રકમ જો મુદામ ઠરાવ કર્યો હોય ત્યારે યોગ્ય મેહેર મળવાનો હક નથી.

### દાખલો ૨૭

સ—એક મુસલમાન પોતાની વિધવાના હસ્તક જંગમ મિલકત મુકીને ગુજરી જાયછે, હવે તેના લહેણદારો, તેની મિલકતમાંથી તેમનુ લહેણું વસુલ કરવા ખાયસ રાખેછે, અને તેની વિધવા તેના સામે પોતાનો મહેરનો દાવો ઊઠાવેછે. ત્યારે મુકેલી મિલકત કરજ તથા મહેરનો દાવો પતાવવાને જોઇએ તેટલી નથી. એમ ધારીએ તો સું કરવું? મેહેરનો દાવો બીજા લહેણદારોના દાવા કરતાં ચઢીઆતો ગણવો, કે એ બંને દાવા સરખા દરજાના ગણી તમામ દાવા દારોને ભાગે પડતું આપવું કે શી રીતે?

જ—વિધવાનો મહેરનો દાવો જે તેના ગુજરી ગએલા ધણીની મિલકતમાંથી પતાવવાનોછે, તે વ્યાજબીછે, અને એ મિલકતમાંથી તેમનું લહેણુ મળવાને માટે બીજા લહેણદારોના દાવા પણ વ્યાજબી છે. આ પ્રમાણે હકીકત હોય ત્યારે મેહેરની તથા મરનારના લેહેણદારોની દેવી રકમો નકી કર્યા પછી જંગમ તથા સ્થાવર તમામ મિલકત એકઠી કરી, તપાસ કરવો જોઇએ કે આ તમામ દાવાઓ પતાવવાને તે બસછે કે નહી, જો બસ હોયતો એ દાવા પતાવી દેવા જોઇએ, પણ જો તે બસ ન હોય તો ભાગે પડતું જે આવે તે પ્રમાણે દરેકને આપવું જોઇએ.

મેહેર અને બજા કરજના દાવાઓ વચ્ચે કાંઇ પણ તફાવત નથી.

મેહેરના દાવા અને બીજા કરજો વચ્ચે કાયદા કાંઈ તફાવત રાખ તો નથી, એક કરતાં બીજો દાવો ચઢીઆતો ગણાતો નથી, અને ભાગે પડતું તમામને વેહેંચી આપવું જોઈએ.

### દાખલો ૨૪

પ્ર—પ્રતીવાદીએ કરેલો દાવો કાયદાસર રીતે સાબીત છે કે કેમ? અને જો છેતો, ગુજરનાર ધણીની સ્થાવર તથા જંગમ તમામ મિલકત આ લહેણામાં ડુબી જતાં તે તમામ તેની વિધવાને મળવાનો હકછે, કે તે સામાન્ય રીતે તેના વારસોમાં વેહેંચી આપવી જોઈએ?

મેહેરની બાબતમાં નાણા અને બીજી મિલકત વચ્ચે તફાવત.

ઉ—ત્રણ યોગ્ય સાહેદોની સાક્ષિથી સાબીત થયુંછે કે મહેર બદલનું તેના ગુજરનાર ધણી પાસે પ્રતિવાદીનું લેહેણું; દશ હજાર શોના મહોરો અને પચીસ હજાર રૂપઈઆ છે, અને કાયદાસર રીતે સાબીત થયેલું કરજ ફડચો કે નીકાલ કરયા વગર પતી શકતું નથી, જ્યાં સુધી દેણદાર હયાત હોય ત્યાં સુધી તે જાતે જવાબદારછે, અને તે ગુજરી ગયો પછી તેની મિલકત જવાબદારછે; પણ મહેરના દાવાઓમાં નાણાં અને બીજી મિલકત વચ્ચે આ તફાવત છે કે વિધવાને નાણાં લેવાની છુટછે, અને તે ઉપર તેનો સ્વતંત્ર અખત્યાર છે: પણ બીજી મિલકતની બાબતમાં એ લેહેણાની જામીનગીરી દાખલ તે મિલકત ઉપર તેનો હકછે. અને બીજા વારસોની સમ્મતિ વગર કે કોઇ ન્યાયાધિકારીના હુકમનામા શીવાય તે મિલકત તદન તેની થતી નથી. જ્યાં દેવુ વધારે હોય ને મિલકત થોડી હોય તેવે પ્રસગે વારશો ગમે તે વાંધો બતાવે તો પણ દેવામાં એ મિલકત અવસ્ય ડુબી જાયછે. કેમકે એ કરજ આપતાં સુધી લહેણદારના પોતાના કબજામાં હોય તે મિલકત છોડી દેવરાવવા તેના ઉપર તેમનો કાંઇ પણ કાયદાસર હક નથી.

### દાખલો ૨૫

પ્ર—જો કોઇ ઓરતની મેહેર બાબત કાંઇ દસ્તાવેજ હોય નહી, અને મહેરની રકમ કેટલી ઠરાવવામાં આવી હતી. તે સાક્ષીઓથી સાબીત થાય નહીતો તેને પોતાના ધણી પાશેથી કેટલી મેહેર મળવાનો હકછે?

ઉ—તેને યોગ્ય ૧ મહેર મળવી જોઇએ, અને એ યોગ્ય મહેર કેટ લી છે તે જો નકી નથઇ શકે તો દશ ડર્મ મળવાનો તને કાયદા પ્રમાણે હકછે.

મેહેરની રકમ જ્યારે ઠરાવવામાં ન આવી હોય ત્યારે.

૧ "યોગ્ય મહેર" એટલે એક કુટબની સ્ત્રીઓને જે મહેર મળતિ હોય તેની સરાસરી રકમ. મહેરની ઓછામાં ઓછી રકમ ૧૦ ડર્મછે.

## દાખલો ૨૬

પ્ર—એક ઓરતનો ધણી તે ઓરતને દસ્તાવેજ કરી પોતાની જંગમ તથા સ્થાવર તમામ મિલકત તેની મહેર બદલ લખી આપેછે.પણ ઓરત એ મિલકતનો કબજો લેતી નથી; ત્યારે તેના ધણીનો માલકી હક તેમાંથી જાયછે કે નહી?

ઉ—ઊપર કહયા મુજબ હકીકત હોયતો દસ્તાવેજમાં દરશાવેલી બધી મિલકત વહુની મહેર પતાવવા જવાબદાર થાયછે. તે મિલકત ઉપર તે વહુનો હક સંપુર્ણ રીતે સ્થાપીત થાયછે, અને ધણીનો માલકી હક તદન જાયછે. આ પ્રસગે કબજો એ કાંઇ જરૂરી સરત નથી કાંઇપણ ઓળખી શકાય, તેવો જણસ મહેરના બદલામાં આપી શકાયછે.

મેહેર બદલ આપેલી મિલકતની બાબતમાં કબજાની જરૂર નથી.

## દાખલો ૨૭

પ્ર—એક ઓરતે તેના ધણીની હયાતિમાં મહેર બદલનું પોતાનું લેણુ તેના ધણીને માફ કરેછે, હવે આ માફી તેની મેળે કાયદાસર હોય કે ગેર કાયદાસર હોય, પરતુ દેશ રીવાજથી ઊલટુ માફી જણાવીએ ઓરતે દસ્તાવેજ કરી આપવાથી તે માફી કાયદાવિરૂધ થાયછે કે કેમ?

ઉ—ઓરત તરફથી મેહેરની માફી કાયદા પ્રમાણે ખરી છે. આ દેણદારને માત્ર તેની પાસેના લેણાનો માલીક કરવા સરખુ છે. એટલા માટે માફી સ્થાપિત થતાં, તે દરસાવીને કરેલો દસ્તાવેજ દેશ રીવાજને અનુંસરીને ઇઆ ઉલટો હોય તોપણ તે કાયદાસર હોવો જોઇએ; કારણ કે રીવાજ, કાયદાસર રીતે ઓળતાં, જે વાત કાયદાથી મંજુર થાય છે તે વિરૂધ હમેશા નિરર્થક છે. પરંતુ માફી એકલા દસ્તાવેજના કાયદાસર પણાથી સાબીત થશે નહી, પણ તે વીશે પુરાવો લેવો જોઇશે; કારણ કે

મેહેરની માફી બાબત.

સ્તાવેજ પુરાવાના કામમાં આવી શકે છે ખરૂં, પણ સાબીતીને સારૂ તે નિર્ણય કારક નથી.

### દાખલો ૨૮.

પ્ર—ધારો કે એક ફરજંદ વગરની ઓરત તેના ધણીને પોતાનો દાવો માફ કરે છે, ત્યારે તે ધણીના ગુજરી ગયા પછી બીજા દાવાદારોમાં એક બેહેન અને એક કાકો છે તો તેના ધણીની મિલકતનો કેટલામો હિસ્સો મળવા તેનો હક થસે ?

મેહેરનો હક છોડી દેવાથી વારસાના હકમાં ફેરફેર થતો નથી.

ઉ—મરનારનું કરજ પતાવ્યા પછી, તથા વારસાના દાવા ચુકવતાં પેહેલાંના બીજા જરૂરી કરવાના કામો કરયા પછી, મિલકતના ચાર ભાગ કરવામાં આવશે, જેમાંનો એક ભાગ અથવા મિલકતનો ¼ પોતાના કાયદાસર હિસ્સા બદલ વિધવાને મળશે, એક કાકાને મળશે, અને બાકીના બે બેહેનને મળશે. ઓરતે મેહેરનો હક છોડી દેવાથી કાયદા પ્રમાણે વારસાની રૂએ જે હિસ્સો મળવાનો તેનો હક છે તે હકમાં કોઇપણ પ્રકારે ફેરફાર થતો નથી.

### દાખલો ૨૯.

પ્ર—મેહેરના દસ્તાવેજમાં જ્યાં મેહેર તુરત આપવાની છે કે ઢીલમાં રાખવાની છે એ દરસાવેલું નથી તે દસ્તાવેજમાં ઓરતની લેહેણી કહેલી રકમનો દાવો પોતાના ધણીની હયાતીમાં ઓરત કરી શકેછેકે કેમ? અને તે ઓરતને ધણીનું આધીનપણું જે ધણી લાંબી મુદત સુધી ચાલ્યું તે દરમીયાનમાં મેહેરનો કાંઇપણ દાવો કર્યા વગર ધણીના પેહેલાં એ ઓરત ફરજંદ વગર ગુજરી ગઇ એમ ધારીએ તો તે ઓરતના ભાઇનો દીકરો વારસાના હકથી એ ધણી પાસેથી, અથવા તેનાં મરણ પછી તેન વારસો પાસેથી એ મેહેરનો દાવો કરવાને હકદાર છે કે નહીં ? અને મેહેરના સબબથી મિલકત ઊપર તેનો વ્યાજબી દાવો પોહોચે છે એમ ધારીએતો મેહેરનો કેટલો હિસ્સો વારસાના હકથી તેને મળવો જોઇએ ?

મેહેરની રકમ તુરત આપવાની કે ઢીલમાં રાખવાની તે દરસાવ્યા વગરના મે

ઉ—મેહેરનો દસ્તાવેજ ખરો છે એમ અનુમાન કરતાં મજકુર દસ્તાવેજમાં જણાવેલી રકમ એ ઓરતની હયાતીમાં, અને ધણીને તેના આધીનપણાની દરમીઆનમાં લેહેણી હતી; એટલેકે, તેના ધણી પાસેથી તે રકમનો દાવો કરવાને તે મુખત્યાર હતી.

જો તે ઓરતે તેનો દાવો ન કરયો, અને તે મેહેર છોડી દીધા વગર કે તેનો નીકાલ કરયા વગર પોતાના ધણી પેહેલાં વગર ફરજંદે તે ગુજરી ગઇ તો તેના ભાઇના દીકરાને વારસ દાખલ તેણીના ધણી અથવા તે ધણીના વારસો પાસેથી મેહેરનો દાવો કરવાને કાયદાસર રીતે અખત્યાર છે; પણ મેહેરની અરધી રકમ વારસાના હકથી તેના ધણીની થાય છે, અને બાકીની એ ઓરતે બીજા કોઇ કાયદાસર હિસ્સેદારો અથવા શેષાધિકારીઓ નથી મુકયા એમ ધારીએ તો તેણીના ભાઇના દીકરાને મળે છે. મેહેરના દસ્તાવેજ બાબત.

## દાખલો ૬૦

પ્ર—એક ઓરતનો ધણી પોતાની ઓરતને મેહેરનો દસ્તાવેજ કરી આપી તેને દસ હજાર સોનાના મોહોરો તથા પચાસ હજાર રૂપીઆ આપવાનો ઠરાવ કરે છે; અને તે દસ્તાવેજમાં જણાવેછે કે તેનો થોડોક ભાગ તુરત અપવામાં આવશે, અને બાકીનો ભાગ આગળ અપાશે. કેટલી રકમ તુરત આપવાની તે જણાવેલું નથી. ત્યારે કાયદા પ્રમાણે અને દેશ રીવાજ પ્રમાણે એ ઠરાવેલી મેહેરની કેટલી રકમ તુરત આપવી જોઇએ, અને ધણીના ગુજરી જતાં કેટલી રકમ ઢીલમાં રાખવી જોઇએ?

ઉ—દસ્તાવેજમાં મેહેરની અમુક રકમ ઠરાવેલી છે તેથી તે દાવો તરત રદ કરવા જેટલું તેમાં અચોકસપણું નથી; પણ એમ ઠરાવવામાં આવ્યું છે કે થોડોક ભાગ તુરત આપવાનો છે, જેથી બાકીના ભાગની રકમ જે આગળ આપવાની છે તે અનિશ્ચય પણામાં રહેછે. આવી રીતનું અનિશ્ચયપણું હોય ત્યારે કાયદા પ્રમાણે સ્થાનિક રીવાજ જોવો જોઇએ. આ લગનનો કરાર મુરશીદાબાદમાં થએલો જણાયછે. એટલામાટે તે જગોએ અથવા તેની આશપાશની જગોએ મેહેરના દસ્તાવેજો સબંધી જે રીવાજ ચાલતો હોય તે પ્રમાણે ચાલવું જોઇએ. શામાન્ય રીતે એવો ઠરાવ હોયછે કે $\frac{1}{3}$ મેહેર તુરત આપવામાં આવશે, અને બાકીની ઢીલમાં રેહેશે; વળી એવો પણ ઠરાવ કરવાનો રીવાજ છે કે $\frac{1}{2}$ તુરત અપાશે, અને $\frac{1}{2}$ ઢીલમાં રેહેશે, એટલા માટે પેહેલા કહેલા રીવાજ પ્રમાણે વર્તવું એ ચાલી શકે તેવું છે; પણ બીજા કહેલા રીવાજ પ્રમાણે વર્તવું એ તમામ પ્રસં-

મેહેરમાંની તુરત આપવાની રકમ જયારે ન જણાવી હોય તારે.

જે ખચીત વધારે વાજબી છે.

**દાખલો ૩૧**

**પ્ર**—ઓરતની તરફના કાંઇપણ વાંધા વગર ધણી ધણીઆણીના સંબંધ પ્રથમ ચલાવ્યા છતાં ઓરતને તેની મેહેર મળયા પેહલાં તેના ધણીની ઇચ્છા લોપવાનો તથા તેના અણાત્યારની સાગે થવાનો કાંઇપણ હક છે કે કેમ?

મેહેર જેર વાજબી રીતે રોકી હોયતો ઓરત સ્ત્રીધર્મ બાવથી વરતવા બંધાએલી નથી

**ઉ**—જો એમ ઠરાવ કરવામાં આવ્યો હોત કે થોડીક મેહેર તુરત આપવાની છે, તો તેટલી મેહેર મેળવવાના હેતુથી એ પ્રમાણે કરવા તેણીનો હક છે. એવીજ રીતે વળી જો કાંઇપણ મેહેર તુરત આપવા ઠરાવ કરવામાં ન આવ્યો હોય તો સંસારમાં પોતાની સ્થિતિને ઘટારત હોય તેટલી મેહેર મેળવવાના હેતુથી પણ તે એ પ્રમાણે કરી શકેછે, પણ જો તમામ મેહેર મોકુફ રાખવા ખસુસ ઠરાવ કરવામાં આવ્યો હોય તો તે આ પ્રમાણે કરી શકતી નથી. **મની ઉલ—ગફાર** મુજબ,—"જો કે લગ્નના વેહેવાર ધણી ધણીઆણી વચ્ચે થયો હોય, અને ઓરત તરફની કાંઇપણ હરકત વગરલગ્ન પરીપુર્ણ થયું હોયતો પણ આખી અથવા જેટલી મેહેર તુરત આપવા ઠરાવ હોય તે મેળવવાને વાસ્તે, અથવા બધી મેહેર મોકુફ રાખવા ખસુસ ઠરાવ ન થયો હોય તો જેટલી મેહેર તેના જેવી સ્થિતિની ઓરતોને આવવાનો રીવાજ હોય તેટલી મેહેર મેળવવાને વાસ્તે લગ્નના હક ભોગવવાથી, અથવા કોઇ મુસાફરી ઉપર પોતાને લેઇ જવાથી અથવા એક ઘરમાથી બીજા ઘરમાં તેને લેઇ જતાં ધણીને અટકાવ કરવા તે ઓરત મુખત્યાર છે."

**દાખલો. ૩૨**

**પ્ર**—જે મેહેર તુરત આપવા ઠરાવ હોય તે મેહેર પોતાના ધણીની હયાતીમાં વિધવાએ ન માગી હોય અને તેનો કાંઇ ભાગ તે મરનારે ચુકાવ્યો નહોય ને જો કાંઇ તેની મુદત હોય તો તે મુદત લગ્નની તારીખથી કે ધણીના મરણની તારીખથી ગણવાનીછે?

**ઉ**—મેહેરના અથવા બીજા લેહેણાનો દાવો કરવાને કાંઇ મુદત ઠરાવેલી નથી. એટલા માટે મેહેર તુરત આપવા ઠરાવ હોયતો પણ મેહેરનો દાવો કરવાની મુદત ઠરાવવાની કોશીશ કરવી એ નકામું

છે, અને જો ધણીએ પોતાની હયાતિમાં મેહેરનો જેટલો ભાગ તુરત આપવાનો ઠરાવ હોય તેટલો ભાગ ન આપ્યો હોયતો તે ભાગ તેમજ જે ભાગ ઢીલમાં રાખવાનો હોયને તેની મિલકત માંથી વસુલ કરવો જોઇએ

## દાખલો. ૩૩

પ્ર—એક ઓરતને તેના લગ્ન વખતે મેહેરની અમુક રકમ ઠરાવી આપવામાં આવી હતી. એ કરારના યોગ્ય સાક્ષિઓ હતા, પરંતુ કાંઇ દસ્તાવેજ કરવામાં આવ્યો નહોતો, તમજ કોઇ પ્રકારે એ કરાર લખીતવાર નહોતો. આ પ્રમાણે કરેલો ઠરાવ નિયમશર છે કે શી રીતે, અને ઠરાવેલી રકમ એ ઓરત કોરટથી વસુલ કરી શકેછે કે કેમ? તે ઓરતના મરણને બાર વરશ ઉપરાંત વીતી ગયા બાદ એ ઓરતની મા તથા ભાઇને એ મેહેર વસુલ કરવાને સારૂ તેના ધણી ઉપર દાવો બાંધવાને અધિકાર છે કે કેમ? આવા પ્રકારનો દાવો કેટલી મુદતની અંદર થઇ શકેછે, અને સદરહુ ઓરતના મરણ પછી તે ઓરતે મુકેલી મિલકતની તેના ધણી, તેની મા અને તેના ભાઇ વચે શી રીતે વેહેચણ કરવામાં આવશે?

ઉ—આ મુકદમામાં કીધેલું કામસપુર્ણ રીતે નિયમ સર અને વ્યાજબી છે, અને લખીતવાર ઠરાવ નહીં છતાં મેહેરનો દાવો સાક્ષિઓની પુષ્ટિ સાથે કાયદા પ્રમાણે હરેક રીતે વાસ્તવિક છે. જો કે બાર વરસ ઉપરાંત વીતી ગયા હોય તોપણ ગુજરનાર ઓરતની મા તથા ભાઇને ઠરાવેલી મેહેરની અડધી રકમ વસુલ લેવાને તે ઓરતના ધણી ઉપર દાવો બાંધવાનો અધિકાર છે. આ બીનાથી દાવો નાબુદ થતો નથી. એ ઓરતના ગુજરી ગયા પછી તેના ધણી, તેની મા, તથા તેનો ભાઇ તેના વારસો છે, અને તેની મિલકતના ૭ ભાગ કરવા જોઇએ, જેમાંના ત્રણ ભાગ ધણીને મળવાનો હક છે, બે ભાગ માને મળવાનો હક છે, અને બાકીનો એક દોષાધિકારી દાખલ ભાઇને મળવાનો હક છે.

મેહેરની બાબતમાં દસ્તાવેજની જરૂર નથી.

## દાખલો ૩૪.

પ્ર—એક પુરૂષ પોતાના લગ્ન વખતે પોતાની ઓરતને એક દસ્તાવેજ કરી આપે છે. આ વખતે બે ઓરત માત્ર ૭, અથવા સા

ત, અથવા નવ, અથવા ઘણામાં ઘણી દશ વરસની ઉમરની છે. એ લગ્ન થયા પછી ધણી એક વરસ અને આઠ દશ મહીનામાં ગુજરી જાય છે, ત્યારે ઉપર મુજબ કરેલા મેહેરના દસ્તાવેજની રૂએ એ ઓરતને મરનારની મિલકતમાં વારસો મળવા કાંઇપણ હક છે કે શી રીતે!

ધણીના મરણ પછી ઓરતની ઉમર સાથે કાંઇ પણ સંબંધ નહી રાખતાં જે કાંઇ મેહેર ઠરાવેલી હોય તેનો દાવો થઇ શકે છે.

જ—ઉપર કહ્યા પ્રમાણે હકીકત હોય ત્યારે મેહેરના દસ્તાવેજમાં જે કાંઇ રકમનો ઠરાવ કરયો હોય, અથવા મુકરર કરી હોય, જણાવેલી હોય તથા દાખલ કરેલી હોય તે રકમ ધણીના ગુજરી ગયા પછી સદરહુ દસ્તાવેજથી લેહેણી થાય છે, અને એ દસ્તાવેજના ઠરાવ **હિદાયા** પ્રમાણે મંજુર રાખવા જોઇએ,—"જો કોઇ પુરૂષ દસ અથવા વધારે દ્રમની મેહેર જણાવે, અને પછી પોતાનું લગ્ન પરીપુર્ણ કરે, અથવા ગુજરી જાય, તો આ બેમાંના હરકોઇ પ્રસંગે જણાવેલી તમામ મેહેર ઉપર તેનો હક છે; કારણ કે ધણીના મરણથી લગ્ન સંપુર્ણ થાય છે. અને તે સંપુર્ણ થવાથી દરેક ચીજ સ્થાપિત અને કાયમ થાય છે, અને એટલામાટે લગ્નના તમામ પરીણામોની બાબતમાં પણ એજ પ્રમાણે છે." જો ધણી પોતાની હયાતીમાં પોતાની ઓરતનું મેહેર બાબતનું દેવું આપે તો તો ઠીક છે, નહી તો, તે દેવું તેણે મુકેલી મિલકતમાંથી વાળવું જોઇએ. વારશાના દાવા પેહેલાં મેહેરનો દાવો પતાવવો જોઇએ, અને મેહેર બદલની દેવી રકમ કરતાં તે મિલકત જો જાસ્તી ન હોય તો વારસોને તે મિલકતના કોઇપણ ભાગ ઉપર કાંઇપણ હક નથી. છોકરીએ સ્ત્રી ધર્મમાં આવવા થોડામાં થોડી મુદત નવ વરસની છે.

## દાખલો ૭૫.

સ—મેહેરનો દસ્તાવેજ કાયદાસર રીતે મંજુર અને બંધન કારક છે કે નહીં! અને પરણેલી ઓરતને તલાક ન આપી હોય તેમ છતાં કાયદા અને દેશ રીવાજ પ્રમાણે એ રકમ એ દસ્તાવેજ કરી આપનાર અને તેના વારસો પાસે લેહેણી, અને ઓરતના વારસોથી તેનો દાવો થઇ શકે એવી છે કે નહીં? કે મેહેરનો આવો દસ્તાવેજ માત્ર તલાકનો અટકાવ કરવાને અપાએલો છે, અને તલાક જો ન અપાવામાં આવી હોય તો ધણીના કે ઓરતના મરણ પછી રકમ લેહેણી થતી નથી!

જ—આ કામમાં સ્વતંત્ર (ગુલામ નહીં એવી) ઓરતને કરી આપેલો મેહેરનો દસ્તાવેજ ડીપુટી કાઝી અને સાહેદોના પુરાવાથી મજબુત સાબીત થએલો છે, અને મેહેર બદલ લેહેણી રકમ દસ્તાવેજમાં લખ્યા મુજબ તલાક થયા વગર સંપુર્ણ રીતે લગ્ન પરીપુર્ણ થયા બાદ ધણી પાસે લેહેણી થાય છે. તેનો દાવો ધણીએ તલાક આપેથી, અથવા તે ગુજરી ગયેથી થઇ સકે છે; અને ધણીના બીજા કરજની માફક આ રકમ પણ ઓરતે અથવા તેના વારસોએ તેની માગણી કરેથી આપવાની તેની ફરજ છે; ધણીના મરણ પછી તેના વારસોએ જો ગુજરનારે પુંજી મુકી હોય તો તેમાંથી આપવી જોઇએ.

કરાવેલી મેહેર ગમે તેવી મોટી હોય તો પણ કાયદાથી તે અપાવાયછે.

### દાખલો ૩૬

સ—એક સખસ પોતાની ઓરતને દસ્તાવેજ કરી આપી અમુક રાઇટ જેનો તે તે વખતે માલીક નહોતો, પણ જે પાછળથી તેના કબજામાં આવી તે જમીનનો માલકી હક તે ઓરતને લખી આપે છે, તો એ દસ્તાવેજ કાયદા પ્રમાણે મજબુત અને બંધનકારક છે કે શી રીતે?

જ—ઉપર કેહેલી હકીકત મુજબનો દસ્તાવેજ કેવળ નિરર્થક અને રદ છે. પણ જો ધણીએ દસ્તાવેજમાં જણાવેલી જમીન ઉપર હક મેળવ્યા પછી ઓરતને પદ્ધતિ પ્રમાણે તેનો કબજો સોંપ્યો હોય તો એ દસ્તાવેજ મજબુત અને બંધન કારક છે, નહી તો નથી.

ધણીના કબજામાં ન હોય એવી મીલકત મેહેર બદલ લખી આપી હોય ત્યારે.

### દાખલો ૩૭.

સ—એમ ધારીએ કે કોઇ એક મેહેર બદલનો દસ્તાવેજ મજબુત છે તો તેમાં દરસાવેલી રકમ જે ગુજરનાર સખસે તે કર્યો હોય તેની વિધવાને તે ગુજરનારે મુકેલી મિલકતમાંથી વારસાના દાવા પતાઆં પેહેલાં કાયદા પ્રમાણે આપવાની જરૂર છે કે શી રીતે? અને એ મુકેલી મિલકતની કુલ કીમત વિધવાનો મેહેરનો દાવો પતી શકે તેટલીજ હોય, અને તે વિધવાએ તેના ધણીનું વાજબી કરજ ચુકવવાનું માથે લીધુ હોય તો તેના ધણીની જાહાગીર અને માલમતા મેહેર બદલના પોતાના દાવાની રૂએ પોતાના અખત્યારથી તે ઓરત તેના પોતાના કબજામાં લે તો તે આલી શકે છે કે કેમ?

મેહેરની હદ નથી. ૪—આ કામમાં મેહેરનો દસ્તાવેજ સાક્ષિઓથી સાબીત થતાં તે મજબુત છે, કારણ કે, જોકે કોઇપણ ખસુસ આધાર ભુત પ્રમાણથી જાસ્તી મેહેર મંજુર થએલી નથી તો પણ તેવી મેહેર આપવા મના કરેલી નથી, અને એટલા માટે દસ્તાવેજમાં જણાવેલી રકમ ગુજરનાર ધણીનો જાહાગીર ઊપર એ વિધવાની લેહેણી થાય છે, અને વારસાના દાવા પેહેલાં તે માગી શકાય છે. પરંતું જે જાહાગીર દસ્તાવેજમાં ખસુસ જણાવેલી ન હોય તે જાહાગીરનો કબજો મેહેરના દાવાની રૂએ પોતાના આપ અખત્યારથી ન્યાયાધિકારીના હુકમ શીવાય વિધવા લેઇ શકતી નથી, પછી મુકેલી મિલકત તેની મેહેર બદલનું લેણું વળી શકે તેથી વધારે હોય કે ઓછી હોય તેની ચીંતા નહીં. આવી મિલકતની માલીક જે વિધવા ફકત કોઇ ન્યાયાધિકારીના હુકમની રૂએ અથવા વારસોની સમ્મતિથી પોતાની મેહેરના નાણા વડે એ મિલકત ખરી કરવાથી થઇ શકે છે. મેહેરમાં ખસુશ જણાવેલી મિલકત તેના આપ અખત્યારથી કોઇ ન્યાયાધિકારીના હુકમનામા શિવાય અથવા વારસોની સમ્મતિ શીવાય લેવાને તે મુખત્યાર છે. પણ આ કામમાં એ વિધવાના સામાવાળાએ તે વિધવાના કાયદાને આરે એ જાહાગીરનો વહીવટ માથે લેઇ કાંઇપણ રાખ્યા વગર તે ઓરતને તેનું ભાડું તથા ઉપજ આપવાનું કબુલ કરયું છે, અને ગુજરનાર ધણીનું કરજ જે બધું આપવા વિધવાએ માથે રાખ્યું છે તે કરજ વરાડ પ્રમાણે આપવા ના પાડી છે તેથી તે સામાવાળાંએ એ વિધવા એ મિલકત પોતાને કબજે લે તેમાં પોતાની સમ્મતિ બતાવ્યાની સાબીતી સમાન આ છે.

### સવાલ. ૩૯

પ્ર—એક માણસ પોતાની ઓરતને મેહેરનો દસ્તાવેજ કરી આપી અમુક નાણાની રકમનો તેને ઠરાવ કરી આપેછે. એજ દસ્તાવેજમાં લખેછે કે તેની ઓરતને તેની મેહેરના બદલામાં તમામ નાણું, તથા માલ મતા, તથા તમામ મિલકત સ્થાવર તથા જંગમ જે તે વખતે તેના કબજામાં હતી તે, તથા જે ત્યાર પછી તેના કબજામાં આવે તે તેણે એવી સરતે આપીછે કે જ્યારે તે તેની મેહેર માગે ત્યારે તેણે કાંઇ પણ બાહાનું કાડ્યા વગ

ર આપવી. ત્યારે આ દસ્તાવેજની રૂએ તેના ધણીની સ્થાવર તથા જંગમ તમામ મિલકત તે ઓરતને મળવાનો હકછે, કે માત્ર દસ્તાવેજમાં જણાવેલી અમુક રકમ મળવાનો તેને હક છે. ?

જ—ધણીએ વાપરેલા શબ્દો કે તેણે તેની ઓરતને તમામ નાણું તથા માલ મતા તથા તમામ મિલકત, સ્થાવર અને જંગમ, જે તે વખતે તેનાકબજામાં હતી, અથવા જે ત્યાર બાદ તેના કબજામાં આવે તેતેણીની મેહેરના બદલામાં આપીછે; એ શબ્દો વેચાણના ગેર કાયદાસર કરારની જાહેરાત સમાન થાયછે. એટલે કે, એકજ કરારમાં તે વખતે વેચનારના કબજામાં જે મિલકત હતી અને વળી જે મિલકત હયાત નહોતી, અથવા જે ત્યાર બાદ તેના કબજામાં આવવાની હતી, તે મિલકત તેની કીમતનું કાંઇ પણ ચોકસ નામ પાડયા વગર વેચવાની જાહેરાત શમાન થાય છે, ઉપર કહેલા શબ્દો અવેજ બદલની બક્ષિશ દરશાવનારા નથી, કેમકે એતો અદલ બદલ કરેલી ચીજોની હયાતી ઉપર આધાર રાખેછે, વળી વેચાણ તથા બક્ષિસની બાબતમાં એ વાત જરૂરનીછે, કે જે જગોએ અર્પણ કરવામાં આવ્યું હોય તે જગોએ સમ્મતિ બતાવવી જોઇએ; અને જો સમ્મતિ બતાવ્યા પહેલાં અર્પણ પાછુ ખેંચી લેવામાં આવેતો તેથી બક્ષિશ રદ થાયછે, આ કામમાં એમ માલુમ પડતુ નથી કે એ અર્પણ કરા પછી સમતિ બતાવવામાં આવી હતી. તેથી ઊલટું, એ વાકયના છેવટના ભાગમાં જે શરત જણાવેલીછે કે તે ઓરત તેની મહેર જયારે માગે ત્યારે કાંઇ પણ બાહાનું કાઢયા વગર કાયદા પ્રમાણે તે (ધણી) તે મેહેર તેને આપે તે ઊપરથી એમ અનુમાન થાયછે કે ધણીએ પોતાનું પાછું ખેંચી લીધુ: કારણ કે અર્પણ પાછું ખેંચી લીધા પહેલાં અર્પણ જે જગોએ કરેલુ તે જગોએ જો સમતિ બતાવવામાં આવી હોતતોમાગે ત્યારે મેહેર આપવા ધણીને બંધન થાત નહીં. એટલા માટે સ્થાવર તથા જંગમ મિલકત સદરહુ દસ્તાવેજની રૂએ ઓરતને મળશે નહીં; પણ મહેર બદલ જે અમુક રકમનો તેને ઠરાવ કરી આપવામાં આવેલો છે, તે રકમ મળવા તે હ-

કદાર છે.

## દાખલો ૩૯.

પ્ર—એક ઓરતે પોતાની મેહેરના રૂ જે તુરત આપવા ઠરાવ હતો તે વસુલ કરવા પોતાના ધણી ઉપર દાવો કર્યો, અને દાવા વાળી રકમનું હુકમનામું મેળવ્યું. તે ઓરત પોતાના ધણીની હયાતીમાં ગુજરી ગઇ. અને તેના મરણ પછી તેની મેહેર બદલના બાકીના રૂ ને માટે તેના ધણી ઉપર તેની બહેને દાવો કર્યો. મુસલમાની કાયદા પ્રમાણે મરનાર ઓરતની બહેને તે ઓરતના ધણી ઉપર કરેલો દાવો ચાલસે કે કેમ? અને પોતાની ઓરત ગુજરી ગયા પછી મેહેર બદલ દસ્તાવેજમાં તેની દેવી જણાવેલી રકમનો કોઇ પણ ભાગ ધણીને પાછો મળવાનો હકછે કે નહીં?

ઉ—ગુજરનાર ઓરતની બહેને તે ગુજરનારની લેહેણી મેહેરના બાકીના રૂ વસુલ કરવા કરેલો દાવો અંગીકાર કરવા જોગ નથી, કારણ કે બહેન એક વારસછે, અને કૃત્રિમદાયાદની રૂએ જ માત્ર તે તમામનો દાવો કરી શકે; અને વારસને કૃત્રિમદાય આપવો એ ચાલી શકે નહી. પરંતુ વાદી ગુજરનારની બહેનછે તેથી બાકી રહેલી મેહેરની રકમનો નીમે ભાગ મળવા તેનો હક છે અને બાકીનો અડધ ભાગ ધણીને પાછો મળસે.

ગુજરનારઓરતના બીજા વારસો ન હોયતો તેના ધણી તથા બહેનને મેહેરનો અડધો અડધો ભાગ વારસો મળે છે.

## દાખલો ૪૦

પ્ર—એક ઓરત પોતાના ધણી ઉપર મેહેર બદલના લેહેણા દાખલ દાવો રાખી ચાલીશ હજાર રૂપઈયા અને એક સોના મોહોરની ફરીઆદ કરેછે બંને પક્ષકારોના સગાઓની સાક્ષિથી એમ સાબીત થાયછે કે ઉપર કહેલી રૂકમ લેહેણીછે, અને એજ પ્રકારના સાખદોથી વળી એમ પણ સાબીત થાયછે કે બંને પક્ષકારના કુટંબની સ્ત્રીઓના લગ્ન વખતે ઓછી મેહેરનો ઠરાવ કરવાનો કંઈ શીરસ્તો નથી; પરંતુ પ્રતીવાદી કહેછે કે મેહેરની રકમ દસ દીરમનું જે ઓછામાં ઓછું કાયદાસર પ્રમાણ છે તેટલીજ ઠરાવેલી છે, અને પોતાનું કેહેવું સાબીત કરવા તેણે પરાયા સાખસોનો પુરાવ આપ્યો છે, ત્યારે હવે ઓરતનું કેહેવું માનવું, કે ધણીની કહેલી હકીકત વિશેષ વજનને પાત્ર છે!

જ—ઉપર કહયા મુજબ હકીકત હોય ત્યારે હિદાયામાં આવેલા મત પ્રમાણે ઓરતનું કહેવું પસંદ કરવાનું છે,—"લગન જારી થયા બાદ મેહેરની રકમ સબંધી જ્યારે ઓરત તથા તેના ધણી વચ્ચે તકરાર ઉઠે, એટલે ધારો કે ધણી એક હજાર કહે, અને ઓરત બે હજારનો દાવો કરે, ત્યારે એ બેમાંથી જે પોતાના કહેવાની પુષ્ટિમાં પુરાવ રજુ કરે તેનું માનવું જોઇએ; અને જો તે બંને પુરાવ રજુ કરે તો ઓરત તરફનો પુરાવ માનવો જોઇએ; કારણ કે આ પુરાવથી વધારા ઉપર તેણીનો હક સાબીત થાય છે." એવીજ રીતે વળી ટાટર ખાનીઆમાં,—"જો દરેક પક્ષકાર પુરાવ રજુ કરે તો જે પુરાવથી વધારે સાબીત થતું હોય તે વધારે વજનદાર અને વધારે પસંદ કરવા લાયક છે." મેહેરના દાવા સબંધી તકરારી બાબતમાં વ્યાજબી મેહેર એટલે ઓરતની પદવી તથા સ્થિતીના પ્રમાણમાં રકમ અપાવવા જડજની ફરજ છે; આલમગીરીમાં ઠરાવ્યું છેકે,—"જ્યાં મેહેરની રકમ બાબત ધણી ધણીઆણી વચ્ચે તકરાર ઊઠે તો જડજે વ્યાજબી મેહેર અપાવવી જોઇએ." લગન સાથે જોડાએલી બાબતો સબંધીના દાવામાં પરાયાની સાક્ષિ આગળ સગાંઓની સાક્ષિ પસંદ કરવી જોઇએ; કેમાદીમાં ઠરાવ્યું છે કે,—"લગનની બાબતમાં પક્ષકારો પરાયા સખસોના પુરાવ આગળ પક્ષકારોના કુટુંબનો પુરાવ પસંદ કરવા જોગ છે.

મેહેરની રકમ સબંધી તકરાર વા જો ઓરતની વાજબી મેહેર તેણીએ દાવો કરેલી મેહેર કરતાં ઓછી હોયતો ધણીના કરતાં ઓરતે રજુ કરેલો પુરાવો વધારે પસંદ કરવા જોગછે નહીતો નહી.

## દાખલો ૪૧.

પ—એક માણસ તેની વહુને કેહેછે કે "તું મારી વહુ નથી." અને તે ઓરત જવાબમાં કેહેછે કે "તું મારો વર નથી." પરંતુ બંને પક્ષકારો ધણીના મરણ સુધી ભેગાં રેહે છે. ત્યારે આ બોલ તલાક સમાન થાય કે શી રીતે, અને વારસામાંથી વહુને બાતલ કરવા તે બસછે કે નહીં!

જ—ઉપર પ્રમાણે હકીકત હોય ત્યારે વિધવાને તેના ધણીની મિલકતનો વારસો મળવાને પ્રતીબંધ થઇ શકતો નથી. કારણ કે આવી રીતના બોલવાથી વારસામાંથી બાતલ કરે એવી તલાક થતી નથી. દુરલમુખતાર—આલમગીરી અને બીજા કાયદાના ગ્રંથોમાં ઠરાવ્યુંછે કે—"જો કોઇ માણસ પોતાની વહુને એમક

તલાક વીશે

કે કે તું મારી વહુ નથી તો તેવા કહેવાથી કદાપી ધણીનો ઇરાદો એવો હોય તોપણ તલાક થશે નહી. અને આ મત સરવે ઠેકાણેથી અંગીકાર થએલોછે.”

## દાખલો ૪૨

પ્ર—એક પુરૂષે હીજરી ૧૨૩૨ના સફર ની તા૦ ૨૦ મીએ એમ જાહેર કરયું કે ૧૧૭૮થી એટલે ૪૬ વરસ ઉપરાંતથી મુસલમાની કાયદાના નિયમો પ્રમાણે ત્રણ તલાકો આપી તેની ઓરતને તેણે છાંડી હતી આ કામમાં કઇ તારીખથી તલાક અમલમાં ગણાય ?

તલાક આગળની તારીખથી ગણાય નહીં

ઉ—ઉપર મુજબની હકીકત જો ધણીએ તલાક આપ્યાની વાત ઓરત ઇનકાર કરે તો તલાક કાયદા પ્રમાણે જે તારીખે તે જાહેર કરવામાં આવી હોય તે તારીખથી અમલમાં ગણવી જોઇએ; **સુરહી વિકાયા**માં ઠરાવ્યું છે કે,—“જો કોઇ પુરૂષ જે તારીખે તલાક આપ્યાનુ તે કહેતો હોય તે તારીખ આગમચ જે ઓરતને પરણ્યો હોય” તે ઓરતને એમ કહે કે “તને ગઇ કાલ તલાક આપવામાં આવીછે; અને તે ઓરત તે વાત ઇનકાર કરે તો તે તલાક તે જાહેર કરયાની પળથી માત્ર અમલમાં આવેછે.”

## દાખલો ૪૩.

પ્ર—એક શાખવાળા અને આબરૂદાર માણસને બે ઓરતો હતી, અને તે દરેકના પેટનાં તેને છોકરાં હતાં, તે ગુજરી ગયા પછી તેની એક ઓરતના છોકરાંના દાસ્તદારો એમ જાહેર કરેછે કે બીજી ઓરત તેને પરણેલી નહોતી; પણ માત્ર ચાકરડી દાખલ તેને રાખેલી હતી તે દરમીઆનમાં લાંબો વખત જવાથી લગ્નની વાત પુરે પુરી સાબીત થઇ શકતી નથી, ત્યારે એ લગ્ન સાબીત કરવાને કેવો પુરાવ પાકો પુરાવ ગણવો જોઇએ.

સ્વતંત્ર ઓરતના ફરજંદોના મા બાપ કબુલ થયા હોય તો એ કબુલ કરનારની સાથે

ઉ—જે શખસ પોતે ગુજરનારની ઓરતછે એમ કહેતી હોય, (જેનું તેની સાથેનું લગ્ન વખત જવાને લીધેસાબીત થઇ શકતું હોય, અને જેને વીસે સામા પક્ષવાળા એમ કહેતા હોય કે તે તેને પરણેલી નથી, પણ માત્ર ચાકરડી દાખલ તેને રાખવામાં આવેલી) તે જો સ્વતંત્ર સ્રી હોય, અને ગુલામડી ન હોય; અ

ગુજરનારે તેણીના પેટના ફરજંદના મા બાપપણું કબુલ કર્યું હોય તો તે પુરૂષ તરફની આ કબુલત લગ્નનો પાકો પુરાવ છે, પણ તે આસબાક—એ—તજાઈરમાં કહ્યા મુજબ મેહેરનો દાવો સાબીત કરવાને પાકો પુરાવ નથી,—"મા બાપપણાની કબુલત લગ્નની કબુલત છે, પણ મેહેરની કબુલત નથી." આ કામમાં જો કે લગ્નનો પુરાવ નથી, તોપણ છોકરાંના મા બાપ પણા વીશે બાપની કબુલતછે, જે લગ્નની પાકી સાબીતીછે.

ઓરતનું લગ્ન થયાનો એ પાકો પુરાવછે.

## દાખલો. ૪૪

પ્ર—એક ઓરત તેના ધણીએ તેને તલાક આપવાથી, તેના ઉપર ફરીઆદ કરી, ત્રણ મહીના અને તેર દીવસની અજમાએશની મુદતની ખોરાકી ખરચના ૭ રૂપઈઆ બાર આનાનો દાવો કરેછે, તલાક આપ્યા પછી મુસલમાની કાયદા પ્રમાણે, અજમાએશની મુદતનુ. પોતાના ધણી પાસેથી ખોરાકી ખરચ મળવાનો ઓરતને કાંઇ હક છે કે શી રીતે? અને અજમાએશની મુદતના કેટલા મહીના અને કેટલા દીવસ ઠરાવેલા છે?

ઉ—કાયદા પ્રમાણે ઓરતની અજમાએશની વખત આ ધર્મમાં તે આવેથી શરૂ થાય છે, અને તેના ધણીએ તલાક આપ્યા પછી તે મુદત એક પછી એક એ રીતે અનુક્રમે ત્રણ આપટીઓ આવતાં સુધી પોહોચેછે. વિકાયામાં ઠરાવ્યું છે કે,—"સ્વતંત્ર ઓરતને અપાતી અજમાએશની મુદત એક પછી એક એ રીતે અનુક્રમે ત્રણ આપટીઓ આવતાં સુધીનીછે". "જે ઓરતને ઘણીજ નાહાની ઉમરને લીધે આપટી આવતી નથી તેની મુદત ત્રણ મહીના છે" "ગર્ભવંતી ઓરતની મુદત પ્રસવ થયાથી પુરી થાયછે" એજ પ્રમાણે પુસ્તકમાં વળી ઠરાવેછે કે—"ગર્ભવંતી ઓરતની મુદત મુએલા અથવા જીવતા બાળકનો પ્રસવ થતાં સુધી પહોચેછે" પોતે તલાક આપેલી ઓરતનું ખોરાકી ખરચ, લુગડાનું ખરચ તથા ઘરનું ભાડા ખરચ એ તમામ અજમાએશની મુદત વીતી જતાં સુધીનું આપવાની ધણીની ફરજ છે, સુરહી વિકાયામાં જણાવ્યા મુજબ,—"જે ઓરતને ફરીશકે એવી તથા જે ઓરતને ન ફરી શકે તેવી તલાક આપી હોય, તથા જે ઓ

તલાક આપ્યા પછી અજમાએશની મુદત

રતનો તેના ધણીથી વીયોગ જે તેણીનો ગુન્હો ગણાય એવી કોઇ બીનામાંથી ઉત્પન ન થયો હોય, એટલે જેમકે ધર્મનો અથવા ગુલામગીરીમાંથી છુટકારાનો હક હોય છ્આ કજોઠાને લીધે છુટકારો માગ્યો હોય, તે ઓરતને ખોરાકી તથા રેહવાનીજગો આપવી જોઇએ"

દાખલો ૪૫.

પ્ર—એ અનોરસ બાળકની મા અને તેનો બાપ એ બાળકની રક્ષાનો દાવો કરેછે, ત્યારે તે બાળક કોના હવાલામાં સોપવું જોઇએ?

અનોરસ બાળક કોઇનું ફરજંદ નથી પણ તે સાતવરસનુ થતાં સુધી તેને પોતાના હવાલાંમાં રાખવા માનો હકછે.

ઉ—કાયદા પ્રમાણે જોતાં અનોરસ બાળક તેની માનુંએ નથી, અને તેના બાપનુએ ન કહેવાય પણ તેને ખોરાકી પોશાકી આપી ઊછેરવા માટે સાત વરસની ઉમરનું થતાં લગી તેની માના હવાલામાં સોંપવું જોઇએ. ત્યાર પછી તે બાળકે માની સાથે રહેવું કે બાપની સાથે તે તેની મરજી ઊપરછે; અથવાજો એ બંનેથી જુદા રહેવા તેની મરજી હોય તો તેમ પણ તે કરી શકેછે.

દાખલો ૪૬

પ્ર—એક ઓરત ઘણો વખત એક પુરૂષની સાથે ધણી ધણીઆણી પેઠે રહી, પણ એવું સ્પષ્ટ રીતે સાબીત થયું નથી કે તે ઓરત તેને પરણી હતી. પાછળથી અણબનાવ થતાં તેઓ એક બીજાથી જુદાં પડયાં, તેમના સબંધથી થએલી કેટલીક દીકરીઓ ઉપરના હક વીશે હવે એ સખસો તકરાર કરેછે ત્યારે કાયદા પ્રમાણે એ દીકરીઓનો કબજો મળવા કોનો હકછે

ઓરસપણાનુ અનુમાન કેમ કરાય.

ઉ—જો એ માણસ એમ કહે કે એ દીકરીઓ તેના ફરજંદછે, તો આ કહેવુ નિર્ણયકારક માનવું જોઇએ, પણ કયારે કે જોતે ઓરતનો બીજો કોઇ ધણી દખાતો ન હોયતો; કારણ કે મા બાપપણાની વાતનો નિર્ણય આવા કહેવાથી થઇ શકેછે, દીકરીઓનું ગુજરાન ચલાવવાની ફરજ બાપની છે, માની નથી, એ દીકરીઓ સ્વતંત્ર છે, અને એટલા માટે ગુલામડીઓ દાખલગણી શકાતી નથી. તેના પરીણામ દાખલ એમ નીકળેછે કે જાર કર્મનો અપવાદ ન બેસે તેટલા સારૂં લગ્નનું અનુમાન કરવુ જોઇએ .તોપણ એ માણસ જો એમ કબુલ કરે કે એ દીકરી

આ જરકર્મની ઉત્પતિછે, તો એ માણસ તથા દીકરીઓ વ ચ્ચે કાંઇ પણ કાયદાસર સગપણ થશે નહી, તેમ તેના ગુજરાનની ફરજ તે માણસને માથે રહેસે નહી.

## દાખલો ૪૭.

પ્ર—ધારો કે **અ** એ પોતાની હયાતીમાં પોતાની ગુલામડીને પેટ જ ન્મેલા **બ** તથા **ક** નુ મા બાપપણુ કબુલ કરયું નથી, અને **નમકચુશી**ની ક્રિયા કરી નથી, તો **બ** તથા **ક** ને સદરહું મુ જબ નહી કર્યા છતાં ગુજરનાર **અ** એ મુકેલી મિલકતનો વારસો લેવા કાયદાસર હકછે કે શી રીતે?

ઉ—એકે **અ** એ મા બાપપણાની કાંઇ સિધ્ધિ કબુલત કરયાનું મા લુમ પડતુ નથી તોપણ તેણે મુકેલી મિલકતનો વારસો લેવા **બ** તથા **ક** નો કાયદાસર હકછે, કારણ કે સાહેદાથી એમ સા બીત થયું છે કે તેઓ ગુલામડી કેહેવાતી એક ઓરત જે **અ** ની સાથે ધણી ધાણીઆણી માફક રેહેતી હતી તેના દીકરા છે એ કામની આ અને બીજી હકીકત, જેવી કે બાહાકરનો દેખાવ અને પ્રસિધ્ધતા તે ઊપરથી એમ સાબી ત થાય છેકે **બ** તથા **ક**, **અ** ના દીકરા હતા, અને તેમની મા તેને પરણેલી હતી. જે સાક્ષિઓએ એ લગનની ના પાડી તેમ નો ખુલ્લો એમ કેહેવાનો ઇરાદો હતો કે તેમણે તે બનાવ નજરે જોયો નથી, પણ એમ કેહેવાનો તેમનો ઇરાદો નહોતો. કે તે બીલકુલ થયુંજ નહોતું, કેમકે આ પ્રમાણે કહેવું એ સ્પ ષ્ય દ્વેષભાવથો જુઠું કેહેવા જેવું છે. વળી મુસલમાનને માથે જા ર કર્મનો આરોપ મુકવા છુટ નથી. પ્રસિદ્ધતાના આધારવાળા પુરાવાની બાબતમાં નજરના જાણપણાની ખામી નુકશાન કાર ક નથી. જો સાક્ષિઓને નજરનું જાણપણું હોત તો તેઓ આ વાતની પ્રસિદ્ધતા બાબત સાક્ષિ પુરત નહીં. પુરાવામાં એવી સિ ધી સાબીતી નથી કે ગુજરનારે મા બાપપણું કબુલ કરયું ન થી, અને એવી મતલબનો પુરાવો પડેલો છે એમ કબુલ કર તાં તે પુરાવો નુકશાન કરતા નહીં થાય, કેમકે હીંદુસ્થાનમાં જે રીતે વપરાય છે તે રીતે "ગુલામ," એ શબ્દનો લૌકીક અર્થ નામનો ગુલામ છે, એટલે કે, ખરેખર સ્વતંત્ર પુરૂષ જેને

કબુલત વગર છોકરાનું માબા પ પણું કયારે સ્થાપિત થાયછે.

ભાડે અથવા ખરીદ કરી લીધો હોય તેવો, અને એટલામાટે તે મરદ અથવા ઓરત ગુલામ કેહેવાય છે. અને આવી ગુલામડીના ફરજંદાનું મા બાપપણું સ્થાપિત કરવાને દાવો તથા કબુલતની જરૂર નથી. એમ કબુલ કરવામાં આવ્યું છે કે કાયદાસર ગુલામડીઓના ફરજંદાનું મા બાપપણું સ્થાપિત કરવાને દાવો તથા કબુલતની જરૂર છે, પણ કાયદાના ચોકસ અર્થથી જોતાં ગુલામગીરી કેટલીક પેઢીઓથી આ દેશમાંથી ઘણીખરી અસ્ત થઇ છે. (કેટલાક સાક્ષિઓથી કહેલો) "નહીં પરણેલો". એ શબ્દ એવો અનુમાન કરાવે છે કે એ ઓરત ગુજરનારની નામની ગુલામડી હતી, કારણ કે કાયદાસર ગુલામડીઓને તેમના શેઠ પરણી શકતા નથી. **અમહચુરાશી**ની ક્રિયા કરવા બાબત કાયદાનો કાંઇ આગ્રહ નથી, કે તે નહીં કરવાથી મા બાપપણું રદ થાય. ઉપરના અભીપ્રાયને સારૂ પ્રમાણ ભુત આધાર **ઓાલારાત-ઊલ મુરૈતીન**માંથી એક ઇનતેખાબ છે,—"સામાન્ય રીતે બોલતાં, સાર પ્રસંગ શીવાય સાંભળેલી વાત પુરાવામાં લેવા જોગ નથી: મોત, વંશ, લગ્ન, અને કાઝી સબંધીની વંશની બાબતમાં દાખલો આપીએ તો એવી રીતે કે જ્યારે કોઇ પુરૂષ બીજાઓ પાસેથી એમ સાંભળે કે ફલાણો ફલાણાનો દીકરો છે તો તે પુરૂષ જો કે તેણે એ સખસના કુટુંબમાં તેનો જન્મ જોયો ન હોય તો પણ સદરહુ મતલબથી પોતાની સાક્ષિ આપવા તે મુખત્યાર છે. તેવીજ રીતે આજ આપણે કહીએ છીએ કે **અબુ બકર** (તેનું ઇશ્વર ભલુ કરે) **કુહાફા**નો દીકરો હતો, જો કે આપણે **કુહાફા**ને કદી દીઠો નથી. લગ્નની બાબતમાં દાખલો આપીએ તો એ રીતે કે જ્યારે કોઇ માણસ કોઇ બીજા માણસને કોઇ સ્ત્રી સાથે, ધણી ધણીઆણી પેઠે રેહેતો જુવે, અને એવી અફવા હોય કે તે સ્ત્રી તેની ઓરત છે તો તે માણસ એવો પુરાવ આપવા મુખત્યાર છે કે એ સ્ત્રી પેલા માણસની ઓરત છે, પછી લગ્ન થયું તે વખતે તે હાજર ન હોય તેની ચીંતા નહીં. અને આવી સ્થિતિએ માણસો પુરાવો આપી એમ જાહેર કરે કે એ બનાવ તેમણે નજરે જોયો નથી, પણ એ બનાવ પ્રસિદ્ધ છે તો તેમની સાક્ષિ મજબુત ગણાશે." હિ.

કાયદામાં પણ આવોજ મત જણાવેલો છે,—"વંશ, લગ્ન, મોત, કાઝીની હકુમત, અને સ્ત્રી પુરૂષના સંજોગ શિવાયની બાબતોમાં જે કાંઇ સાક્ષિઓએ પોતે જોયું નથી તે બાબતની તેઓ સાક્ષિ આપી શકતા નથી. જેના ઉપર કોઇ માણસને ભરૂસો હોય તેણે તે માણસને લખી જણાવેલી વાતની સાક્ષિ તે માણસ પુરી શકે છે."

## દાખલો ૪૮

પ—એક માણસે પોતાના દીકરાને વારસામાંથી બાતલ કરયો, અને પછી પોતે મરણસેયા ઊપર હતો તે વખતે તલાક આપી એ દીકરાની માને છાંડી. ત્યારે આવે પ્રસંગે વારસામાંથી બાતલ કરવું અને તલાક આપવી એ કાયદાસરછે? અને તલાક આપેલી વિધવાને એ ગુજરનારની મિલકતનો કાંઇ પણ વારશો મળવાનો હકછે કે શી રીતે?

ઉ—જો કોઇ પુરૂસ કોઇ બાળકનું માબાપપણું તે જન્મતિ વખતે, અને જે વખતે આવા પ્રસંગના દસ્તુર મુજબ તેને મુબારકબાદી મળે તે વખતે ઇનકાર કરે તો આ ઇનકારીયત મુસલમાની કાયદા પ્રમાણે ઉપયોગનીછે, અને જો તે ઉપર બતાવેલા ચોકસ વખત પછી તે બાળકને ના કબુલ કરેતો કાયદા પ્રમાણે તેનું ના કબુલ કરવું કાંઇજ કામનું નથી. **વિકાય**માં એમ ઠરાવેલું છે કે,—"માણસ દીકરાનું મા બાપપણું તેના જન્મ વખતે, અથવા જન્મપ્રસંગની ક્રિયા વખતેઇનકાર કરેતો તેની ઇનકારીયત ઉપયોગીછે નહીતો નથી; અને આવે પ્રસંગે વર તથા વહુ બંનેને લૅાન અથવા સોગંદ આપવા જોઇએ" જો કોઇ માણસ પોતે તનદુરસ્ત હોય તે વખતે પોતાની ઓરતને તલાક આપેતો એ તલાક કાયદાસર અને પાકીછે. અને તલાક આપેલી ઓરતને તેના ધણીની મિલકતનો વારશો મળવાનો કાંઇહક નથી પણ જો ધણી મરણસેયા ઊપર હોય અને ફરી નરાકે એવી તલાક આપી પોતાની ઓરતને છાંડે, અને એ પોતે અજમાએશની મુદત પુરી થતાં પહેલાં મરણ પામેતો એ તલાક સાબુતછે, પણ તેને વારસો મળવાનો હક છે જો બીજા તરફ એ ધણી તે ઓરતની અજમાએશની મુદત ઊપરાંત છ

મા બાપપણા ની ઇનકારીયત ક્યારે કામમાં આવે.

વેતો તે ઓરત વારસામાંથી બાતલ થાય છે, **કેતાંવા નકશ બંદીમાં** એમ જણાવેલુ છેકે—"જો કોઇ પુરૂષ પોતાની મરણસેયા ઉપર રહીને ન ફરી શકે એવી તલાક આપી પોતાની ઓરતને છાંડે. અને તે પુરૂષ અજમાએશની મુદત વીત્યા પહેલાં ગુજરી જાય તો તે ઓરતને તેના ધણીનો વારસો મળશે, પણ જો એ માણસ મજકુર મુદત વીત્યાબાદ ગુજરી જાયતો તે ઓરત વારસામાંથી બાતલ થશે."

---

## प्रकरण. ૭

વાલી તથા સગોર પણા બાબતના અભીપ્રાય.

### શાખલો ૧

પ્ર—એક માણસ બક્ષિસથી પોતાની બધી મિલકત પોતાની ઓરત તથા નાહાની ઉમરના છોકરાંઓને આપે છે. એ ઓરત ગુજરી ગયા પછી તેનો ભાઇ એ સખશો તથા એ નાહાની ઊમરના છોકરાંઓની મિલકત પોતાના હવલામાં લેવાને મુળ માલિકના વસીયતનામાં કરેલી એવી મતલબની નેમણુંકની રૂએ, તેમજ તેની બેહેનના ઠરાવથી દાવો કરેછે. મુળ માલીકનો ભાઇ પણ પોતે વરત પછીનો શગો છે તેની રૂએ એવોજ દાવો કરે છે. આ કામમાં ઊપર કહેલા બે સખશો પૈકીવાલીપણાનો હક કાયદાસર રીતે કોની સાથે વળગણ રાખે છે?

ઉ—કાયદામાં નાહાની ઉમરનાઓ ઊપર વાલીપણું બે પ્રકારનું છે એક લગનના કામને માટેછે, અને બીજુ મિલકતની રક્ષાને માટેછે, લગનના કામને સારૂ વાલીપણાનો હક બાપ તરફનાં સગાંઓને વળગેછે; **વિકાયા** પ્રમાણે—"વારસાની બાબતમાં પોતાના નીકટપણા પ્રમાણે બાપ તરફનો સગો વાલી છે." એ મિલકતની રક્ષા કાયદા પ્રમાણે પ્રથમ તેના બાપ તથા તેના મૃત્યુંપત્ર લેખ ચલાવનારને મળેછે, તે પછી બાપ તરફના દાદા તથા તેના મૃત્યુંપત્ર લેખ ચલાવનારને મળેછે, અને તે પછી નેમણુકના

નાહાની ઉમરનાઓના લગનને વાસ્તે વાલી.

અને તેમની મિલકતને માટે

હક રાજ્ય કરતા અધિકારી તથા તેના વહીવટ કરનારના હા થમાં રહેશે, એટલેકે, કોઇપણ સખસ જેને સરકાર એ બાળક ની મીલકત પોતાના હવાલામાં રાખવા નીમે તે તેના કાયદા પ્રમાણે એક વાલીછે; ઊપર કહેલા પ્રમાણે ભુત આધાર પ્રમા ણે,—"પ્રથમ તેનો બાપ અથવા તે બાપનો મૃત્યુંપત્ર લેખ ચલા વનાર તેનો વાલીછે, પછી બાપ તરફનો દાદો અથવા તેનો મૃ ત્યું પત્ર લેખ ચલાવનાર, પછી માની સ્ટેટ અથવા તેનો મૃ ત્યુંપત્ર લેખ ચલાવનાર" માને, તથા કાકાને, તથા મામાને એ બાળકોનીમિલકતનુ વાલીપણુ લેવાનો કાયદાસર રીતે કાંઇપણ હક નથી કેમકે ઊપર ગણાવેલા સખસોના વરગમાં તેઓ આવતા નથી. માએ નેમણુક કરયાનું જે કહેવામાં આવ્યું છે તે નેમણુક નિરરથકછે, કારણકે માને પોતાનેજ વાલીપણાને હક ન થી તો તેવો હક તે બીજાને આપી સકતી નથી જો વસિયત નામાની અંદરની કહેવામાં આવેલી મામાની નેમણુક યોગ્ય સા ક્ષિઓથી સાબીત થાય તો એ બાલકોનું વાલીપણુ લેવાને કાય દાસર રીતે તે હકદાર થશે. જો ન સાબીત થાયતો વાલીનીમવા નું રાજ્ય કરતા અધીકારીના અખત્યારમાં રહેશે.

## દાખલો ૨.

પ્ર—એક નાહાની ઊમરના છોકરા ક સાથે અ તથા તથા બ અ મુક મિલકતના એકત્ર માલીકછે, ક નો હક તેના કાકા અ જેટલોછે, અને તે અ યોગ્ય રીતે તેનો વાલી નીમાયલો છે, આ બે સખસો એટલે કે, અ અને તેની વડે તેની ઓરત બ વાલીપણાનું કામ કરેછે, અને એ નાહાની ઉમરના છોક રાના નાણા સબંધી તમામ કાગકાજનો વહિવટ કરેછે, કોઇ ક રસ્તે કોઇ એક ત્રાહીત સખસને એ નાહાની ઉમ્મરના છો કરાની થોડીક મિલકત વેચાણ આપવાની તદબીર કરી, અને તે મ છતાં એ નાહાના છોકરાની જાત મિલકતનો તમામ વહિવ ટ અમે કરીએ છીએ એવી દલીલ બતાવી, એ વેચાણનું વાજ બી પણુ ટકાવી રાખવાને ઈનકાર કરેછે, ત્યારેઆ વેચાણ ખત ઊપર રીત પ્રમાણે સહી, સીકો, તથા યોગ્ય રીતે બીજાઓની સાક્ષિઓ થએલીહોવાથી મંજુર અને વેચનાર તે કાયમ રખાવી શકેતેવુંછે કે કેમ?

સગીરની જમીનના વેચાણ બાબત

૯—જો અ, બ, તથા ક ની એકત્ર મિલકત સ્થાવર એટલે કે, જમીનની બનેલી હોયતો અ તથા બ કરેલુ કના ભાગનું વેચાણ એ કની જાતિ મિલકતની સંભાળ તેમના હાથમાં છતાં, અમુક કેફાયત શીવાય ગેરકાયદાસરછે; જો સગીરનો હીસ્સો તેની બમણી કીમતે વેચ્યો હોય, અથવા તેની મિલકત વેચ્યા વગર તેનું પાલણુ પોશણુ કરવાનું કાંઇ સાધન ન હોય અથવા એ જમીન નાશ થવાના તાત્કાળીક ભયમાં હોય, અથવા એ સગીરની મિલકત છીનવી લેવામાં આવતી બચાવાને, અથવા એના જેવો કોઇ જરૂરી પ્રસંગ હોય તે શિવાય આવી મિલકતનું વેચાણ ગેરકાયદાસરછે, જો આવી હકીકત હોય ને અ તથા બ એ જમીનમાં એ નાહાની ઉમરના છોકરાનો ભાગ વેચ્યો હોય તો એ વેચાણ પાકું અને બંધન કારક થશે, જો, બીજા હાથપર, એ મિલકત સ્થાવર ન હોય પણ જંગમ હોયતો એ છોકરાની મિલકત વેચતાં તેને કાંઇ નુકશાન ન થતું હોય, અથવા નફો નુકશાન થવાનો સરખો સંભવ હોય તો અ તથા બને એ હિસ્સો વેચવાનો હક નથી, પણ જો એ પ્રમાણે કરયાથી ક ને ચોખ્ખો નફો મળશે એમ ખુલ્લુ હોયતો અ તથા બ તેનો હિસ્સો વેચી શકેછે. કાયદાનો નિયમ એછે કે વાલી. મૃત્યુપત્ર લેખ ચલાવનાર, અથવા કોઇ પણ સખસ જેની સભાળમાં સગીરની જાત મિલકત હોય તે તે છોકરાની વતી જે કરારથો ચોખ્ખો નિસ્ચય પુર્વક નફો મળવાનો હોય તેવો કરાર કરી શકેછે, જેમ કે, તેઓ હમેશ તેની તરફની બક્ષિશ સ્વિકારી શકેછે, જે કરારમાં નુકશાન થાય તો થાય એવુ હોય, તેવે પ્રસંગે એવો ઠરાવ કરવામાં આવ્યો છેકે, નજીકનો વાલી (એટલે બાપ, અથવા બાપનો બાપ, અથવા તેણે યોગ્ય રીતે નીમેલો વાલી) તેવો કરાર કરવાને મુખત્યાર છે, પણ દુરનો વાલી, જેવો કે કાકો, અથવા ભાઇ, સગીર તરફથી એવો કરાર કરવાને મુખત્યાર નથી. પરંતુ જયાં નુંકશાન શીવાય કાંઇજ થવાનું નહોય, જેમકે ભેટ કરવી, અથવા નાણું ધીરવું, તેવે પ્રસંગે નજીકનો કે દુરનો કોઇ પણ વાલી, અથવા મૃત્યુંપત્ર લેખ ચલાવનાર અથવા બીજો કોઇ

સખસ તેની સંભાળ તળે એ છોકરો હોય તેણે તેની તરફથી કામ કરવું એ કાયદાસર નથી.

### દાખલો ૩.

પ્ર—એક માણસ એક ત્રણ વરસનો દીકરો, એક ધાવણી છોડી, એક વિધવા (છોકરાની મા) અને એક હોરમાન ભાઇ એ રીતે મુકી ગુજરી જાય છે. આ પ્રમાણે હકીકત છે ત્યારે એ છોકરાંની જાતની રક્ષા કરવાનો કાયદાસર રીતે કોનો હક છે, અને વિધવાનો મેહેરનો દાવો પતાવ્યા પછી તેમની મિલકતના ટ્રસ્ટી અને વહિવટદારનું કામ ચલાવવા કોનો હક છે?

ઉ—જો મા એકલી રેહેતો તેના બાળકોની રક્ષા કરવાનો એ માનો હક છે, પણ તે જો બીજી વાર પરણે તો તુરત તે આ હક ખુવે છે. પરંતુ જો એ છોકરાં નાહાનાં હોય તે દરમ્યાન તલાકથી અથવા બીજી કોઇ રીતે ધણી ધણીઆણીનું જુદું પડવું થાય તો એ હક પાછો માને પ્રાપ્ત થાયછે કારણ કે એ બાળકોને માએ પોતાના હવાલામાં લેવાની હરકત આ પ્રમાણે થવાથી ટળે છે. પણ જો એમાં તે બાળકોના નજદીકનાં સગાંઓની સાથે લગ્ન કરે, જેમકે તેમના કાકાની સાથે લગ્ન કરે તો તેમને પોતાના હવાલામાં રાખવાનો માનો હક જતો નથી. આ પ્રમાણે કાયદો છે એટલા માટે જો માએ કોઇ પરાયા પુરૂષ સાથે લગ્ન ન કર્યું હોય તો એ દીકરો સાત વરસનો થતાં લગી તેની સંભાળ રાખવાનો માનો હક છે; કેમકે જે ઉમરે છોકરો જે કૃત્યો કેવળ જરૂરી છે તે કૃત્યો, કાંઇ પણ મદદ વગર કરી શકે એટલો સ્વતંત્ર થાય છે તે ઉમર આટલી ઠરાવી છે. જ્યારે તે એટલો સ્વતંત્ર થયો હોય. એટલે કે, જ્યારે તે ઉપર કહેલી ઉમરે પોહોચ્યો હોય ત્યારે તેને (કદાચ તેની મા પાસેથી જુદો પાડતાં તેની ઉપર બલાત્કાર વાપરવો પડે તો બલાત્કારથી પણ) તેના સ્વાભિક અથવા નીમેલા વાલીના હવાલામાં સોંપી દેવો જોઇએ, કારણ કે તેમને કેળવણી આપવાનું કામ તેમનું છે. જ્યાં લગી સ્ત્રી ધર્મના સ્વભાવિક ચિન્હો માલુમ પડે ત્યાં સુધી દીકરીને માના હવાલામાં રાખવી જોઇએ.

મા જો ફરીથી લગ્ન કરેતો વાલીપણાનો તેનો હક જાયછે.

### દાખલો ૪.

પ્ર—કોઇ પુરૂષને કાયદાસર રીતે પોતાની દીકરીનું વાલીપણું પોતા

ની ઓરત જે તે બાળકની મા છે તેને સોંપવાનો અખત્યાર છે કે શી રીતે?

કોઇ બાળકની માને તેની વાલી નીમી શકાયછે.

ઉ—કોઇ પણ પુરૂષને પોતાની બાળક દીકરીનું વાલીપણું જો તે બાળકની મા તેની ઓરત હોય તો તેને સોંપવાનો અખત્યાર છે. આ મત જુદા જુદા પ્રમાણ ભૂત આધારોએ મંજુર કરેલો છે, મુખ્યત્વે કરીને બક્ષિસો બાબતના પ્રકરણમાં **હિદાયાએ** કરેલોછે.

## દાખલો ૫.

પ્ર—બીજી રીતે હરેક પ્રકારે મુસલમાની કાયદાના ઠરાવોને અનુંસરતું લીસ માત્ર તે જાથુને માટે આપેલું હોવાના સબબથી, અથવા તે લીસ કરનારના તથા તેના જે વારસે તે મંજુર રાખ્યું હોય તેના મરણના સબબથી તે રદ કરવું જોઇએ કે શી રીતે?

મુદ્દત ન બાંધી હોય અથવા કરાર કરનાર પક્ષકારોમાંથી એકાદ ગુજરી ગયો હોયતો લીશ રદ કરવાને તે બસછે.

ઉ—જો કે બીજી રીતે હરેક પ્રકારે એ લીસ મુસલમાની કાયદાના ઠરાવોને અનુંસરતું હોય તો પણ તે જાથુને માટે આપ્યાની હકીકત, અને એ લીસ આપનારનું મરણ એ બેમાંનો ગમે તે બનાવ અલાયદો એ લીસ રદ કરવાને બસ છે; કારણ કે બધા લીસોમાં મુદ્દત બાંધવી એ એ કરારની એક અવશ્ય જરૂરની સરત છે, અને તે અમલમાં રેહેવાને તે મુદ્દત પુરી થતાં સુધી કરાર કરનાર બંને પક્ષકારની હયાતી ખાસ અગત્યનીછે.

## દાખલો ૬.

પ્ર—એક માણસે મરતી વખતે પોતાની ઓરતની તથા પોતાના જમાઇના ભાઇની પોતાના બાળક દીકરા તથા દીકરીની જાત, મિલકતની સંભાળ રાખવા નેમણુંક કરી. દીકરો છ વરસનો હતો, અને દીકરી ફક્ત બેજ વરસની હતી. એ નાહાની ઊમરનો દીકરો કેટલીક જંગમ મિલકત વસુલ કરવાને એક પરાયા સખસ ઉપર દાવો બાંધે છે. ત્યારે આ નાહાના છોકરાએ બાંધેલો દાવો કાયદા પ્રમાણે ચાલી શકે છે કે નહીં?

ઉ—ગુજરનારની ઓરત તથા જમાઇના ભાઇએ કરેલી અરજી ઉપરથી એમ જણાય છે કે ગુજરનારે તેના બાળક છોકરાંની સંભાળ રાખવાની સુંપરત તેમને કરી છે, અને એ છોકરાંઓના ગુજરાનને માટે પોતાનીતમામ મિલકત ટ્રસ્ટમાં તેમનેહવાલેકરીછે એટલામાટે મુસલમાની કાયદા પ્રમાણે હરેક રીતે તેઓ ગુજર

નારના મૃત્યુ પત્ર લેખ ચલાવનારા છે; અને શુશ્હી વિકા યામાં ઠરાવ્યું છે કે,—"જેને બાપે પોતાના કુટુંબ તથા પૈસા નો વ્યવસ્થ અધિકાર સોંપ્યો હોય તે તેનો મૃત્યુ પત્ર લેખ ચલા વનાર છે." યોગ્ય રીતે નીમેલા મૃત્યુ પત્ર લેખ ચલાવનારને દીકરાનો વાલી ગણવો જોઇએ. એ વાત વિકાયાના એક વા ક્ય ઉપરથી માલુમ પડે છે,—"નાહાના છોકરાનું વાલીપણું કા યદાસર રીતે પ્રથમ તેના બાપનું છે, પછી તેના મૃત્યુ પત્ર લે ખ ચલાવનારનું, અને પછી તેના બાપના બાપનું છે." તમા રા છોકરા ઉપરના હકને સારૂ બે વાલીઓએ એકઠા રહી, અ થવા દરેકે જુદા રહી કરેલો દાવો કાયદા પ્રમાણે ચાલી શકે છે. ઉપર કહી ગએલા પ્રમાણ ભુત આધાર મુજબ,—"જો કો ઇ માણસ બે સખસોને પોતાના મૃત્યુ પત્ર લેખ ચલાવનારા ની મે તો મરનારની પ્રેતક્રિયા કરવાના ઇઆ તેનો હક સાચવવાને દાવો બાંધવાના કામ સિવાય તેઓને નોખા નોખા કામ કરવા નો હક નથી." આ કામમાં કરેલો દાવો વાસ્તવિક છે કારણ કે બંને મૃત્યુ પત્ર લેખ ચલાવનારોએ સામેલ રહીને નાહા ની ઉમરના છોકરાએ કરેલા દાવાને પુષ્ટિ આપી છે.

પોતાના વલી ઓ પૈકી એક વાલીની મંજુ રીથી નાહાની ઉમરનો છોકરો દાવો કરી શકે છે

---

## प्रकरण. ८

ગુલામગીરી બાબતના અભીપ્રાય.

### દાખલો ૧.

પ્ર—એક મુસલમાનને રાજ્ય કરતા સતાએ કેટલાક બળવાખોર હીં દુઓને તાબે કરવા મોકલેલો, તે મુસલમાને તેમના ઉપર ફતે હ મેળવી તેમની ટુકડીમાંના કેટલાકને પકડી કેદી કર્યા. તે કે દીઓમાં એક નાહાની વયનો છોકરો હતો જેને તેણે પોતાનો ગુલામ કરયો, અને પછી તેને મુસલમાની ધર્મના મુળતત્વો સીખવી તેને પોતાના દીકરા દાખલ દત્તક લીધો, અને તેની કે ળવણી તથા બીજી બાબતોમાં બાપની પેઠે તેની સંભાળ રાખ તો હતો. તથા તેના ઉપર ધ્યાન આપતો હતો ત્યારે ઉપર કહે

આ શખશના દીકરા દાખલ આ પ્રમાણે કબુલ થયેલો છોકરો કાયદા પ્રમાણે તેનો ગુલામ ગણી શકાય કે કેમ?

ગુલામનો છુટકારો કેવા સાધનોથી ગર્ભિત ગણાય.

ઉ—એ છોકરાને કાયદાસર રીતે ગુલામગીરીમાં ઊતારેલો હતો એમ આપણે કબુલ કરીએ (જે વાત સવાલ ઉપરથી કોઇ રીતે સ્પષ્ટ દેખાતી નથી) તો પણ જો એ મુસલમાને તેને પોતાના દીકરા દાખલ કબુલ કરયો હોય, અને એ પ્રમાણે એને જાહેર કરયો હોય, તો પછી એ પ્રમાણે જાહેર કરનાર શખસનો ઇરાદો એવો ન હોય તો પણ તે છોકરો સ્વતંત્ર થશે. જો કોઇમાણસ એમ કહે કે "આ માહારો દીકરોછે" ઇઆ "આ મારી દીકરીછે" તો અલબત ઇરાદાની સાબેતી વગર છુટકારો સિદ્ધ થાય છે, તેનુ કારણ એછે કે આ વેણ તેનો ચોકસ અર્થ કરતાં લાગું પડતું નથી, તેથી તેના લાક્ષણિક અર્થમાં છુટકારાનો તેમાંથી અર્થ થાય છે. એમ માનવું જોઇએ, પછી એ વેણ બોલનારનો ઇરાદો જોઇએ, અને તેનો છુટકારો એક વખત સ્થાપીત થયા પછી કોઇ પણ કેફીયતે તે ફરીથી પાછો ગુલામ ગીરીમાં આવી શકતો નથી, મનુષ્ય જાત ઊપરની મિલકતનો તેના છુટકારાની સાથે અંત આવેછે; છુટકારો માલકી રદ કરેછે. કેમ કે, માણસની મુળ ઊત્પતિમાં માણસ મિલકતનો યોગ્ય બાબત દાખલ ગણાય એવો ઇરાદો રાખવામાં આવેલો નહોતો.

## દાખલો ૨

પ્ર—કેવા પ્રકારના ગુલામો રાખવા મુસલમાની કાયદાથી છુટછે?

ઉ—બધા માણશો જન્મથી સ્વતંત્ર અને આપ અખ્તિઆર છે, અને આસ્તિકની હુકુમત અને સત્તામાં એવા દેશમાં વસનાર નાસ્તિક શીવાય કોઇ માણસ મિલકતની ચીજ થઇ શકતો નથી. કબજાનો આ હક જે મુસલમાનો **હરબીઝ** (એટલે ધર્મની સામે લડનાર નાસ્તિકો) ઉપર રાખેછે તે હક **ઈસ્ટીલા** થી મળે છે, **ઈસ્ટીલા** એટલે હથીઆરના બળથી મિલકતની કોઇ પણ ચીજ વદન તાબે કરવી. એટલા માટે મુળ માલકી હક જે એક માણસ બીજા ઉપર ધરાવે તે માત્ર **ઈસ્ટીલાથી** જ મેળવવાનોછે, અને પ્રથમ ભાગે તેનો હક ખરીદીથી, બક્ષીસથી, અથવા વારસાથી મેળવી શકાતો નથી. એટલા માટે જ્યારે

કોઇ ઈમામ હથીઆરના બળ વડે નાસ્તિકોથી વસેલા રહે રોમાંનું કોઇ શહેર તાબે કરેતો તેમાંનાં જે લોકો બંધીવાન થાય તે તેની હકની મિલકત થાયછે, અને તેને તે લોકોને મારી નાખવાની, અથવા તેમને ગુલામ કરવાની તથા ગાઝીઓમાં (એટલે ફતેહ કરનાર ચોદ્ધાઓ મુખ્યતવે કરીને જ્યારે નાસ્તિકો સાથેની લડાઇમાં ફતેહ મેળવી હોય ત્યારે) તેમને ગુલામ દાખલ વેંહેંચી આપવાની સતાછે, અથવા મુસલમાની દેશમાં તેમને છુટા મુકી તેમની પાસેથી માથા દીઠ વેરો લઇ શકેછે. જો તે તેમને ગુલામ કરેતો તેઓ મિલકતની કાયદાસર બાબત થાય છે, અને વેચાણ બક્ષિશ અથવા વારસાથી તે બીજાને આપી શકાયછે. પણ જો કેદ કરયા પછી તેઓએ ધર્મ (ઇસ્લામ) માં જાય તો તેમને મારી નાખવાની સતાનો તેથી અટકાવ થાયછે, જો કે તેમાં ગુલામતો જારી રહેશે, કેમકે ગુલામગીરીનું મુળ નાસ્તિકપણાનું પરીણામછે, તેથી આ પાછળના ધર્માંતરથી પેહેલાંની જે ગુલામગીરીની સ્થિતિને પાત્ર તે શખસને રીત પ્રમાણે ઈસ્ટીલાથી કરવામાં આવેલોછે તે સ્થિતિમાં ફેરફાર થતો નથી, પણ જો ઈસ્ટીલા સ્પષ્ટ રીતે સ્થાપીત થાય તોજ આ ઉપરથી એ ખુલ્લુ છે કે એજ નીયમો બંને જાતીના (સ્ત્રી તથા પુરૂષ) ગુલામોને લાગુ પડેછે. પછી ઇમામ અથવા ગાઝીઓ જેમને વહેંચણ વખતે ગુલામો ભાગે પડતા મળયા હોય તે જો ગુલામો વેચીદ, અથવા આપીદ, અથવા જો તેઓ વારસાથી બીજાની મિલકત થાય તો તેવે પ્રસંગે તેવો ખરીદ, બક્ષિશ તથા વારસો, એ રીતે ત્રણ જુદા જુદા વરગના ગુલામો થાય છે જો કોઇ ગુલામડીને તેના કાયદાસર ધણી ઇઆ શેઠ શિવાય બીજા કોઇથી ફરજંદ થાય, પછી તે બાપ સ્વતંત્ર માણસ હો કીંવા ગુલામ હો અને ' ી તે એજ શેઠનો ઇઆ બીજા કોઇ સખસનો ગુલામ હો તો આવા હરકોઇ હીસ્સામાં આ ફરજંદ ગુલામગીરીને પાત્રછે; અને આ ફરજંદો ખાનઝાદ એટલે કુટુંબમાં જનમેલાં કહેવાયછે; પણ જો એ છોકરા હકદાર માલીકના ખુલી રીતે મનાએલાં અને કબુલ થએલાં ફરજંદો હોયતો પછી તે સ્વતંત્ર છે અને તેમની મા (તેણીના શેઠના પેટના ફરજં

જે જુદીજુદી રીતોથી ગુલામગીરી ઉત્પન થાયછે તે રીતો.

દ હોવાથી ) તે પણ તે શેઠ ગુજરી જાય ત્યારે સ્વતંત્ર થાયછે અને આ નિયમ તેમના તમામ વંશજોને છેક પેઢી દર પેઢી છોકરાં સુધી લાગુ પડેછે સ્વતંત્ર પુરૂસ તથા સ્રીઓમાં દુકાળ ના વખતમાં તેમનાં છોકરાં વેચવાનો રીવાજ ઘણો અયોગ્ય અને ગેરવાજબીછે, કારણ કે તે રીવાજ ઉંપર કહેલા ધોરણ દો સાફ વિરૂધછે, એટલે કે, ધર્મની સામેની લડાઇમાં પકડાએલા નાસ્તિક શીવાય કોઇ માણસ મિલકતની બાબત થઇ શકતો નથી. ત્યારે જે માણસ કાયદાસર રીતે સ્વતંત્ર છે તે કોઇ પણ કારણથી મિલકતની બાબત થઇ શકતો નથી; અને જયારે તે છોકરાઓ તેમના બાપની મિલકત નથી ત્યારે એ છોકરાંઓના તમામ વેચાણ ઇઆ ખરીદીઓ, ગેરકાયદાસર મિલકતની બીજી કોઇ વસ્તુના વેચાણ ઇઆ ખરીદીની પેઠે ના મંજુર છે. વળી કોઇ સ્વતંત્ર માણસે પોતાની જાતને વેચેલી તે પણ ગેર વ્યાજબી છે, પછી ગમે તો દુકાળને લીધે હો, કીવા પોતાથી ન વળી શકે એવા કરજના દબાણને લીધે હો. કેમકે દુકાળનો વખત હોય તો ભુખે મરતાં માણસ મડદાં ખાઇ જીવી શકે છે, અથવા પોતાના ગુજરાનને સારૂ જેની જરૂર હોય તે ચોરી લાવી શકે છે, અને દબાએલો દેણદાર કાંઇ દંડ કે સજાને પાત્ર નથી. ઘણા ખરા મુસલમાન દેશોમાં ઈથીઓપીઆ ન્યુબીઆના રેહેવાશીઓ તથા બીજા હબશી લોકોને ખરીદ કરવાનો તથા વેચવાનો રીવાજ જે ચાલે છે તે રીવાજ કેમ પડયો તે વીશેની મુખ્ય અથવા તપસીલવાર હકીકત હમને મલુમ નથી; પણ દેખીતા કારણો એ છે કે કાંતો હબશી લોકો પોતે પોતાના ફરજદો વેચે છે; અથવા મુસલમાન, કે બીજી જાતના લોકો દગલબાજી તથા પડપંચથી તમને કેદ કરી લે છે; અથવા દરીઆ કીનારેથી છુપી રીતે તમને પકડી લે છે. પરંતુ આવે પ્રસંગે તેઓ ગુલામ નથી, અને એટલા માટે તેમનું વેચાણ તથા ખરીદી વાસ્તવિક નથી. પણ જો કોઇ મુસલમાન લશકર ઈમામના હુકમથી તેમના દેશ ઉપર ચઢાઇ કરી હથીઆરના જોરથી તેમને લડાઇના કેદી કરે તો પછી તેઓ કાયદાસર ગુલામો છે; પણ એવી સરતે કે જો એ હબશીઓ નાસ્તિકના અખત્યાર તથા રાજ્ય નીચેના મુલકના

રેહેવાશીઓ હોય, અને જેમાં મુશલમાનને તેના પોતાના કાય
દાનો પુરે પુરો લાભ તથા રક્ષણ મળવાનો હક ન હોયતો આ
દેશમાં છોકરાંઓને ઘણી લાંબી મુદ્દત સુધી, જેવી કે શીતેર
એંશી વરશની મુદ્દત સુધી, તેમના મા બાપ પાસેથી ભાડે લે
વાનો, અને આ બાહ્યાને તેમને તેમજ તેમના પેઢીધર પેઢી
છોકરાંને **ખાનઝાદ** (ઘરના ગુલામ) ના નામથી ગુલામ ક
રવાનો રીવાજ જે ચાલેછે તેના સબંધમાં નીમેલા કાયદા લાગુ
છે. મા બાપે તેમનાં છોકરાંને નોકરી કરવા બીજાને ભાડે આ
પવા તે કાયદાસર અને વાજબીછે; પણ જયારે એ છોકરૂ સમ
જણની ઉમરે આવે ત્યારે આ ભાડાનો કરાર રદ થાયછે, કાર
ણ કે તે વખતે બાપ પણાનો હક બંધ થાયછે. પણ કોઇ સ્વ
તંત્ર માણસ જે સમજણની ઉમરે પોહોચેલોછે, તે બીજાના નો
કરી કરવાનો કરાર કરી શકેછે, પણ શીતેર વરસ જેટલી ઘણી
લાંબી મુદ્દત સુધી નહી, કેમકે આપણ એક માત્ર બાહ્યાનુંછે,
અને મનમાં એજ ગુલામગીરીનો હેતુ હોયછે, પરંતુ એ સ્વ
તંત્ર માણસને નીચેની બે જાતની કેફીયતમાંથી હરકોઇ જાત
ની કેફીયતે ભાડાનો કોઇ પણ કરાર તોડવાની છુટછે,—પેહેલું,
આવા પ્રકારના કરારોમાં નોકરી ઉપર ભાડે રાખેલા સખસને
ભાડાના મુસારા દાખલ નાણાં, લુગડાં. તથા ખોરાકીનો બદ
લો મળવાનો રીવાજછે; એટલા માટે જે દીવશે કોઇ નોકરને
આવી રીતનો બદલો મળે તે દીવશને માટે નોકરી કરવા તેની
ફરજછે. પણ તે શીવાય નહી, બીજુ, ભાડાના કરારની સરત
માં એ જરૂરનુંછે કે નફાનુ વળતર ભાડાના મુસારા પ્રમાણે
હોવુ જોઇએ, અને આ ધીમે ધીમે અને વખત ગયા શીવાય
નકી થઇ શકતું નથી એટલા માટે ભાડાનો કરાર ભાડાના મળે
લા મુશારાના બદલામાં ખરેખર કરેલી નોકરી અથવા આપે
લા ફાયદા પ્રમાણે પુર્ણ અને પુરેપુરી રીતે પુરો કરી આપેલો
થાયછે, અને એટલા માટે મુગ કબુલ થએલા મુદ્દતના કોઇ
પણ ભાડે રાખેલા સખસને એ કરાર રદ કરવાની છુટછે. પ
રંતુ જમીનના ઇજારા વાગેરેના જેવા જુદા પ્રકારના કરારો
માં એ નહી ચાલે એવું અને જરૂરનુંછે કે ઇજારદારને એવા
સતા નહી હોવી જોઇએ પણ આવે બહાને લાંબી મુદ્દતના નો

કરીના ભાડાના કરારો, તથા સ્વતંત્ર માણસોને દાસપણા તથા ગુલામગીરીને સ્વાધિન કરવા દુષ્ટ રીવાજ ઉપર આવતાં તેનો ખોટો ઉપીયોગ થતો અટકાવવાને બંદોબસ્ત કરવાની અગત્ય માલુમ પડેછે, એટલા માટે સ્વતંત્ર અને ભાડાના બધા કરારોમાં નોકરીની મુદતની હદ બાંધી એક મહીનો, એક વરસ, અથવા ઘરમાહાના ઈજારાની પેઠે ઘણું ત્યારે ત્રણ વરસ, કરાવવા. વળી જે સ્ત્રીઓ નાકીઓના જોડા ૨ ખેડે. તેઓમાં છોકરીઓ તેમના મા બાપ પાશેથી વેચાથી લેવાનો, અથવા એ છોકરાંઓની પોતાની સાથે પરબારો ઠરાવ કરી વેચાથી લેવાનો રીવાજછે. આવી ખરીદીનું ગેર કાયદાશર પણુંછે તે શીવાય આ રીવાજથી ઉત્પન થતું બીજુ પણ એક દુખછે. તે દુખ એછે કે એ છોકરાંઓને બીજાઓને સારૂ નાચવાનું તથા ગાવાનું શીખવવામાં આવેછે, અને વળી તેઓને વેસ્યાઓ બનાવામાં આવેછે, આ બંને કામો ઘણાંજ ગેરવ્યાજબીછે, અને કાયદો તેને માટે ખલસ ગના કરેછે.

## દાખલો ૩.

પ્ર—**દીનદારખાંન** (વાદી) નો બાપ એક હીંદુ હતો જેણે મોઘારીના વરસમાં તંગાને લીધે પોતાના દીકરાને **બુદનખાંન** તથા **મજુમાત આસાલત** ને વેચ્યો, કે જેમની મિલકત ઉપર (મતાવાદી) ગુલામ **હુશેનખાંન** દાવો રાખે છે. ત્યારે આવા વેચાણથી **દીનદાર ખાંન** કાયદાસર રીતે ગુલામ થાયછે કે નહીં?

સ્વતંત્ર માણસને કાયદાસર રીતે ગુલામ દાખલ વેચી શકાય નહીં.

ઉ—માણસની મુળ સ્થિતિ સ્વતંત્રતાનીછે તેથી કોઇ પણ માણસ. હિંદુ કે મુસલમાન મોઘારીના વરસમાં તંગીને લીધે પોતાને વેચેલો હોવાથી કાયદાસર રીતે ગુલામ થઇ શકતો નથી આથી વિરૂધ મત માત્ર ઘણા નબળા પ્રમાણભુત આધારોમાં બતાવેલોછે આવા વેચાણથી ગુલામગીરી બનતી નથી એ ખરેખરો અભીપ્રાયછે.

## દાખલો ૪.

પ્ર—કાયદાનો એ એક સારી રીતે પ્રસિદ્ધ નિયમ છે કે સ્વતંત્ર માણસો કોઇપણ કાયદાસર વેચી શકાય નહીં; તો પણ એ એક સામાન્ય રીતે અંગિકાર થયેલો અભિપ્રાય માલુમ પડે છે કે સંકટ

તથા મુશકેલાઇના વખતમાં મનુષ્ય જાતને વેચવી અથવા ખરીદ
વી એ ઉચિત છે. ત્યારે આ પાછળના અભિપ્રાયને સારૂં કાંઇ કા
યદાસર આધાર છે કે નહીં ?

ઉ—જો કે બેશક એ એક ઘણોજ અંગિકાર થએલો અને ખરે ખરો
મત છે કે સામાન્ય રીતે બોલતાં ખરીદ કરવાથી મનુષ જાત ઉ
પર માલકી પણાનો હક મળતો નથી, તોપણ કેટલાક પ્રમાણ ભુ
ત આધારના ગ્રંથોમાં, જેવા કે **ઈનાયા, ઝખીરા** તથા **મો**
**હીત**માં **ઈનામ મહમદ**ની દંતકથા દાખલ એમ ઠરાવેલું
છે કે માણસ મુસકેલાઇ તથા સંકટના વખતમાં જે વખતે લેહે
ણદાર તરફનું ઘણું દબાણ હોય તે વખતમાં પોતાની સ્વતંત્રતા વે
ચવાને મુખત્યાર છે. નીચેનો **ઈનાયામાંથી** લીધેલો દાખલો ઇનતે
ખાબ છે:—"એક સખસે **ઈનામ મુહમદ**ને સ્વાલ કરી દુકા
ળથી મરી જતો હોય તે વખતે સ્વતંત્ર માણસની સ્વતંત્રતા વેચ
વા બાબત તેનો અભીપ્રાય પુછયો, તેણે જવાબ આપ્યો કે સદ
રહુ મુજબની હકીકત હોય ત્યારે સ્વતંત્રતા વેચવી એ ઉચિત
છે, પણ બીજે પ્રસંગે નહીં:—આવી હકીકતે આને ખરીદ ક
રનારના ઉપપતિપણાના હક બાબત તેને બીજો સવાલ કર
વામાં આવ્યો; તેણે જવાબ આપ્યો કે ઊપપત્નીપણું કાય
દાસરછે, અને એ આને પેટ થયેલા ફરજંદનું બાપ પણું એ
ખરીદદારમાં સ્થાપિત થાયછે, અને આ ખરીદદાર એ આને
કોઇ ત્રીજા શખશને વેચે તો તેનું પણ તેજ રીતે થાય." **ઝ**
**ખીરા**માં ઠરાવેલું છે કે,—"કોઇ એક સ્વતંત્ર માણશ જે વ
ખતે પોતે નાણાની તંગીમાંછે, અને તેનો લેહેણદાર તેના લેહે
ણાની ઊઘરાણી કરી તે વસુલ કરવાને સખ્ત અને ફરજ પડે
તેવા ઇલાજો લે તે વખતે પોતાની સ્વતંત્રતા પોતાની મેળે આ
પ ખુશીથી વેચવા મુખત્યાર છે" વળી **મોહીત**માં પણ લ
ખ્યુંછે કે—"માણસને જે ફરજ હોય.તે ફરજ વાળવાનુ બીજુ
કાંઇ સાધન ન હોય, અથવા જયારે તે એવા સંકટમાં આવી
પડયો હોય કે પોતાનો જીવ બચાવવાને પોતાની સ્વતંત્રતા વેચ
વાની તેને જરૂર પડે, અથવા દુકાળના વખતમાં જે વખતે તેને
કોહેલું માંસ અથવા મનુષ્યનું માંસ ખાવું પડતું હોય, અને
આવી દશામાંથી નીકળવાને માણશે પોતાની જાતનેગુલામ ગીરી

માં વેચવી વધારે સારી હોય તે શીવાય માણસે પોતાની સ્વતંત્રતા વેચવી એ કાયદાસર નથી. આ કારણથી લોકો **નોઆ** ના વખતમાં પોતાની સ્વતંત્રતા વેચતા હતા." ઉપર બતાવેલા **મોહીત** તથા **ઝખીર**માં આવેલા પ્રમાણભુત આધારો, અને **ઈનાયા** માં જણાવેલા **ઈમામ મહમદ** ના દંતકથાના મત પ્રમાણે એ સામાન્ય રીતે કબુલ થએલું છે કે ઘણા સંકટની વખતે સ્વતંત્ર માણસો તેમની સ્વતંત્રતા વેચવાને મુખ્ત્યાર છે.

## દાખલો ૫.

પ્ર—**ઈનાયત ઊલાહ**ની મિલકત ગુજરનાર માલીકથી કેળવણી અપાએલા **વાસીલ બેગ**ની વિધવાને જાય છે કે શી રીતે!

કોઈ પણ પ્રકારનાને મિલકતનો વારસો મળી શકતો નથી.

ઉ—એમ માલુમ પડેછે કે **વાસીલ બેગ** ગુજરનાર માલીકનો દીકરો નહોતો પણ કાંઈપણ સગપણના સબંધ વગર તે માત્ર એક પોતાનો પસંદ કરેલો માણસ હતો, અને નાણાંની રકમ આપી તેણે તેને વેચાતો રાખેલો હતો. એટલામાટે ગુજરનાર માલીકે મુકેલી મિલકત કાયદા પ્રમાણે **વાસીલ બેગ**ની વિધવાને જતી નથી. **મજમા-ઊલ બરકત**માં વારસો મળવાની હરકતો વીશે વિવેચન કરતાં લખેલું છે કે,—"ગુલામગીરી વારસો મળવાને એક હરકત છે; અને પછી આ દાવાદાર સ્વતંત્રતા જેવી કાંઇ પણ નિશાની રહીત ચોખો ગુલામ હોય કે પછી તે થોડોક છુટકારો પામેલો હોય, જેવો કે માફીવાળો, પરવાના વાળો, કે ફરજંદવાળી મા, કે **અબુ હનીફા** પ્રમાણે તેના અર્ધ માલીકે છુટો કરેલો તો તેથી આ બાબતમાં કાંઇ તફાવત પડતો નથી."

## દાખલો ૬

પ્ર—એક વેશ્યા વીસ રૂપૈઆ આપી બીજી સ્રીની દીકરીને ગુલામ દાખલ ભાડે રાખે છે, અને પોતે જેવું કામ કરે છે તેવું કામ તેની પાસે કરાવે છે. ત્યારે એ કાર્ય કાયદાસર છે કે શી રીતે!

કોઇ બાળકને નાહાનપણમાં તેના મા બાપે ગુલામ દાખલ બા

ઉ—કાયદા પ્રમાણે (એ કામના રૂપ ઉપરથી માલુમ પડે છે તે મુજબ) આ કાર્ય ઉચિત નથી, કારણ કે મા બાપનો તેમના છોકરાં ઉપરનો અખત્યાર તે છોકરાં નાહાનાં હોય ત્યાં શુધી પોતા

યે છે, અને તેઓ પુખ્ત ઉમરનાં થયા પછી તેઓની જાત ઇઆ મિલકતનો વ્યવસ્થાધિકાર તેમના હાથમાં નથી; પરંતુ હાલના દાખલામાં એમ જણાય છે કે માએ પોતાના માત્ર છ વરસની ઉમરના ફરજંદને નેવું વરસ સુધી ગુલામગીરી કરવા ભાડે આપ્યું. હવે પુખ્ત ઉમર જેની છેવટની હદ (કાયદા પ્રમાણે પંદર વરસની છે તે) પછી મા બાપને તેમના છોકરાઓના સબંધમાં કાંઇપણ વ્યવસ્થાધિકાર નથી. એટલા માટે આવી કફીયતે આ નેવું વરસ સુધી ભાડે આપવું એ સ્વિકાર કરવા જોગ નથી. પ્રમાણ ભુત આચાર્યોના ગ્રંથોમાં એમ જણાવેલું છે કે જો કોઇ સખસને તેના નાહાનપણમાં તેના મા બાપે ભાડે આપ્યો હોય તો પુખ્ત ઉમરે આવ્યા પછી એ નોકરીમાં જારી રેહેવું, અથવા ગુલામગીરીમાંથી છુટો થઇ પોતાના મા બાપે કરેલો કરાર રદ કરવો એ તેની મરજી ઉપર છે. વળી વેશ્યાની રેહેણી ઘણી જ દોષપાત્ર છે, અને વેશ્યા પોતાની રેહણી પ્રમાણે ચાલવા બાળાને ભાડે રાખે એ કદી સહન ન થઇ શકે. ઉપરના મતને સરૂ નીચે મુજબ પ્રમાણ ભુત આધારો છેઃ—**ફતાવાહી ઈબ્રાહીમ શાહી**માં ઊતારો કરેલા **તહુઝીબ**માંથી લઘેલો ઇનતખાબ,—"બાપ, દાદા, તથા માવરોને તમના બાળકને ભાડે આપવાની રજા છે, પણ એ બાળક જ્યારે પુખ્ત ઊમરનું થાય ત્યારે એ કરાર કાયમ રાખવા અથવા રદ કરવા તે બાળક મુખત્યાર છે." એવીજ રીતે વળી વાલીઓ બાબતના પ્રકરણને છેડે **ઈબ્રાહીમ શાહી**માં ઊતારો કરેલા **સુહાવી** ઉપરની **ટાનશુઆ** નામની કમેનટરીના ત્રેવીસમા પ્રકરણમાંથી લીધેલો ઇનતેખાપ,—"જ્યારે કોઇ નાહાની ઉમરનો, છોકરો કરારની મુદત સમજી શકે તેવો હોય ત્યારે જો એ કરાર પોતાની જાતના સબંધમાં હોય તો તે કબુલ ઇઆ ના કબુલ કરવા તે મુખત્યાર છે, પણ જો તે કરાર માત્ર તેની મિલકતના સબધમાં હોય તો તે રદ કરવા તે મુખત્યાર નથી, તેમજ તેના સગીરપણામાં કરેલો વેચાણનો કરાર પણ તે રદ કરી શકતો નથી."

ભાડે આપેલું હોય તો તે બાળક પુખ્ત ઉમરનું થતાં પોતાની સ્વતંત્રતા પાછી લેઇ શકેછે.

## દાખલો ૭.

પ્ર—એક માણસને પોતાની ઓરતના પેટનો, અને એક બે ઉપપ

ત્નીઓ, જેમની સાથે તેનું લગ્ન થયું નથી તેમના પેટનો ફળીલો છે. આ ઉપપત્નીઓ ગુલામડીઓ હતી, પણ એ ગુલામડીઓ સદરહુ સખમની માલીકીની, કે બીજાની માલીકીની હતી એ સ્પષ્ટ નથી. સવાલ એ છે કે એ ઉપપત્નીઓના ફરજંદ તેમના બાપના ગુજરી ગયા પછી તેની મિલકતનો વારસો લેઇ શકે કે કેમ?

વગર પરણેતની બીજાની ગુલામડીના પેટથી થએલાં છોકરાં અનારસ છે અને તે તેણીના માલીકની મિલકત છે.

૨—જે ઉપપત્ની બીજાની ગુલામ હોય અને જેની સાથે બાપનું લગ્ન થયું ન હોય તેને પેટ થયેલાં છોકરાં તેની મિલકતનો વારસો લેવા હકદાર નથી, અને તેનું કારણ એ છે કે તેઓ જારકર્મની પેદાશ હોવાને લીધે તેઓનું બાપપણું એ સખસમાં સ્થાપિત થઇ શકતું નથી, અને બીજું એ કે બીજા સખસની ગુલામડીને પેટ થએલાં છોકરાં તેણીના શેઠની મિલકત છે, અને આવી હકીકતને લીધે એ મિલકત ઉપર તેમનો કાંઇ પણ દાવો પોહોચી શકતો નથી, કારણ કે ગુલામગીરી વારસો મળવામાં એક હરકત છે. જો એ ઉપપત્ની બાપના માલીકપણાની ગુલામડી હોય, અને તેને પોતાને અથવા તેની માને નાસ્તિકના મુલકમાં કેદી કરવામાં આવી હોય અને યોગ્ય રીતે ગુલામગીરીને આધીન કરવામાં આવી હોય તો લગ્ન વગરનો સંબંધ કાયદાસર છે, અને તેના ફરજંદ ઉપર એ બાપ દાવો રાખતો હોય તો તે ફરજંદનું બાપપણું તેનામાં સ્થાપિત થશે, અને તેના ગુજરી ગયા પછી વારસામાં હિસ્સો મળવાને હકદાર થશે. પણ જો તેને ઉપર પ્રમાણે નાસ્તિકના મુલકમાં કેદ પકડી યોગ્ય રીતે ગુલામગીરીને આધીન ન કરવામાં આવી હોય તો આવી ઉપપત્ની ગુલામ એ શબ્દના કાયદાસર અર્થમાં ગુલામ નથી, અને પરણ્યા વગર તેની સાથેનો સંબંધ કાયદા વિરૂધ છે. તેમજ તેના ફરજંદોનું બાપપણું એ બાપમાં સ્થાપિત થશે નહીં, કારણ કે બાપપણું સ્થાપિત કરવામાં એ એક જરૂરી સરત છે કે તેઓ ધણી અથવા ધણીઆણી હોવા જોઇએ. ધણી અથવા ધણીઆણી કાંતો શ્રેષ્ટ અથવા ઉતરતા હોય છે. જે સ્ત્રીના ફરજંદોનું બાપપણું ધણી તરફના કાંઇ પણ દાવા શિવાય ધણીમાં સ્થાપિત થાય છે, અને તેના ના પાડવાથી ના કબુલ ન થ

પણ બાપની પોતાની વગર પરણેતની ગુલામડીના પેટના છોકરાં આરસ છે.

ઈ શકે તે પહેલા પ્રકારની ઓરત છે. ગુલામડી કે જેના ફરજંદો નું બાપપણું બાપ તરફના દાવા વગર બાપમાં સ્થાપિત થતું ન થો, તે બીજા પ્રકારની ઓરત છે. વારસાનો હક બાપપણું સ્થાપિત થવા ઊપર આધાર રાખે છે; એટલા માટે આવી ઉપપત્નિ ઓના ફરજંદો વારસ નથી.

## દાખલો ૮.

પ્ર—એક મુસલમાનની એક ગુલામડી (જેના ઊપર તે મુસલમાનને વારસામાં હક મળેલો હતો) બીજા સખસના ગુલામને પરણી અને એ બને ધણી ધણીઆણીએ ગુલામડીના માલીકના ઘરમાં રહયા જે ઠેકાણે ધણી ધણીઆણી દાખલ સંગ કરવાથી તે ગુલામડીને ફરજંદ થયાં મરદ ગુલામના માલીકે લગ્ન ક્રિયા ઊપર દેખ રેખ રાખી હતી અને કન્યાની માને દસ્તુર મુજબ જે આપવાનું તે સુધાંતનું તે વખતે થયેલું તમામ ખરચ તેણે જોડી વાળયું ત્યારે એ લગનથી થયેલાં ફરજંદો ઉપર માલકી હક ગણવાને એ ગુલામડીના માલીકનો હક છે કે ગુલામના માલીકનો હકછે? વળી એ ગુલામડીના માલીકે પણ પોતાના દીકરાના જે સખસ માલીક છે ને સખસના ગુલામકે તેને કાંઇ પણ નાણાનો નજરાણો લેવાનો કે તેની દીકરીને પરણાવવાનો હકછે કે શી રીતે?

ઉ—ઊપરની કેફીયતે ગુલામડીની માને પોતાની દીકરીના લગ્ન બદલ નાણાનો કાંઇ પણ નજરાણો લેવાનો, કે પોતાની દીકરીને પરણાવવાનો હક નહોતો એ કરાર પુરો અને બંધન કારક થવાને ગુલામડીના માલીકની તેમાં મંજુરી જોઇએ. પણ તેની સમ્મતિ હતી એમ અનુમાન થાયછે, કેમકે એ લગનની ખબર મળતાં, તે કોઇ રીતે તેના સામો થયો નહીં, અથવા તે પુર્ણ થવા વીસે વાંધો લીધો નહી; એ ગુલામડીના માલીકને એ લગનના ફરજંદો ઊપર પુરે પુરો હકછે, અને મરદ ગુલામના શેઠને કાંઇપણ કાયદાસર હક નથી.

મરદ અને ઓરત ગુલામના પરણેતથી થયેલાં ફરજંદો ઓરત ગુલામના માલીકની મિલકતછે.

## દાખલો ૯.

પ્ર ૧—જો કોઇ ગુલામડી જેને તેના માલીકે ખરીદ કરેલીછે, તેને પેટ ફરજંદ થાય તો મુસલમાની કાયદા પ્રમાણે એ ફરજંદ તેના

માની મિલકત ગણાય, કે તેની માના શેઠની તે મિલકત ગ ણાય. ?

ઉ ૧—મુસલમાની કાયદા પ્રમાણે ગુલામ એ શબ્દ જે સખસ પ્રતિપક્ષિ મુલકમાં પકડાઇને કોઇ મુસલમાનની મિલકત થયો હોય,તે સખસને અથવા આ પ્રમાણે પકડાએલા કેદીઓનાં ફરજંદાને લાગે છે. આ રીતે પકડાએલી સ્ત્રીઓનાં છોકરાં તેમનાં શેઠની મિલકત છે. મુરહો વિકાયા, હિંદાયા, તથા બીજા પ્રમાણભુત આધારોમાં લખેલુ છે કે,—"ગુલામગીરીમાં તથા છુટકારામાં માની પાછળ તેનું પેટછે" — સામાન્ય રીતે ગુલામડોના ફરજંદો વીશે.

પ્ર ૨—કોઇ પણ મનુષ્ય જાતના પ્રાણીને વેચવું, કે ગીરો મુકવું એ કાયદા પ્રમાણેછે.!

ઉ ૨—કોઇ પણ માણસ જે સ્વતંત્ર સ્થિતિમાંછે તે વેચવાની કે ગીરો મુકવાની યોગ્ય ચીજ નથી; મુરહી વિકાયા પ્રમાણે,—"સ્વતંત્ર માણસનું વેચાણ રદછે. સ્વતંત્ર માણસને ગિરો મુકવો એ નામંજુર કૃત્યછે" — સ્વતંત્ર માણસના વેચાણ અથવા ગીરો વીશે.

## દાખલો. ૧૦

પ્ર—એક સ્વતંત્ર સ્ત્રી પુખ્ત ઉમરે પોહોચ્યા પછી એટલે પંદર, વરસની થયા પછી સ્વેચ્છાએ, અને પોતાની પસંદગીથી એક ગુલામની સાથે લગ્ન કરેછે, અને દ૦ વરસ સુધી ધણી ધણીયાણી દાખલ એકજ ઘરમાં તેઓ એકઠા રહેછે. ત્યારે ગુલામની સાથે સ્વતત્ર સ્ત્રીનુ આ રીતે થયેલુ લગ્ન કાયદાસર અનેમજબુત કરાર થઇ શકેછેકે શી રીતે?

ઉ—ગુલામની સાથે સ્વતત્ર સ્ત્રીનું લગ્ન કાયદાસર અને મજબુત છે આ અભીપ્રાય ફતુહુરીમાં આપેલા મતને અનુસરીને છે, --"જયારે કોઇ ગુલામ પોતાના સેઠની સંમતિથી સ્વતંત્ર સ્ત્રીને પરણે ત્યારે તે ગુલામ તેણીના મેહેરના દાવાનો જવાપદારછે, અનેતે દાવો પતાવવાને તેને વેચી શકાયછે" — ગુલામની સાથે સ્વતંત્ર સ્ત્રીના લગ્ન વીશે.

## દાખલો. ૧૧

પ્ર—એક હીંદુ ધર્મની સ્ત્રી એક મુસલમાનના ઘરમાં રહેછે, અનેએ મુસલમાનના ધર્મમાં પેસેછે. આ પ્રમાણે મુસલમાનના ધર્મમાં

પેઠા પછી તે એક રજપુતની સાથે રેહેવાસ કરેછે, અને તેની સાથે તેની ઉપપત્નીની દાખલ રહે છે, આ રજપુતથી તેને એક દીકરી થાય છે, અને તે દીકરી તેમજ તેના માબાપ હયાત છે. આ પ્રમાણે હકીકત છે ત્યારે એ દીકરી કીયા માબાપની છે. જો એ દીકરી રજપુતની છે તો તે રજપુતને તેને બીજાને વેચવાનો હક છે કે નહીં? જો તેને એ પ્રમાણે કરવાનો હક હોય તો તે દીકરીનો ખરીદદાર તે દીકરીને બીજાને વેચી શકેછે કે કેમ? અને જો તેના સગીરપણામાં તે ખરીદદારની સાથે રેહેતી હોય તો તે પુખ્ત ઉમરે પોહોચ્યા પછી ગુલામગીરીમાંથી પોતાને મુક્ત કરવાને તે મુખ્તિઆર છે કે નહીં? મુસલમાની કાયદા પ્રમાણે કેવી જાતના ગુલામો ખરીદની તથા વેચાણની યોગ્ય બાબત છે?

અનોરસ ફરજંદના માબાપને તે ફરજંદ ગુલામગીરીમાં વેચવાનો હક નથી.

૯—એ દીકરી સ્વતંત્ર સ્થિતીમાં જન્મેલી હોવાને લીધે તેના માબાપ તેના માલીક નથી, પણ તે આ ધર્મની ઊમરે પોહોચતા લગી તેની રક્ષા કરવાનો હક તેની માનો છે. મા કે બાપ બમાંથી એક જણને આ ફરજંદ વેચવાની રજા નથી, અને ગમે તે તેનો ખરીદદાર હોય, પણ એ ખરીદી રદ બાતલ છે; કારણ કે મનુષ જાત મુળ સ્વતંત્ર છે, અને **ઈસટોલા** કે જે જ્યારે કોઇ મુસલમાન રાજ્યકર્તા નાસ્તિકનો મુલક હાથ કરી તેના મરદ તથા ઓરત બંને જાતના રેહેવાશીઓમાંથી કેદી પકડે ત્યારે આ લે છે તે શીવાય તે ગુલામગીરીની યોગ્ય બાબત નથી જો તે મુસલમાન ધર્મમાં આવે તો તેમના જીવ બચાવવા જોઇએ. પણ તેમનાં મુળ નાસ્તિકપણાને લીધે તેઓ ગુલામગીરીમાં કાયમ રેહેસે. આ પ્રસગે રાજ્યકર્તા સતાને તેમને વેચાણથી ઇઆ બક્ષીસથી આપી દેવાનો અખ્તીઆર છે. એટલા માટે મુસલમાની કાયદા પ્રમાણે ગુલામગીરી માત્ર એકજ રીતે ઉત્પન થાય છે, એટલે કે ઊપર જણાવ્યા મુજબ ઇસટીલાથી; અને ગુલામ ત્રણ પ્રકારના છે—**નમલુક** ઇઆ મેળવેલા, **મઊરૂસ** ઇઆ વારસામાં મળેલા, તથા **મહીહુબ** ઇઆ આપેલા આ ત્રણ પ્રકારના ગુલામોના ફરજંદ **ખાનેહઝાદ** (એટલે, ઘરમાં જન્મેલા) કેહેવાય છે, અને તેમના શેઠે છુટા કર્યા શિવાય તેઓ ગુલામગીરીની સ્થીતિમાં જારી રેહેછે.

# प्रकरण. ९

ધર્માદા ખાબતના અભિપ્રાય.

## દાખલો ૧.

પ્ર—જે જમીન ધર્મદાન ખાતે કાઢેલી હોય તે જમીન કોઇ માણસ પોતાની ઓરતને મેહેર આપવામાં મુકરર કરી શકે કે કેમ? આ પ્રમાણે મુકરર કરેલી મિલકતના ભાગીઆઓને એ મિલકત ઊપર દાવો રાખવાનો કાંઇ હક પોહોચે છે કે કેમ? અને જો પોહોચે છે તો મેહેર બદલ તેની નીમણુંક રદ બાતલ છે કે કેમ? અને એમ ધારીએ કે આ પ્રમાણે નીમેલી મિલકતના ભાગીઆઓ પઇકી કોઇ માણસ મેહેર આપવામાં તેની નેમણુક કરવા ખાતે સંતોશમાની તે નેમણુક કબુલ રાખે તો આ શખ્સનું કૃત્ય તેણીના વારસ વિરૂધ્ધ ચાલશે કે કેમ?

ધર્માદામાં આપેલી મિલકત વારસામાં લેઇ શકાય નહીં, વેચી શકાય નહી, કે મેહેર બદલ નીમી આપી શકાય નહીં.

ઉ—કાયદામાં, જે મિલકત ધર્માદા ખાતે કાઢેલી હોય તે મિલકત વારસામાં લેવાની, વેચવાની, અથવા મેહેરમાં આપવાની યોગ્ય બાબત નથી, કારણ કે અંગીકાર થએલા અભિપ્રાય પ્રમાણે કાઢી રાખેલી ચીજ કોઇ માણસની મિલકત નથી પણ તે સર્વ શકિતમાન ઇશ્વરને અર્પણ છે, જો કોઇ ધર્મદાનનો ટ્રસ્ટી ઉપર કહેલા પ્રકારની નેમણુક કરે તો તેણે કરેલા વિશ્વાસ ઘાતને લીધે તેને દુર કરવો જોઇએ, એ મિલકત કાઢી રાખનાર અગર તેનો મૃત્યું પત્ર લેખ ચલાવનાર ન હોય તો નેમણુક કરવાની સતા રાજ્ય કરતા અધિકારીનીછે. ઓરતનો મેહેર વ્યાજબી દેવું છે. અને તે દેવું આપ્યા વગર, અથવા ઓરતે તે છોડી દીધા, વગર એ દેવું બંધ પડતું નથી, ધર્મદાન ખાતે કાઢેલી મિલકત વારસાની યોગ્ય બાબત નથી, તેથી વારસાના હકની રૂએ પોહોચતા હિસા ઉપરથી કરેલો દાવો અંગીકાર કરવા જોગ નથી, જો કોઇ માણસ આ પ્રમાણે કાઢી રાખેલી મિલકત પોતાની ઓરતની મેહેર આપવામાં મુકરર કરે, અને ટ્રસ્ટી આ કૃત્યથી સંતોશ માની બેશી રહેતો, તેના વિશ્વાસ ઘાતને લીધે તેને દુર કરવો જોઇએ, અને તે દુર થયા પછી રાજ્યકરતા સતાએ તેની જગોએ એવો બીજો ટ્રસ્ટી નીમવો જોઇએ, કે જે આ પ્રમાણે કાઢી રાખેલી જમીન જે મેહેર આ

પવા ખાતે મુકરર કરી હોય તે પાછી મેળવી શકે એવો હોય.

### દાખલો ૨.

પ્ર—ધરમાદાના મકાનોનું મરામત ખરચ ઊઠાવવાને સારૂ એ ધરમાદા આપેલી જમીન વેચવાનો સુપરીનટેન્ડંટને હક છે કે શી રીતે?

ઉ—સામાન્ય રીતે બોલતાં, ધર્માદા જમીનની બક્ષિશ અગર વેચાણ ગેર કાયદાસર છે. સુપરીનટેન્ડેન્ટની પ્રથમ ફરજ એછે કે ધર્માદાના મકાનોનું મરામત ખરચ ઊઠાવવા એ જમીનની ઉપજ વાપરવી, અને વધારો એ ખાતાની સાથે સબંધ રાખનાર બીજા કામોમાં વાપરવો, પછી જે સખસે એ ધર્માદા સ્થાપન કરયું હોય, તેણે એ મકાનોનું મરામત કરવાની એક સરત કરી હોય કે નહીં તેની ચીંતા નહીં. જરૂરી મરામત ખરચ પુરૂ કરવાને જો એ જમીનની ઉપજ જોઇએ તેટલી ન હોય તો આ કામ પોતાથી થઇ શકે તેટલી જમીન તેમાંથી વેચવાને ટ્રસ્ટી મુખ્તિઆર છે, કારણ કે મકાનોનું રક્ષણ કરવું એ ધરમાદાના હરેક કામમાં એક અવસ્ય જરૂરની બાબત છે.

સુપ્રીનટેન્ડેંટકે રેલું ધર્માદા જમીનનું વેચાણ કયારે અગિકાર કરવા જોગ છે.

### દાખલો ૩.

પ્ર૧—એક ધરમાદા ખાતાના ઊપરીને રાજ બક્ષિશથી અમુક જમીન પેઢી દર પેઢી રાખવા, તથા તેની ઉપજ તેના પોતાના ગુજરાનમાં તથા એ ધર્માદા ખાતામાં વાપરવા સારૂ આપવામાં આવી હતી એ બક્ષિશ લેનાર વગર ફરજંદ ગુજરી ગયો ત્યારે તેની મા, અથવા તેની બેહેનોને ઉપર પ્રમાણે બક્ષિશ આપેલી જમીન ઉપર કોઇ પણ કાયદાસર માલકી હક છેકે શી રીતે, અને જોછે તો શા પ્રમાણમાં?

ઉ૧—રાજ બક્ષિશો બે પ્રકારની છે, એકને **અલ્તમઘા** કહેછે, અને એ બક્ષિશ પંડના કામ સારૂ કરેલી હોયછે. બક્ષિશ લેનોર ગુજરી જાય ત્યારે હિસ્સેદારો તથા સેષાધિકારીઓ વારસાના કાયદા મુજબ આવી મિલકતમાં તેમના કાયદાસર હિસ્સા લેછે, બીજા પ્રકારની બક્ષિશ પરોપકાર તથા ધરમાદા અર્થે કરવામાં આવેછે અને તેને **વકફ** કહેછે, આ બીજી જાતની બક્ષિ

અલ્તમઘા.

અનો બાબતમાં વારસાના કોઇ દાવા અંગીકાર કરવા જોગ નથી અને એ ઉપરી ગુજરી ગયા પછી તેની મા તથા બહેનોને માલીક પણાનો હક મળવા બીજા કોઇ સખસોના કરતાં વધારે મજબુત હક નથી. કોઇ ધરમાદાના કાયદામાં હિસ્સો મળવા હકદાર સખસોને હિસ્સા અપાવવામાં મરદ તથા ઓરતો વચે કાયદો કાંઇ તફાવત ગણુતો નથી, ખુદ તે ધરમાદાની વેહેંચણ કાયદાસર નથી, પણ તેમાંથી થતી ઉપજની વેહેંચણ કરી શકાયછે.

પ્ર ૨—ઉપર સુચવેલી વેહેંચણ કરયા બાદ એ વિધવાએ પોતાના હિસ્સાની પોતાની દીકરીઓને કરેલી બક્ષિશ મંજુર અને મજબુત થસે કે નહીં?

પણ બક્ષિસથી લેનારે કરેલી ઉપજની બક્ષિસ ના મંજુર છે.

ઉ ૨—વિધવાને વેહેંચણમાં મળેલી મિલકત ઊપર તેને કાંઇ કાયદાસર હક નથી અને માત્ર એક પરોપકારની બાબત દાખલ તે મિલકત તેને મળે તેથી તેની દીકરીઓને આપેલી આવી મિલકતની બક્ષિશ ગેર કાયદાસરછે, વળી આ પ્રમાણે કરવાથી એ એક ઊંપજની બક્ષીસ કરયા જેવું થાય, અને ઉપજની બક્ષિશ રદ બાતલ છે.

## દાખલો ૪.

પ્ર—**મહંમદ રફીક**ને અમુક ધર્માદાનો ઉપરી બનાવામાં આવ્યો હતો, અને જે લેખથી એ જગોએ તેને નીમવામાં આવ્યો હતો તે લેખથી એ જગો તેના ફરજંદોને વારસામાં મળે જાય એમ ઠરાવવામાં આવ્યું હતું. હાલ એ જગો સીધી લીટીના તેના પૌત્રની દીકરીના તથા શીધી લીટીના તેના પૌત્રની દીકરીના દીકરાના કબજામાં છે. હવે સીધી લીટીના ગપૌત્ર એવી દલીલથી એ જગોનો દાવો કરેછે કે એ કબજેદારોમાંથી એક જણ સ્ત્રી છે, અને એટલામાટે તેનું કામ બજાવવાને નાલાયક છે, અને બીજો કાયદા પ્રમાણે **મહંમદ રફીક**ના ફરજંદોમાં ન ગણાય. એટલામાટે સીધી લીટીના પૌત્રની દીકરીનો દીકરો ફરજંદોમાં ગણાય કે શી રીતે? અને આવી જગાઓનું કામ કરવા સ્ત્રીઓ લાયક છે કે નહીં?

ઉ—ઉપર પ્રમાણેની હકીકતમાં સીધી લીટીના પૌત્રની દીકરીનો દીકરો **મહંમદ રફીક**ના ફરજંદ હયા સીધી લીટીના વંશજો

માં ગણી શકાય નહીં; કારણ કે જ્યારે આ શબ્દો કોઇ સખસ ના સબંધમાં વપરાય છે ત્યારે તેઓ માત્ર એવા સખસોને લાગુ પડે છે કે જે સખસો એ સખસના સીધી લીટીના વંશજો છે. અગર ત્રણ અથવા તેથી પણ વધારે પેઢી સુધીના સીધી લીટીના વંશજો છે. પણ પૌત્રની દીકરીના પૈત્રનો વંશ તેના પોતાના બાપથી નીકળે છે, અને **મહમદ રફીક**થી નીકળતો નથી, અને એ વાત **આલમગીરી** ઉપરથી માલુમ પડે છે,—"જો કોઇ સખસ એમ કેહે કે મેં આ જમીન મારા વંસજોના લાભને સારૂ કાઢી રાખેલી છે તો 'વંશજો' એ શબ્દના સામાન્ય અર્થને લીધે સ્ત્રી કે પુરૂષ ઉપર નજર નહીં રાખતા તમામ પેઢીઓ વારસો લેશે;" અને એવીજ રીતે **બીઝાનત-ઊલ મુફતીન**માં લખે છે કે,—"જો કોઇ માણસ યાવતચંદ્ર દિવાકરે જ્યાં સુધી તેનો વંશ ચાલે ત્યાં સુધી તેના વંશજોએ ભોગવવા સારૂ કોઇ મિલકત કાઢી રાખે, અને જો તે છોકરાં અને દીકરાઓના છોકરાં મુકી ગુજરી જાય તો તે મિલકત તેમનામાં સરખે હિસ્સે વેહેંચી આપવામાં આવશે, અને ઓરત કરતાં મરદનો હક વધારે ગણાશે નહીં, કારણ કે એ મિલકત કાઢી રાખેલી તેમાં શર્વને સરખા હકદાર ઠરાવેલા હતા. પણ દીકરીઓનાં છોકરાં પસંદ થયેલા મત પ્રમાણે સીધી લીટીના વંશજોમાં ગણાતા નથી. જો મુકેલી મિલકત કાઢી રાખ્યાને બદલે કૃત્રિમ દાય હોત તો પણ આજ પ્રમાણે થાત; અને આ મત પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો છે, કારણ કે કોઇ માણસના દીકરીના વંશજો એ માણસના સીધી લીટીના વંશજો નથી, કેમકે વંશ બાપથી નીકળે છે; માથી નીકળતો નથી." સ્ત્રીઓ ધર્માદાના ઉપરીની જગોનું કામ કરવા લાયક નથી; અને આવું કૃત્ય દેશની રૂઢીઓથી વિરૂધ્ધ છે, કારણ કે એ ઉપરીનું કામ એ છે કે પોતાના ચેલાઓને કેળવી રસ્તે ચઢાવવા, પોતાના વિદ્યારથિઓને ભણાવવા, અને ખાનગીમાં તથા જાહેરમાં નિરંતર તેમની પાસે રેહેવું, અને સ્ત્રી કે જેની ફરજ એ છે કે તેણે એકલી અને અલગ રેહેવું તેનાથી પોતાની લજ્જા સચવાઇ આ પ્રમાણે બની શકે નહીં.

દાખલો ૫

પ્ર—અમુક ગામના રહેવાશીઓએ તેમનામાં એક ઊગરાણું કરયું, અને જોઇએ તેટલી રકમ એકઠી કરયા પછી, કોઇએક ફકીરની **આયમા** ઇઆ ભાડા વગરની જમીન ઉપર એક **મશી દ** તથા તેની સાથે નીમાઝ પડવાની અનુંકુળ જગાઓ બાંધી. આ મકાનના બાંધનારાઓને ત્યાં આગળ જે કાંઇ અર્પણ થા ય અગર મુકયામાં આવે તે એકઠું કરવાને બીજો કોઇ ફકીર નિ મવાનો હક છે, કે જે ફકીરની જમીન ઊપર એ મકાન બાંધ વામાં આવેલાં હતાં તે ફકીરને એ એકઠુ કરવાનો તથા સામા ન્ય દેખરેખ રાખવાનો હક છે? એમ ધારીએ કે એ બાંધનારા ઓને એ નિમણુંક કરવાનો હક છે ત્યારે તે લોકોએ નિમેલો સખસ ગુજરી ગયા પછી એ સુપરીનટેન્ડંટની જગો લેવાનો તેના દીકરાને વંશ પરંપરા ઉતરે એવો હક છે, કે એ બાંધના રાઓને આવે પ્રશંગે બીજો માણસ તે ગુજરનારની જગોએ નિમવાનો હક છે? હવે એમ ધારીએ કે દેખ રેખ રાખવાનો હક એ ફકીરનો છે, તો તે જગો તેના ગુજારી ગયા પછી કો ને મળશે; તેના દીકરાને, કે બીજા કોઇ સખસને?

જમીનના માલીકની સમ્મતિ વગર મશીદ બાંધી હોય ત્યારે.

ઉ—**મશીદ** એ શબ્દમાં જમીન તથા મકાન બંનેનો સમાવેસ થાય છે. તેથી એકલી જમીન પણ નથી થતી, તેમ એકલું મકાન પણ નથી થતું, પણ તે બંનેનો તેમાં સમાંવેશ થાય છે. મશીદનો મુ ખ્ય ભાગ જમીન છે, કારણ કે એ મશીદનો પાયો તે ઉપર રેહે છે, અને ઉપરની ઇમારત એ જમીન ઉપર આધાર રાખે છે, આ પ્રમાણે હકીકત છે તેથી ફકીર કે જે એ જમીનનો માલીક છે તેની સ્મતિ શીવાય એ મકાનને કાયદાસર અર્થમાં **મશીદ** કહી શકાય નહીં કારણ કે કોઇ માણશને બીજાની જમી ન ઊંપર એ બીજા માણસની સમતિ વગર ઇમારત બાંધવાની છુટ નથી, અને જો તે એ પ્રમાણે કરે તો તે મકાન જમીન દાસ્ત કરવા કાયદા મંજુરી આપે છે. જો એ ફકીર કે જેએ જમીનનો માલીક છે તેણે એવી સમતિ આપી હોય કે એ ટીપ ભરનારાઓ એક **મશીદ** બાંધી તેનું ખરચ બાંધી આપે અને એ કામને સારૂ તેણે પોતાની જમીન આપી હોય તો એ ટીપ ભરનારા તથા ફકીર એ મશીદને મદદ આપવામાં ભાગ લેનારા

છે, ટીપ ભરનારા એ મકાન બાંધવાથી, અને ફકીર જમીન આ પવાથી જે એ મદદ આપે છે તેને સુપ્રીનટેન્ડેટ નિમવાનો અધિ કાર છે; પરંતુ આ કામમાં મદદ આપવામાં તેઓ બધા એકઠા છે, તેથી એ અધીકાર તેમના બધામાં સમગ્રે રહે છે, જુદા જુ દા આશામીને જુદો જુદો અધીકાર નથી; અને ફકીર તથા ટી પ ભરનારાઓએ ભેગા રહી એ મશીદમાં જે કાંઇ આવે તે તથા બીજી ઉપજ એકઠી કરવાને, તથા તે ઊપજ વીગરે તે ધર્માદાના કામમાં વાપરવાને સારૂ એક ટ્રસ્ટી નીમવો જોઇએ જો એ ફકીરે એ ટીપ ભરનારાઓને કહ્યું હોત કે હું ગરીબ માણસછું ને મસીદ બાંધવાનું ખરચ ઉપાડવાને હું શક્તીવાન નથી, અને એ ટલા માટે પોતાના લાભને અરથે પોતાની જમીન ઊપર પોતે મશીદને મદદ આપી શકે તેને સારૂ એક મશીદ બાંધવા વીનં તી કરી હોય; અને આ ટીપ ભરનારાઓએ એ મુજબ કરવા ક બુલ કરયું હોય તો એ મકાનનો માલીક ફકીર છે, અને તે એ કલોજ એ આપે છે એમ માનવાનું છે, આવે પ્રસંગે સુપ્રીન ટેન્ડેંટ નિમવાનો તેનો હક છે, અને તે ગુજરી ગયા પછી, એ હક તેના વારસને મળે છે. આ પ્રમાણે હકીકત છે તો પછી જો એ ટીપ ભરનારાઓએ કોઇ મકાન એ ફકીરની જમીન ઊપર તેની સમ્મતિ વગર બાંધ્યું હોય તો એ મકાન કાંતો તેઓ તેને મસીદ દાખલ રાખી તેનું ખરચ ચલાવાને એ ફકીરને આપે; અથવા તેને જમીન દોસ્ત કરે કારણકે ઊપર કહયા મુજબ બી જાની જમીન ઊંપર મકાન બાંધવા કોઇ સખસને છુટ નથી. જે સખસ એ પ્રમાણે અમુક કામ સારૂ કાઢી રાખે છે તેને ટ્ર સ્ટિ નિમવાનો હક છે, અને તેની નજરમાં આવે તેને નીમે, અને તેનાં પછી તેના વારસોને નીમે. પ્રમાણ ભુત આધારો; **કાઝીખાન,**—"તળીઆ વગર ઉપરની ઇમારતને કાઢો રાખવાં એ ઉચિત નથી; પાયા વગરનું મકાન મશીદ નથી." **શુરહી વિકાયા,**—"જો કોઇ માણસ બીજાની જમીન ઉપર બાંધે અ થવા વાવેતર કરે તો બાંધેલી અથવા વાવેલી ચીજ તેણે જમીન દોસ્ત કરવી જોઇએ અથવા જડમુળથી કાઢી નાંખવી જોઇએ." **બીઝાનત ઊલ મુફતીન**—"જે સખસ ધરમાદા ખાતે કાં ઇ કાઢી રાખે છે તેને તેના વહિવટની ગોઠવણ કરવાનો અ

ધિકારછે તેના પછી તેના મૃત્યુંપત્ર લેખ ચલાવનારને એ અખ્તિઆરછે પણજો તેઓ ઊડાઉ હોય અથવા હડાઉ નિકળેતો એ અધિકાર તેમના હાથમાંથી છીનાવી લેઇ બીજાને શોપવામાંઆવશે પણ જો તેઓ પાછા નીતી ઊપર આવેતો તે અધિકાર તેમને પાછો મળશે, અને જો સુપરીન્ટેડંટ નીમ્યાપછી તેને ખસેડવાની એ ધરમાદા સ્થાપનારની મરજી થાય તો તેને ખસેડી દખરેખ પોતાના હાથમાં લેવાની તેને છુટ છે" **હિદાયા**—"જો કોઇ સખસ જમીન છીનવી લઇ તે ઊપર બાંધે અથવા વાવે તો તેણે કરેલું વાવેતર અથવા બાંધેલું મકાન જડ મુળથી કાઢીનાખવા તેને કહેવામાં આવશે જે ધરમાદા કાઢેછે તેનો અને તેના ગુજરી ગયા તેના વારશોનો બંદોબસ્ત કરવાનો અધીકારછે"

## દાખલો. ૬

૫—**ફૂરાન શાહે** એક કબરસ્તાન અને **ઈમામબારા** પોતાના કબજામાં હતા ને તે આ કામમાં પ્રતિવાદી અને વાદી એરીતે એક દીકરો અને એક દીકરી મુકીને ગુજરી ગયો પ્રતિવાદીની કબુલાત ઊપરથી એમ માલુમ પડેછે કે તેના બાપના મરણ પછી સદરહુ મિલકત તેણે પોતાના કબજામાં લીધી અને એ કબરસ્તાનમાં દાટવાનીં ક્રિયાઓ કરવાની રજા આપી એક સો પચાસ રૂપઇયા તેણે વસુલ કરયા તે રકમમાંથી થોડાક રૂપઇયા એ જમીનને લગતાં મકાનો ઊપર તથા પરોપકાર અર્થના કામમાં ખરચ્યા, અને બીજા રૂપઇયા તેણે પોતાના ઉપયોગમાં લીધા, કાયદાના અમલદારોનો પ્રથમ અભીપ્રાય લેતાં તેમણે એવો અભીપ્રાય આપેલો કે સદરહું મિલકત **વકફ** દાખલ પદ્ધતિ પ્રમાણે કાઢી રાખવામાં ન આવી હોય તો તે માંનો ૧/૩ મળવા વાદી હકદારછે, પણ એમ ચોખ્ખું કહેવામાં આવ્યું ન હતું કે તકરારી મિલકતના કોઇ પણ ભાગ ઉપર અથવા તેમાંથી વસુલ આવેલી ઉપજના કોઇ પણ ભાગ ઊપર તે દીકરીનો હછે,ક અને જો છેતો તેણીનો હિસ્સો કુલઆવકમાંથી કે ખરચ કાઢતાં રહેલી ઉપજમાંથી બાદ કરવો વાદીનું કહેવુ એવુંછે કે એ ઊપજ ખરચવામાં મારી સમ્મતિ લેવામાં આવી નહોતી,

જ—એમ માલુમ પડે છે કે કબરસ્તાન અને ઈમામબારા ના મા લીકે વેચાણ અથવા ભાડા દાખલ અવેજમાં કાંઇક નાણું લ ઇ એ કબરસ્તાનમાં પરાયા માણસોનાં મુડદાં દાટવાની રજા આપી એ જગોને પોતાની આવકનું ઠેકાણું કરયું એટલા માટે કાયદાસર રીતે આવી જગાઓ આપવાની તથા વારસામાં લે વાની યોગ્ય બાબતો છે અને આગલા માલીકના તમામ વારશો ને તે મળવી જોઇએ. તે ઉપરાંત વાદીને (દીકરીને) પ્રતિવાદી એ બતાવેલી રીતે ખરેખર જેટલું ખરચ થયું હોય તે કાપતાં બાકીની ઊપજમાં પણ તેણીનો કાયદાસર હિસ્સો મળવાનો હક છે.

કબરસ્તાન અને ધર્માદા મકાનો જો તે વકફ ન હોય તો વારસામાં લેઇ શકાયછે.

### દાખલો ૭

સ—કોઇ પીરના સ્થાનકના તાબાની જમીનના કાંઇ પણ ભાગ પાડવાની, કે તેની ઉપજની વેહેંચણ કરવાની કાયદા પ્રમાણે રજા છે, કે તે એ ધર્માદાના ઉપરીના એકલાના કબજામાં રેહેવી જોઇએ?

જ—જો એ ધર્માદાના તાબાની ઉપજ, જમીન અથવા બીજી મિલકત જેમાંથી મુળ વસ્તુનો બીગાડ થયા વગર ઉપજ થઇ શકે તેવું હેય તેવી મિલકતમાંથી થયેલી હોય તો ધર્માદાના કામમાં ઉપયોગમાં લેવા તે ઉપજ કાઢવી એ માત્ર તે ઊપજનો ઉપયોગ થવાના ઇરાદાથી કાઢેલી માનવી જોઇએ; બીજી તરફ જો એ ઉપજ બીજી મિલકતની, જેવી કે નાણું, અથવા અન્નની બનેલી હોય તો તે ભક્તિ ભાવે કરેલા અર્પણ, તથા પરોપકારર્થે કરેલી ભેટના પ્રકારની ગણાય છે. પેહેલા પ્રકારની મિલકતની બાબતમાં માત્ર ઉપજ ઉપરજ હક રેહે છે. બીજા પ્રકારની મિલકતની બાબતમાં, એ મિલકત કાઢી રાખવાથી મુળ વસ્તુ ઊપર કુલ હક મળે છે એમ ગણાય છે. પરોપકાર્થની ભેટો એ ગુજરી ગયેલા પીરના વારસો જેમના હવાલામાં એ સ્થાનક હોય તેમનામાં વેહેંચી આપવી જોઇએ, અને જો કોઇ વારસ ન હોય તો તે સ્થાનકના નોકરોમાં તે વેહેંચી આપવી જોઇએ. એ સ્થાનકની ઉપજ ઉપર પણ અલબત વારસોનો હક છે, અને તેમનામાં તેની વેહેંચણ થવી જોઇએ, પણ આવી તરેહની વેહેંચણમાં વા

સ્થાના નિયમો લાગુ પડતા નથી. તેથી ઊલટું, તમામ વારસો માથા દીઠ લે છે, એટલે કે, જેટલા હિસ્સેદારો હશે તેટલા એ ઉપજના હિસ્સા પાડવામાં આવશે, અને જો બધા જ્ઞાન અને ભકિતમાં સરખા હોય તો એકને બીજા કરતાં જાદે હિસ્સો મળશે નહીં. આ મતને હિદાયામાં ટેકો આપેલો છે. ગુજરી ગયેલા પીરોના સ્થાનકોને લોકો જે ચીજ અર્પણ કરે છે તે તેમના વારસોની છે, અને એ જરૂરનું છે કે આ પ્રમાણે થતી ઉપજ એકસા તે વારસામાં વેહેંચવી જોઇએ, અને વધારે જ્ઞાન અને ભક્તિ શિવાય એકને બીજા કરતાં જાસ્તી હિસ્સો નહીં મળવો જોઇએ. જો કોઇ વારસ ન હોય તો એ અર્પણ ઊપર એ ખાતાના નોકરોનો હક છે, અને જો કોઇ નોકરો ન હોય તો તે ગરીબ મુશલમાનોમાં વેહેંચી આપવી જોઇએ. આવે પ્રસંગે કાયદો એગ ફરમાવે છે કે એ ઉપજનો ગેરઉપયોગ ન થાય તેને સારૂ, તેમજ તે ઉપર જેમનો વાજબી રીતે હક છે તેઓમાં તકરારો થતી અટકાવવાને એક ટ્રસ્ટી ઇઆ સુપરીનટેન્ડેંટ નિમવો જોઇએ. જો સુપ્રીનટેન્ડેંટ ઇઆ ટ્રસ્ટીની નીમણુંક કરવામાં બધા વારસોની સમ્મતિ હોય તો એ સુપ્રીનટેન્ડેંટ ઇઆ ટ્રસ્ટીનો અખ્તિઆર કાયદાસર છે. જે નિમણુંક રાજ કરતા સત્તાએ અથવા ન્યાયાધિકારીએ મંજુર રાખી ન હોય તેના વાસ્તવિકપણા વીશે ઘણો મત ભેદ છે. **મુઝ** મીરતનો ગ્રંથ કરતા ધરમાદા ખાતે કાઢી રાખેલી મિલકત બાબતના પ્રકરણમાં લખે છે કે એ મિલકતની ઊપજમાં ભાગ લેવાને હકદાર તમામ સખસોએ રાજકર્તા સત્તા ઇઆ ન્યાયાધિકારીની સાથે સબંધ રાખ્યા વગર સુપ્રીનટેનડેંટ ઇઆ ટ્રસ્ટી નિમવામાં સામેલ રેહેવું જોઇએ, પણ અસલના ગ્રંથકર્તાઓ આવા ટ્રસ્ટનું કાયદાસરપણું કબુલ કરતા નથી. પરંતુ હાલના ગ્રંથકર્તાઓ હાલના રાજ કરતાઓ તરફથી જે વારંમવાર જુલમ ગુજારવામાં આવે છે તથા બળાત્કારથી નાણાં કઢાવવામાં આવે છે તે કારણથી ઉપરના મતની સાથે મળતા થાય છે. એટલા માટે બધા સંબધીઓએ ભેગા રહીને સુપરીનટેનડેંટ પસંદ કરવો જોઇએ.

## સવાલ ૮.

સ—**મુતવલી** ઇઆ ટ્રસ્ટી એ શબ્દનો શો અર્થ છે, અને શાકી

**લીઆટ** ઇઆ ટ્રસ્ટ એ એક ઓધ્ધોછે કે શી રીતે! જો તે કોઇ ઓધ્ધો હોય તો શા કામ માટે તે ઓધ્ધો ઠરાવવામાં આવ્યો હતો, અને ટ્રસ્ટીનો કબજો માલકી હકની રૂએ છે, કે શી શરતે તે મિલકત તેના કબજામાં રહેછે.!

૪—**મુતવલી** ઇઆ ટ્રસ્ટી, અને **ટાઉલીઆટ** ઇઆ ટ્રસ્ટનો અર્થ કહી બતાવવા પેહેલાં **વકફ** ઇઆ ધરમાદા ખાતે કાઢી રાખેલી મિલકતનો અર્થ કહેવો જોઇએ—**વકફ**નો અર્થઆ છે—કોઇ સખસ અમુક ઉતમ પદારથોને પોતાની મિલકત એટલા માટે અર્પણ કરેછે કે એ પદાર્થો એ મિલકતની ઉપજના ભોગવટામાંથી લાભ મેળવે, અને આ પ્રમાણે કરયા પછી પ્રથમ ભાગે એ ધર્માદા સ્થાપન કરનારની અને પછી રાજ્ય કરતા સતાની એ ફરજ થાય છે કે આ પ્રમાણે કાઢેલી મિલકત સંભાળવાને અને તે અયોગ્ય રીતે બીજાને સોંપવામાં આવે તેનો, ઇઆ એ કાઢનારની ધારણામાં ન હોય એવાં કામોમાં તેનો ઉપયોગ થાય તેનો અટકાવ કરવાને કોઇ ,અમુક માણસને નિમવો. રાજ્ય કરતા સતા તરફથી કે મિલકત .કાઢનાર તરફથી આ પ્રમાણે નીમાએલા અધીકારીને **નાઝીર** અને **મુતવલી** ઇઆ સુપ્રીનટેન્ડેન્ટ અને ટ્રસ્ટી કહે છે, આ ઉપર એ ખુલ્લું કહેછે કે **મુતવલી** એવો અધીકારી છે કે જેનું કામ ધર્માદાની ઉપજની યોગ્ય વેહેંચણ ઉપર નજર રાખવાનું છે, એ ઓદ્ધાને **ટાઉલીઆટ** કહે છે, એ એક ઓધ્ધો છે. તે વીસે એ ઓધ્ધા ઉપર આવનાર સખસોની બાહાલી બરતરફીનું કાયદાસર પણ જોઇએ. તેવી સાબેતી આપેછે. ધર્માદા કાઢેલી મિલકત બાબતના પ્રકરણના છેવટના ભાગમાં **હિદાયા** માં કહેલું છે કે, "મિલકત ધર્માદા કાઢનાર જે સખસ તે મિલકત ઉપર પોતાનો અખતિઆર રાખેછે તે સખસ જો બદ સાખ વાળો અને વિશ્વાસ નહી રાખવા લાયક હોય અથવા જો તે કોઇ ખરાબ ચાલના માણસને ટ્રસ્ટી બનાવેતો રાજ્ય કરતા અધીકારી તેમના હાથમાંથી એ મિલકત લેઇ લેવાને મુખ્તિઆર છે" આગળ જે કહ્યું તે ઉપરથી દેખાડું છે કે ટ્રસ્ટી ઇઆ સુપરીનટેન્ડેન્ટનો કબજો માલકી હકની રૂએ નથી, પણ એ મિલકતનું ધરમાદા સ્થાપનારના વિચારો માત્ર પારપા

કવાને માટે છે, તો પણ એ મિલકતના ફાયદામાં હિસ્સો લેવા
નો જે સખસનો હક છે તેમનાં વર્ગનો આ ટ્રસ્ટી હોયતો તેને
હિસ્સો મળવા પ્રતિબંધ થશે નહી.

### દાખલો ૯.

પ્ર—કોઇ ધર્માદાનો **ગાદી નશીન** ઇઆ ઉપરી ગુજરી જવા
થી તેનો એક ચેલો તેના પછી એ ઊપરીના ઓદ્ધા ઊપર આ
વ્યો, ત્યારે ગુજરનારે મુકેલી તમામ મિલકત ઉપર આ ચેલા
એકલાનો હક છે કે એ વહિવટમાં દરમીઆન આવવા બીજા
ચેલાઓનો પણ હક છે.?

**સજાદા ન શીન** ઇઆ ઉપરીનો ઓધાનો વારસો લેવા વીશે.

ઉ—કોઇ ધર્માદાના તાબાની મિલકત કાયદાસર રીતે રાજ્ય કરતા
સતાના અખતિઆરને આધિન છે તે વારસાના દાવાને પાત્ર
નથી. તેમજ તે બક્ષિશથી ઇઆ બીજી રીતે બીજાને આપી
સકાતિ નથી. પોતાને ઠેકાણે આવનાર દાખલ ગુજરનારે પોતા
ના એક ચેલાની **સજાદા નશીન**ની કરેલી નેમણુકનો સં
સારીક કામો સાથે નિશબત નહી રાખતાં ધર્મ સબંધી બાબતો અને
વર્ગ સબંધી ફાયદાઓ સાથે સબંધ હતો ગુજરનારનો પ્રતિનિધી દા
ખલ એ મિલકતના વારસ તરીકે ગણી શકાય નહી, કારણ કે તેને વા
રસાનો હક મળે એવું કાંઇ કારણ છે નહીં એ ધરમાદાને વા
રસાની બાબત કરવા જો રાજકરતા સતાની મરજી હોય તો
નવી સણંદ કાઢવી જોઇએ, અને તેવે પ્રસંગે તમામ વારસો તે
મના પોત પોતાના હિસ્સા પ્રમાણે વારશો લેશે.

### દાખલો ૧૦

પ્ર—એક સખસના કબજામાં ધરમાદા કાઢેલી મિલકત સુપરીનટેન્ડે
ન્ટ ઇઆ ટ્રસ્ટી દાખલ હતી, અને પોતાની જગોએ એ મિલક
ત સાચવવા કોઇને નિમ્યા વગર તે ગુજરી ગયો, તે ગુજરી
ગયા પછી વારસાના હકથી સદરહુ મિલકત ઉપર તેના દીકરા
ઓ દાવો કરેછે. ત્યારે આ મિલકત તેના વારશોમાં વેંહેંચ
ણ કરવાની યોગ્ય બાબત છે કે શી રીતે, અને જો નથી,
તો તેની ઊપજની સંભાળની સુપરત કોને કરવી જોઇએ? એ ગુજ
રનાર સુપરીનટેન્ડંટના ત્રણે દીકરાને એ મિલકતની સુપરતનો દા
વો કરવાનો સરખો હક છે, કે તે સુપરત એક જણને એકલાને
કરવી જોઇએ?

ઉ—ધરમાદા મિલકત ઇઆ કાઢી રાખેલી મિલકત ઉપર વારસાનો હક ચોટી શકતો નથી એટલા માટે ગુજરનારના દીકરાઓએ કરેલો વારસાનો દાવો બિલકુલ અંગીકાર કરવા જોગ નથી સુપરીનટેન્ડંટ પોતાના દીકરામાંથી કોઇને પણ પોતાની જગો ઉપર નિમ્યા વગર ગયો તેથી રાજકરતા સતા ઇઆ ન્યાયાધિકારી એ કામની સુપરત ગુજરનારના એક ઇયા જો જરૂર હોય તો એ દીકરાને કરવાને મુખતીઆર છે એ સુપરત કરવામાં યોગ્યતાની શ્રેષ્ટતા ઊપર ધ્યાંન આપવું જોઇએ અને આ બાબતમાં બધા દીકરા જો સરખા હોય તો વડિલપણા ઉપર નજર રાખવી જોઇએ.

મુતવલીઇ આ સુપરીનટેન્ડંટના ઓદ્દા ઊપર ઊંત્તરાધિકાર વાંસે.

# प्रकरण. १०

## દેવું તથા જામીનગીરી બાબતના અભીપ્રાય.

### દાખલો ૧.

પ—એક સખસ જે દેવું મુકીને ગુજરી ગયો છે તેના વારસોએ પુછ કરતાં દેવું વધારે હોવાને લીધે એક દસ્તાવેજ ઊપર સહીઓ કરી વારસા ઊપરનો બધો દાવો છોડી દીધો છે, તથા તે મિલકતની બાબતમાં દરમ્યાન આવવાથી અલગ રહ્યાછે અને આ વાત સાબીત થઇછે. આ કામમાં જે લેહેણદારોનું દેવું પાછળથી કરવામાં આવ્યું હોય તે લેહેણદારો કરતાં જે લેહેણદારોનું દેવું આગળ કરવામાં આવ્યું હોય તે લેહેણદારોના દાવા પતાવવામાં વધારે પસંદગી બતાવવી જોઇએ કે શા રીતે! અને એક સાદા કરારની રૂએના લેહેણદારનું, અને દેણદારના ખત અથવા પ્રોમીશરી નોટો કે જેમની પાશે હોય તેવા લેહેણદારોનું દેવું ચુકવવાના નિયમ વીશે કાંઇ તફાવત બતાવેલો છે કે શાં રીતે! એક લેહેણદારને બીજા લેહેણદાર કરતાં વધારે પસંદગી કોઇ વખતે પણ મળવાનો હક છેકે એ પુછની વેંહેંચણમાં તમામને સરખોજ લાભ મળવાનો હકછે!

ઉ—જો ગુજરનારની મિલકતની પુછ બધી કાયદાસર માગણીઓ પુરી પડી શકે તેટલી નહોય, અને ઘણા લહેણદારો હોય તો તે પ્રત્યેકની જેટલી જેટલી રકમ દેવી હોય તેના પ્રમાણમાં તે બધાને તેમનું લેહેણુ વસુલ કરવાનો હક છે બીજા ભાગો

માં કહીએ તો જેની મોટી રકમ લેણી હોય તેને એ પુંજીનો વધારે હી સ્સો મળશે અને જેની નાની રકમ લેહેણી હોય તેને હલકો હિસ્સો મળશે જ્યાં કેટલીક દેવી રકમો બીજી રકમો કરતાં મોટી હશે તે ઠેકાણે સરખા પણ નહી ગણે; પણ મોટા કરા રની રૂએનું દેવું હોય અથવા પ્રોમીસરી નોટ કે ખતની રૂએ નું દેવુ હોય અને તે આગળ કરેલુ હોય કે પાછળથી કરે લુ હોય એ બાબતોથી એ પ્રત્યેક લહેણદારના દાવાને બાધ આવતો નથી, માત્ર તફાવત એટલોજ છે કે મરણ સેયાના મં દવાડ વખતે કરેલા ઇચ્છા કબુલ કરેલા દેવાનો ચુકાદો ગુજરના રે તનદુરસ્તીમાં કરેલું દેવું પતવાઇ રેહે ત્યાં સુધી મોકુફ રાખ વો જોઇએ.

દાખલો ૨.

પ્ર— એક માણસને તેના ભત્રીજાના એકતાલીસ રૂપેયા દેવા હતા. તે ની બધી મીલકત દસ વીઘા જમીન હતી. તેની મરણસેયા ઉ પર તેનું ચીત બરોબર ઠેકાણે હતું તે વખતે તેણે કહયું કે અઢી વીઘા જમીન ઊપરનું દેવું પતાવવા સારૂ નોખી રાખવી, અને બાકીના સાડા સાત વીઘા વારસનામું કરી હીબા-બી લ ઈવઝ, ઇચ્છા અવેજ બદલની બક્ષિસ દાખલ તેની ઓર તોને તેમના મેહેરના દાવા બદલ આપ્યા. તેની મિલકતની આ વ્યવસ્થા બાબતના દસ્તાવેજ ઉપર યોગ્ય રીતે સહી સાક્ષિઓ થઇ હતી; પરંતુ ઉપર કહેલો લેહેણદાર તે દસ્તાવેજ કરવામાં સામીલ નહોતો, એ દસ્તાવેજ થયા પછી આશરે છ કલાકે તે ગુજરી ગયો. ત્યારે સદરહુ દસ્તાવેજ તેના ઠરાવ એ લેહેણદા રને નુકશાન કારક હોવાથી મુસલમાની કાયદા પ્રમાણે મંજુર રેહે, કે રદ થાય?

ઉ—એક માણસ તેની તંનદુરસ્તસ્થિતિમાં તેના ભત્રીજાનું, અનેવળી તેની ઓરતોનું દેવું કરે છે, અને એ સખસ, તેની છેલી માંદ ગીમાં, હીબા-બીલ ઈવઝ; ઇચ્છા અવેજ બદલની બક્ષિ સથી તેની ઓરતોને તેમના મેહેરના દાવાને પેટે દસ વીઘા જ મીનની તેની બધી મિલકત છે તેમાંથી સાડા સાત વીઘા આ પેઉ, અને બાકીના અઢી વીઘા તેના લેહેણદારનું દેવું પતાવવા

દેણદાર મર ણ સેય ઉપર લેહેણદારને નુક શાન થાય તેવી રીતે પોતાની મિલકત વારસ નામાથી કે બી

બારૂ રાખે છે; અને મહરકુ મતલબનો દસ્તાવેજ કરીને તે ગુજરી જાય છે. ત્યારે જો લેહેણદારને માટે રાખેલી મિલકત તેનું લેહેણું ચુકતે થઇ રેહે તેટલી ન હોયતો મરનારે કરેલો હીબા બીલ ઈવઝનો દસ્તાવેજ કાયદા પ્રમાણે મંજુર રેહેશે નહીં. એ જમીન વેચી નાંખવી જોઇએ, અને તેની કીમત જે ઉપજે તે વરાડે એ લેહેણદાર તથા ઓરતો ,વચ્ચે તેમના પોત પોતાના દાવા પ્રમાણે વેહેંચી આપવી જોઇએ

ઇરીતે બીજાને આપી શકતો નથી.

### દાખલો. ૩

પ્ર—એક માણસ પોતાની મિલકતમાંથી વળી રેહે તેના કરતાં વધારે કરજદાર સ્થિતિમાં પોતાની એક સ્ત્રીને ,મુકીને ગુજરી જાય છે. તેના ગુજરી ગયા પછી એ સ્ત્રી એ મિલકતમાંથી પોતાની મેહેર મળવાનો દાવો કરે છે, અને બીજા લેહેણદારો પણ આગળ આવી એજ મિલકતમાંથી તેમનું લેહેણું પતાવવા દાવો કરે છે. ત્યારે હવે કાયદાસર રસ્તો શો લેવો ?

ઉ—જો ગુજરનારે મુકેલી મિલકત બધા દાવાદારો ઇઆ લેહેણદારોની માગણીઓ પતાવવાને જોઇએ તેટલી ન હોય તો તે મિલકત વરાડે પડતી તેમને વેહેંચી આપવી જોઇએ. ઓરતનું મેહેર બદલનું દેવું તથા બીજા લેહેણદારોના દેવા વચ્ચે કાયદો કાંઇ તફાવત રાખતો નથી- (તનદુરસ્તીમાં કરેલું) ગીરો રાખનાર અથવા સાનગીરો રાખનારના દેવા શીવાયનું બધું દેવું સરખી રીતે વાસ્તવિકપણા વાળું છે. ગીરો રાખનાર અથવા સાન ગીરો રાખનાર .એટલે જે સખસોને ત્યાં મિલકત ગીરો મુકી હોય અથવા સાન ગીરો કરી હોય તેવા સખસો. આ સખસોને તેમના દાવા પેહેલા પતાવવાનો હક છે, અને તેમના કબજામાં જે મિલકત હોય તેમાંથી તેમનું લેહેણું વસુલ કરવા તેઓને અખ્તિઆર છે. એ વસુલ કરયા પછી જો કાંઇ વધારો વધે તો તે વધારો બીજા દાવદારોમાં વેહેંચી આપવામાં આવશે. આ અભીપ્રાય ફીકાયા તથા બીજા કાયદાના પ્રમાણ ભુત આધારોને અનુંસારે છે.

ગીરો રાખનાર તેના દેણદારના ગુજરી ગયા પછી તેનું લેહેણું ગીરોમાંથી વસુલ કરવા મુખ્તિઆર છે.

### દાખલો ૪

પ્ર—એક મુસલમાન મરવાની અણી ઉપર એક સખસને પોતાના ન્હાની ઉમરના છોકરાંનો વાલી તથા પોતાનાં ઘર, જમીન, અ

નેમીજી મિલકતનો વહીવટદાર નિમે છે. આ પ્રમાણે નિમાએલો શખસ એ છોકરાઓની નાની ઉમરમાં તેમની મિલકત ઊપર ચ ઢેલી સરકારનો મેહેસુલ જે બાકી રહેલી તે ભરવાને સારૂં કેટલું ક નાણું કરજે લેછે. એ છોકરાંઓની નાની ઉમરમાં એ કરજ ધીરનારને પાછું આપવામાં આવ્યું નથી, ત્યારે એ છોકરાંઓ પુખ્ત ઉમરે આવ્યા પછી એ ધીરનાર તેમની પાસેથી તથા એ વાલી પાસેથી પોતાનું લેહેણું મળવા દાવો કરે તો કોની પાસે થી એ લેહેણું તેને મળશે, એ વાલી પાસેથી કે એ સગી રો પાસેથી ?

વાલીએ કરેલાં જરૂરી કરજ વીશે.

ઉ—જો ઉપર કહેલા કામમાં એ ધીરનાર પોતાનું લેહેણું વાલીના હ સ્તકના છોકરાંઓ પાસે છે એવો દાવો કરતો હોય, એ ટલે કે જે છોકરાંઓ નાની ઉમરના હતાં તેમની પાસે પોતાનું લેહેણું છે એમ કેહેતો હોય અને વાલી તરફની કાંઇપણ દગલ બાજી કે વિશ્વાસઘાત જણાયા વગર એ લેહેણું સાબીત થાય તો તે લેહેણું એ સગીરો પાસેથી તે વસુલ કરશે. કાયદાના પુસ્ત કોમાં એમ ઠરાવેલું છે કે ખોરાકી, પોશાકી અને જમીનનો ક ર એટલે કે સ્થાવર મિલકત ઉપર સરકારની મેહેસુલને વાસ્તે પોતાના હસ્તકના નાની ઉમરના છોકરાંઓ તરફથી વાલીએ ક રજ કરવું એ કાયદાસર અને ઉચિત છે; કેમકે વાલી પોતાના સગીરના લાભને અરથે અને મિલકતના બચાવને સારૂ કરજ કરેછે, અને એ નાણું એ સગીરના જરૂરી કામમાં વાપરે છે. લેહે ણદારનું લેહેણું સગીરપણું મળવાની દરમ્યાન વાળવામાં ને હોતું આવ્યું, અને તે સગીરો હવે મોટા થઇ પુખ્ત ઉમરે પોહો ચ્યા છે તેથી આ કરજ એ સગીરોની મિલકત જે હમણા તેઓએ પોતાને હાથ કરી પોતાના કબજામાં રાખી છે તેમાંથ. આપવું જોઇએ.

## દાખલો ૫.

પ—એક માણસ જાહાગીરદારની વિધવા તથા દીકરા ઉપર પોતાનો ચુક વ્યા વગર રહેલા કેટલોક દાવો પતવવા સારૂ ગુજરનારે મુકેલી મિ લકતનો થોડોક ભાગ લેવા દાવો કરે છે. વિધવા એવી તકરાર કરેછે કે તેની મેહેર બદલ તેના ધણીએ પોતાની તમામ મિલ

કત તેણીને લખી આપી પોતાની હયાતીમાં તેણીને એ મિલકત નો કબજો સોંપ્યો હતો. ત્યારે બધી મિલકત મેહેર બદલ રખાસે, કે આવો દાવો પણ બીજા કરજોના દાવાના શરખી સ્થિતિમાં ગણાશે ?

ઉ—જે કરજ ગુજરનારે તેની છેલી માંદગીની દરમ્યાન કબુલ કરયું હોય, અને જે કરજ તેણે શુદ્ધ બુદ્ધિથી કરયું છે એમ જાણવા માં ન હોય તેવા કરજના દાવા શિવાય મેહેર બદલનો દાવો તથા બીજા કરજોના દાવા પુંજીમાંથી પતાવવાના અનુક્રમમાં એક સરખી રીતે લક્ષમાં લેવાવા હકદાર છે. બીજા કરજો વાળ્યા પેહેલાં આવો દાવો પતાવવો નહીં જોઇએ. પરંતુ જો આ કામ માં જેમ સાબીત થયેલું જણાય છે તે પ્રમાણે મિલકત ઓરત ને આપી દેવામાં આવી હોય, અને તે ઓરતે પોતાના ધણી ની હયાતીમાં તેનો કબજો લીધો હોય તો એ મિલકત યોગ્ય રીતે ગુજરનારની મિલકત ગણી શકાય નહીં, અથવા તેવી મિલકત દાખલ તેનો લાભ લેઇ શકાય નહીં.

મરણ પથારીએ કબુલ કરેલા કરજ વાશે.

## દાખલો ૬.

પ્ર—જો એકજ ખતમાં બે સખસોએ એકઠા રહી કોઇ કરજ કબુલ કરયું હોય, અને તેમાંનો એક જણ પાછળથી ગુજરી જાય તો એ આખું કરજ એ બેમાંના હયાત કબુલ કરનાર પાસેથી વસુલ થઇ શકે કે શી રીતે ?

ઉ—જો એ ખત કરવામાં જે સખસો સામેલ હોય તે દરેકે એ કરજમાં પોતાનો ભાગ રાખ્યો હોય તો આખા કરજનો દાવો તેમાંના હયાત ખત કરી આપનાર ઉપર ચાલી શકશે નહીં. તે માત્ર તેના પોતાનાજ હિસ્સાને માટે જવાબદાર થશે; કુરર-ઉલ જુવાહીરના કરજ બાબતના પ્રમાણમાં આ મતને સારૂ પ્રમાણ ભુત આધાર આપેલો છે.

એકત્ર ખતકર્યું હોય અને એક લેહેણદાર ગુજરી ગયો હોય ત્યારે.

## દાખલો ૭.

પ્ર—ક તથા ડએ કરેલા કરારનામામાં નિમેલા હપતા મુજબ લોકો તેમની દવી રકમ બરોબર હપતાસર ભરે તેને સારૂ જામીન દાખલ અ તથા બ એ કરારનામામાં સહીઓ કરે છે. એ કરાર મુજબ હપતા ન ભરાયાથી એ લેહેણદાર અ, બ, ક, તથા ડ ઉપર દાવો માંધે છે, અને તે બધા ઉપર એકકુ હુકમનામું

મેળવે છે. **બ**, **ક**, તથા **ડ**, નાસી જાય છે, અને હુકમનામાની બજાવણીમાં **અ**, પકડાવાથી તે એ કરજની આખી રકમ એ લેહેણદારને આપે છે, અને એ રકમ વસુલ કરવા તે હવે પોતાનો સહજામીન (**બ** ગુજરી જવાથી એ) **બ**ના વારસો, તથા **ક** તથા **ડ** ઊપર એકઠો દાવો બાંધે છે. ત્યારે એ કરજ આપનાર જામીને કરેલો દાવો તેના સહજામીન તથા મુળ દેણદારો ઉપર એકઠો ચાલશે કે સી રીતે? અને તેના સહજામીનના વારસો ઉપર તેનો દાવો કાયદા પ્રમાણે મંજુર થશે કે કેમ? અને ધારો કે મુળ દેણદારો હયાત છતાં તેના સહજામીન, ઇઆ એ સખસના વારસો ઉપર તેનો દાવો મંજુર છે; અને ધારો કે દરેક જામીન કેટલો કેટલી રકમનો જવાબ દે એ જામીન ખતમાં જણાવેલું નથી તો એ કરજનો કેટલો ભાગ એ સહજામીન **બ**ની મિલકતમાંથી માગણો થશે, અને કેટલો ભાગ મુળ દેણદાર **ક** તથા **ડ** પાસેથી માગણો થશે?

બે જણ જામીન થયા હોય અને એકને દેવાની આખી રકમ આપવી પડી હોય ત્યારે

ઉ—(કરજ આપનાર જામીન) **અ** એ તેના ગુજરનાર સહજામીન **બ**ના વારસો તથા **ક**, તથા **ડ**, ઉપર કરેલો એકઠો દાવો જો એ વારસોને તેમના વડઉઆ તરફથી કાંઇ પુંજી મળી હશે તો ચાલશે. એ કરજને સારૂ પ્રથમ મુળ દેણદારો જવાબદાર થશે, પણ તેઓ નાદાર થાય તો નિમે ભાગનું કરજ **અ**એ આપવું પડશે, અને બાકીનું અડધ જો **બ**ના વારસો પાસે પુંજી હશે તો તેમણે આપવું પડશે. કાયદો એ છે કે જ્યારે બે સખસો બીજાને સારૂ એકઠા જામીન થાય ત્યારે એકજણ જે આપે તેનું અર્ધ બીજા પાસેથી વસુલ કરવા જોગ અને કરજની આખી રકમ મુળ દેણદાર પાસેથી વસુલ કરવા જોગ છે, કારણ કે એક જણે આપેલી કાંઇ પણ રકમ મોઘમ રીતે બંને તરફની છે. બે જામીનોમાંના એક જણે જો બધું દેવું આપ્યું હોય, અને પછી તે તેના સહજામીન ઉપર અર્ધનો દાવો કરે, અને પાછળથી તેઓ બંને એકઠા થઇ મુખ્ય દેણદાર ઊપર દાવો કરે તો એ જાણે બંને જામીનોએ મુળથી એકઠા થઇ મુખ્ય દેણદારનું દેવું આપ્યું હોય, એકે જાતે અને બીજાએ તેના મુખ્તિઆર મારફત તેનાજેવુંજ છે. **હિદાયા** પ્રમાણે,—"એ બેમાંથી કોઇ પણ ગમે તે આપે તે મોઘમ રીતે બંને તરફનું આપવું છે,

અને આ પ્રમાણે આપનાર શખસને તેનો અરધ ભાગ બીજા પાસેથી વસુલ કરવાનો હક છે, અને તે બંનેને એકઠા રહીને જે કાંઇ આપ્યું હોય તે બધું એ મુખ્ય દેણદાર પાસેથી વસુલ કરવાનો હક છે, કેમકે તે તેમણે તેની તરફથી આપેલું છે, એક જણે તુરત પોતાની પાસેથી આપ્યું, અને બીજાએ જાણે બીજાની મારફતે આપ્યું." પણ જો એ જામીન પોતાના સહજામીન ઉપર દાવો કરતાં પેહેલાં મુખ્ય દેણદાર પાસેથી વસુલ કરી શકે તેવું હોય તો તેણે એ આખી રકમ મુખ્ય દેણદાર પાસેથી વસુલ કરવી જોઇએ. ફતાવા આલમગીરી પ્રમાણે,—"જો તેના સહજામીન ઉપર દાવો કરયા પેહેલાં એ મુખ્ય પાસેથી તે વસુલ કરી શકે તેવું હોય તો એ મુખ્ય પાસેથી આખી રકમ તે વસુલ કરી લે."

## દાખલો ૮.

પ્ર—પ્રતીવાદીએ લખી આપેલી હીઝરી ૧૨૦૯ તા૦ ૧૯મી જમાદી, ઊશાનીના રોજની કબુલતની નકલ, તથા અનુપ શીર્ઘે લખી આપેલી એજ વરશના એજ મહીનાની તા૦ ૨૨મીના રોજની કબુલતની નકલ, તથા પ્રતીવાદીને વાદી તથા બીજાઓએ કરજે લાવેલુ નાણુ ઊપજમાંથી વસુલ ન થાય તો લીસ (મુદત બાંધી ઇજારે આપવા બાબતનો દસ્તાવેજ) ફેરવી આપવાની કબુલતના કરારની નકલ એ રીતે કોરટના કાઝીને બતાવી એ દસ્તાવેજોના સબંધમાં તેને પુછવામાં આવ્યું કે આ કાર્ય ઘણુ ભારે વ્યાજ લેવાના હેતુથી કરેલા ગીરો દાખલ ગણી શકાય કે સી રીતે?

ઉ—એ ત્રણ દસ્તાવેજો તપાસતાં એમ માલુમ પડેછે કે સ્વાલમાં જણાવેલા ઇજારાનો દસ્તાવેજ (લીસ) કરનારાઓએ પ્રતિવાદીએ અગાઉથી આપેલી રૂ૨૨૫૦ ની રકમ જે આગળના 'લીસ' નો નીકાલ કરતાં દેવી નીકળી તે બાબત પ્રતિવાદીને હીઝરી ૧૨૧૨થી ઇ. સ. ૧૮૧૪ની આખર સુધી એક જાહાગીરની ઉપજ ખાવા આપી હતી. એ જાહાગીર એક ગીરો દાખલ હતી અને એવો ઠરાવ હતો કે એ ઊપજ મુદ્દલ લહેણામાં વસુલ કરવી પણ પ્રતીવાદી જેણે 'લીસ' કરાવેલું હતું. અને જેના કબજામાં એ 'લીસ' ની રૂએ એ જાહાગીર હતી, તેણે એ જા

ચોકસ લેહેણુ પતાવવાને ગીરો કરી આપેલી મિલકત વીશે

જાગીર અનુપ સંઘને રૂ૩૩૦૦ લેઇ ઇજારે આપી. ત્યારે ખરૂ જોતાં (રૂ૨૨૫૦ ઉપરાતના) વધારાની રૂ૧૦૫૦ની રકમ કે જે ગીરો મુકેલા ખેતરની ઉપજ છે તે બહુ ભારે વ્યાજ દાખલ ગણવી જોઇએ, અને મુસલમાને ઉઘાડી રીતે કે છુપી રીતે વ્યાજ લેવુ એ કાયદા વીરૂધ્ધ છે અને તે લેવાની તેને મનાઇ છે.

## દાખલો ૯.

પ્ર—એક માણસે રૂપઇઆ બાર હજાર કરજ લેઇ પોતાની સ્થાવર મિલકત ગીરો મુકી પાછળથી એ ગીરો મુકનારે અને રાખનારે સામ સામો તેમનો હીસાબ કર્યો તેમાં બે હજાર રૂપઇયા એ ગીરો મુકનાર પાસે બાકી લેણા નીકળ્યા, અને તે રકમ પતાવવાને સારૂ તે રકમ તેના જામીન પાશે કબુલાવી એ જામીનને તેનો કબુલવના અવેજમાં એ જમીન લખી આપી એ ગીરો રાખનારે એ ગીરો મુકનારને ગીરોખત પાછુ આપ્યું નથી, તો પણ લખત થયું તે વખતથી એ મિલકત એ ગીરો રાખનાર કે જામીનના કબજામાં રહી નહોતી, બે હજાર રૂપઇયાનું કરજ ચુકાવ્યા પહેલાં ગીરો મુકનારે એ મિલકતમાંપોતાનો તમામ હક સબંધ બક્ષિશ કરી પોતાના દીકરાઓને આંપ્યો, અને બક્ષિશનામુ કર્યું, ત્યારે બાકી રહેલું કરજ નહી ચુકાવ્યા પહેલાં કરેલો બક્ષિસ કાયદા પ્રમાણે ચાલી શકે છે કે શી રીતે?

ઉ—ગીરો છુટતાં સર ગીરો રાખનારની સમ્મતિ વગર ગીરો મુકનારને એ મિલકત બક્ષિશથી આપી દેવા અખ્તિઆર નહોતો; અને તેણે જામીનને કરી આપેલા લખતથી એમ જણાતું નથી કે ગીરો છુટયું હતું અથવા ગીરો રાખનારે આ બક્ષિશ કરવા પોતાની સમ્મતી આપી હતી, એ લખતથી માત્ર એટલુજ અનુમાન દોરાય કે ગીરો રાખનારની એવી સરતે એ ગીરોછુટુ કરવાની મરજી હતી કે એ ગીરો વાળી જમીન એ જામીનના કબજામાં રેહે ને તેની ઊપજમાંથી પોતાનો બે હજાર રૂપૈયાનો દાવો મુદત બંધ હપતા ભરી પતાવે આ ઊપરથી એ ગીરો કોઇ રીતે રદ થતું નથી. અને તે પુરે પુરા અમલમાં રહેછે કાયદાના ગ્રંથોમાં ઠરાવેલુછે કે જો કોઇ ગીરો મુકનાર અને રાખનાર અરસ પરસ એ ગીરો છુટું કરવા કબુલ થાય તો

પણ આ છુટકારાને લીધે ગીરો મુકેલી મિલકત ગીરો રાખનાર ગીરો મુકનારને પાછી સોંપે ત્યાં લગી એ ગીરો પુરે પુરા અમલમાં રહે છે પણ જયારે એ મિલકત પાછી સોંપનામાંઆવે ત્યારે એ ગીરોનો કરાર રદ થાયછે આ હકીકતથી એમ સ્પષ્ટ માલુમ પડે છે કે એ મિલકત ગીરો મુકનારના કબજામાં પાછી આવી, અને તેણે તે મિલકત જામીનને સોંપી નહી તેમ ગીરો રાખનારના કબજામાં પણ તે રહેવા દીધી નહીં જો એમ સાબિત થાય કે એ ગીરો ખરેખર છોડાવવામાં આવ્યું હતું, અને એ ગીરો રાખનારે તેને લીધે ગીરો મુકનારને એ મિલકતનો કબજો પાછો સોંપ્યો હતો; તો એ ગીરો રદ છે, અને બક્ષિશ પુર્ણ છે. નહીંતો જો એ ગીરો મુકનારે ગીરો રાખનારની સમતી વગર કબજો લીધો હોય તો, આ ગીરો મુકનારે પ્રવેશ કરયો કહેવાય, અને આ કૃત્યથી એ ગીરો નાબુદ થઇ શકતુ નથી, તેમજ એ બક્ષિશ મંજુર ગણાય નહી [illegible]આમાં લખેછે કે:—"ઓળખાય તેવી રીતની નીશાન બધ અને હદ મર્યાદા નકી કરેલી એવી કોઇ સખસને સાન ગીરો આપવામાં આવે ત્યારે તેનો સ્વીકાર થયા પછી કરાર પરીપુર્ણ થાય છે, અને તેથી બંધન કારક થાય છે, પરંતુ ખરે ખરો કબજો મળે ત્યાં લગી એ ગીરો આપનારને એ કરારને વળગી રહેવાની કે તેમાંથી નીકળી જવાની છુટ છે" હવે જયારે આ રીતે કરાર પરી પુર્ણ થાય ત્યારે એ ગીરો રાખનારનો હક સ્થાપિત થાય છે અને જો એ ગીરો મુકનાર આ પ્રમાણે ગીરો મુકેલી મિલકત બક્ષિશ કરી બીજા સખસને આપે તો એ કૃત્ય ના મંજુર છે, કારણ કે ગીરો રાખનારના હકનો નાશ કર્યા વગર તે કૃત્ય અમલમાં રહી શકતુ નથી; અને એ વાત પણ એટલીજ ખુલી છે કે જો ગીરો મુકનારે પ્રવેશ કરી ગીરો રાખનારનો કબજો લેઇ લીધો હોય તો પણ એ ગીરો અમલમાં જારી રહેશે કારણ કે તેવા કૃત્યથી કરાર રદ થઇ સકતો નથી ઉપર કહેલા પ્રમાણે [illegible] આધારમાં એમ જણાવેલું છે કે —[illegible] એ ગીરો મુકનાર ગીરો મુકેલી મિલકત ગીરો રાખનારની સમ્મતિ વગર વેચે, અને વળી ગીરો રાખનારે પોતાની [illegible] જણાવ્યા પહેલાં બીજા સખસને વેચે તો આ બેમાંથી

જે કરાર એ ગીરો રાખનાર કબુલ રાખે તે કરાર પાકોછે કારણ કે પેહેલું વેચાણ એ ગીરો રાખનારની સમ્મતિ ઉપર આધાર રાખે છે તો બીજુ વેચાણ પણ તેવી રીતની સમ્મતિ વગર થઇ શકે નહી, એટલા માટે જો એ ગીરો રાખનારની મરજી હોય તો તે બીજુ વેચાણ મંજુર રાખવા મુખતીઆર છે તેથી ઉલટું, જો એ ગીરો મુકનાર ગીરો મુકેલી મિલકત પેહેલી વેચ્યા પછી, બીજા સખસને ભાડે આપે, આપી દે, અથવા ગીરો આપે અને ગીરો રાખનાર એ ભાડે આપ્યું બક્ષિશ કે ગીરો મંજુર રાખે તો આ દસ્તાવેજો થતાં પહેલાં થયેલું વેચાણ પાકુ છે આ બે વચે તફાવત એટલોજછે કે પ્રથમની બાબતમાં (જયાં એક વેચાણ કરયા પછી બીજુ વેચાણ કરવામાં આવ્યું છે) તે બાબતમાં એ બે માંનું ગમે તે વેચાણ મંજુર રાખી ફાયદો મેળવવાને ગીરો રાખનાર મુખ્તિઆર છે, (કેમ કે તેનો હક કીમત ઉપર રહેલો છે,) અને એટલા માટે જે વેચાણ તે મંજુર રાખે તે પાકુ છે તેથી ઉલટું, ભાડે આપવાની બાબતમાં કે બક્ષિશ કરવાની બાબતમાં ગીરો રાખનારને કાંઇ ફાયદો નથી, કેમકે તેનો હક એ ચીજના વળતરમાં રહેલો છે, ઉપભોગ કરવાના હકમાં રહેલો નથી એટલા માટે જો ગીરો રાખનાર એ બેમાંનુ એક મંજુર કરે તો પરીણામે તે ગરભિત રીતે પોતાનો હક કાઢી નાખવાની સમ્મતિ આપેછે, અને પ્રથમનું વેચાણ (જે માત્ર તેના હકને લીધે તેની સમ્મતિ આપવા ઉપર મોકુફ રહેલુ હતુ તે) અલબત પાકુ થાયછે ઊપરના મત પ્રમાણે એ ખુલ્લું છે કે જો કોઇ ગીરો રાખનાર ગીરો મુકેલી મિલકતની બીજા સખસને બક્ષિશ આપવા પોતાની સમ્મતિ આપેતો આ સમ્મતિ ગરભિત રીતે તેનો હક કાઢી નાખવા બરાબર છે, એટલા માટે જો એ કામમાં એ ગીરો રાખનારે એ મિલકતની બક્ષિશ કરવા પોતાની સમ્મતિ આપી હોય તો એ બક્ષિશ મંજુર છે; અને ગીરો રદ થાય છે એવીજ રીતે વળી હીદાયામાં,—"વળી જો ગીરો મુકનાર થોડું કરજ આપેતો પણ બાકીના અવેજ પતતાં લગી કબજો રાખવો ન રાખવો એ ગીરો રાખનારની મરજી ઉપર છે એવીજ રીતે જો ગીરો મુકનાર અને ગીરો રાખનાર અરસ પ

રસ સમજુતથી ગીરેનો કરાર રદ કરે, તો પણ ગીરો રાખના ર પોતાનો અવેજ મળતાં લગી, અથવા તેમાંથી ગીરો મુકનારને છુટો કરતાં લગી એ મિલકત પોતાના કબજામાં રાખવા મુખ્તિઆર છે"

### દાખલો ૧૦

પ્ર ૧—એક માણસ તેની ઓરતનું મેહેરનું દેવુ મુકીને ગુજરી જાય છે. ત્યારે તેના ધણીએ મુકેલી જંગમ મિલકત ઊપર તેની મેહેર બદલ બીજા વારસો કરતાં તેનો કાંઇ વીશેસ હક છે કે શી રીતે?

ઉ ૧—જો બીજા વારસો એ વિધવાને તેની મેહેરની રકમ આપેતો તેના ધણિએ મુકેલી મિલકત ઊપર વારસા બદલના તેના કાયદાસર હીસ્સા શીવાય તેનો બીજો કાંઇ હક નથી અને જો તેઓ તેની મેહેરની રકમ તેને ન આપે તો પ્રથમ ભાગે તેના ધણીએ મુકેલી સ્થાવર ઇઆ જંગમ મિલકત ઉપર તેની મેહેર બદલ તેનો પેહેલો દાવો છે તેનો મેહેરનો દાવો પતાવ્યા પછી શેષધન તેની અને બીજા વારસોની વચ્ચે વારસાના તેમના પેત પોતાના હિસ્સા પ્રમાણે વેહેંચી આપવામાં આવશે.

ધણીની મિલકતપરપોતાની મેહેરબદલ ઓરતનો હક પેહેલો છે.

પ્ર ૨—**મોકરરી સનંદ** ઇઆજાવત ચંદ્ર દીવાકર મતલબનો અમુક દસ્તાવેજ એક કાયદાના અમલદારને બતાવી એ દસ્તાવેજ કાયદાસર છે કે શી રીતે? તે વીશે તથા જો તે કાયદાસર છે તો તે દસ્તાવેજ જે સખસને કરી આપવામાં આવેલો છે તે સખસ એ દસ્તાવેજની રૂએ એ દસ્તાવેજ કરી આપનારની મિલકત પોતાને કબજે લેઇ શકે છે કે કેમ તે વીશે તેનો અભિપ્રાય માગવામાં આવ્યો.

ઉ ૨—આ **મોકરરી સનંદ** કાયદાસર નથી, કારણ તેની લખાવટ ઉપરથી એવો અનુમાન થઇ શકે કે એ મુદત બંધી દસ્તાવેજ છે, જે દસ્તાવેજના બદલામાં એવો કરાર કરવામાં આવ્યો છે કે જે દસ્તાવેજ કરાવનાર શખસે તે કરી આપનારના લેહેણદારનું લેહેણું પતાવવું. કાયદા પ્રમાણે આવો કરાર દસ્તાવેજ નાબુદ કરે છે, અને એ સરત કદી વાસ્તવિક ગણીએ તો પણ એ બક્ષિસનો એ બક્ષિસ આપનારની સાથે અંત આવશે.

# પ્રકરણ. ૧૧

## દાવા તથા ન્યાયની બાબતોના અભિપ્રાય.

### દાખલો ૧.

પ્ર—એક માણસના કબજામાંથી કેટલાક ગુલામો લેઇ લેવામાં આવ્યા બાદ બાર વરસ ઉપરાંત મુદત સુધી તે માણસે તેમનો દાવો કરયો નહીં, ત્યારે બીજી મિલકતની બાબતમાં આવી કેફીયતે તે મિલકત ઊપરથી જેવી રીતે હક ઉઠી જાય છે તેવી રીતે આ દાખલામાં તેનો કબજો લેઇ લેવાથી તે ગુલામો ઉપરનો તેનો હક ઉઠી જાયછે કે શી રીતે?

દાવાને મુદત નો બાધ આવતો નથી.

ઉ—જ્યારે કોઇ સખસનો હક કોઇ ચીજ ઊપર સ્થાપિત થયો હશે તો પછી તે ચીજમાં ગુલામો હોય, ઇઆ સ્થાવર અથવા જંગમ ગમે તેવી બીજી મિલકત હોય તે ઉપરનો તેનો હક ગમે તેટલી મુદત સુધી તેનો કબજો લેઇ લેવામાં આવ્યો હોય તેથી ઉઠી જતો નથી, પછી તે મુદત બાર વરસ અંદર હોય કીંવા બાર વરસથી વધારે હોય તેની ચીંતા નહીં.

### દાખલો ૨,

પ્ર—કાયદાના અમલદારોને અમુક મુખ્તિઆર નામું તપાસવા આપી તેનો અભિપ્રાય પુછવામાં આવ્યો કે એ મુખ્તિઆર નામાની રૂએ, મુસલમાની કાયદા પ્રમાણે એ મુખ્તિઆરને વેચવાનો હક હતો કે નહીં; અને જો હતો તો વેચાણ ખતો કરવામાં શું ગેરકાયદાસર પણું થયું હતું, અને એમ ધારીએ કે મુખ્તિઆરના અખ્તિઆરની રૂએ એ ખતો કાયદા પ્રમાણે મંજુર હતાં તો એ વેચાણ ખત અને પાવતી કાયદામાં ઠરાવેલા નમુના પ્રમાણે આ મુખ્તિઆરે બનાવેલાં હતાં કે [illegible]ગી રીતે; દખીતો સો વાંધો હતો, અને એ દસ્તાવેજમાં લખી આપેલી મિલકતનું વેચાણ કાયદા પ્રમાણેં સબળ હતું કે નહીં?

ખત શિરસ્તા મુજબ ન હોવાથી તેમાં કરેલો કરાર રદ થતો નથી.

ઉ—એ મુખ્તિઆરનામું કાયદાની પકિ ભાષામાં ફરમાવેલા નમુના તથા ભાષા પ્રમાણે તઇયાર કરવામાં આવ્યું નથી, પણ તેના આવારથ ઊપરથી એવું અનુમાન કાઢી શકાય કે ચતરભજ ના શાહે પોતાના દીકરા બઇજનાથ નારાયણને પોતાના તમામ

કામકાજનો વહિવટ સોંપ્યો, અને તેને પોતાની મિલકત વેચ વા, ગીરો મુકવા, તથા તેનો વહીવટ કરવા કુલ મુખ્તિઆર નામું આપ્યું. એટલા માટે જો યોગ્ય સાહેદાથી એમ સાબીત થાય કે ચતરશલ નારાયણે પોતાના દીકરા બઇજનાથ નારાયણને પોતાના નાણા સબંધી તમામ કામ કાજનો વહીવટ કરવા ખરેખર અખ્તિઆર આપ્યો હતો, અને પોતાની મિલકત વેચવા, ગીરો મુકવા, હંઆ બીજી રીતે તેની વ્યવસ્થા કરવા પુરેપુરી મુખ્તારિઅત આપી હતી તો મજકુર બઇજનાથને એ મિલકત વેચવાનો પરીપુર્ણ અને કાયદાસર રીતે અધિકાર થશે. વેચાણ ખત તથા પાવતી બરોબર નથી કારણકે એ દસ્તાવેજોની અંદરના મજકુર ઉપરથી એવું અનુંમાન થઇ શકેછે કે ચતરસલ નારાયણ પોતેજ ખરેખરો વેચનાર તથા એ દસ્તાવેજો કરી આપનાર હતો, અને નીચે લખેલા શબ્દો ઉપરથી તથા કાઝીએ કરેલી સાક્ષિ ઊપરથી એમ માલુમ પડશે કે, એ વેચાણ વકીલે કરયું હતું, અને કરાર કરનાર પોતાનો મુખ્તિઆર બઇજનાથ હતો. એટલા માટે આવું લખત ચોકસ રીતે કાયદાસર દસ્તાવેજ નથી, પણ જો સાહેદોના પુરાવાથી અથવા સાબીતોના બીજા કોઇ સાધનોથી એમ માલુમ પડે કે મંજકુર મુખ્તિઆર દઆ તેના શેઠે શુદ્ધ બુદ્ધિથી એ વેચાણ કરયું છે તો વેચાણ કાયદા પ્રમાણે સબળ અને મંજુર થશે; અને એ દસ્તાવેજોમાં આગળ કહેલી ચુકો જે તે લખનાર સખસના અંજાણપણાથી થએલી ગણાય તે ચુકો આ વેચાણ રદ કરવાને બસ નથી.

## દાખલો. ૪

પ્ર—એક સખસે એક ગુલામડીને ખરીદ કરી, અને તેને પોતાના ઘરમાં ગુલામગીરોની સ્થિતિમાં રાખે છે. તે ગુલામડીના પેટથી તેને એક દીકરો અને એક દીકરી થયાં દીકરીને તે સખસે પોતાની બેહેનના કબજામાં સોંપી, અને તેના કુટુંબમાં તે હાલ રેહે છે, અને ગુલામનું કામ કરે છે. ઉપર કહેલો સખસ હવે પોતે ખરીદ કરેલી ગુલામડીની દીકરીનો કબજો મેળવવા પોતાની બેહેન ઉપર ફરીયાદ કરે છે, અને પોતાની ફરીઆદની પુષ્ટિમાં સાક્ષિ તરીકે એ માને રજુ કરે છે કે જે મા અત્યાર સુધી ગુલામગીરીની સ્થિતિમાં રહેલી છે. ત્યારે ઉપર કહયા મુજ

મ ખરીદ કરેલી ગુલામડીનો પુરાવ મુસલમાની કાયદા પ્રમાણે અંગિકાર કરવા જોગ છે કે શી રીતે?

ગુલામોએ આપેલો પુરાવ અંગિકાર કરવા જોગ નથી.

ઉ—ઉપરની હકીકત ઉપરથી એમ માલુમ પડે છે કે સાક્ષિ દાખલ રજુ થએલ શખસ એક ગુલામડી છે, પણ કાયદાનો એ એક નિયમ છે કે ગુલામોનો પુરાવ બીલકુલ અંગિકાર કરવા જોગ નથી. એટલા માટે એ ગુલામડીની માની સાક્ષિ લેઇ શકાતી નથી.

## દાખલો ૪

પ્ર—કોઇ નિઃસંતાન સ્ત્રીને કાંઇક નાણાંનો નફો તથા ફાયદો હોય એવી કોઇ બાબતમાં તે સ્ત્રીના ધણીની ઇઆ તેના બાપની સાહેદી અંગિકાર કરવા જોગ છે કે નહીં.

ધણીએ ઇઆ બાપે આપેલી લાભની સાક્ષિ અંગિકાર કરવા જોગ નથી.

ઉ—કાયદા પ્રમાણે કોઇ દાવાદારના ધણી ઇઆ બાપે તેના લાભની બાબતમાં આપેલી સાક્ષિ અંગિકાર કરવા જોગ નથી.

## દાખલો ૫.

પ્ર—એક માણસે પોતે સો વરસ ભોરંતની ઉમરે પેહોચ્યો હતો તે વખતે જમીનનું વેચાણ કરવું. આટલી બધી જઇફ ઉમરે કરેલો કરાર મજબુત અને તેના વારસોને બંધન કરતા થઇ શકે કે કેમ; અને એ વેચાણ શાબાંત કરવામાં ખરીદારના નોકરોનો પુરાવ અંગિકાર કરવા જોગ છે કે શી રીતે?

નાકરનો પુરાવ અંગિકાર કરવા જોગ નથી.

ઉ—જો વેચાણ કરતી વખતે વેચનારનું અંત ઠેકાણે રહી શકે એવી રીતે ઠેકાણે હોય તો ગમે તેટલી ઉમરે એ કરાર કરયો હોય તો પણ તે તેના વારસો ઉપર બંધન કરતા થશે, પણ નોકરે તેના શેઠના લાભમાં આપેલી સાક્ષિ કોઇ રીતે અંગિકાર કરવા જોગ નથી.

## દાખલો ૬.

પ્ર—(**કરેઈમ બીબી**ની મા, અને **ગુલામ હુસેન ખાં**ની ઓરત) **ઊમદા બીબી**નું એ શખસ સાથે લગ્ન થયું તે વખતે પંચોતેર હજાર રૂપૈઆની મેહેરનો તેનો ઠરાવ કરી આપવામાં આવ્યો હતો. **ગુલામ હુસેન**ની ઓરત તેની દીકરી **કરેઈમ બીબી**, એક ભાઇ, અને ત્રણ બેહેના, એ રીતે પો

તાના વારસો મુકીને તેના ધણીના પેહેલી ગુજરી ગઇ. પાછળથી **ગુલામ હુસેન** પોતાની મા, પોતાની દીકરી (**કવેઈમ બીબી,**) બે આરતો, બે દીકરા, અને ત્રણ દીકરીઓ મુકીને ગુજરી ગયો **ઊમદા બીબી**એ પોતાના જીવતાં મેહરના પોતાના હકનો દાવો કર્યો નહીં, તેમ તે દાવો છોડી પણ દીધો નહીં. ત્યારે તેના વારસો તેના ધણી **ગુલામ હુસેને** મુકેલી મિલકતમાંથી તે મેહેર મળવાનો દાવો કરી શકે કે શી રીતે? અને જો કરી શકે તો તમાંનો કેટલો હિસ્સો **ઊમદા બીબીની** દીકરી **કવેઈમ બીબીને** મળશે?

જ—એક સ્ત્રી શાહેદ કહે છે કે જે જગોએ લગન થયું તે જગોએ, એટલે કે જે લોકોના વચ્ચે એક બાજુ તરફથી કહેવામાં આવ્યું અને બીજી બાજુ તરફથી સમ્મતી બતાવવામાં આવી તે લોકોના ટોળામાં હું હતી. લગન મારા શમક્ષ થયું હતું અને **ગુલામ હુસેને** **ઊમદા બીબીને** પંચ્યોતેર હજાર રૂપઇયા તેના આપવા કબુલ કરયુ હતું. આ કહેવા ઉપરથી પેહેલી દ્રષ્ટિએ તો એમ જણાય કે આ સહેદ **ગુલામ હુશેન**ની કબુલત બારે ખરે સાંભળી હતી; પણ ઊલટ પાલટ તપાસણીમાં તે કેહે છે કે હું, કન્યાની મા, તથા બીજી સ્ત્રીઓ કન્યાની સાથે રહ્યાં હતાં અને કન્યાની માએ વરને સંદેશાથી કેહેવરાવ્યું કે મારી દીકરાની મેહેર બદલ પંચ્યોતેર હજાર રૂપઇયાનો ઠરાવ કરવો જોઇએ, અને **ગુલામ હુશેને** આ રકમ આપવાને માટે જવાબદાર રહેવા કબુલ કરયું એ પ્રમાણે કહેવું થયું. તથા સમ્મતી આપવામાં આવી એ બધુ ભાયડાઓમાં બન્યું હતું, અને સાહેદ પોતે ભાયડાઓમાં હતીજ નહી, અને **ગુલામ હુશેન**ની દીકરીઓના લગન વખતે પણ ન હોતી, આ સાહેદ જે શબ્દો કાઢાવ્યાનું, તથા ભાયડાઓમાં પોતે નહી હયાનું કહે છે તેની સાક્ષિ ઊપરથી ખુલ્લુ છે કે કન્યા ભાયડાઓમાં ગઇ નથી, અને ત્યાં ઠરાવ કરયો નથી, વળી એ મુજબ કરવાનો રીવાજ નથી, તોપણ એ ધારણા બાકી રહે છે કે આ સાહેદ જયાં લગન થતું હતું તે ઓરડાના બારણા આગળ ગઇ, હોય, અને એ વાત આઘેથી સાંભળી હોય બીજા સાહેદના પુરાવા ઊપરથી ખરેખર આજ પ્રમાણે બને

એક વારસનો બીજા વારસની તરફેણમાં પુરાવો

લુ માલુમ પડેછે, પણ સાહેદ પોતે આ પ્રમાણે કહયું નથી તેથી તે વાતની માત્ર કલ્પના પુરાવામાં ચાલી શકે નહી, વળી, સદરહું સાહેદ **ઊમદા બીબી**ની એક વારસછે, અને તે એમ કહે કે એ મિલકતમાં કાંઈ હીસ્સો મળવા મારો હક નથી, પણ બધી મિલકત ઉપર **કવેઈઝ બીબી**નો હક છે તો તે કહેવા ઉપરથી, પાછળથી જો તે વારસો માગે તો વારસામાંથી તે બાતલ થતી નથી કારણ કે આ પ્રમાણે કહેવાથી તે પોતાના હિસ્સા ઉપર બીજાનો હક સ્થાપતી નથી. (કાયદાસર રીતે બોલતાં) આ કાંઇ હકનું છોડવું નથી, અને કદી તે હોય તો પણ આ હક છોડવાની અસર વીસે ઘણો મતભેદ છે. બીજા સ્રી સાહેદનો પુરાવો વીરૂધ છે. વળી, તેની કબુલત કે હું **ઊમદા બીબી** ની ગુલામડી હતી એ તેનો પુરાવ નિરર્થક કરે છે બીજા બે સાહેદો, એક મરદ અને એક ઓરત જેમણે એ મેહેરની રકમ નકી થયેલી જે ટોળામાં લગ્ન થયું હતુ તે ટોળા નજદીકની જગોએથી સાંભળી હતી તેમનો 'પુરાવો જો તેઓ ખરેખર એ ટોળામાં નહોતાં તો પણ સબળ છે, પરંતુ કાયદા પ્રમાણે જેટલી સંખ્યા જોઇએ તેથી તેઓ ઓછી બતાવે છે,તો પણ મહેરની રકમના ઠરાવ બાબતનો દસ્તાવેજ જે **ગુલામ હુસેને** કરી આપેલો કહી એ દાવાદારે રજુ કરેલો તે દસ્તાવેજ યોગ્ય રીતે સાહેદોથી સાબીત થયો છે, અને તે તેના શામા વાળાએ ઇનકાર કરયો નથી. અને કદાચ એમ કબુલ કરીએ કે ઠરાવેલી મેહેરની રકમ તેમાં કુટંબની સ્રીઓને હમેશ મળતી તેનાથી વધારે હોય તો પણ એ ઠરાવ બંધન કારક છે, અને ખરૂં જોતાં કેટલાક સાહેદોથી એમ સાબીત થયુછે કે એજ કુટંબની બીજી દીકરીઓને મેહેર બદલ એકલાખ ઉપરાંત રૂપૈયા મળયા છે. **ગુલામ હુશેન**ની કબુલત બાબતનો પુરાવો જો કે તેનિરણય કારક નથી. તો પણ પુષ્ટિ કરતા છે, બનાવટ સાબીત કરવાની કોશીશ તદન નીસ્ફળ ગઇ છે પરીણામ એ છે કે મેહેરની રકમ લગ્ન વખતે એ ટોળામાં હાજર સાહેદોથી કાયદાસર રીતે સાબુત થઇ નથી. પણ મેહેરના ઠરાવ બાબતનો સબળ અને વાસ્તવિક માલમ પડયો છે અને સાહેદો વાંધો ન લેવાય તેવા છે એટલા માટે દસ્તાવેજની રૂએ ઊ

**મહા બીબી** ના વારશોને તેની મેહેરની રકમ તેના ગુજરી ગયેલા ધણીની મિલકતમાંથી લેવાનો હક છે. મેહેરની આખી લ્હેણી રકમમાંથી, એટલે. રૂપૈયા પંચોતેર હજારમાંથી અઢાર હજાર સાતસે ને પચાસ રૂપૈયા તેના ધણીના હિસ્સાના કાપવામાં આવશે; અને **કવેઈમ બીબીને** અર્ધ એટલે સાડત્રીસ હજાર ને પાંચસો રૂપૈયા મળશે; એ વીધવાના ભાઇને સાત હજારને પાંચસો મળશે અને તેની ત્રણ બહેનોને દરેકને ત્રણ હજાર સાતસે ને પચાસ મળશે.

### દાખલો ૭

પ્ર—એક માણસ ત્રણ વહુઓ મુકીને ગુજરી ગયો. તેની મોહોટી વહુથી તેને એક દીકરી હતી જે દીકરી બે દીકરા અને ચાર દીકરીઓ મુકીને તેના મા બાપ પેહેલાં ગુજરી ગઇ. એ મોહોટી વહુ સાઠ વરસ ઉપરાંત તેના ધણી સાથે રહી, અને તેનું મરણ મેહેર બદલની તેની લેહેણી રકમ વશુલ થયા વગર તેના ધણીના મરણ પછી કેટલેક વરસે થયું. તેની બીજી વહુથી તેને એક દીકરી હતી જે હજુ હયાત છે, અને તેજ હાલ બાપની મિલકત વશુલ લેવા બાબતના આ દાવામાં વાદીઆણ છે. તેની બીજી વહુ નિઃશંતાન ગજરી ગઇ. ગુજરનાર માલીકના પોતાની મોટી વહુના પેટના દીકરા દીકરીઓ મળી છ જણ હજુ હયાત છે, અને મોટો દીકરો જે પ્રતિવાદી છે તે એ દાવાના જવાપમાં પેહેલી તકરાર એ બતાવે છે કે એ મિલકતની બધી કીમત મોહોટી વહુનું મેહેર બદલનું દેવું જે પચાસ હજાર રૂપૈયાનું છે તે પતાવવાને પુરતી નથી; બીજી તકરાર એ બતાવે છે કે એ મિલકતની કીમત કહેલી રકમ ઉપરાંત છે એમ કબુલ કરીએ તો પણ પ્રતિવાદી તથા તેના ભાઇઓ જે એ મોહોટી વહુની દીકરીના છોકરા છે તેમનો (બીજા કાયદાસર હિસ્સેદારો ઇઆ શેષાધિકારીઓ નહીં હોવાથી) ઠરાવેલી મેહેરની રકમ ઉપરાંત એ મિલકતનો ⅞ તેણીના હિસ્સા બદલ મળવાનો હક છે; અને ત્રીજી તકરાર એમ બતાવે છે કે વાદીઆણ જે કહેછે કે હું ગુજરનાર માલીકની બીજી વહુની દીકરી છું તે, ખરૂં જોતાં તેની (પ્રતિવાદીનો) માની માની ગુલામડીની દીકરી હતી. તે ગુલામડીનું પ્રતિવાદીની માના બાપની સાથે લગ્ન થ

થું નહોતું, અને એટલા માટે તે વાદીઆણને એ મિલકતનો કોઈપણ ભાગ વારસામાં મળવાનો હક નથી. પણ વાદીઆણ આ છેલ્લી તકરારની સચ્ચાઇ વીશે ઇનકાર કરે છે, તેમ પ્રતિવાદી તે સાબીત કરવાને કાંઇપણ પુરાવો રજુ કરી શકતો નથી, તેમ તેની માની માની મેહેર બદલ જે રકમનો તે દાવો કરે છે તે તેને ઠરાવી આપવામાં આવી હતી એમ બતાવવાને કાંઇ દસ્તાવેજ પણ તે રજુ કરી શકતો નથી. ત્યારે સ્વાલ એ છે કે જો પરણેલી ઓરત તેના ધણી સાથે સાઠ વરસ ઉપરાંત મુદત સુધી રહે, અને એ મુદતમાં તેના ધણી પાસેથી, કે તે ગુજરી ગયા પછી તેની મિલકતમાં તેની મેહેર બદલની લેહેણી રકમ વસુલ ન કરે, અને પછી એક દીકરી જે પણ તેના મા બાપની હયાતીમાં ગયેલી તેવીને મુકીને ગુજરી જાય તો આ દીકરીનાં છોકરાંને તેમની માની માની મેહેર બદલની લેહેણી રકમનો દાવો કરવાને કાયદાસર રીતે અખ્તિયાર છે?

ગુજરી ગએલી ઓરતની મેહેરનો દાવો ગમે તેટલો વખત વીતી ગયા છતાં તેની છોડીના છોકરાં કરી શકે છે.

ઉ—મેહેર લગનના કરારનો આવસ્યક અંશભુત ભાગ છે, અને એ એક કાયદાની સ્થાપિત થયેલી દલીલ છે કે તેનો દાવો પતાવવામાં આવે ઇઆ છોડી દેવામાં આવે ત્યાં લગી તે ધણી પાસે લેહેણી રેહે છે. એ દીકરી જે તેની મા પેહેલાં ગુજરી ગઇ તેના છોકરાં તેમની માની માના દુરના સગાંમાં ગણાય છે, અને જો કાયદાસર હિસ્સેદારો અથવા શેષાધિકારીઓ જેવા તેમનાથી કોઇ ચઢીઆતા હકદારો ન હોય તો તેઓ તેના વારસ છે; અને એટલા માટે મેહેર બદલની તેની લેહેણી રકમનો દાવો કરવાનો તેમનો હક છે. વખત વહી જવાથી મેહેરના દાવાને કાયદાસર બાધ આવતો નથી. હાલના કેટલાક બારિસ્ટરો આ દાહાડાઓમાં ઘણાક ખોટાય દાવાઓ કરવામાં આવે છે એવા સબબની દલીલ બતાવી ઘણી લાંબી મુદતના દાવાઓ નામંજુર કરવાની યોગ્યતા જણાવે છે. કેટલાકના મત પ્રમાણે મુદત તેત્રીસ વરશની છે. બીજાઓનાં મત એવાં છે કે એક સતબક અથવા જુગની મુદત ઠરાવવી જોઇએ, અને જુગમાં કેટલાક ત્રીસ વરશ ગણે છે, અને કેટલાક એંશી વરશ ગણે છે. ત્યારે દાવા વાળી મેહેરની રકમ સાબુત ગણીએ તો મુદતનો કાયદો ઉપર મુજબ છે. જો તે રકમ સાબુત ન થાય તો બેયેલાઓ

ના મત પ્રમાણે પ્રતિવાદીની માની માની તથા વાદીઅણની મા
ની વ્યાજબી મેહેર નકી કરવી જોઇએ.

દાખલો ૮.

પ્ર—એક માણસ બક્ષિશ કરયાનુ કહી તે બક્ષિશાની, અને પાછળથી વારસાની રૂએ અમુક મિલકત ઊપર દાવો કરેછે. સદરહુ હક ઊત્પન થયાની રીતની બાબતમાં જુદી જુદી વાતો બતાવ્યાના સબબથી એ દાવો નાબુદ થાય એવી વીરૂદ્ધતા સ્થાપીત થાય છે કે શી રીતે?

ઉ—કાયદાનો એવો એકે નિયમ નથી કે જેમાં એમ કહયું છે કે બક્ષિશનો દાવો કરયા પછી કરેલો વારસાનો દાવો ચાલવો જોઇએ. પણ જો વારસાનો દાવો પ્રથમની તારીખનો હોયતો તેમાં કાયદાસર વિરૂધતા છે **ઈબરાહીમ શાહી** માં ઊતારો કરેલા **ફુસુલ**માં ઠરાવ્યુંછે કે—"નો કોઇ માણસ કોઇ ઘરનો એમ કહીને દાવો કરેકે મેં તે ઘર મારા બાપ પાશેથી વેચાણ લીધુ છે અને પછી વારસાની રૂએ તે ઘરનો દાવો કરે તો એ દાવો કબુલ કરવો જોઇએ. પણ જો તે પ્રથમ વારસાના હકથી એ ઘરનો દાવો કરે અને પછી ખરીદીના હકથી દાવો કરેતો વીરૂધતા સ્થાપત થવથી એ દાવો કબુલ કરવો ન જોઇએ" આનુ કારણ એમ જણાય છે કે ગુજરનારના મરણ વખતે જે ચીજ ગુજરનારની માલકીની નથી. તે ચીજ ઊપર વારસાનો હક પહોચતો નથી. એટલા માટે વારસાનો દાવો ગુજરનારના મરણ વખતે માલકી હક તે ગુજરનારનો હતો એવી ધારણા કરાવે છે, પણ ખરીદીના દાવાથી પ્રથમના માલીકના મરણ પહેલાં એ માલકી હક ખુદ દાવાદારના અંગમાંજ રહેલો ધરાય છે, અને આ વાતમાં ખુલ્લી વિરૂધતાછે કારણ કે એતો "જાણે તેણે પ્રથમ એ હક બીજાનો કબુલ કર્યો, તેના જેવુજ છે એટલા માટે એકજ આશામીએ કરેલા વારસાના દાવા પછી તેનો ખરીદીનો દાવો રાખવો નહી જોઇએ. પણ જો ખરીદીનો દાવો વારસાના દાવા પહેલાં કરવામાં આવ્યો હોય તો જુદી વાત છે કારણ કે જયારે ખરીદીની રૂએ એ ચીજ ઊપર માલકી હક બતાવામાં આવ્યો હોય ત્યારે તે ચીજ ઊપરનો હક પ્રથમના માલીકના મરણ પહે

એકજ આશામીએ ખરીદની રૂએ અને વારસાની રૂએ દાવો કર્યો હોય ત્યારે.

ત્યાં દાવાદારને મળેલો ગણાય, અને વારસાની રૂએ માલકી હક રાખવાથી તે ગુજરનારની મિલકતનો દાવો કરેછે જેથી એવા પ્રકારની વિરૂધતા થતી નથી કે તેથી એ દાવો કબુલ કરી શકવાને બાધ આવે, **ઈબરાહીમ સાહી** માં કહેછે કે,—"દાવો કબુલ કરી શકવાને વિરૂધતાથી બાધ ત્યારેજ આવે કે જ્યારે તે વિરુધતાથી બીજા આશામીનો કબુલ થયેલો માલકી હક નિરર્થક અને રદ થતો હોય" એવીજ રીતે વળી **ફુસુલ ઈમાદાય**માં,—"કોઇ સખસ એમ કહે કે અમુક મિલકત ફલાણાની છે. અને તે મિલકત પોતાની છે એવો દાવો કરેતો તે દાવો અંગીકાર કરવા જોગ નથી કારણકે તેથી બીજા માણસના કબુલ થએલા હકને હરકત આવે છે." અને જ્યાં ખરીદીની રૂએનો દાવો વારસાની રૂએ દાવો કરાય, પછી કરવામાં આવે તેવે પ્રસંગે આ પરીણામ અવસ્ય થયા વગર રહેજ નહીં વળી એજ પ્રમાણભુત આધારમાં ઠરાવેલુછે કે "જો કોઇ સખસના હાથમાં મિલકત હોય અને તે સખસ "આ મિલકત મારી નથી ઇઆ તે ઉપર મારો કાંઇ હક, માલકી હક કે હીત નથી" એવાં વચનોએ વે વખતે બોલે કે જે વખતે એ મિલકત ઊપર દેખીતો બીજો કોઇ દાવાદાર ન હોય અને પાછળથી દાવો થાય ત્યારે જેનો કબજો હોય તે સખસ એમ કહે કે હુ પોતે વાજબી માલીકછુ તો તેનું કહેવુ તેમાં વિરૂધતા છતાં વ્યાજબી અને અંગીકાર કરવા જોગ છે કારણ કે આવાં વચનો બોલવાંથી બીજા કોઇ સખસનો હક છે એવી કબુલત થતી નથી, અને વિરૂધતાથી દાવો કબુલ કરી શકવાને બાધ કયારે આવે છે કે જ્યારે તેથી બીજા આશામીનો કબુલ થયેલો હક નિરર્થક અને રદ થતોહોય" આ ધોરણને આધારે, ખરીદીની રૂએ કરેલા દાવાથી હક બીજાનો છે એવી કબુલત થતી નથી તેથી પાછળથી કરેલો વારસાની રૂએનો દાવો બીજા આશામીનો કબુલ થયેલો હક નિરર્થક અને રદ કરતો નથી. વળી ખરીદીની રૂએનો દાવો કરયા પછી કરેલા વારસાનીરૂએના દાવા તથા વારસાની રૂએ દાવો કર્યા પછી કરેલા બક્ષિસની રૂએના દાવા વચ્ચે કાંઇ પણ તફાવત નથી, તેમ જ વારસાનો દાવો કરયા પછી કરેલા ખરીદીની રૂએના દાવા ત

થા વારસાનો દાવો કરયા પછી કરેલાબક્ષિસના દાવામાં કાંઇ તફાવત નથી. બક્ષિસના કે ખરીદીના દાવામાં બીજા કોઇ સખસનો હક રહ્યાની કોઇ કબુલત લપેટાવેલી નથી કે જે હક, જો કબુલ થયો હોય તો પાછળથી કરેલા વારસાના દાવાથી તે નિરર્થક અને રદ થાય પણ જોએ દાવાઓનો અનુક્રમ ઉલટસુલટ કરવામાં આવેતો આપ્રમાણે થશે, કારણકે વારસાનો દાવો કરવાથી એ હકપ્રથમના માલીકના હાથમાં તેના મરણની તારીખ સુધીરહ્યાનીકબુલત થાયછે, અનેઆ પ્રમાણે કબુલ થયેલો તે હક પાછળના બક્ષિશ ઇઆ ખરીદીના દાવાથો નીરર્થક અને રદ થાયછે, અને તેથી અશક્તતા ઉત્પન કરતી વીરૂધતા સ્થાપીત થાય છે. એટલા માટે આ સવાલવાળા કીસ્સામાં એ દાવો રાખવો જોઇએ, અને તેના સામા દાવા ઉપર લક્ષ નહીં આપતાં તેના ગુણ દોષ જોઇ કામ ચલાવાની ચાલતી રૂઢી પ્રમાણે તેનો નિરણય કરવો જોઇએ; એટલે કે પુરાવા ઉપરથી ઇઆ કબુલત ઉપરથી ઇઆ સોગંદ ખાવાની ના પાડવા ઊપરથી, **ઝમાશ આહે—ઓ—નઝાયર** મુજબ,—"જડજનો ફેસલો પુરાવા ઉપરથી ઇઆ કબુલત ઉપરથી સોગંદ લેવાની ના પાડવા ઉપરથી થવો જોઇએ"

## દાખલો ૯.

પ્ર—વાદી અને પ્રતીવાદીઓ વચે તકરાર છે; વાદી પ્રતીવાદીઓના કબજામાંછે તે છ ઘર ઊપર દાવો કરેછે ને કહેછે કે એ ઘરો અમારા ઘરડા વરડાઓની મીલકત છે આ વાત પ્રતીવાદીઓ કબુલ કરેછે, પણ તેઓ તકરાર બતાવેછે કે વાદીના વડવાએ હમારા વડવાને ત્યાં એ મકાનો શાતશે પંચોતેર રૂપઇયે ગીરવી કરયાં હતાં. તેઓ કેહેછે કે અમ ગી પાશે ગીરો ખત નથી, પણ એ વાત હમારા વડવાના હીશાબી ચોપડામાં લખેલીછે, વાદી એવો જવાબ દેછે કે મારી મા જેણે એ ઘર ગીરવી કરયાં હતાં તેની પાશેથી તેમજ વળી બીજા મારાં સગાં પાસેથી મેં સાંભળ્યું હતું કે જે રકમ લેઇ એ ઘર ગીરવી કરયાં હતાં તે રકમમાત્ર રૂપૈયા ચારસેને ચાલીશની હતી એ રકમ સબંધી તેમનું પોતપોતાનું કહેવુ સાબીત કરવાને આ પક્ષકારો પાશે કાંઇ પુરાવો નથીત્યારે એ પક્ષકારોમાં કોનું કહેવું માનવું જોઇએ? પ્રતીવાદીઓ

ના હીસાબી ચોપડા બીજી પુરાવાની પુષ્ટિ વગર પુરાવા દાખલ અંગીકાર કરવા જોગછે, કે મુળ કરજની વાદીએ બતાવેલી રકમ આપેથી એ ગીરો છુટું થઇ સકે? અને એ પક્ષકારો પૈકી સોગંદ કોને આપવા જોઇએ?

દેણદાર અને લેહેણદાર વચે ગીરો ઉપરના લેહેણાની રકમ બાબતની તકરાર વીશે

ઉ—પ્રતીવાદીઓ કબુલ કરેછે કે તેમને ત્યાં ગીરવી કરેલાં ઘર વાદીના વડાવાની મીલકતછે, જે રકમ લેઇ એ ઘરો ગીરવી કરવામાં આવ્યાં હતાં તે રકમ જુદી જુદી બતાવામાં આવ્યાથી એટલીજ માત્ર તકરાર ઉઠીછે. વાદી આરસેને ચાલીશની રકમ કબુલ કરેછે. અને પ્રતીવાદીઓએ એ રકમ ઉપરાંત માગેલા વધારાની ના પાડે છે, પ્રતીવાદીઓએ માગેલા વધારા બાબતનો તેમની પાસે કાંઇ પુરાવો નથી વાદીએ સોગંદ ઉપર કહેલી હકીકત માનવી જોઇએ; કારણ કે પ્રતીવાદીઓએ બતાવેલા વધારા વીસે તે ઇનકાર કરેછે, એ વાદીને સોગંદ આપવા જોઇએ- અને તેણે સોગંદ ઉપર એમ કહેવું જોઇએ કે મેં મારી મા, અને સગાંઓ પાસેથી એમ સાંભળ્યું હતું કે એ ઘરો આરસેંને ચાલીસ રૂપઇયા ઊપરાંતની રકમને માટે ગીરવી કરવામાં નોહોતાં આવયાં, અને એ રકમ ઊપરાંતનું કરજ કરયાનુ મેં કદી સાંભળ્યું નોહોતું પ્રતીવાદીઓના હીસાબી ચોપડા પુરાવાની પુષ્ટિ વગર પુરાવા દાખલ અંગિકાર કરવા જોગ નથી.

## દાખલો ૧૦

પ્ર—ધણીના ગુજરવા પછી જો એ વાત સાબીત ન થઇ શકેકે કેવા ઇરાદાથી તેણે પોતાની હયાતીમાં પોતાના પઇશા ટકા તથા માલમતા પોતાની ઓરતને આપી તો ગુજરનારે પોતાની મિલકત કેવા ઇરાદાથી આપી તેનો નિર્ણય કરવામાં કાયદા પ્રમાણે એ ઓરતનું કેહેવું માનવું, કે એ ધણીના વારસોનું કહેવું વધારે મનાવું જોઇએ?

વિધવાને તેના ધણી પાસેથી મળેલી મિલકત બાબત એ વિધવા અને બીજા વારસો વચ્ચે તકરાર વીશે

ઉ—જો એ વીધવા અને વારશોનું કેહેવુ આ બાબત એક બીજાથી વિરૂધ પડતું હોય, એટલે કે વારશો કહેતા હોય કે ધણીએ વિધવાને અમુક મિલકત આપેલી છે, અને વિધવા આ મિલકત મળ્યા વીસે ઇનકાર કરતી હોય તો સાક્ષિઓ રજુ કરવાની વારસોને માથે ફરજછે; અને જો તેમની પાસે કાંઇ પુરાવો નહોય તોસોગંદ ઊપર વીધવાનો ઇનકાર મનાસે. જો મળેલી મિલકતની

કીમત વીશે તેમનું કહેવું એક બીજાથી વિરૂધ પડતુ હોય તો પણ કામ ચલાવાની આજ રીત છે, વારશો કહેતા હોય કે વિધવાને આટલી કીમતની મિલકત મળીછે, અને વિધવા ઓછી કીમતની મીલકત બતાવતી હોય, જો તેમનુ કહેવું બીજી બાબત ઉપર એક બીજાથી વિરૂધ પડતુ હોય એટલે કે વારશો એમ કહેતા હોયકે ધણીએ તેને તેની મહેર બદલ એ મિલકત આપીછે. અને એ વીધવા કહેતી હોય કે એ મિલકત મને મફત બક્ષિશ દાખલ મળીછે. તો સાક્ષીઓ રજુ કરવાની વીધવાને શીર ફરજછે અને જો તેની પાસે કાંઈ પુરાવો ન હોય તો શોગદ ઊપર વારશોનું કહેવુ મનાશે. જો ધનીની મીલકત સબંધી તેમનું કહેવુ એક બીજાથી તેમનું કહેવુ વીરૂધ પડતું હોય એટલે તે મીલકત જેણીની પોતાનીછે, એવો વિધવા દાવો રાખતી હોય, અને એ મિલકત ધણીનીછે એમ વારશો કહેતા હોય અને તેમનું પોત પોતાનું કેહેવું સાબીત કરવાને એકે પક્ષકાર પાસે સાક્ષિઓ ન હોયતો તેમાંની જેટલી મીલકત સાધારણ રીતે ઓરતના ઊપયોગમાં આવે તેવીહોય તે મિલકત શોગંદ ઊપર પોતાનો દાવો કરવાથી વીધવાને સ્વાધીન કરવામાં આવશે, અને જેટલી મિલકત સાધારણ રીતે પુરૂસોના ઉપયોગમાં આવે તેવી હોય તે મિલકત તેવીજ રીતના શોગંદ લેવાથી વારસોને સોપવામાં આવસે, અને શાધારણ પ્રકારની મિલકતની બાબતમાં કાંઈક કાયદાસર મત ભેદછે. **આબુ હનીફ**ના અભીપ્રાય પ્રમાણે એ મીલકત જે સખસોની છે એમ કેહેવામાં આવ્યું હોય તેમાંનું જે પાછળ હયાત હોય તેને સોગંદ ખવરાવ્યા પછી એ મિલકત આપવામાં આવશે. આ કામમાં પાછળ હયાત એ વિધવા છે અને **મુહમદ** ના અભિપ્રાય મુજબ તે મિલકત એ ધણીના વારશોને મળશે. **આબુ યુસફ**ના અભિપ્રાય પ્રમાણે તેમાંની જેટલી મિલકત સ્વભાવીક રીતે એ વિધવાની સંસારીક સ્થિતિને સંબધે તેની ખાસ મિલકત હોય તેટલી મિલકત તે વિધવાને મળવી જોઈએ, અને બાકીની મિલકત એ ધણીના વારશોને આપવી જોઈએ; અને પાછળ ગમે તે હયાત હોય તેથી કાંઇ તફાવત પડતો નથી, કેમકે ગુજરનાર ધણીની તરફથી તેના વારશોછે.

## દાખલો ૧૧

પ્ર—કોઇ એક વાદી **બાઝીદખાં** નામના પુરૂષના મરણ પછી પ ચીસ ત્રીસ વરસે તેની મિલકતનો દાવો કરેછે, અને કહેછે કે હુ તેની દીકરીછું પ્રતીવાદી જવાબમાં એવી તકરાર બતાવેછે કે વાદીની મા **મસુમાત રાય બાઈલ** તેના બાપની **હુરમ** (રાખેલી સ્ત્રી) હતી, અને તેની ઓરત **બરી બીબી**ની ગુલામડી હતી. અને તે બાઝીદખાંને કદી પરણી નોહોતી, વાદીએ રજુ કરેલો એક સાહેદ અટકલથી કહેછે કે લગ્ન થયું હતું, ત્યારે વાદીએ કરેલો વારસાનો દાવો સ્થાપીત છે કે શી રીતે? અને એ લગ્ન સાબીત ઇઆ ના સાબીત કરવાનો બોજો કાયદાસર રીતે કીયા પક્ષકારને શીર રહેછે, પ્રતિવાદીએ ઉપપત્નિ પણુ કબુલ કર્યા છતાં દાવો કરનાર વાદીને શીર રહેછે કે કેમ? કે પ્રતીવાદી લગ્ન ના શાબીત કરે ત્યાં લગી કાયદો **રાય બાઈલ** ના લગ્નનુ અનુમાન કરશે?

ઇનકારની બાબતમાં નિયમ

ઉ—વાદીએ **બાઝીદખાં**ના મરણ પછી તેની દીકરી દાખલ તેના વારસાનો હકછે. એમ કહી એ સખસે મુકેલો મિલકતને માટે પ્રતીવાદી ઊપર દાવો કરયોછે, પ્રતીવાદી જવાબમાં એવી તકરાર બતાવેછે છે કે વાદીની મા **મસુમાત રાય બાઈલ બાઝીદખાં**ની હુરમ ઇઆ રાખેલા સ્ત્રી હતી, અને તેની ઓરત **બરી બીબી**ની ગુલામડી હતી, અને તે **બાઝીદખાં**ને કદી પરણી નહોતી. આ જવાબમાં વાદીની મા **બાઝીદખાં**ને નહી પરણ્યાના સમબથી દીકરી દાખલ વાદીનેવારસાનો કાંઇ પણુ હક નથી એવો ઇનકાર લપેટાએલો છે બીજી તેમાં એવી દલીલ રહેલાછે કે વાદીની મા **બાઝીદખાં**ની ઓરતની ગુલામડી, અને એ સખસની રાખેલી સ્ત્રી ઇઆ ઉપપત્નિ હતી. મુસલમાની કાયદા પ્રમાણે બધા દાવાઓમાં એ જરૂરની વાત છે કે પ્રતીવાદીએ એ દાવો ઇનકાર કર્યા પછી વાદીએ તે સાબીત કરવો જોઇએ અને વાદીના દાવાનું નબળા પણું તથા અયોગ્યતા જે પ્રતીવાદીના ઇનકાર ઊપરથી સારી પેઠે માલુમ પડેછે તે સાબીત કરવાનો બોજો ખચીત પ્રતીવાદીને શીર નથી. પણ જ્યાં પ્રતીવાદી વાદીનો દાવો પાછો હઠાવવાને દલીલ બતાવે અને જે દલીલ સાબીત થાયતો વાદીનો દાવો ભાગી

પડે અને જે દલીલમાં વાદીના દાવાની થોડીક કબુલાત લ પેટાએલી હોય તેવે પ્રસંગે એ દલીલ સાબીત કરવાનો બોજો પ્રતીવાદીને શીરછે. જેમકે, ઝેદ **ઊમર** ઉપર એક હજાર રૂપઈ દાખલો ચાના લહેણાનો દાવો બાંધેછે અને **ઊમર** એ દાવો પાછો હ ઠાવવાને કરજે લીધેલાં નાંણાં પાછાં આપ્યાનું કહે છે આ દાખ લામાં એ નાંણાં પાછાં આપ્યાની વાત શાબીત કરવાનું **ઊમર** ને શીરછે, અને જો તે વાત તે ન સાબીત કરી શકે તો તકરા રી રકમ ઉપર ઝેદનો દાવો સાબીત થશે, કારણ કે ઝેદની દ લીલમાં એ કરજ મુગ્ત કરવામાં આવ્યું હતું એવી કબુલાત લપે ટાએલી છે, જો પ્રતીવાદીની દલીલમાં એ દાવાની થોડી કબુ લત લપેટાએલી નહોત. અને તે દાવો તદન ઇનકાર કરયો હો તતો જુદી વાત હતી દાખલો કે,—**ખલીડ**ની ઓરત **હિંદા** ના પેટના **ખલીડ**ના દીકરા **ઊમર** ઉપર **ખલીડે** મુકેલી મિલકતનો અરધો ભાગ લેવા ઝેદ એવું કહી દાવો બાંધેછે કે હું **ઊમર**નો હોરમાન ભાઇછું, અને (ઝ**ઈનબ** નામની) **ખલી ડ**ની બીજી ઓરતના પેટનો હું તેનો દીકરોછું. **ઊમર** તેના જવાબમાં એવી તકરાર બતાવે છે કે ઝેદની મા ઝ**ઈનબ** હમે શથી **બુકર** ની ઓરત હતી, અને એટલા માટે તે **ખલીડ** ની ઓરત હોઇ શકતી નથી, તેમજ ઝેદ **ખલીડ**નો દીકરો હોઇ સકતો નથી. આ દાખલામાં ઝ**ઈનબ** અને **બુકર** વચે નું લગ્ન સાબીત કરવા પ્રતીવાદી **ઊમર**ને ફરમાવવામાં આ વેછે કે જો તે લગ્ન તે સાબીત કરેતો દાવો પડી ભાગેછે અને તે જો તે ન સાબીત કરે તો પણ પોતાની માનું લગ્ન **ખલીડ** સાથે થયાની વાત સાબીત કરવાની અથવા તો કોઇ બીજી રી તે પોતે ખલીડનુ ફરજંદ હયાની વાત સાબીત કરવાની ફરજ એ ઝેદ ને શીર રહેછે. તે વગર તેને વારસાનો નીમે ભાગ મળવાનો હક ઠરાવી શકાશે નહી. સદરહુ મુકદમામાં વાદીની મા **બાઝીદખાં**ને પરણ્યાની વાત પ્રતીવાદી ઇનકાર કરેછે અને કહેછે કે તે **બાઝીદખાં** ની ઓરતની ગુલામડી હતી. અને એ સખસની ઉપાતિન હર્તી. એટલા માટે આ જવાબમાં વાદીના દાવાનો કેવળ ઇનકાર લપેટાયલોછે. પ્રતીવાદીને જો તે ની મરજી હોયતો વાદીની મા **બાઝીદખાં**ની ગુલામ એ શા

અટકળનો પુરાવો

જ્હના કાયદાસર અરથ પ્રમાણે ગુલામડી હતી એ વાત સાબીત કરવાને પુરાવો લાવવાની છુટછે. અને જો તે વાત તે સાબીત કરે તો વાદીઆણનો દાવો પડી ભાગે છે. પણ જો તે વાત તેનાથી સાબીત ન થાય અથવા તે સાબીત કરવાની તે ના પાડે તો પણ પોતાની માનુલગ્ન સાબીત કરવાની અથવા કોઇ બીજી રીતે પોતે આઝીઝખાંનું ફરજંદ છે. એ વાત સ્થાપન કરવાની ફરજ વાદીને શીરછે, તે વીના તેણીને વારસાનો હક નથી. જે સાહેબ અટકલથી કહેછે કે વાદીની મા પરણેલી હતી, તે એમ કબુલ કરેછે કે એ ક્રિયા તેની સમક્ષ થઇ નહોતી, અને તેણે એ લગન કબુલ કરતાં આઝીઝખાંના મોહોઢાનું કહેવું કદી સાંભળયું નોહોતું અને વળી તે વીશેશ એમ જાહેર કરેછે કે (રોહીલા રાજકરતા) હાફીઝ રૂહેમત ના વખતમાં જાર કર્મ કરવાની સખ્ત મના હતી તે વાત ઊપર મેં મારી અટકળ બાંધી છે જે ઉપરથી એ અનુમાન કરેછે કે આઝીઝખાં અને વાદીની મા વચેનો સબંધ લગ્નની રૂએનો હોવો જોઇએ. પરંતુ આવો અટકળનો પુરાવો કાયદા પ્રમાણે અંગીકાર કરવા જોગ નથી; કારણ કે એ જરૂરનુંછે કે સાહેદને દ્રઢ વિશ્વાસ હોવો જોઇએ. પ્રતીવાદીએ કબુલ કરયુંછે કે વાદીની મા આઝીઝ ની હુરમ હતી તો પણ આગળ પાછળનો સબંધ ધ્યાનમાં લેતાં આ કબુલતથી લગ્નની તરફેનમાં કાંઈ દલીલ મળી શકતી નથી, જો કે કેટલાક પ્રમાણ ભુત આધારો મુજબ "હુરમ" એ શબ્દનો અર્થ પરણેત સ્ત્રી થાય છે, તો પણ લોક મત પ્રમાણે તેનો અર્થ સાધારણ રીતે ગુલામડીઓ અને તેના જેવી થાયછે, જે કે માણસના રક્ષણ તળે રાખવામાં આવેછે અને જુદી રાખવામાં આવેછે પછી તે પરણેલી હો કીંવા ન હો. એટલા માટે પ્રતીવાદીએ જે સમજથી એ શબ્દ વાપરેલો છે (તેણે એમ ચોખ્ખું કહ્યુંછેકે વાદીની મા પરણેતની નોહોતી.) તેનો અર્થ માત્ર ઊપપત્નિ દાખલ રાખેલી સ્ત્રી કરવો જોઇએ વાસ્તે આ કહેવાને એક સાહેદના અટકળના પુરાવા સાથે લેતાં વાદીની માનું આઝીઝખાંની સાથે લગ્ન થયાની તરફેનમાં કાંઇ પણ અનુમાન થઇ શકતું નથી.

## દાખલો ૨૨.

પ્ર—એક માણસ એક સ્ત્રી ઉપર અમુક મિલકતને સારૂ એવું કહી ફરીઆદ કરેછેકે તેસ્ત્રી જે સખસ તેણીના બાપ હયાનું કેહેછે તેસખશની એદીકરી નથી અને એમિલકત ઉપર વારસાના પોતાના હક દાખલ તે દાવોરાખેછે. પ્રતિવાદીના લાભમાં ફેસલો થવાથી તે ફેસલા ઉપર તે અપીલ કરેછે, અને એ અપીલનું છેવટ આવતાં પેહેલાં એ સ્ત્રી ગુજરી જવાથી તેમાણસ પોતાની પેહેલાની દલીલ પાછી ખેંચી લેઇને એમ કેહેછે કે જે સખસ તેણીનો બાપ હયાનું તે સ્ત્રી કેહેતી હતી તે સખસની ખરે ખર તે દીકરી હતી, પણ જે સખસને તેસ્ત્રી તેણીનો બાપ કેહેતી હતી તે સખસની સાથેના મારા સગપણની રૂએ તે સ્ત્રીના કાયદાસર વારસ દાખલ તેણીની મિલકતનો વારસો મળવા મારો હકછે. આ છેલી દલીલ સાચી છે એમ કબુલ કરીએ તોપણ આ મુકદમાના પ્રથમ ભાગમાં એ વાત તેણે ઇનકાર કરી હતી તેમ છતાં તેનો લાભ લેવાનો તેનો હકછેકે શીરીતે?

ઉ—એમ માલુમ પડેછેકે દાવાદારે જે સ્ત્રીની મિલકત ઉપર તે દાવો રાખે છે તે સ્ત્રીની હયાતીમાં તે સ્ત્રી જેને પોતાનો બાપ કેહેતી તે સખસની તે દીકરી હયાની વાત ઇનકાર કરી હતી' અને હવે, તે સ્ત્રી ગુજરી ગયા પછી જે સખસની સાથે તેણીના સગપણ વીશે તેણે ઇનકાર કર્યો હતો તે સખસ વડે તે સ્ત્રીની મિલ કત ઉપર દાવો કરેછે. ખરૂં જોતાં આ દાવો સગપણની કબુલતને બાહાનેછે અને તેની વિરૂદ્ધતાને લીધે તે કાયદાસર રીતે અંગીકાર કરવા જોગ નથી; **ફુસુલ-ઈ-ઇશ્તુરૂષી** પ્રમાણે,—"એક માણશે બીજા પાસેથી હું તેનો ભાઇછું એમ કહીને ખોરાકીનો દાવો કરયો, પણ જેની પાસેથી એ ખોરાકીનો દાવો કરવામાં આવ્યો હતો તેણે એ સબંધ હયાની ના પાડી પછી દાવાદાર ગુજરી ગયો, અને પેલો માણસ, મરનાર તેનો ભાઇ હતો એવી દલીલથી તેની મીલકતનો વારશ થતો આવ્યો. આ તેનોદાવો ચાલી શકતો નથી. કાંરણકે કાયદાસર રીતે આ સગપણની કબુલત નથી. એવી કબુલતમાં વિરૂદ્ધતા નહી હોવી જોઇએ; ખરૂં જોતાં એ મિલકત ઉપરનો દાવો છે" વળી દાવાદારે આ દાખલામાં ગુજરનારે બતાવેલા સગપણની બાબ ના પાડી એટ

દાવાદારે જે સગપણ પ્રથમ ઇનકાર કર્યું હોય તે સગપણને આધારે દાવો ચાલે કે શી રીતે.

લુજ નહી પણ તે ગુજરનાર સ્ત્રી બીજા માણસની દીકરી છે એમ કહ્યું અને તે કહેવાની પુષ્ટિમાં તેણે પુરાવો આપ્યો, આવી કબુલત એ કબુલત કરનાર પક્ષકારની વિરૂધ બંધન કારકછે કેમકે જો એ ગુજરનારના બાપે તેણીનો બાપ બીજો છે એમ કહ્યું હોતતો એ તેની કબુલત તેના વિરૂધ સજડ આ વત, અને તે કબુલતને લીધે પાછળથી તે સ્ત્રી ઉપર પોતાની દીકરી દાખલ તે દાવો કરી શકત નહી. નીચલી કોરટમાં દાવાદારે એવી તકરાર લીધી હતી કે ગુજરનારે જે શખસને કાંઇ ફરજંદ નહોતું એવા એક સખસને તેણીનો બાપ બતાવ્યો હતો, અને એ મિલકત તેણીએ અપહરણથી મેળવેલી હતી. તેથી હવે તે સ્ત્રીના કાયદાસર વારશ દાખલ તે મિલકત ઊપર તેનો દાવો કબુલ કરી સકાય નહી.

## દાખલો ૧૩.

પ્ર—બે સખસો વચ્ચે લગ્ન થયાનું કહેવામાં આવ્યું છે, અને તે સાબીત કરવાને નીચે મુજબ પુરાવો રજુ થયો છે. એક પુરૂષ તથા એક સ્ત્રી એવી જુબાની આપેછે કે લગ્ન ક્રિયા વખતે તેઓ એ ટોળામાં હાજર હતાં. બીજો પુરૂષ તથા સ્ત્રી એવી જુબાની આપે છે કે એ કહેવાતા ધણીને એ લગ્ન કબુલ કરતાં સાંભળયો છે, અને બીજો માણસ એ કહેવાતી ઓરત એ કહેવાતા ધણીની સાથે ધણી ધણીઆણી પેઠે રહયાનું કહે છે. ત્યારે આ પુરાવા લગ્ન થયાની વાત સાબીત કરવાને કાયદાસર રીતે જોઇએ તેવો છે કે શી રીતે?

લગ્નના પુરાવમાં શું શું જોઇએ.

ઉ—આ પુરાવ લગ્ન થયાની વાત સાબીત કરવાને કાયદાસર રીતે જોઇએ તેવો નથી, કારણ કે જુદા જુદા સાહેદો જુદી જુદી વાત કહે છે, અને તેની સાબીતીમાં કોઇ અમુક બાબત કહેવામાં જોઇએ તેટલી સંખ્યાનો એક મત આવતો નથી.

## દાખલો ૧૪.

પ્ર—કોઇ દાવામાં અપીલ કરનાર અપીલ ચાલતી હોય અને તેનો ઠરાવ થવાની તઇયારી હોય તે દરમ્યાન ગુજરી જાયતો એ દાવો તેના વારસોની વિદમાન ફેંસલ કરવો જોઇએ કે શી રીતે, અને રીસપોન્ડંટનો (અપીલના પ્રતિવાદીનો) હક સાબીત થાય

તો એ અપીલ કરનારના વારસો એ હુકમનામું પતાવવા જવા બદાર છે, કે રીસપોન્ડંટે નવેસરથી તેમના ઊપર દાવો બાંધવો જોઇએ ?

જ—એ દાવો અપીલ કરનારના વારસો જે તેના ઉત્તરાધિકારીઓ તથા કાયદાસર પ્રતિનિધિયો છે તેમની વિદ્યમાન ફેંસલ કરવો જોઇએ જો રીસપોન્ડંટનો હક સાબીત થાય, અને દાવાનું કારણ કોઇ અમુક ચીજ હોય તો તે ચીજ એ રીસપોન્ડંટને સ્વાધિન કરવી જોઇએ, અથવા જો તે કાંઇ નાણાંની રકમ હોયતો તે અપીલ કરનારની તેને તે રકમ અપાવવી જોઇએ. અપીલ કરનારના વારસો ઉપર નવેસરથી દાવો કરવાની જરૂર નથી.

જે પક્ષકાર ઉપર દાવો ચાલતો હોય તે પક્ષકાર તેનો ઠરાવ થતાં પહેલાં ગુજરી જાય તો નવે સરથી કામ ચલાવ્યા વગર તે દાવાનો અમલ તેના વારસો ઉપર થઇ શકે.

## દાખલો. ૧૫

પ્ર૧—જો કોઇ સ્ત્રી ઓઝલ પાછળ બેશીને તે ઓઝલ તળેથી એનો હાથ લાંબો કરી કોઇ દસ્તાવેજ ઉપર સાહેદોના સાભળતાં એવુ કહી શકે કે મેં આ દસ્તાવેજ મારા ધણીને કરી આપ્યો છે, અને એ સાહેદોને જ્યારે એ દસ્તાવેજ સાબીત કરવા બોલાવવામાં આવે ત્યારે તેઓ કહે કે હમે તે સ્ત્રીના કહેવાથી સાક્ષિ કરી છે. તે ઓરત ઓઝળ પછવાડે હતી. તેને હમે દીઠે ઓળખતા નથી, અને તેનો અવાજ પણ હમે ઓળખતા નથી. ત્યારે આવા સાહેદોનો પુરાવો એ દસ્તાવેજ ઊપર સહી કરનાર ઓરત ખરેખર આ સખસની વહુ હતી એવું સાબીત કરવાને કાયદાસર રીતે જોઇએ તેવો છે કે શી રીતે ?

જ૧—જો આ સાહેદોમાં કોઇ પણ માણસે એ સ્ત્રીને નજરે જોઇ હોય, અને બીજા બાબ્તોની તેણે ખાત્રી કર્યા ઊપરથી એક મતે ખાત્રી થઇ હોય કે તે સ્ત્રી ખરેખર એ સખશની ઓરત હતી તો તે સ્ત્રી તેની ઓરત હતી એમ સાબીત કરવાને તેમનો પુરાવ જોઇએ તેવો થશે, પણ જો તેમાંથી કોઇએ તેને જોઇ ન હોયતો માત્ર તેનો ઘાંટો સાંભળવા ઊપરથી આ વાત સાબીત કરવાને સાહેદોનો પુરાવો જોઇએ તેવો નથી.

પડદે રહેલી સ્ત્રી કોણ છે તે સાબીત કરવાને તેની સહી બાબતના સાહેદો પઇકી એક જણે તે ઓરતને નજરે દીઠેલી હોવી જોઇએ.

પ્ર૨—એમ ધારોકે એ સહી કરનાર સ્ત્રીને જે વખતે તે પડદા પાછળ હતી તે વખતે માત્ર એક સ્ત્રીએ દીઠી હોય અને તેના કહેવાથી એ સ્ત્રીના ખરાપણા વીશે બીજા સાહેદોની ખાત્રી થઇ હોયતો

આ કામમાં તેમની સાક્ષિ બશ થસે કે શી રીતે?

જ૨—એ પડદા પાછળ રહેલી સ્રીને જે સાહેદાએ જોઇ નથી અને જે મણે તેના ખરાપણા વીશે એક સ્રી જેણે તેને જોઇ હતી તેનાજ કહેવા ઉપર માત્ર ભરૂસો રાખીને પોતાના મનની ખાત્રી કરી છે તેવા સાહેદોના પુરાવાથી આ વાત સાબીત થઇ સકતી નથી; પણ તેને દેખનાર શાહેદ જો મરદ હોયતો બાકીનાઓનો પુષ્ટિ કારક પુરાવો બસ થાત.



# મુસલમાની કાયદાને લગતા ફેંસલાઓના તત્વોનો સંગ્રહ*

૧—જ્યાં સુધી રદસ નીકાલ થએલા મુસલમાનની ઓરત તેની દાવેદ પત્નિ કાયમ રહે અને પોતે તલાક લેવાનો ઇલાજ ન કરે ત્યાં સુધી તેના ધણીનું લહેણું વસુલ કરવાને સારૂ દાવો કરવાને તેને કાયદાસર રીતે અધિકારછે. તા૦૨૦ ડીસંબર સને૧૮૨૩ બારોડેલ્સ રીપોરટસ સદર દીવાની અદાલત; મુંબઇ વા૦ ૨ પા૦ ૬૨૯.

૨—એક વંશ પરંપરા ઊતરતી આવેલી વજીફાની જગ્યામાં પોતાનો હિસ્સો લેવાને સારૂ એક મુસલમાન દાવો બાંધી થોડી મુદત પછી ગુજરી ગયો તે કામમાં કોરટે કાયદાના મોલવીઓના અભિપ્રાયથી એ દાવો તેની વીધવા કે જેને તે વખતે એક ન્હાની ઉમરનો દીકરો હયાત હતો તે વિધવા હથુ ચલાવવા રજા આપી જુન સને ૧૮૧૯ બારેડેલ્સ રીપોર્ટસ સ. દી. અ મુ. વા૦ ૨ પા૦ ૩૩

૩—વારસાના હકથી કરેલો દાવો કાઢી નાંખ્યા પછી એજ આશામીએ એજ આધારે કરેલો બીજો દાવો સાંભળવાનો કોરટને અધિકાર નથી. પછી એ દાવો જે સખસ ઉપર કરવામાં આવ્યો હોય તે સખસ જુદો હોય તથા દાવાની રકમ જુદી હોય તેની ચીંતા નહી. તા. ૧૩ અપરેલ સને ૧૮૨૪ સ. દી. અ. બંગાળા લાહો રીપોરટસ વા૦ ૩ પા૦ ૩૩૫.

૪—દીવાની દાવાથી ધણી પોતાની ઓરતને કબજે લેઇ શકે છે. તા. ૫ મેએ સને ૧૮૩૨. સ. દી. અ. બંગાલા લાહો રીપોર્ટસ. વા. ૫--પા. ૨૦૦

૫—એક મુસલમાન સ્ત્રીએ તેના ધણી ઉપર પોતાની મેહેરનું હુકમનામું મેલવ્યું હતું, પરંતુ એ હુકમનામું બજાવવામાં આવ્યું નહોતું, તેમ મેહેર પણ આપવામાં આવી નોહોતી, અને તે ધણીએ તેણીની મરજી વીરૂધ પોતાની સાથે આવી રેહેવાને સારૂ તેણીના ઉપર ફરીયાદ કરી તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે મુસલમાની કાયદા પ્રમાણે ઓરતને તેની

મેહેર મલતાં લગી તેના ધણીની સાથે રેહેવાની ફરજ પાડી શકાતી નથી, તા. ૯ મેએ સને ૧૮૩૨. (મોરીસકૃત) સીલેકટ રીપોર્ટસ સદર અદાલત મુંબાઇ પા. ૧૦૩

૬—બીજી ઓરત નહી કરવા પોતાની પેહેલી ઓરત સાથે કોઇ માણસે કરેલો કરાર ગેર કાયદાસર નથી, અને જો નુકશાન સાબીત કરવામાં આવેતો દાવો ચાલી શકે છે તા. ૧૬ મેએ સને ૧૮૩૮—ફુલટન્સ રીપોરટસ સુપ્રીમ કોરટ કલકત્તા વા, ૧ પા. ૩૬૧

૭—પોતાના પેહેલા ધણીની હયાતીમાં તે ધણીએ તલાક આપ્યા વગર કોઇ ઓરતે બીજાની સાથે લગ્ન કરયુ હોયતો તેનો પેહેલો ધણી તે ઓરતની પોતાની સાથે રેહેવા નાખુશી છતાં દીવાનીમાં દાવો કરી તેણીને કબજે લેઇ શકે છે, તા. ૨૦ અપ્રેલ સને ૧૮૪૧ સ, દી, અ, બંગાળા લાફ્રા રી૦ વા૦૭ પા૦૨૭

૮—પોતાની સાથે રેહેવા નાપાડવા બાબત ઓરત ઊપરનો દાવો ધણીએ જે જીલ્લામાં તે ઓરતનું ઘર હોય તે જીલ્લામાં કરવો જોઇએ, જયાં લગ્ન થયું હોય ત્યાં નહીં. તા. ૧૭ જુન સને ૧૮૪૬ સ૦ દી૦ અ૦ બંગાળા સમરી કેસીસ ભાગ ૨ વા૦ ૧ પા૦ ૭૮

૯—કોઇ દેશીરાજા સરકારની સમ્મતિથી તેના પોતાનાએલચી દાખલ મદ્રાસ રેહેતો હોયતેના ઉપર નુંકશાનીનો દાવો સુપ્રીમ કોરટમાં ચાલશે નહીં. **ઝેઈબાન નીસા બેગમ** વિ. **નવાબ અઝીમદ દઉલાહ**, તા. ૧૮ સપટેમ્બર સને ૧૮૧૦—(સરટામ્સ) સ્ટ્રેન્જસ વા૦ ૨ પા૦ ૧૩૦

૧૦—ગીરો મુકનારે, ઇઆ તેના પ્રતિનાધીએ કબજા સાથે ગીરો રાખનાર ઉપરનો દાવો જો ગીરોનું કરજ પતાવ્યું હોયતો તેનો હીસાબ નકી કરવાને સારૂ તથા ગીરોની મિલકતનો કબજો પાછો સોંપવાને સારૂ કરવો જોઇએ, અને દરમ્યાન ઉપજને માટે એ દાવો નહી કરવો જોઇએ, તા. ૧૯ અપ્રેલ સને ૧૮૪૮ સ૦ દી૦ અ૦ બગાળા ડીસીઝન્સ પા. ૩૪૪

૧૧— એક મુસલમાન સ્ત્રીએ પોતાના ગુજરી ગયેલા ધણીની વારસ દાખલ પોતાના ધણીને કરી આપેલા ખતની રૂએનું લેહેણું વ-

મુમ લેવા દાવો કર્યો, તેના ધણીએ તેણીના ભાઇ તથા વાર સો લેવાને હકદાર બીજા વારસોમુકેલા માલુમ પડવાથી ઠરાવ કરવામાં આવ્યો કે એ વિધવા એકલી દાવો કરી શકતી નથી, અને એ દાવામાં બીજા વારસોને સામેલ રેહેવાનો તક આપવા એ મુકદમો પાછો મોકલવામાં આવ્યો તા. ૨૭ અકટોબર સને ૧૮૫૨ મદ્રાસ ડીસીઝન્શ સદર અદાલત પા, ૧૪૧

૧૨—એક માણસે પોતાની ઓરત જેના પેટથી પોતાને બે છોકરાં થયાં હતાં, અને જે તબીઅત બગડવાના કારણથી થોડી મુદત પોતાને પીયર જતાં તેના માબાપે તેને બીજાની સાથે પરણાવી હતી, અને જે પોતે એ વાદીને ત્યાં પાછી આવવા ના પાડતી હતી એટલુંજ નહીં, પણ તેણીનો એ કેહેવાતો બીજો ધણી તેણીને શોંપવા ના પાડતો હતો તે ઓરતને તાબે લેવા દાવો કરયો હતો નીચલી કોરટે એ ઓરતે એ વાદીને તાબે થવા બાબતનો ફેશલો આપતાં તેની સાથે એવો હુકમ કર્યોકે જો એ ઓરત એ વાદીને તાબે થવા ના પાડેતો નુકશાની બદલ રૂ ૫૦ તેને આપે આ કામમાં સદર દીવાની અદાલતે ઠરાવ કર્યો કે વાદીની હયાતીમા તલાક આપ્યા વગર કરેલું બીજું લગન રદ છે, અને વાદીને ત્યાં પાછીજવા એ ઓરતની ના ખુસી છતાં એ ઓરતને તાબે લેવા બાબતનો દાવો કોરટના કેટલાક આગળના આધારો ઉપરથી કાયદાસર રીતે ચાલી શકેછે,

વીશેષ ઠરાવ એ કર્યોકે નીચલી કોરટે એ ઓરતની મરજી ઉપર આધાર નહીં રાખતાં માત્ર તેને વાદીને તાબે થવાનો ફેસલો આપવો જોઇતો. હ:।. તા. ૨૫ માર્ચ સને ૧૮૫૭—સ. દી. અ૦ બંગાલ ડીસીઝન્સ પા૦ ૪૬૫,

૧૩—વાદીની ઓરતે તેની ગેરહાજરીમાં બીજાની સાથે લગન કરતાં તેને ગર્ભ રહયો તેથી વાદીએ પોતાનું લગન કરતાં થયેલા ખરચનો દાવો કર્યો તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે સદરહુ ખરચનો દાવો તે કરી શકતો નથી, કારણકે લગન પુરૂં કરી આપવા બાબતનો ઠરાવ તુટયો નથી. તા. ૮ માર્ચ સને ૧૮૫૮ સ. દી. અ બંગાળ ડીસીઝન્સ પા. ૩૮૯.

૧૪—જે સખસોએ કાયદા સર નીમીત વગર કોઇ મુસલમાનની ઓરતને સમજાવી તેની સાથે નહી રેહેવા દેતાં તેનાથી જુદીં

રખાવી હોય તે સખસો ઉપર નુંકશાનીનો દાવો તે મુસલમાન ચલાવી શકે છે, આ ધર્મમાં આવેલી છોકરીને કાયદાસર રીતે પરણેલો મુસલમાન એ છોકરીના બાપ ઉપર તથા તે છોકરીના કહેવાતા ધણી ઉપર પોતાની (વાદીની) સોબતથી વેગળી રેહેવાને તોણીને જેરવાજમી રીતે સમજાવવાને માટે, તથા તેણીને વેગળી રાખવાને માટે નુંકશાનીનો દાવો ચલાવી શકેછે. **મહમદ ઈબ્રાહીમ બીન વિ૦ ગુલામ અહમદ બી મહમદ**. સને ૧૮૬૪. મુંબાઈ હાઇકોરટ રીપોર્ટસ વા.૧. પા.૨૩૯.

૧૫—સમ્મતિ સાથે લગ્ન પરીપૂર્ણ થયા પછી ઔરતને તુરત આપવાની મેહેર 'આપવામાં આવે ત્યાં લગી તે ઔરતને પોતાને ઘેર જબર જસ્તીથી લાવવા સારૂ કોઇ મુસલમાને કરેલો દાવોચાલશે નહીં. **શેખ અબદુલ શકર** વિ. **મસુમાત રોહીમુનીશા** સંને ૧૮૭૪, વાય્ય પ્રુણાના પ્રાંત હાઇ કોરટ રીપોર્ટસ વા ૬. પા.૯૪.

ત. ૧—અમુક સખસ પોતાનો દીકરોછે એવી કોઇ મુસલમાને કરેલી કબુલત જેના વિરૂધ્ધ પુરાવો આપી શકાય તેવો એ વાતનો પ્રથમ દર્શનિય પુરાવોછે એટલુંજ નહીં, પણ તે કબુલ કરેલી વાત સ્થાપિત કરેછે, જ્યારે પક્ષકારોની ઉમરઉપરથીઆવું સગપણનિકલી શકતું હોય અને જ્યાં કબુલ થયેલો સખસ બીજાનું ફરજંદ નથી એવું આગલ શાબીત ન થઇ ગયું હોય તો આવી કબુલત મંજુર છે. મુસામત નાજીબન નીસાની અરજી. શંને ૧૮૬૯ બંગાળા લાહા રીપોરટસ વા. ૪. પા,૫૫.

૨—દીકરો કબુલ કરવાનું કૃત્ય યથા વિધિ હોવાની જરૂર નથી જો બાપના કૃત્યો તથા વર્તણુંક ઉપરથી એ વાત શાબીત થઇ શકતી હોય તો બસછે. **સઈઅદ વલીઉલા** વિ **મીરાસ શાહેબ**. સંને ૧૮૬૪. મું૦ હા૦ કો૦ રી૦ વા. ૨ પા. ૨૮૫.

ડુવટ. ૧—દેશી સ્વસ્થાનોમાં વહીવટ કરનાર પસંદ કરવામાં કોરટ સાધારણ રીતે તેના પોતાના રજીસ્ટ્રારને પસંદ કરશે. **મુનશી અલીની** માલ મિલકતની બાબતમાં. તા૦ ૨૦ નવેંબર સને ૧૮૪૩ કુલટન્સ રીપોરટસ સુપ્રીમ કોરટ. કલકત્તા. વા. ૧. પા૦ ૩૩૯.

૨—ગુજરી ગયેલા દેશીના પ્રતિનિધિ દેશીઓને તેની મિલકતના લાભમાં દાવો કરવા હકદાર થવાને અથવા વસિયત કરયા વગર તેમના ગુજરી ગયેલા સખસની વતી પ્રતિનિધી દાખલ કામ કરવાને વહિવટ કરવાનું અખ્તીયાર નામું મેળવવાની જરૂર નથી, તા૦ ૧૭ ફેબરૂઆરી સને ૧૮૧૨. (સરટામસ) સ્ટરેન્જસ રીપોર્ટસ, સુપ્રીમ કોરટ. મદ્રાસ. વા. ૨. પા. ૧૫૩.

૩—વળી સુપ્રીમ કોરટ કોઇ પણ કેસમાં દેશીઓને હાજર થઇ વસીઅતનામાં સાબીત કરવાની અગર વહિવટ કરવાનું અખ્તિયારે નામું મેળવવાની અથવા નજદીકનાં સગાંઓને નુકશાન કરી તે વહીવટ કરવાનું અખ્તિયાર નામું લેહેણદારને આપવાની ફરજ પાડવા તરફ કાંઇ પણ સાધનોનો આધાર લેશે નહી અગર તે શાધનો વાપરશે નહીં. સદર.

૪—વહિવટ કરવાનું અખ્તિયારનામું જે દેશી મદ્રાસનો રહીસ નથી એવા દેશીને આપવામાં નહીં આવે. સેકન્ડ ટર્મ સંને ૧૮૧૬. (સરટામસ) સ્ટરેન્જસ રીપોરટસ, શુપ્રીમ કોરટ. મદ્રાસ વા. ૨. પા. ૩૨૮.

૫—કોઇ નાની ઉમરનાની મિલકત તેના સગીરપણા દરમ્યાન તેનો વહીવટ કરનાર સ્ત્રીએ બીજાના નામ ઉપર ચઢાવીઆપી હશે અને આ કાર્ય તે સગીરને નુંકશાન કરતા હશે તો એ સગીર પુખ્ત ઉમરે આવ્યા પછી સદરહુ કાર્ય ના મંજુર ગણાશે. તા૦ ૧૭ મી ફેબરૂઆરી સને ૧૮૧૨. સ્ટરેન્જસ રીપોરટસ, વા. ૨ પાં. ૧૫૮.

૬—વસીઅતનામું કરનાર દેશીનું વસીઅત નામું અમલમાં આવવા સારૂ નીમેલા દેશીની સેંકડે પાંચ ટકા પ્રમાણે હકસાઇ ગણવામાં આવી હતી. તા૦ ૨૨ મી માર્ચ સને ૧૮૧૫. ફુલટન્સ રીપોરટશ. સુપ્રીમ કોરટ. મદ્રાસ વા. ૧. પા. .૧૨૬. નોટ જુવો

૭—વસીઅતનામું કરનારા દેશીઓનું વસીઅતનામું અમલમાં લાવવા નિમાએલાદેશીઓને અગર તેમનો વહીવટ કરનાર દેશીઓને હકસાઇ મળવાનો હક નથી. નવેંબર સને ૧૮૩૪. ફુલટન્સ રીપોરટસ. સુપ્રીમ કોરટ. મુબાઇ વા. ૧. પા. ૧૨૦. નોટજુવો

૮—વસીઅતનામું અમલમાં લાવવા નીમાએલો સખસ ગુજરી ગયો હોય ત્યારે વસીઅતનામું અમલમાં લાવનાર તરીકેના તેના ઉ

રના દાવાને માટે તેનો દીકરો જવાબદાર નથી. તા૦ ૧૫. જુના ઇ સને ૧૮૪૭. સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા. ૩૩૪

૯—નાની ઉમરની એક મુસલમાન છોકરાના વાલી તરફે એક દાવાના વાદી સુનોમ કોરટના રજીસટરારનો દાવો કઢી નાખીને તે દાવો તે છોકરાની તરફથી ચલાવવા તે કાયદાસર રીતે તેને અખ્તીઆર નથી. એમ ઠરાવ કરવામાં આવ્યો. તા૦ ૨૦ સપટેંબર સને ૧૮૪૮—શ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટના વા૦ ૭ પા, ૫૫૯

દત્તક. ૧—મુસલમાની કાયદા પ્રમાણે દત્તકથી મીલકતનો ઉતરાધિકાર મળતો નથી, મુકદમો નંબર ૧૨ સને ૧૮૧૭ મદ્રાસ ડીસીઝન્સ વા૦ ૧ પા૦ ૧૬૭

૨—એક મુસલમાને એક છોકરાને દાક લઇ એવો ઠરાવ કરયો હતો કે, "મારી મિલકત તથા હક સબંધનો વારસો" એને મળે અપીલનાં ઠરાવ કરવામાં આવ્યો કે આ દસ્તાવેજ બક્ષિશના મુ અગર વસિયત નામું ગણે તે રીતે ગણતાં મંજુર નથી; કારણ કે કબજો સોંપવામાં આવ્યો નથી અને તે કબજો આપનારે છોડ્યો નથી. કે લેનારે લીધો નથી. તારીખ ૫ ફેબરુઆરી શને ૧૮૪૪ મુંબ ઈંડીઅન અપીલસ વા૦ ૩ પાનુ ૨૪૫

ગુમાસ્તો અને ધણી ૧—શાહી કરેલા કોરા કાગળ ઉપર એક સ્ત્રીના જાણ પણા તથા સમ્મતિ વગર લખવામાં આવેલો કબુલાતનો દસ્તાવેજ તેણીએ બીજા કામને માટે તેણીના ગુમાસ્તાઓને સોંપેલો તે દસ્તાવેજ ના મંજુર ઠરાવવામાં આવ્યો, તા૦ ૩૦ અકટોબર સને ૧૮૦૫ સ. દી, અ. બંગાળા રીપોરટના વા૦૧ પા૦ ૧૧૦

દરમાયો. ૧—એક સખશે બીજાને મફત કરી આપેલો દરમાયો, તેની જીંદગી પર્યંત ચલાવવાની તેની ફરજ નથી. તે દરમાયો બંધ કરવા તેને હકછે. કારણ કે આવા પ્રકારનો દરમાયો એક મફત ભેટ સમાન છે જે ભેટ અને તે ભેટ લેનાર આશામી પરાયો હોય તો તે ભેટ કરનારને પાછી ખેંચી લેવાની છુટછે. એને માટે **હિદાયા**માં લખેછે કે "જોકોઇ માણસ કોઇ પરાયા આદમીને કાંઇ ભેટ કરે, અને તે ભેટ બદલ તેને કાંઇ અવેજ ન મળ્યો હોય તો તે ભેટ પાછી ખેંચી લેવાનો તે માણસને છુટ છે," મુકદમો નંબર ૨૪ સને૧૮૧૪ મદ્રાસ ડીશીઝન્સ વા૦ ૧ પા૦ ૧૧૮.

૨—કોઇ કરારનામાથી બાંધી આપેલી આવદાની (દરમાયો) સદરહુ કરારનામામાં એ આવદાની વંશપરંપરાની છે. એમ બતાવવા ને કાંઈ મજકુર લખેલો ન હોય, અને પછી કદાચ જે સખસ ને એ આવદાની બાંધી આપવામાં આવી હોય તે સખસે કોઇ દાવો છોડી દીધાના બદલામાં તે આવદાની બાંધી આપવામાં આવી હોય તો પણ કરારમાં ઉલટી રીતની સરત (એટલે કે એ આવદાની વંશપરંપરાની છે એવી સરત) નહીં હોવાથી તે આવદાની તે બંધાવી લેનાર સખસની હયાતી સુધી ચાલશે. તે સખસની વિધવાને; અને પછી તેના દત્તક કરેલા છોકરાને આ આવક ચાલુ રાખવી એ એ આવક બાંધી આપનારની ખુશીની વાત છે, પણ તેથી એ સખસોને ઇઆ તે એમાંનાં કોઇને એ ઉપર દાવો રાખવાનો હક થતો નથી. મુકદમો નંબર ૧૨. મદ્રાસ ડીસીઝન્સ વા૦ ૧ પા. ૧૬૭.

૧—વડીલો પારજીત મિલકત જે મજીઆરી અને અવિભકત હોય તે મિલકતની એક હિસ્સેદારે કરેલી બક્ષીશ; જો તે મીલકતની ખરે ખરી વહેંચણ ન થઇ હોયતો મુસલમાની કાયદા પ્રમાણે નામંજુર છે. તા૦ ૩ મેએ સને ૧૮૭૬ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૨ પા૦ ૧૮૦ વડિલો પારજીત મિલકત.

૧—વારસામાં મળે તેવી મિલકત મળ્યા પછી મુસલમાની ધર્મ ત્યાગ કરવાથી એ ધર્મ ત્યાગ કરનારનો વારસાનો હક જતો નથી. તા૦ ૩૦ ડીસેંબર સને ૧૮૦૮ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોર્ટસ વા૦૧ પા૦ ૨૬૮. ધર્મ ત્યાગ.

૨—એક અરજદાર મુળ હિંદુ પણ પાછળથી મુસલમાન થએલો તેણે પોતાની ઓરત તથા દીકરીને તાબે લેવા એવા સબબથી દાવો કર્યો કે એ ઓરત તથા દીકરી પણ મુસલમાની ધર્મમાં આવ્યાં છે. પછી તેણે પહેલા દરજાની કોરટને અરજી કરી જાહેર કરયું કે જે સગાંઓને પણ પ્રતીવાદીમાં દાખલ કરવામાં આવ્યાં છે.તે સગાંઓ મારી દીકરીને પરણાવી દેવાની તઇયારીમાં છે. તેથી તે પ્રમાણે કરવાથી તે સગાંઓ દુર રહે તેવા સને ૧૮૦૬ના રેગ્યુલેશન બીજાની કલમ ૪ મુજબ તેમની પાસેથી જામીન લેવા જોઇએ, તે ઉપરથી કોરટે જામીન આપવા હુકમ કર્યો. આ હુકમ ઉપર એ દીકરીએ સંક્ષેપમાં ઝીલા જડજને એવો સબબ જણા

થી અપીલ કરી કે હું સ્ત્રી ધર્મમાં આવીછુ; અને મારે લગ્ન કરવું છે. જે ઉપરથી જામીન આપવા બાબતનો હુકમ બંધ કરવામાં આવ્યો. પ્રતીવાદી પઇકી એક ઇઆ બીજાના કૃત્યથી કોરટનો ફેંસલો છેવટ અમલમાં લાવવાને અટકાયત થાય તે ઉપરથી જામીન લેવા બંધ રાખવા બાબતનો હુકમ કાયદાસર છે કે નહી તેની તજવીજ કરવા કલકતાની સદર દીવાની અદાલતે પાછળથી રપેશીઅલ અપીલ દાખલ કરી તેમાં ફુલબેંચે એવો ઠરાવ કરયો કે કેસની કેફીયત જોતાં પહેલા દરજાની કોરટે જામીન આપવા બાબત કરેલો હુકમ ઉલા જડજે બંધ રખાવ્યો તે ગેરકાયદાસર હતું, અને એ દાવામાં છેવટ હુકમનામુ થાય તેની યોગ બજાવણી થઇ શકે તેવા જામીન આપે એટલે સુધી સદરહુ જામીન આપવા બાબતનો પ્રથમનો હુકમ મંજુર રાખવા તે જડજને ફરમાવ્યુ. તા૦ ૧૪ મારચ સને ૧૮૫૬—મુકદમો નંબર ૩૩ સ. દી. અ. રી. વેસ્ટરસ બંગાળા રીપોરટસ વા૦ ૪ પા૦ ૭૭.

૩—સુની પંથની સ્ત્રી શીઆ પંથના પુરૂષ સાથે લગન કરવાથી અવશ્ય શીઆ થાયછે એમ નથી. તા૦ ૩૧ ડીસંબર સને ૧૮૫૬ સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા. ૧૦૯૨

દાસી પુત્ર.

૧—અનૌરસ બાળકને તેની માના કબજામાં સોંપવું કે નહી એ સુપ્રીમ કોરટોની મુખ્તીઆરીમાં છે; અને આ મુખ્તીઆરી વાપરવામાં એ બાળકનું હિત તથા લાભ મુખ્યત્વે કરીને ધ્યાનમાં રાખવામાં આવશે. તા૦ ૧૪ સપેટેંબર સને ૧૮૧૪ (સર ટામસ સ્ટેરનજરી રીપોરટસ—સુપ્રીમ કોરટ મદરાસ વા૦ ૨ પાનુ ૨૭૧

૨—દાસીના (ગુલામડીના) પેટથી થયેલો મુસલમાનનો છોકરો. જોતેનો બાપ તેને કબુલ કરે તો, વારશો લેવાને હકદાર છે. તા૦૧૭ જાનેવારી સને ૧૮૪૮ સ. દી. અ. બંગાળા ડીસીઝન્સ પા.૧૮

૩—કોઇ મુસલમાનના દાસી (અનૌરસ) પુત્રને તેના બાપની હયાતીમાં કોઇ ઓધો ને વતન ઇયા વંશ પરંપરાની જગો હોય તેનો હિસ્સો મળતો હોય તે હિસ્સો જો દેશ રીવાજ પ્રમાણે વંશપરંપરાના ઓદ્ધાઓનો ઉતરાધિકાર દાશી પુતરોને મળી શકતો નહોય તો, તે છોકરાને તેના બાપના ગુજરી ગયા પછી

મળવાનો હક નથી, અને જો કે મુસલમાની કાયદામાં વતનની મીલકત નોંખી કબુલ કરવામાં આવેલી નથી, પણ તમામ મીલકતને માલમતા દાખલ ગણેલીછે, અને એ કાયદા પ્રમાણે દાસી પુત્રને એ આધાનો ઉતરાધીકાર મળી શકે છે, તોપણ સને ૧૮૦૦ ના રેગ્યુલેશન ૨ જાની કલમ ૧૪ (સદરહુ રેગીયુલેશન સને ૧૮૨૭ નારેગ્યુલેશન ૧ લાથી રદ થયેલો છે) જેમાં ફરમાવેલું છે કે અમુક કેફીયતે લેખી કાયદા બાજુ ઉપર રહેતાં દેશ રીવાજ ચાલે તે કલમની રૂએ જો દેશ રીવાજ એ કાયદાના ફરમાનથી જુદો હોયતો તેવે પ્રસંગે આવો દાવો અંગીકાર થઇ શકતો નથી. તા૦ ૧૧ મી ફેબરવારી સને ૧૮૨૧ બારોડેક્સ રીપોટ સ. દી. અ. મુબાઇ વા. ૨ પાનુ ૩૩

૪—ખ્રીસ્તી ધરમવાળાથી થયેલો મુસલમાન સ્ત્રીનો અનોરસ પુત્ર જો તેને ખ્રીસ્તી ધરમની કેળવણી આપવામાં આવી હોય તો તેની માની મીલકતનો વારસો મળવા હક કરી સકતો નથી. **બીબી** હેની માલ મીલકતના કામમાં ૩ જી ટર્મ સને ૧૮૧૮ ઇસ્ટ સાહેબની બનાવેલી નોટ—મુકદમો નંબર ૧૧૩—સુપ્રીમ કોરટ કલકતા.

૫—અનોરસ બાળકના ધરાએલા બાપના વશીઅતનામાથી નિમાએલા વાલીને તેની મા વિરૂધ થઇ એ બાળકને કબજે રાખવાનો હક નથી તા૦ ૧૪ ફેબરવારી સને ૧૮૫૦ નોર્થ વેસ્ટર્ન પરોવીનસીસ ડીસીઝન્સ વા૦ ૫ પાનું ૩૯

૧—મુસલમાની કાયદા પ્રમાણે વસીયતનામુ કરનારી મીલકતના ત્રીજા ભાગ કરતાં વધારે મીલકતની વસીયતનામાથી કરેલી વ્યવસ્થા જો વારસોની સમતી હોયતો મંજુર ગણી શકાય. પરંતુ એવી સમતી વસીયતનામુ કરનારના મરણ પછી આપેલી જોઇએ જો વસિયતનામુ કરનારની હયાતીમાં એવી સમતી આપેલી હોયતો, એ વ્યવસ્થા મંજુર ગણાઇ શકાતી નથી, કારણ કે વારસોનો પોતાનો હક સ્થાપન થયા પેહેલાં આપેલી એ સમતીછે. **ચેરામન વીટીલ અઇશા કુટી** વી. **વાલીઆ પુદીઆકેલ બીઆથુ** સને ૧૮૬૫. મદ્રાસ હા૦ કો૦ રી૦ વા૦ ૨ પાનુ ૩૫૦.

વસિયત નામા થી આપેલો વારસો.

૧—કોઇ પરણેત સ્ત્રીએ પોતાના ધણીની સમ્મતિ વગર પોતાની ત

મામ મિલકત પોતાના ભાઈને વસીયતનામું કરી આપી હોય તો તે ના મંજુર છે. **શેક મહમદ વિ શેક ઈમામુદીન** સને ૧૮૬૫ મુંબાઈ હા. કો. રી. વા૦ ૨ પા. ૫૦

૩—વસિયતનામું કરનારીએ હુકમ કર્યો કે—"હું શ ને આ વસિયતનામાથી આજ્ઞા કરૂંછું કે દર મહીને (અનામત મુકેલા સરકારી પરોમીસરી નોટ બદલ સરકારથી દર મહીને મને જે રૂપીઆ ૧,૯૩૩–૫–૪ મળેછે, તેના ત્રીજા ભાગના) રૂ૬૪૪–૧—૭ નીચેની વીગત પ્રમાણે માહારા આશ્રિતોને તથા મારા અગીતનો કરોને આપવા," અને તેઓ તેની પાવતીઓ આપશે......એ પણ જાણવું જે ઈમામ બરા વિગરેનું ખરચ હમેશાં ચાલતું રાખવું. તેમજ ગ તથા અ નો પગાર હમેશાં એટલે પેઢીધર પેઢી ચાલતો રાખવો, બાકીના નોકરોને માત્ર તેમની હયાતી લગી પગાર આપવો" આ કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે આ શબ્દો વસિયતનામાથી વારસો આપવા જેવાછે. અને માત્ર કોઈ ઇચ્છા કે આજ્ઞા સુચક નથી, અને વળી તે આપવાનુ તે એ અમુક કહેલા ફંડમાંથીજ આપવાનુંછે. એમ નથી પ્રીન્સ સુલેમાન કાદર વિ૦ દરાબ અલીખાન મુર્સ રીપોરટસ એન્ડ ઈંડીઅન પ્રીવીકઉનશીલ અપીલ્સ વા૦ ૮ પા. ૧૧૭

હુંડીઓ તથા પ્રોમીસરી નોટો

૧—મુસલમાની કાયદા પ્રમાણે હરેક હુંડી જેના ઉપર તે હુંડીનાનાણાં આપવાનું લખ્યું હોય તેના ઉપર એ નાણાં આપવાને હુકમ કરવા બરાબર છે. અને તે હુંડી તે સીકારેતો તેનાં નાણાંઆપવા તેના હાથમાં માલ મતા અગર નાણુંછે એવી તેની તરફથી માત્ર કબુલાત થાય છે. એટલુંજ નહી, પણ વળી હુંડી લખનાર તેમજ તેનાં નાણાં લેનાર ધણીના સબંધમાં એ હુંડી શીકારનારની તરફનો તે હુંડીનાં નાણાં આપવા બાબતનો કરાર થાય છે. મુકદમો નંબર ૫—સને ૧૮૦૫ લોરડ વુઇલીઅમ બેનટીક ચીફ જજ મદ્રાસ ડીસીજન્સ વા૦૧ પા૦૧

૨—હુંડીનાં નાણાં આપવા જેના ઉપર લખવામાં આવ્યું હોય તેણે શીકાર કર્યા છતાં એ હુડીનો લખનાર માત્ર નીચે લખેલા બેમાંના એક પ્રસંગે તે હુડીનાં નાણાં આપવા જવાબદાર થઈ શકે, એટલે જો તેણે એવો કરાર કર્યો હોય કે શીકારનાર ના

ણાં નહી આપે તો હું આપીશ અથવા જો એ શીકારનાર નાદા
ર થઇ ગુજરી ગયો હોય સદર—

૩—વહેપારીઓના દસ્તુર મુજબ જો કે હુંડી શીકાર કરયો, હોય તે વખતે એ શીકાર કરાવનાર ગુજરી ગયેલો હોય તો પણ તેના કાયદાસર પ્રતીનીધીઓને એ રકમ વસુલ કરવાનો હકછે, તા. ૮ જુલાઇ સને૧૮૧૯ ઇસ્ટ સાહેબની નોટ, મુકદમો નંબર૧૦૧ સુપ્રીમકોરટ કલકતા.

૪—અને જો કે ગુજરી ગએલા મુસલમાને વસીયતનાંમું કરી તે વસીયત નામુ અમલમાં લાવવા કોઇ સખસને નીમ્યો હોય અથવા પોતાનું લહેણું વીગેરે વસુલ કરી પોતાની વિધવાને આપવા મોહેથી બીજાઓને કહ્યું હોય તો પણ તે મુસલમાનના વારસો તેને શીકાર કરી આપેલી હુંડી ઉપરથી દાવો બાંધી શકે છે. આ વસિયતનામું અમલમાં લાવનાર સખસ પોતાના નાંમથી દાવો કરી શકતો નથી; પણ એ ગુજરનારનો લેણદાર દાવો કરી શકેછે. સદર

૧—કએ અને લખી આપેલા ખતની રૂએની લેહેણી રકમ જે આપવાને માટે બ જવાબદાર થયેલો કહેવામાં આવેલુ હતું. તે રકમ બદલ અ એ બ ઊંપર દાવો કર્યો. એમ માલુંમ પડયુ કે એ રકમ આપવાને બ વ્યાજબી રીતે જવાબદાર હતો એવું શાબીત કરવાને કાંઇ પુરાવો નથી, કારણ કે જો કે એ લહેણું વાળવા બ એ કબુલ કરયું હતુ; તો પણ આ કબુલાતની સાથે કેટલીક શરતો રાખી હતી; જે શરતો મુજબ ચાલવા અ એ ના પાડી હતી. અને જે શરતો જોતાં એમ માલુમ પડેછે કે શદરહુ રકમ પોતાને વ્યાજબી રીતે દેવી ગણી આપવાને કબુલ નહી કરતાં તે કાંઇક અ ના અત્યાગ્રહમાંથી પોતે છુટો થવાને તથા કાંઇક કેટલાક કાગળો જે ઓપટીની વખતે તેણે અ ને સોંપ્યા હતા અને જે કાગળ તેને એવી ધાસ્તી હતી કે અ તેના ગેરલાભમાં વાપરશે ને અ વાપરયા છે. તે કાગળોની કીમત દાખલ તે રકમ આપવા તેણે કબુલ કરયું હતુ. એટલા માટે ઠરાવ કરવામાં આવ્યો કે શદરહું કેફીયત જોતાં અ પોતાનો દાવો શાબીત કરી શકયો નથી; મુકદમો નંબર ૧૫ શને૧૮૧૪ મદ્રાશ ડીશીઝન્શ વા૦ ૧ પા૦ ૧૦૭ ખત

૨—**અ** એ પોતાને **બ** એ લખી આપેલા ખતની રૂએની લહેણી રકમનો દાવો કરયો, પણ એમ માલુમ પડયું કે એ ખત ખરેખર કાંઇ પણ અવેજ લેવામાં આવ્યો નહોતો અને એ ખત ઠગલ બાજીવાળા ઇરાદાથી માત્ર કલેકટરને એવુ દેખડાવા કરેલુ હતું કે અમુક પરગણું જે તેનો જમીનદાર પાછુ લેવા ઇચ્છતો હતો તે પરગણાનું ભાડું આપવા જામીન થવાને શારૂ **અ** **બ** નો લહેણદાર થયો હતો અને તે વખતે **અ** ની પાસેથી શામો દસ્તાવેજ કરાવી લીધો હતો; જે તેણે રજુ કર્યો. કોરટે **અ** નાદાવા વિરૂધ ફેંશલો આપવામાં એ દાવો રદ કરવા **બ** એ જે શરમ ભરેલા આધારો બતાવ્યા હતા તે ઉપર ટીકા કરી મુકદમો નંબર ૨૦ સને ૧૮૧૪ મદ્રાસ ડીશીઝન્સ વાલ્યમ ૧ પા૦ ૧૧૨

નોટ——જડજે એ બીજુ એમ ઠરાવ્યું કે જે કાર્ય ઉઘાડી રીતે શરકારને છેતરવાને કરવામાં આવ્યુંછે તેવા કાર્યનો તેઓ પક્ષકારને લાભ અપાવી શકતા નથી,

૩—**અ** એ **બ** ને દરસેંકડે દરમહીને ટકા એકના વ્યાજથી બે મહીનાને વાયદે ખત લખાવી લેઇ એક રકમ **ક**ને આપી; અને વળી બીજી બે રકમો તેજ વ્યાજથી, અને માગે ત્યારે વ્યાજ મુદ્દલ સુધાંત આપવાની સરતથી બે ખતો લખાવી **ક**ને ધીરી. આ ત્રણે ખતનો **ડ** જામીન થયો, અને તેણે તે મુજબના જામીન ખત કરી આપ્યાં. **બ** તથા **ક**એ તેમનાં ખતનું દેવું આપ્યું નહીં, અને **ડ** પોતાની જવાબદારી અદા કરવા ના પાડી, પુરાવા ઉપરથી એમ માલુમ પડ્યું કે **ક** એ **ડ** ના ગુમાસ્તા દાખલ કામ કરયું હતું, અને **ડ** વળી **કરારનામું** લખી આપી **ક**ના બંને ખતોને માટે જામીન થયો હતો. તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે મુસલમાની કાયદા પ્રમાણે જો કે જામીન ખતની રૂએ મુળથી ઇઆ છેવટ **અ** નાણાં વસુલ કરી શકતો નથી, તો પણ **કરારનામા** ઉપરથી એમ ચોખ્ખુ જણાતું હતું કે **ક** ના ખતને માટે **ડ** પોતાનેજ જવાબદાર ગણતો હતો તેથી જામીનગીરી સંબંધીનો કાંઇ સવાલ કોરટના ઓલવીને જરૂરનો નહોતો. અને તેથી દર સેંકડે દર મહીને ટકા એકના વ્યાજ સાથે નીચલી કોરટના હુકમનામાની તારીખથી

એ રકમો આપવા ડ ઊપર હુકમનામું કરી આપવામાં આવ્યું. મુકદમો નંબર ૧૦. સને ૧૮૧૮—મદ્રાસ ડીસીઝન્સ વા૦ ૧. પા૦ ૨૦૭.

૪—એક મુસલમાન સ્ત્રીએ પોતાના ધણીની મારફત એક ખત લખી આપી તેનો અવેજ લીધેલો, જોકે એ અવેજ પાછળથી તે સ્ત્રીએ તેના ધણીને આપી દીધેલો—આ કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે આવી કેફીયતે ધણીને એ અવેજ પાછળથી આપ્યાની વાત એક બાજુ ઉપર રેહેતાં એ સ્ત્રી એ ખતની રૂએની રકમને માટે ચોખી રીતે જવાપદાર છે. એટલા માટે તેણીની જે મિલકત તેના વારસોને પ્રતિવાદીઓના કબજામાં માલુમ પડે તે મિલકતથી એ રકમ વસુલ કરી લેવા હુકમનામું કરવામાં આવ્યું. તા૦ ૨૩ અપ્રેલ સને ૧૮૫૭. સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા૦ ૬૬૧.

૧—દેશી મુસલમાન સ્ત્રીના પેટનો, અને અંગરેજ બાપનો અનૌરસ પુત્ર દેશી ક્રસીયન, ચ્યારટરમાં તથા પારલામેન્ટના જુદા જુદા આકટોમાં બ્રીટીશ સબજેકટ જે અર્થમાં વાપરેલા છે તે અર્થ પ્રમાણે બ્રીટીશ સબજેકટ નથી. તા૦ ૨૧ જુન સને ૧૮૨૧. ઇસ્ટ સાહેબની નોટ. મુકદમો નંબર ૨૬, સુપ્રીમ કોરટ કલકત્તા. બ્રીટીશ સબજેકટ (ઇંગ્રેજી રઈઅત).

૧—કોઇ હિંદુ, મુસલમાન સ્ત્રી સાથે દંપતી ભાવે રેહેતો હોય તોતે માફ નહીં થઇ શકે એવી પોતાની નાત બાહારની સજાને પાત્ર છે, અને આ પ્રમાણે નાત બાહાર થવાથી તે ઉત્તરાધિકારનો હક ખુવે છે. તા૦ ૧૭ માર્ચ સને ૧૮૧૪. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોર્ટસ વા૦ ૨ પા૦ ૧૦૮. નાત

૨—કુકરના બચ્ચાં મોટા કરી તેમને વેચવાનો ધંધો કરવાથી કોઇ મુસલમાનને નાત બાહાર કરવો એ વ્યાજબી નથી. તા૦ ૧૭ જુન સને ૧૮૪૮. સ૦ દી૦ અ૦ બગાળા ડીસીઝન્સ પા૦ ૫૪૧.

૧—અમુક અવેજ બદલ કરેલું મિલકતનું વેચાણ ખત, એ વેચાણ વેચનારે કોરટમાં દાવો ચલાવી શકવાના ખુલ્લા હેતુથી કરેલું છતાં ચ્યામપરટીના સબબથીના મંજુર ઠરાવામાં આવ્યું નોહોતું. આ ચ્યામપરટીમાં અવેજ મોઘમ જોઇએ, અને બોલીમાં દા- ચ્યામપરટી

વાવાળી મિલકતનો થોડોક ભાગ દાવાનું ખરચ પેહેલાથી કાઢ વાના બદલામાં એ કાઢનારને લખી આપવાનું હોવું જોઇએ. તા૦ ૧૩ મી મેએ સને ૧૮૪૮. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૭ પા૦ ૪૯૫. વળી બીજુ એમ ઠરાવવામાં આવ્યુ કે વેચેલી મિલકત વેચનારના કબજામાં ન હોવાથી વેચાણ ના મંજુર થતું નથી. સદર.

૨—એમાંનાં એક વાદીએ બીજાએ તેને વેચાણ આપેલ દાવાવાળી મિલકતના હિસ્સાના અવેજમાં દાવાનું ખરચ આપવા કબુલાત કરયાથી વાદીઓનો દાવો કાઢી નાંખવામાં આવ્યો અને તેમના ઉપર ખરચનું હુકમનામું કરવામાં આવ્યું. તા૦ ૨૮ જુલાઈ સને ૧૮૪૬. સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ. પા૦ ૨૮૯.

૩—એક દાવાનો વાદીઓએ એ દાવો ચલાવવાને સારૂ નાણાની રકમ ઊભી કરવા તકરારી જમીનનો થોડોક ભાગ વેચવાથી ઠરાવ કરવામાં આવ્યો કે એ કાર્યનો ચ્યામપરટીના કાયદામાં સમાવેશ થાય છે, અને તેથી ખરચ શાથે દાવો કાઢી નાખવામાં આવ્યો તા૦ ૧૧ અગશ્ટ શને ૧૮૪૭ સ૦ દી૦ અ૦ બંગાળા ડીશીઝન્સ પા૦ ૪૨૩ અને સ૦ દી૦ અ૦ બંગાળા રીપોટસ વા૦ ૬ પા૦ ૨૯૮

૪—ચ્યામ પરટીની સરતો મુજબ ગેરકાયદાશર ઠરી રદ થએલા ખત બદલ દાવો ચાલતાંનો દરમીયાન બીજુ ખત થવાથી દાવો રદ થશે નહી તા૦ ૧૪ સપટેમબર સને ૧૮૫૦ સ. દી. અ. ડીશીઝન્સ પા૦ ૪૮૩

ખુનને માટે સમજાણ.

૧—મુસલમાની કાયદા પ્રમાણે ખુનને માટે સમજાણ થઈ શકે છે, અને તેની કબુલાત એક બંધન કારક કરારથાયછે, હામીલટનકૃત હિદાયાનુ ભાષાંતર વા. ૪ પાનુ ૯૯ તા૦ ૧૦ આપરેલ સને ૧૭૯૪ સર જોન શોર અને કાઊનસીલ--સ. દી. અ. બંગાળા રીપોટસ વા. ૧ પાનુ ૪

સ્વાલ—આવો કરાર હાલના સમામાં મંજુર રહેશે?

સમજુત

૧—અ એ બ ઉપર એ બે જણના સંયુકત કબજા માંહેની મીલકતના નીમે ભાગને માટે દાવો કરયો, અને બ એ જવાપમાં જણાવ્યું કે તમામ મીલકત ઉપર તેનો પોતાનો હકછે સમજુત

કરવાથી **અ** એ પોતાનો દાવો ખેંચી લીધો. એ સમજુતથી **અ** એ **બ** ને ખાત્રી આપી કે મારા કબજા માંહેનો અરધો ભાગ તને પાછો મળસે, અને સામાન્ય રીતે, મારી તમામ સ્થાવર તથા જંગમ મીલકત તને મળશે. પાછળથી **અ**ના વારશોએ **બ** ઉપર કરેલા દાવામાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે મજકુર મીલકતના નીમે ભાગ ઉપરનો દાવો એ સમજુતથી ચાલી શકતો નથી તા૦ ૧૯ સપટેમબરસને.૧૮૩૧ સ. દી. અ. રીપોટસ વા, ૫ પાનુ ૧૪૩

૧—એક ગુજરી ગએલા મુસલમાનની વીધવાએ તેના દીકરા **બ** ને એવી કબુલત લખીઆપી કે જે મીલકતનો તે વખતે મુકદમો ચાલતો હતો તે મીલકતમાં તેણીના હીસ્સાને માટે **બ** દાવો કરે અને તે **બ** ની મીલકત ગણાશે, અને **બ** એ **અ**નુ જીવતાં સુધી ભરણ પોષણ કરવું, આ કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે મુસલમાંની કાયદા પ્રમાણે સદરહુ કબુલાત મીલકતના વેચાણ દાખલ ચાલે તેવી નથી તા. ૯ અગસ્ટ સને ૧૭૯૮ સ. દી. અ, રીપોટસ વા. ૧ પાનુ ૨૫ કરાર

૨—મુસલમાની કાયદા પ્રમાણે નાંણે નાણાના બદલામાં, કબજો તુરત સોંપવો જોઇએ તા૦ ૨૮ ડીસંબર સને ૧૮૪૧ સ. દી. અ. રીપોટસ વા. ૭ પાનુ ૬૨

૩—સુરતમાં મફ્તીની (મુસલમાની કાયદાના મોલઇની) જગોના આગલા અધિકારીએ પોતાની પછી એ જગોએ આવનારની સાથે પોતાનો દીકરો એ જગોએ આવવા લાયક નહી હોવાથી એ દીકરા તથા તેની માનુ ભરણ પોષણુ કરવાની મોઢાની બોલી રાખવા ઊંપરથી એ દીકરાની જે રકમ લેહેણી કહેવામાં આવેલી તે રકમનો દાવો કરવામાં આવતાં અમીન તથા આસીસ્ટંટ જડજે (ગ્રાંટ સાહેબે) વાદીના લાભમાં હુકમનામાં કરયાં, પણ તેમનાં કરેલાં હુકમનામાં અપીલમાં રદ કરી કોરટે એવો અભીપ્રાય જણાવ્યો કે એ બોલી અપેલેંટની નીમણુંક થયા પછી કરવામાં આવેલી દખાતી હતી તેથી તે રદ થઇ શકે તેવી હતી કેમકે જો અપેલંટની ખુશી ન હોયતો એ ગોઠવણ ખાનગી રીતની કહેવાય, અને તે બંધન કારક નથી. તા૦ ૮ મેએ સને

૧૮૩૨ (મોરીસ કૃત) સીલેકટ રીપોટસ પા૦ ૯૭ સ. દી. અ. મુંબઇ.

૪—**અ** એ **બ** ને અમુક તારીખે કેટલોક સુરેખાર પુરો પાડવાનો કરાર કરયો, અને જો **બ** તે તારીખે તે સુરેખાર ન લેતો તે લે ત્યાં લગી તેની કીમતનું તે વ્યાજ આપે. ઠરાવેલી તારીખે સુરેખાર લેવામાં ન આવ્યો, અને **અ** એ તે પછી એક બે દીવશે કોઇ ત્રીજા શખસને તે વેચી નાખ્યો, આ કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે **અ** તરફથી કરાર તોડવામા આવ્યો, અને તેથી તેના ઉપર નુંકશાનીનું હુકમનામુ કરવામાં આવ્યું તા૦ ૧૯ જુલાઇ શને ૧૮૪૭ સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્શ પા૦ ૩૪૫.

કોરટ આફવારડઝ (નાહાના ઉમરના ઓની મીલકતનો વહીવટ કરનારી કોરટ

૧—એક સ્રીને મજીઆરી મિલકતમાં પોતાના હિસ્સાનો વારશો મળયો. આ મજીઆરી મિલકત તેને વારશો મળ્યા પહેલા તથા પછી કોરટ આફ વારડઝના વહિવટ તળે હતી તે સ્રીએ પોતાનો હિસ્શો **બ** ને લખી આપ્યો, અને **બ** એ દાવો કરયો ત્યારે તે વિરૂધ્ધ એવો જવાબ આપ્યો કે કોરટ આફ વાર્ડઝની રજા શીવાય હું મારી મીલકત આપવા ના લાયક હતી, આ તકરાર નામંજુર કરવામાં આવી, કારણ કે સને ૧૭૯૩ (બંગાળ કોડ) ના રેગ્યુલેશન ૧૦ મુજબ તેણીની લાયકી અગર ના લાયકી વશુલાત ખાતાના અધીકારીઓએ કાંઇ તજવીજ કરી ન હોતી. તા૦ ૪ ડીસંબર સને ૧૮૩૨ શ. દી. અ. બંગાળા રીપોરટસ વા૦ ૫ પા૦ ૨૪૦

રીવાજ

૧—જયાં કોઇ જગોએ અનાદી પરંપરાથી ચાલતી આવેલી રૂઢીસાબીત કરવામાં આવે અથવા એવી રૂઢી છે એમ કબુલ કરવામાં આવે એવે પ્રસંગે એ રૂઢીજ કાયદો છે. અને જે વરગના લોકોને તે અનાદીકાળથી લાગુ ગણાતી હોય તે તમામ વરગના લોકોને તે બંધન કરતાછે. આ રૂઢીએ મુશલમાની, હીંદુ અગર બીજા કોઇ કાયદાના નિયમોને સ્થાનીક અમલ આપ્યો છે. કે નહી એ વાત નિરૂપયોગી છે, જે કાંઇ રૂઢીથી સ્થાપિતથએલું છે તે એ સ્થાનીક હદમાં કાયદો છે. આ ધારણ ઉપરથી અગ્રક્રિયાધિકાર બાબતના મુશલમાની કાયદાના નિયમો અમલમાં ગણાયા છે. તા૦ ૮ મેએ સને ૧૮૫૧ સ. દી. અ. બંગા

લા ડીસીઝન્સ પા૦ ૩૨૨

૨—મેહેર બદલના એક દાવામાં નીચલી કોરટે ઠરાવ કરયો કે જયા રે એ મેહેર તુરત આપવાની છે કે ઢીલમાં રાખવાની છે, એ ચોકસ બતાવવામાં ન આવ્યું હોય ત્યારે એ મહેર કેવા પ્રકા ની ગણવી તેને શારૂ રૂઢી જોવી જોઇએ અને જે ડીસ્ટ્રીકટમાં થી આ દાવો થયો છે. તે ડીસ્ટ્રીકટમાં આવા દાવાઓમાં ચાલ તી રૂઢી પ્રમાણે આ મેહેર ઢીલમાં રાખવાની ગણવી જોઇએ. અપીલમાં હાઇકોરટે ઠરાવ કરયો કે શદરહુ ફેશલાને ટેકો આપી શકાતો નથી, જયારે મેહેરના પ્રકાર વીશે કાંઇ કહેવામાં ન આ વ્યું હોય ત્યારે એ ઓરતની સ્થીતિ તથા કરારમાં નામ પાડેલી મે હેરની રકમ ઉપર વિચાર કરીને, તેમજ રૂઢી શી છે, તે ધ્યાન માં લેઇને એ મેહેરની રકમ તુરત આપવાની છે, 'એમ ગણવા ને કોરટ મુખ્તિઆર છે, કેટલી મહેર તુરત આપવાની ગણવી, તે બાબતમાં રૂઢી જોવાની છે, પણ આખી મહેરની રકમ ઢીલ મા રાખવાનીછે કે નહીં તેને શારૂ રૂઢી જોવાની નથી, ઝાનકી ક—ઉન—નીસ્સા વિ. ગુલામ કંબાર સને ૧૮૭૭ ઇંડીયન લા હા રીપોરટસ અલહાબાદ સીરીઝ વા૦ ૧ પા૦ ૫૦૬

૩—ખોજાઓમાં તલાકવીશે કાસમ પીરભાઇ વાલો કેસ જુઓ સને ૧૮૭૧—મુંબાઇ હા. કો. રી. વા. ૮ પા. ૮૫

૧—ઠરાવ કરવામાં આવ્યો કે (મદ્રાસ કોડ) સને ૧૮૦૮ના રેગ્યુલે શન ૩ જા મુજબ કાજીએ એ ઓધ્ધાનુ કામ કરવામાંથી ખો જાઓને બાતલ કરવાનું સાધન માત્ર નુંકશાનીનો દીવાની દા વો જછે કયામ્પબેલ્સ રેગ્યુલેશન્સ મદ્રાસ પા. ૧૮૯ નો (ફોજ.અદા, મદ્રાસ સરકયુલર ઓરડર્સ. સ. ૬. તા. ૫ જાનેવા રી સને ૧૮૪૧ બી નંબર ૭૫. નુંકશાની

૧—મુસલમાની કાયદા પ્રમાણે જે સખસની ભાલ લાગતી ન હોય તે સખસના જન્મથી નેવુ વરસ થઇ ગયા પછી તેનુ મરણ ગણી શકાય. અને ત્યાર્બાદ તેની મિલકત તેના વારસોને વેં હેંચી આપી શકાય તા. ૧૫ અમેલ સને ૧૮૩૧ સ. દી. અ. રીપોર્ટસ વા. ૫ પા. ૧૦૮ સને ૧૮૨૦, બોરાડેલ્સ રીપોર્ટસ વા. ૨ પા. ૨૦ મુંબાઇ સ. અદાલત. મરણ

૧—એક મુસલમાન જેની ૬૫ વરસ થયાં કાંઇ ભાલ લાગતી ન હો

તો, અને જે ઘર છોડીને ગયો ત્યારે ચાલીસ વરસની ઉમરનો હતો એવું કેહેવામાં આવ્યુંછે તેના દીકરા અને દીકરીએ તે સખસના ભાઇની વિધવા તથા દીકરા પાસેથી કુટુંબની મિલકત નો અડધો હિસ્સો લેવા માટે દાવો કર્યો—કોરટના અમલદારો એ એવો અભિપ્રાય આપ્યો કે એ સખસના જન્મથી નેવું વ રસની મુદત થતાં લગી તેની મિલકત જેના કબજામાં હોય તે ના કબજામાં રેહે, પણ જો જે સખસના કબજામાં એ મિલ કત હોય તે સખસ તેનો વહિવટ ખરાબ રીતે કરતો હોયતો તે મિલકતનો વહિવટ કરવા બીજા સખસને નીમવો જોઇએ, કો રટે ઠરાવ કર્યો કે હકીકત ઉપરથી જણાયછે કે એ મિલકતનો વ હિવટ ખરાબ રીતે થયોછે માટે એ મિલકત એ જતા રહેલા સખસના વારસોના કબજામાં શોંપવી સંને ૧૮૨૦ બોરાડેલ્સ રીપોટસ વા. ૨ પા. ૨૦ મુંબાઇ સ. અ.

૩—કોઇ સખસની પાંસઠ વરસ સુધી ભાળ લાગતી ન હોય ત્યારે તે હયાત છે એવો પુરાવો ન હોયતો કોરટોએ તે ગુજરી ગયો છે એવું અનુમાન કરવું જોઇએ તા૦ ૨ જુલાઇ સને ૧૮૫૬ (હુરજાઇમ બીબી અરજદાર મુદ્દઇ નંબર ૯૮ સ. દી. અ, સીવેસ્ટર્સ બંગાળા રીપોર્ટસ વા. ૪ પા. ૨૩૧).

કરજ

૧—મુસલમાની કાયદા પ્રમાણે ગુજરી ગયેલા મુસલમાનનો વારસ જેટલી પુજી તેને વારશામાં મળી હોય તેટલી પુજી સુધી તે ગુ જરનારનું કરજ આપવાને જવાબદાર છે. પણ તેનું તમામ કર જ આપવાને તે બંધાએલોનથી તા; ૧૭ જુન શને ૧૮૪૦ સી વેસ્ટરર્સ કેસીસ વા૦ ૧ પા૦ ૫૭ સ. દી. અ. કલકત્તા.

૨—જે કરજ કૃત્રિમદાય તથા વારસાના દાવા આગમચ પતાવાનું છે તે કરજ માત્ર ગુજરનાર દેણદારની મિલકત ઉપરજ લા ગુ છે. સદર.

૩—અની મા અ એ કાંઇ કરજ કર્યું છે એ કરજ નામદાર કું પની સરકારે પોતાને કરી આપેલા પેનશનમાંથી આપવા અ લેખી કરાર કરે છે, અને એ પેનશન જામીનગીરી દાખલ તે ગીરો કરી આપે છે. એ કરજ અગર તેનો કાંઇપણ ભાગ આ પ્યા વગર, અને એ કરજ અગર તેનો કાંઇપણ ભાગ લેહેણો થયા વગર તે ગુજરી જાય છે. એ પેનશન કુંપની સરકાર અ

ના દીકરા ક તથા ડ, તથા અની વિધવાને આપે જાય છે એમ માલુમ પડતું નથી કે ક, ડ, તથા ઈને અ કે બ પાસેથી કાંઇ મિલકત વારસામાં મળી છે. કોરટની ધ્યાનમાં આ તકરાર એવી જાણાઇ કે સને ૧૮૦૨ ના રેગ્યુલેશન ૩ જાની કલમ ૧૬ મુજબ તેમના કાયદાના મોલવીઓનો અભિપ્રાય લેવાની જરૂર નથી, પણ કોઇ અમુક કાયદાનું ઉલ્લંગન કરયા વગર સાધારણ ન્યાયથી જે નિર્ણય થઇ શકે તે કરવો; અને એવો ઠરાવ કરવામાં આવ્યો કે નામદાર કુંપની સરકારે પેહેલ્લે વેહેલું પેનશન અને આપ્યું, અને પછી તેની વિધવા તથા દીકરાઓને આપ્યું તેથી કરીને એ પેનશન તે સખસની હયાતીમાં મુખ્યત્વે કરીને તેની મિલકત ગણાય. તેના ગુજરયા બાદ જે મિલકતથી (પેનશનથી) એ કરજ વાળવાનું હતું, તે તેની મિલકતમાં ગણાતી બધ પડી. ક, ડ, તથા ઈ પણ આ કરજ જે તેમણે પોતે કરયું નહોતું, તેમજ જે આપવાને તેમણે કબુલ્લ કરયું નહોતું તે (કરજ) તેમણે પોતે મેળવેલી મિલકતમાંથી આપવા જવાબદાર નથી એમ ઠરાવવામાં આવ્યું. અને વળી એ કરજની જામીનગીરીમાં એકલું એ પેનશન લખી આપવામાં આવ્યું હતું તેથી અની બીજી કાંઇ મિલકત જે તેના કબજામાં હોય અગર જે ક, ડ, તથા ઈને વારસામાં મળી હોય તે મિલકત એ અની હયાતીમાં કે તેના ગુજરયા બાદ જવાપદાર થઇ શકતી નથી. મુકદમો નંબર ૪ સને ૧૮૨૧ મદ્રાસ ડીસીઝન્સ વા૦ ૧ પા૦ ૨૮૦.

૪—જયાં એક મુસલમાની વિધવાને તેના ગુજરી ગયેલ્લા ધણી તરફથી કાંઇપણ મિલકત મળી નહોતી તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે એ ગુજરનારના કરજને માટે એ વિધવા જવાપદાર નથી. તા૦ ૬ જુન સંને ૧૮૨૬. સ૦ દી૦ અ૦ બગાળા રીપોર્ટસ વા૦ ૪. પા૦ ૧૬૧.

૫—વારસો તેમના બાપ દાદાના કરજને જે મિલકત તેમને વારસામાં મળી હોય તેટલી મિલકત સુધી જવાપદાર છે. આ કરજ પતાવ્યા પછી એ વારશોના પોતાના હુકમનામાના લેહેણદારોને શેષ ધનમાંથી તેમજ વારસોની કમાઇની મિલકતમાંથી તેમના દા

દા પતાવાનો હક છે. શેક કાસીમઅલી અરજદાર; તા૦ ૫ જુલાઇ સને ૧૮૫૧..મુકદમો નંબર ૩૪. સીવેસ્ટર્સ રીપોરટસ. સ૦ દી૦ અ૦ બંગાળા વા૦ ૩. પા૦ ૬૪૧.

૬—કોઇ ગુજરી ગયેલા મુસલમાનના લેહેણદારો; તેમનું લેહેણું મેહેર બદલનું હોય ઇઆ બીજી રીતનું હોય છતાં, કાયદાસર વારસે વેચાણથી અગર ગીરોથી જેને કીમત લેઇ તે ગુજરેલા સખસની મિલકત આપી હોય તે શુદ્ધ બુદ્ધિથી ખરીદદારના હાથમાં આવેલી તેની મીલકતને વળગી શકતા નથી. પણ જયારે કાયદાસર વારસના હાથમાં જે મિલકત આવી છે તેની પુંજીમાંથી પોતાનું લેહેણું વસુલ કરવા જે દાવામાં લેહેણદારને હુકમનામું મળેછે તે દાવો ચાલતાની દરમ્યાન ઉપર પ્રમાણે મિલકત લખી આપવામાં આવી હોય ત્યારે તે લેનારે જાણીને એ મિલકત લીધી એમ ગણાશે. અને દાવો ચાલતાંની દરમ્યાન કરેલા કૃત્ય બાબતના મત પ્રમાણે તેના ઉપર અમલ થશે. સઇયદ બઝાયત હુસેન વિ૦ દુલીચંદ ઇંડીઅન લાહા રીપોરટસ કલકત્તા. વા૦૪ પા૦ ૪૦૨.

દસ્તાવેજ

૧—જ્યાં એક મુસલમાને દસ્તાવેજ કરી પોતાના ગુજરી ગએલા બાપની વિધવાને મિલકત આપી, અને તે મિલકત તે વિધવાએ કોઇ ત્રીજા સખસને વેચી તે કામમાં (જો કે એ દસ્તાવેજ હીબેહ નામે (બક્ષિસનામા)ની પદ્ધતિ પ્રમાણે નહોતો તો પણ) એ વેચાણ મંજુર ઠરાવવામાં આવ્યું, કેમકે તેમાં "(હાદેદાદ) મેં આપ્યું." એવા શબ્દો આવેલા હતા. તા૦ ૯ જાનેવારી સને ૧૮૨૨. બોરાડેલ્સ રીપોરટસ. સ૦ દી૦ અ૦ મુંબાઇ વા૦ ૨. પા૦ ૧૭૯.

૨—મિલકતનો હક સોંપવા બાબતના ગેરકાયદાસર દસ્તાવેજને આધારે કરેલા ફારગતીના દસ્તાવેજો બંધન કારક નથી. તા૦ ૧૩ ફેબ્રુઆરી સને ૧૮૨૭. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ. વા૦ ૪. પા૦ ૨૧૦.

૩—કોઇ દસ્તાવેજમાં મુસલમાની કાયદાના ચોખ્ખા ફરમાન વીરૂધ કાંઇ ઠરાવ કરવામાં આવ્યો હોય તો તે કાયદા મુજબ એ દસ્તાવેજ નીરર્થક અને નીરૂપયોગી છે. તા૦ ૨૮ જાનેવારી સને ૧૮૩૩ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ. વા૦ ૫ પા૦ ૨૬૨.

૪—અ નામના એક મુસલમાને તેની ઓરત બ ને દસ્તાવેજ ક રી તેણીની મેહેર બદલ જે કાંઇ પોતાની સ્થાવર તથા જંગ મ મિલકત હતી અને જે તેના કબજામાં હતી તે લખી આ પી. આ કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે બદલામાં આપેલોઅ વેજ કેટલો હતો તે ઓધમ અને અનજાણીતો હતો તેથી એ દ સ્તાવેજ નિરૂપયોગી અને ગેરકાયદાસર છે, જેથી ધણી પાસેનું મેહેર બદલનું લેહેણું તમામ કાયમ રહ્યું, તા૦ ૯ મેએ સને ૧૮૩૩ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૫ પા૦ ૩૦૪

૫—જ્યાં અમુક દસ્તાવેજની તારીખ મહીનાના શબંધમાં શંવત મ માણે લખેલી માલુમ પડી, અને વરસ જે લખેલું તે ફસલી હ- તું અને એટલા માટે સ્ટાંમ્પના કાગળના વેચાણની ઈંગરેજીતા રીખ તે વખતે ખુલી એ દસ્તાવેજ સાફ લખ્યાની તારીખથીએ ક દીવસ પછીની હોવાથી એ દસ્તાવેજ નામંજુર થાય કોરટને જે શખસેએ દસ્તાવેજ શાફ કરયો. તેનો ઇરાદો ફસલી વરસને બદલે સં વત નાંખવાનો હતો, એવું અનુંમાન કરવાનું કારણ જણાવાથી અને આ ફેરફારથી એ દસ્તાવેજની તારીખો બરોબર થશે એ મ માલુમ પડવાથી, અને વળી એ દસ્તાવેજ થયા વીશેનો પુરા વો સંતોશકારક જણાવાથી એ દસ્તાવેજ મંજુર ઠરાવામાંઆ વ્યો તા૦ ૧૪ જુલાઈ સને ૧૮૩૫ સ. દી. અ. બં૦ રી૦ વા૦ ૬ પા૦ ૩૨

**નોટ**—આ મુકદમો હિંદુઓ વચે હતો. પણ હિંદુ અને મુસલમા ન બંનેની વખત ગણવાની રીતીઓ દાખલ કરવામાં આ વી હોય ત્યારે તારીખોમાં કેવી રીતે ભુલો થાયછે. તે બતાવ વા દાખલ કરીછે,

૬—અ એ બ ઉપર કેટલીક જમીન તાબે લેવાનો દાવો કરયો જે જમીન તેણે કહ્યું કે બ એ રૂ૫૦)ની માશીક નીમણુક બદલ પો તાની (અ ની) તરફેનમાં દસ્તાવેજ કરી છોડી દીધી હતી. બ એ એવો જવાબ આપ્યો કે મારી મીલકત ખાઇ જવાની આ કોશીશ છે, ઝીલા જડજે એ દાવો પુરાવાની ખામી ગણી કાઢી નાખ્યો, અ એ સદર દીવાની અદાલતમાં અપીલ કરી જેણે આ ઠરાવ બાહાલ રાખ્યો કારણ કે હક છોડી દેવા બાબતનો દસ્તાવેજ કરવામાં લખાણમાં બ નું નામ જણાવ્યું નહોતું,અ

ને તે કસુરથી એ દસ્તાવેજ નિરૂપયોગી અને નીરર્થક થયો હતો તા૦ ૨૮ જાનેવારી સને ૧૮૪૨ શીવેસ્ટર્સ કેશીશ વા૦૧ પા૦૧૩૩ સ દી. અ. બંગાળા.

૭—પોતાની મિલકતનો નિમે ભાગ પેતાની નવી ઓરતને આપવા બાબતનો એક મુસલમાને કરેલો લગ્ન ઠરાવનો દસ્તાવેજ તે મુસલમાને પ્રથમ તેની આગલી (જુની) ઓરતને મેહેર બદલ પોતાની તમામ મિલકતનો ઠરાવ કરી આપ્યાનું તથા સદરહુ દસ્તાવેજ એ જુનીની યોગ્ય રોતે પરવાનગી મેળવ્યા વગર કરવામાં આવ્યાનું માલુમ પડવાથી ના મંજુર ઠરાવામાં આવ્યો તા૦ ૩ મેએ સને ૧૮૧૬.....સ. દી. અ. બંગાલ રીપોરટસ વા. ૨ પા. ૧૮૦

૮—પણ જો જુની ઓરતે નવીના નામનું ઇકરાર નામું લખી આપી, નવીની મેહેર બદલ એ મિલકતનો નીમે ભાગ તેને આપવા તેમના ધણીને પરવાનગી આપી હોત; અને તે ઉપરથી જો તેણે (ધણીએ) આ નીમે ભાગ એ નવીને લખી આપ્યો હોતતો તે કાયદાસર અને મંજુર ગણાત, કેમકે આ ગુમાસ્તાએ કરેલું કૃત્ય શેઠે બાહાલ રાખ્યા જેવું થાત...સદર.

તલાક

૧—મુસલમાની કાયદા પ્રમાણે અવેજ આપી હક કરી તલાક માગી શકતી નથી. તા. ૫ મેએ સંને ૧૮૩૨ સ. દી. અ. બંગાલ રીપોર્ટસ વા૦ ૫ પા૦ ૨૦૦

૨—એક મુસલમાન ઓરત જેને તેના ધણીએ તલાક આપી હતી, પણ જે ખરાબ ચાલની છે એવું સાબેત થયું ન હોતું, તેને એ ધણીના પેટની થયેલી દીકરીની રક્ષાનો તે દીકરી નવ વરસની થતા લગી તેના ધણી કરતાં અધિક હક છે તા. ૩૦ જાનેવારી સને ૧૮૪૯ મોરીસફ્રૈત. સીલેકટ ડીસીઝન્સ સ; દી. અ. મુંબાઇ ભાગ ૨ પા, ૨૯

૩—એક સખસે તેની ઓરત સાથે એવો ખાંનગી કરાર કરયો હતો કે તે ઓરતની હયાતીમાં તેણીની સમ્મતિ વગર જો તે બીજી ઓરત કરેતો પોતાને તે ઓરત તલાક આપે આ કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે આવો કરાર મુસલમાની કાયદામાં મંજુર છે, અને જો એ સખસ બીજીવાર તેણીની સમ્મતિ વગર પરણ્યો એમ સાબિત થાયતો એ ઓરતને તલાક દે

વાનો હક છે બહાગાનીસાબીબી વિ, મોફીઆતલ્લા સને ૧૮૭૧ બંગાલ લાડ્રા રપોરટસ વા૦ ૭ પા. ૪૪૨.

૪—તલાક આપતાં લગી ખોરાકી પોશાકી આપવાની ધણીની ફર જ છે. નાપુર ઓરત વિ. જુરાઇ સને ૧૮૭૩ બંગાલ લાહ્વા રીપોરટસ વા. ૧૦ પા. ૩૩

૫—માજીખેટે ખોરાકી પોશાકી આપવા કરેલા ઠરાવથી, પોતાની ઓરતને તલાક આપવાનો ધણીનો મુલથી જે હક છે તે હક જતો નથી અને તલાક આપ્યા પછી માજીખેટના ઠરાવનો અમલ થઇ શકનો નથી સુની પંથના બોજા મુસલમાનોમાં તલાક આપવાના રીવાજ વીશે કાસમ પીરભાઇના કામમાં અભિમાય જણાવેલોછે સને ૧૮૭૧ મુંબાઇ હા. કો. રી. વા. ૮ પા.૯૫

૬—એક મુસલમાનની ઓરતે જ્યારે તેના ધણીની મરજી વિરૂધ સાસરેથી પીયર જવાની હઠ કરી ત્યારે તે ઓરતને તેના ધણીએ કહયું કે જો તું જાય તો મારા કાકાની દીકરી થાય, મતલબ કે જો તે જાય તો તે સખસ તેણીને પોતાના કાકાની દીકરી માફક ગણતાં તેણીને પોતાની ઓરત દાખલ પાછી પેસવા દે નહીં; ઠરાવ કરવામાં આવ્યો કે વાપરેલા શબ્દો ઇરાદા પુર્વક બોલેલા હોવાથી મુસલમાની કાયદા પ્રમાણે તલાક આપ્યા બરોબર છે, જે તલાક કાયદામાં ઠરાવેલી મુદતની અંદર રદ કરવામાં ન આવે તો તે છેવટની થાય છે. બીજુ વળી એમ ઠરાવામાં આવ્યું કે આ તલાક સંપૂર્ણ હોવાથી તથા પક્ષકારો શુની હોવાથી ધણીને તેની નહાની બાળક દીકરોની તે દીકરી સ્ત્રી ધર્મમાં આવતાં સુધી, રક્ષા કરવાનો હક નથી હમીદઅલી વિ૦ ઇમતીઆઝન, સને ૧૮૭૮ ઇંડીઅન લાહારીપોર્ટસ, અલાહાબાદ શીરીઝ વા૦ ૨ પા૦ ૭૧.

૭—તલાક સબ્દ કોઇ અમુક સખસ પ્રતે બોલ્યા વગર ધણીએ માત્ર ત્રણ વખત કહેવાથી મુસલમાની કાયદા પ્રમાણે કાયદાસર તલાક થતી નથી. એવીજ રીતે કોઇ માણસે કોઇસ્ત્રી જે ખરૂં જોતાંતેની ઓરત છે તે સ્ત્રી પ્રતે તલાક કહયાથી તેનું લગ્ન તુટેછે પછી તે માણસ તે સ્ત્રી પોતાની ઓરત નથી એવી શમજથી તલાક કહી હોય તેની ચીંતા નહીં: ફરજંદ હુસેન વિ૦ જાનું બીબી.

શને ૧૮૭૮. ઇંડીઅન લાહા રીપોર્ટસ. કલકત્તા સીરીઝ વા. ૪ પા૦ ૫૮૮.

૧૨. ૧—કયાબીનનામેહ, એટલે લગ્નના ઠરાવનો દસ્તાવેજ જેમાં ધણી એ પોતાની ઓરતને પોતાના કબજામાં જે મિલકત હોય, અગર ત્યારબાદ પોતાના કબજામાં જે મિલકત આવે તે તમામ મિલકતની બક્ષિશ કરી હોય તે દસ્તાવેજ ધણીના કબજામાં ખરેખર જે મિલકત હોય તે મિલકતના સબંધમાં મંજુર છે, પણ જે મિલકત હયાત ન હોય તેવી મિલકતના સબંધમાં તે મંજુર નથી. તા૦ ૩૦ સને ૧૮૩૫, સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ. વા૦ ૬ પા૦ ૩૦.

૨—કયાબીનનામેહનો દસ્તાવેજ કરતી વખતે જે મિલકત ધણીના કબજામાં ન હોય તે મિલકતના સબંધમાં એ દસ્તાવેજ નામંજુર છે. તા૦ ૧૦ માર્ચ સને ૧૮૪૩. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૭ પા૦ ૧૨૩,

૩—એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે કયાંબીનનામેહના દસ્તાવેજમાં લખી આપેલી મિલકત જો ચોકસ ન બતાવી હોય તો તે દસ્તાવેજ ના મંજુર છે, તા૦ ૧૭ અપ્રેલ શને ૧૮૪૪. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૭ પા૦ ૧૫૮.

૪—જયાં અ એ પોતાના ગુજરી ગયેલા બાપની મીલકતના અડધ ભાગનો દાવો કર્યો, પણ એમ માલુમ પડયું કે એ ગુજરનારે તેના બીજા દીકરા બ ની માને મેહેર બદલ ૩૦૦,૦૦૦ સોના મોહોરોનો ઠરાવ કરી આપ્યો હતો, અને તે મેહેર ઉપર એ બ ની મા ( તેણીના ધણીની પેહેલાં ) ગુજરી જતાં તેણીના વારસોનો હક હતો, તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે એ ધણી, જેકે તેણીના વારસોમાં હતો, તે તેણીની (મેહેર બદલની લેહેણી) મિલકતનો દસ આંની ભાગ લે છે. અને બ તેણીનો દીકરો, છ આની ભાગલેછે. એટલા માટે આ મેહેરનો છ આની ભાગ બાપની મિલકતમાંથી હવે બ નો માગણોછે; અને વારસાની વેંહેંચણ કરતાં પેહેલા મેહેરના દાવા પતાવવા જોઇએ જેથી અનો વારસાનો દાવો ચાલશે નહી.—તા૦ ૨૦ જુલાઇ સંને ૧૮૦૧ સ. દી. અ. બંગાળા રીપોરટસ વા૦ ૧ પા. ૪૮

૫—ધણીએ પોતાની ઓરત ગુજરી ગયા પછી તેણીના વારસો

પકી એકને લખી આપેલી કબુલાતની બાબતમાં ઠરાવ કરવામાં આવ્યો કે એરકમ તેણીને મેહેર બદલ ઠરાવી આપ્યાનો એ પાકો પુરાવછે તા૦ ૨૪ અગષ્ટ સને ૧૮૦૪ સ. દી. અ; બગાલ રીપોરટસ વા. ૧ પાનુ ૮૩

૬—જ્યાં એક ગુજરી ગયેલા મુસલમાનના વારસોએ તેની વિધવા જેણેપોતાની મેહેર બદલ તમામ મિલકત લીધી હતી તેના ઉપર તે મુસલમાનની મિલકતમાં પોતાનો હિસ્સો લેગ દાવો કરયો,તે દાવાનો મુખ્ય આધાર. એટલેકે, મેહેરનો રકમ જેમાં બધી મિલકત તાર્ક થઇ જતી હતી તેણેકરીને (એ રકમ) વધારે અને એટલા માટે ગેર કાયદાસર હતી એ આધાર સદર દીવાની અદાલતે ના મંજુર કરયો, કેમકે મુસલમાની કાયદા પ્રમાણે વધારે મેહેર, ગમે તેટલી અયોગ્ય હોય તો પણ તે ગેર કાયદેસર નથી, અને તે મુજબ ફેંસલો આપી દાવો કાડી નાંખ્યો તા. ૩૦ ડીસેંબર સને ૧૮૦૮ સ. દી. અ. બંગાળા રીપોરટસ વા. ૧ પા. ૨૬૬

૭—પોતાનો ધણી ગુજરી ગયા પછી વીધવાની લેહેણી મેહેર તે ધણીની મિલકતમાંથી વારસાના તમામ દાવાઓ પતાવ્યા પેહેલાં આપવા જોગછે સદર.

૮—ધણીએ મુકેલા જમીન અથવા બીજી સ્થાવર મિલકત વારસોની આગર યોગ્ય ન્યાયાધિકારીની સમ્મતિ વગર વિધવાથી મેહેરના પોતાના લેહેણા બદલ લેઇ શકાતી નથી. સદર

૯—પરંતુ જંગમ મિલકત જયાં સુધી વારસોનો સંબંધ હોય, (પણ બીજા લેણદારોને નુકશાન થયું ન હોયતો) ત્યાં સુધી તકરાર રહીત લેહેણી મેહેર બદલ વિધવા લેઇ શકેછે સદર.

૧૦—એક મુસલમાને પોતે મરતાં પેહેલાં થોડી વખતે એક તાલુકામાંનો હિસ્સો તેની વિધવાને તેણીના લગન વખતે ઠરાવેલી મેહેર બદલ આપ્યો, અને તે હિસ્સો તે પછી તેત્રીસ વરસે તે ગુજરી ગઇ ત્યાં સુધી તેણીના કબજામાં રહયો અને તે દરમ્યાન તેણીના માલકી પણા બાબત તેના ગુજરી ગયેલા ધણીના કોઇ પણ વારસે વાંધો ઉઠાવ્યો નહોતો, આ કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે આ હિસ્સો તે વિધવાનો છે એમ ગણી તે વિધવાના વારસોને તેનો વારસો મળવાનો હકછે તા૦ ૨૨ જુ-

ભાઈ સંને ૧૮૦૮ સ. દી. અ. બંગાળા રીપોટસ વા. ૧ પાનુ. ૨૪૩

૧૧—અબુ હનીફા મુજબ સુની મતની મેહેરની હદ બંધાએલી નથી પક્ષકારો કરાર કરી તેમની મરજીમાં આવે તેટલા રકમ સુધી એ મેહેર વધારી શકેછે તા૦ ૧૯ મેએ સંને ૧૮૦૯ સ. દી. અ. બંગાળા રીપોરટસ વા૦ ૧ પા. ૨૭૬

૧૨—એક મુસલમાનની બેહેને તેની વિધવા ઉપર તેણે મુકેલી મિલકતનો અડધ ભાગ મલવા દાવો કરયો હતો. જે મિલકત ઉપર છેવટ મેહેર બદલ તે વિધવાનો હક ઠરાવવામાં આવ્યો હતો, અને એ ઠરાવ થયા પછી એકવીશ વરસે એજ વાદીએ એજ પ્રતિવાદી ઉપર એજ મિલકતના અડધ હિસ્સાને માટે એવી દલીલ બતાવી દાવો કરયો કે જેટલી રકમની મેહેરનો દાવો કરવામાં આવ્યો હતો તેટલી રકમ મેહેરની ધારીએ તોપણ તેટલી રકમ પુરેપુરી એ વિધવાએ એ મિલકતની ઉપજમાંથી વસુલ કરી લીધી હતી, આ કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે એ દાવો અંગિકાર કરવા જોગ નથી તા૦ ૯ ફેબરૂઆરી સંને ૧૮૨૦ સ. દી. અ. બંગાળા રીપોરટસ વા. ૩ પા૦૫૯

૧૩—એક મુસલમાને જયાં લગ્નની ભેટ મોકલી પોહોચાડી હતી, અને તેની સાથે તે વખતે એવા ખબર આપ્યા હતા કે સદર હુ ભેટ મેહેર બદલ ચુકતે હીસાબે મોકલી હતી તે ઠેકાણે ઠરાર કરવામાં આવ્યો હતો કે ઓરતે અગર તેના દોસ્તદારોએ એની મતલબની પહોંચ પ્રમાણે કબુલાત આપવાની જરૂર નથી પણ જયાં લગ્નની ભેટ પોહોચાડયા બાબત ધણી તરફનો પુરાવો ન હોનો તે કામમાં કોરટે ઠરાવ કર્યો કે તેની પ સેથી પોતાનો મેહેરનો કબજો મલવા ઓરત હકદારછે તા૦ ૨૩ મેએ સંને ૧૮૨૨ બોરાડેલ્સ રીપોરટસ સ. દી. અ. મુંબાઈ વા. ૨ પાનુ ૨૫૮

૧૪—મુસલમાન તેની ઓરતને તેણીની મેહેરના બદલામાં જમીન આપી શકેછે અને તે ઉપર તેના વારશોનો કાંઈ હક નથી આ કારણથી, એ મેહેર એક જાતનું કરજછે, અને કરજ મિલકતમાંથી પેહેલાં પતાવવું જોઈએ તા. ૧૯ જુન સને ૧૮૨૨ બોરાડેલ્સ રીપોરટસ સ. દી. અ. મુંબાઈ વા. ૨ પા. ૫૨૦

૧૫—જમીનને માટે મુસલમાનોએ કરેલા એક તકરારી દાવામાં, એક પક્ષકાર મુળ કબજેદારે કરીઆપેલ બક્ષિશ નામાની રૂએ દાવો કરતો હતો અને બીજો પક્ષકાર એવી દલીલનો દાવો કરતો હતો કે પેહેલા માલીકે તે જમીન પેતાની ઓરતને મેહેર બદલ આપેલી હતી, અને હું તે ઓરતનો વારસછું, કોરટે ઠરાવ કર્યો કે બક્ષિશ નામું ખુલ્લી રીતે બનાવટી ખડું કરેલું હતું, અને જો કે સદરહુ જમીન મેહેર બદલ આપ્યાની વાત સાબીત કરવામાં આવી નહોતી તો પણ એ મિલકત પાછળથી એ વરસના કબજામાં હતી તે ઊપરથી એમ સંભવીત હતુ કે પોતાના વકિલને મળ્યાનો રૂએ દાવો કરનાર સખશનો એ મિલકત ઊપર હક હતો—સદર.

૧૬—જ્યાં અમુક જમીન ઉપર મેહેર બદલ દાવો કરવામાં આવ્યો હતો, અને બીજી કાંઇ પુંજી નહોતી તે કામમાં કોરટે ચુકાદો કર્યો કે જો સદરહુ જમીનની કીંમત એ વિધવાના વાજબી મેહેરથી, અગર મેહેરનો દસ્તાવેજ ન હોય તો પણ તેણીના કુટુંબના દરજ્જા તથા સ્થિતિના પ્રમાણમાં જોઇએ તેટલા મેહેરથી જાસ્તી ન હોય તો એ જમીન તેણીને કબજે સોંપવી. તા૦ ૨૫ માર્ચ સને ૧૮૨૪. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટશ વા૦ ૫ પા૦ ૭૫.

૧૭—મેહેરને વાસ્તે મોહોડાનો કરાર મુસલમાનો કાયદા પ્રમાણે મંજુર છે પછી તે સગીરે પણ ચડતી વયના છોકરાએ કર્યો હોયતો તેની ચીંતા નહી દસ્તાવેજો માત્ર વધારે મજબુત દાખલો રાખવાને થાય છે તા૦ ૧૩ ડીસેંબર સને ૧૮૩૦ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટશ વા૦ ૫ પા૦ ૭૫

૧૮—મેહેર ન આપી હોય ત્યાં લગી ઓરતને પોતાના ધણીની પાસે રેહેવાની ફરજ પાડી શકાતી નથી અને જ્યાં એક મુસલમાન ઓરતે પેતાની મેહેરનું પોતાના ધણી ઊપર હુકમનામુ મેળવ્યું હતુ, પણ જે હુકમનામુ બજાવવામાં આવ્યું નહોતુ તેમ મેહેર પણ આપવામાં આવી નહેતી અને ધણીએ તે ઓરત ઊપર પોતાની સાથે આવી રેહેવા બાબતનો દાવો કર્યો, તે કામમાં તેનો દાવો કાઢી નાખી તમામ ખરચ તેને માથે નાખવામાં આવ્યું તા૦ ૯ મેએ સને ૧૮૩૨ (મોરીસ કૃત) સીલેકટ રીપોરટશ સ૦ દી૦ અ૦ મુંબાઈ પા૦ ૧૦૩

૧૯—એક મુસલમાનની વિધવાએ પોતાની મેહેરના લેહેણામાં પોતાના ધણીની મીલકત લીધી હતી તે મીલકત તે વીધવાના કબજામાંથી તે મુસલમાનના વારસોએ લેઇ લેવાથી તે વારશો ઉપર મેહેરને વાસ્તે તે વીધવાએ કરેલા દાવાના કામમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે દાવા વાળી રકમને માટે એ વિધવાએ જોકે તેણીનો ધણી ગુજરી ગયા પછી ૨૦ વરસ સુધી દાવો નહોતો કરયો તોપણ તે વિધવાને તે રકમ મળવાનો હક હતો તારીખ ૨૪ મારચ સને ૧૮૩૪ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૫ પા૦ ૧૦૫

૨૦—કોઇ મુસલમાન ગુજરી ગયો હોય ત્યારે તેની વીધવા તે મુસલમાનના વારશોની શમ્મતી વગર અગર કોરટના હુકમનામા વગર તેણીની મેહેર બદલ તે માણસની સ્થાવર મીલકત લઇ શકતી નથી તા૦ ૭ જુન સને ૧૮૪૧ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૭ પા૦ ૩૪

૨૧—એક મુસલમાને તેની પહેલી ઓરતને મેહેર બદલ પોતાની અમુક મિલકત આપવાનો ઠરાવ કરયો હતો પણ મેહેરના દસ્તાવેજમાં તે મીલકતની વીગત બતાવી નહોતી તે દસ્તાવેજમાં માત્ર એટલુજ લખ્યું હતું કે "પોતાની તમામ મીલકત" જયારે આ ઓરત ગુજરી ગઇ ત્યારે તેણે બીજી ઓરત કરી આ ઓરતને તેણે **બાય મોકાસા**ના દસ્તાવેજ એટલે મેહર બદલ એ.જ મીલકતમાંની થોડી મીલકતના વેચાણનો દસ્તાવેજ કરી આપ્યો આ કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે આ મિલકત ધણીની મીલકતમાંથી જુદી પાડી બીજુ લગન થતાં પહલાં પેહેલી ઓરતને કબજે શોંપવામાં આવી હતી તેથી **બાય મોકાસા**નો દસ્તાવેજના મંજુર હતો પરંતુ જો બીજુ લગન થતાં સુધી સદરહુ મીલકત નોંખી પાડવામાં આવી નહોતતો એ દસ્તાવેજ મંજુર થાત ૧૮ જુલાઇ સને ૧૮૩૭ સ૦ દી૦ અ૦બંગાળા રીપોરટસ વા૦ ૬ પા૦ ૧૭૮

૨૨—નાહાની ઉમરના સ્ત્રી પુરૂશ વચ્ચે થએલા લગનમાં વરનોકાયદાસર વાલી લગન વખતે હાજર નહોતો અને મેહેરના ઠરાવમાં પોતાની સમ્મતિ આપી નહોતી, અને વર ઉમર લાયક થયો ત્યારે મેહેર બાબતની પોતે કરેલી કબુલાત મંજુર રાખી નહોતી

તે કામમાં ઠરાવ કરવામાં આ૦વ્યો કે એ મેહેર વર પાશેથી મા ગવા જોગ નહોતી તા૦ ૮ મારચ શને ૧૮૧૭ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૨ પા૦ ૨૩૩

૨૩—ઉલટી વાત સાબીત કરવામાં ન આવે ત્યાં લગી મેહેર તુરતમા ગવા જોગ ગણવી જોઇએ અને તે અપાતાં સુધી ધણીની સા થે રહેવા ઓરતને ફરજ પાડી શકાતી નથી તા૦ ૧૩ ડીસેંબરસ ને ૧૮૩૦ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૫ પા૦૭૬

૨૪—એવીજ રીતે લગ્ન પરી પુરણ થયા પહેલાં ફક્તઅડધીજ મેહેરમા ગી શકાયછે. સદર

૨૫—પણ જયાં અપેલંટે કબુલ કરયું કે રીશપોન્ડેંટ પોતાની ઓરત છે, અને પોતે તેને ઘેર ઘણી વખત જતો હતો તે ઠેકાણે લગ્ન પરી પુરણ થયાની વાત નિર્ણય કારક છે અને કાંઇ તજવીજ કર વાની જરૂર નથી શદર

૨૬—કોઇ છોકરીના સગીરપણામાં તેના બાપે તેણીની કરેલી સગાઇ તે છોકરી ઊમર લાયક થયા પછી રદ કરી શકતી નથી પરંતુ તે ણીની સગાઇ કરતી વખતે તેને ઠરાવી આપેલી **મેહેર મા૦ ઉલ** એટલે તુરત આપવાની મળયા વગર પોતાને શાશરે જ વા ના પાડવાનો તેણીને હક છે તા૦ ૨૪ જુન સને ૧૮૪૦ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટશ વા૦ ૬ પા૦ ૨૯૩

૨૭—તુરત આપવાની મેહેર એ બાબતના દાવા શાંભળવાની મુદતની અંદર માગવામાં ન આવેતો પાછળથી તે વસુલ કરી સકાય ન હી તા૦ ૨૧ જુન સને ૧૮૦૫ સ૦ દી૦ અ૦ બંગાળા રીપો રટસ વા૦ ૧ પા૦ ૧૦૩ તા૦ ૨૬ જુન સને ૧૮૪૧ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૭ પા૦ ૪૦

૨૮—ઢીલમાં રાખવાની (મવા ઉલ) મેહેર ધણી ગુજરી જતાં સુધી ઇઆ તલાક મળતાં લગી વસુલ કરવા પાત્ર નથી આ તલાક શા બીત કરવી જોઇએ ધણી ધણીઆણી માત્ર જુદાં રહેલાં હોય તે કાંઇ પાકો પુરાવો નથી તા૦ ૨૦ મી જુન સને ૧૮૪૧ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૭ પા૦ ૪૦

૨૯—જયારે મેહેરની અમુક રકમ તુરત આપવાનીછે એવો સ્પષ્ટ રીતે ઠરાવ ન કરવામાં આ૦વ્યો હોય ત્યારે ધણી જયાં સુધી હયાત હોય ત્યાં સુધી બધી મેહેર તુરત આપવાની એવો

શકે ઓરત કરી શકતી નથી આવે પ્રસંગે બધી મેહેરનો $\frac{1}{3}$ ભાગ તુરત આપવાનો (માઉજીલ) ગણવો જોઇએ, અને $\frac{2}{3}$ ઢીલમાં રાખવાનો (મવાજીલ) ગણવો જોઇએ, અને આ $\frac{2}{3}$ નો ફકત ધણી ગુજરી ગયા બાદ દાવો થઇ શકે તા૦ ૧ જુન સંને ૧૮૪૮—૫૦૫ મુંબઇ ખુણાના પ્રાંતની સ. દી. અ. ડી. સીઝન્સી વા, ૩ પા. ૧૮૫

૩૦—મુસલમાનનો કાયદા પ્રમાણે જે મેહેર તુરત આપવાનો ઠરાવ કરયો હોય તે મેહેર જો આપવામાં ન આવે તો, ઓરત, અગર જો તે પોતાના ધણીની સાથે થોડી મુદત રહી હોય તો પણ મેહેર મલતાં લગી તેની પાસે ફરીથી રેહેવાની ના પાડી શકેછે તા૦ ૩૦ જુલાઇ સંને ૧૮૫૩ મોરીસફત સીલેકટ ડીસીઝન્શ સ. દી. અ; મુંબાઇ ભાગ ૩ પા. ૪૧

૩૧—એક મુસલમાન વિધવાએ પોતાનો ધણી ગુજરી ગયા પછી નવ મહીને પોતાની મેહેર વસુલ લેવા દાવો કરવાથી તેનો દાવો અટકાવવામાં આવ્યો, અને તે અટકાવવાના સબબોમાં પ્રતિવાદીએ પેહલો સબબ એ બતાવ્યો કે લગ્ન થયા પછી પાંતરીસ વરસ થઇ ગયાંછે; બીજો એકે તે વિધવાએ પોતાના ધણીને એ મેહેરમાંથી છુટો કરયો હતો; અને બીજો એકે ધણીએ પોતાના મરણ પેહેલાં પોતાની બધી મિલકત **વકફ** બનાવી હતી. કોરટે મુદતની તકરાર રદ કરી, પરંતુ એ દાવો એવા કારણથી (દેખીતો બીજા વાંધા ઊપરથી) કાઢી નાંખ્યો કે "અગર જો કે ગુજરનારે પોતાની બધી મિલકત વાદીનું જાણ પણું મજબુત અનુમાનથી થઇ શકે એવી કેફીયતે સને ૧૮૪૫ માં ધર્મ સંબંધી ઉપયોગમાં લેવાને સારૂ નોંખી કાઢી રાખી હતી તોપણ કાંઇ વાંધો લેવામાં આવ્યો નહોતો, તેમ સંને ૧૮૪૭ની સાલ સુધીમાં ધણીના પક્ષકારો તથા એ ઓરત વચ્ચે ઉઘડો ઝઘડો ઊઠયો ત્યાં સુધી મેહેર બદલ કાંઇ પણ દાવો કરવામાં આવ્યો નહોતો" તા. ૨૧ મી જુલાઇ સંને ૧૮૫૧ વાવ્ય ખુણાના પ્રાંતની સદર દીવાની અદાલત ડીસીઝન્સ વા૦ ૬ પા૦ ૨૮૮

૩૨—નીચલી કોરટે મંજુર રાખેલો વધારે મેહેરનો દાવો પુરાવો અસંતોષકારક અને શકવાળો હોવાથી સદર દીવાની અદાલતે તદ

ન નામંજુર કરયો—તા૦ ૮ સપટંબર સને ૧૮૫૧—વાવ્ય ખુ ણાના પ્રાંતનીસ. દી. અ. ડીશીઝન્સ વા૦ ૬ પાનુ ૩૫૦

૩૩—જો મેહેર તુરત આપવાની છે કે ઢીલમાં રાખવાનીછે એ ચોકસ બતાવવામાં ન આવ્યું હોયતો એ બધી મેહેર માગે ત્યારે આ પવા જોગ ગણાશે તા૦ ૨૩ જાનેવારી સને ૧૮૫—૪વાવ્ય ખુ ણાના પ્રાંતની સ. દી, અ. ડીસીઝન્સ વા૦ ૮ પા, ૩૩

૩૪—મહેરનો દાવો વારસાના બધા દાવા કરતાં ચઢીઆતોછે, એટ લા માટે (જે વારસે મીલકત વેચી હતી તે) વારસને મેહેર આ પતાં લગી મીલકત વેચાણ આપવાનો અખતીયાર નહોતો; અને તેની પાસેથી વેચાણ લીધાની રૂએનો દાવો વિધવાનો મેહેરબ દલનો દાવો પતાવવામાં આવ્યા ઉપર આધાર રાખતો ગણવો જોઇએ. એટલા માટે પ્રથમ એ મેહેર વાદી આપી દે ત્યાં લગી વેચાણ ખતની રૂએ તે દાવો કરી શકતો નથી. તા૦ ૨ સપટેંબ ૨ સને ૧૮૫૨ સ. દી. અ. બંગાલા ડીસીઝન્સ પા૦ ૮૮૫

૩૫—મુસલમાની કાયદા પ્રમાણે જો કાંઇ સ્પષ્ટ કરાર ન કરવામાં આ વ્યો હોય તો મેહેર તુરત આપવાની (માઊજીલ) છે એવું અ નુમાન થાય છે, અને ગમે તે વખતે તેનો દાવો થઇ શકે છે, તોડિયા વિ. હોસાનેબીબારી—સને ૧૮૭૦—મદરાસ હા. કો. રી. વા. ૬ પા. ૮

૩૬—એક મુસલમાને પોતાના લગ્ન વખતે પોતાની ઓરતની સાથે (રજીસ્ટર કરાવ્યા વગર) એવો લખીતવાર કરાર કરયો કે, તે ણીને એક લાખ રૂપઇયા આપવા; તેના ? તુરત આપવાની (માઉજીલ) મેહેર દાખલ, અને બાકીના ઢીલમાં રાખવાની (મ વાજીલ) મેહેર દાખલ, ધણી ધણીઆણી નોંખા પડયાં, પણ કાં ઇ તલાક થઇ નહોતી. ધણી કેટલેક વખતે ગુજરી ગયો. વિ- ધવાએ તુરત આપવાની મેહેરમાં બાકી રહેલી રકમનો તથા ઢી લમાં રાખેલી બધી મેહેરનો દાવો કરયો. તે દાવામાં ઠરાવ કર વામાં આવ્યો કે તે વિધવાને ફકત ઢીલમાં રાખેલી મેહેર મળી શકે છે, ઢીલમાં રાખેલી મેહેરની બાબતમાં દાવાનું કારણ ધ ણી ગુજરી જતાં સુધી ઉત્પન થતુ નથી. પરંતુ તુરત આપવા- ની મેહેરની બાબતમાં દાવાનું કારણ એ મેહેરની ઓરત તરફ થી માગણી થતાં ધણી નાપાડે એટલે ઊત્પન થાય છે, આ પ્ર

માણે માગણી કરવામાં આવેલી અને તેની ના પાડવામાં આવેલી તેની તથા આ દાવો કરયાની દરમ્યાન ત્રીસ વરસ ઉપરાંત મુદત થઇ ગઇ હતી, એટલા માટે તુરત આપવાની મેહેરના દાવાને સંને ૧૮૫૯ ના આકટ ૧૪ ની કલમ ૧ ની રકમ ૯ થી મુદતનો બાધ છે—મસામત શાણી ખીજારાનીસા વિ. શીસાનીસા બેગમ—સને ૧૮૭૦ બંગાળા, લાહોરીપોટસ વા. ૫ પા. ૮૪

૩૭—મુદતના કાયદામાં ઠરાવેલી મુદત મુસલમાન ઓરતના મેહેર બદલના દાવાની બાબતમાં એ મેહેરની તેણીની તરફથી માગણી થતાં લગી તેણીના ધણીની હયાતીમાં શરૂ થતી નથી વળી નોંધા થવાથી આવી માગણી કરવાની એ ઓરત ઉપર ફરજ નથી, નાથી વિ. દાઉદ—સને ૧૮૬૬—મુંબાઇ હા. કો. રી. વા. ૨—પા ૨૯૩.

૩૮—એક ઓરતે મેહેર બદલ પોતાના ધણી ઊપર કરેલા દાવામાં ઠરાવ કરવામાં આવ્યો કે દાવાનું કારણ દાવો કર્યો તે વખતે ઊત્પન થયુ હતું, અને વેહેલું ઉત્પન થયું ન હોતુ, અને એટલા માટે સંને ૧૮૫૯ ના આકટ ૧૪ ની કોઇપણ કલમથી દાવાને મુદતની હરકત આવતી નથી, વલીઠરાવવામાં આવ્યુ કે મેહેરની કોઇ અમુક રકમતુરત આપવાનો ઠરાવ કરવામાં આવ્યો નથી. અને રીવાજ શો હતો તે વીશે કાંઇ સ્પષ્ટ પુરાવો આપવામાં આવ્યો નથી તેથી નીચલી કોરટે આખી મેહેરનો ⅓ ભાગ ધણીની હયાતીમાં તુરત આપવાનો ગણીશકાય, અને બાકીના ⅔ તે ગુજરી ગયા બાદ માગી શકાય એવો ઠરાવ કરવામાં કાયદાની કાંઇ ચુક કરીનથી. ફતમા બીબી કોમ સાદરૂદીન વિ. સાદરૂદીન વલદ નીઝામુદીન—સંને ૧૮૬૫ મુબાઇ હા. કો. રી. વા. ૨—પા. ૨૯૧,

૩૯—જયારે નહી આપેલી મેહેરની જામીનગીરી બદલ કોઇ વિધવાના કબજામાં પોતાના ધણીની મિલકત હોય ત્યારે વારશો એ મિલકતનો કબજો લેવા તેણીના ઊપર કરેલા દાવામાં વ્યાજબી હુકમનામુ એછે કે જે હુકમનામું એ લેણી રકમ કાયમ રાખી કબજો અપાવવાને માટે કરયું હોય, અને તેની શાથે દરમ્યાનની પેજ જે આવી હોય તેનો હીસાબ આપવા ફરમાન કરયું હો

૫, મહુમદ અમુનુદ્દીન ખાંન વિ૦ મુઝફ્ફર હુશેનખાન સને૧૮૭૦ બંગાળા લાહ્વા રીપોરટસ વા૦૫ પા૦ ૫૭૦

૪૦—જ્યાં એક વિધવાને પોતે એક વારસ દાખલ અને પોતાની મેહેર બદલ પોતાના ધણીની મિલકત પોતાને કબજે રાખવાના દાવા ઊપરથી સદરહુ પોતાના ધણીની મીલકતનો ખરેખરો અને કાયદાસર કબજો મળયો હતો, તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે મેહેરના દાવાની રકમ કાયમ રાખી એ મિલકત મળવાનો જે શખશોનો હક હોય તે સખસોને આવેલી દરમ્યાન ઊંપજનો હિસાબ આપવાની જવાબદારી સાથે તેણીની મેહેર પતે ત્યાં લગી એ મિલકત પોતાના કબજામાં રાખવા તેણીનો હક છે, મસામત બાચન વિ૦ હામીડ હુશેન સને ૧૮૭૧ બંગાળા લાહ્વા રીપોરટસ વા૦ ૧૦ પા૦ ૪૫

-જ્યાં કોઇ ઓરતના ધણીએ લખનાર ચલણી પાંચ લાખ રૂપીયાની મેહેરનો ઠરાવ કરયો હતો અને પાછળથી ૪૫૦૦૦૦ શકાઇ રૂપઇયાનું કંપનીનું નોટ તેણીને માટે જુદુ રાખી મુકવા હુકમ કરયો, તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે આ રકમ મેહેર બદલ કાઢી રાખેલી હતી, અને બક્ષિશ બદલ નહી, ઇફ્તીકારૂ નીશા બેગમ વિ૦ અનજાદ અલીખાંન સને ૧૮૭૧ બંગાલા લાહ્વા રીપોરટસ વા૦૭ પા૦ ૬૪૩

૪૨—વાદીના ધણીએ વાદીને તેણીની મેહેર બદલ બક્ષિસ દાખલ એક ગામમાં બાવીસ હિસ્સા આપ્યા બાબત **હિબાબનામુ** કરયાનું કહેવામાં આવેલુ તેનો રૂએના દાવામાં નીચલી કોરટે એ દાવો એવા સબબથી કાઢી નાખ્યો કે મેહેરની રકમ નહી જણાવ્યાની કસુરથી મુસલમાની કાયદા પરમાણે એ દસ્તાવેજ બીલકુલ કાયદાસર નથી, આ કામમાં [નીચલી કોરટનું હુકમનામું ફેરવી] ઠરાવ કરવામાં આવ્યો કે આ દાવો ચાલી શકે છે કેમકે એ દસ્તાવેજમાં એ મિલકતના અમુક હિસ્સા સ્પષ્ટ રીતે બતાવેલા છે, અને એ બક્ષિશબખી મેહેર બદલ કરવામાં આવેલી છે, અને એ બક્ષિશ ઇબા [મેહેરના] અવેજની એ ખાસ બાબતો વીસે એકરાર કરનાર પક્ષકારના અરથ તથા ઇરાદા વીશે અંદેશા લેવાની કાંઇ જગો નથી સાહીબા બેગમ વિ૦ અચામા સને ૧૮૬૮ મદ્રાસ હા૦ કો૦ રી૦ વા૦ ૪ પા૦૧૧૫

૪૩—તુરત આપવાની મેહેર હુમેશાં લેહેણી તથા માગી શકાય તેવી છે, અને માગે ત્યારે આપવા જોગ છે અને એટલા માટે સ્પ ૦૮ અને ઢીઅરથ વગરની માગણી કરયા છતાં ના પાડવામાંઆવી હોયતો દાવાનું કારણ ઉત્પન થાય અને ત્યારથી મુદત ચાલે પોતાના ધણી ઉપર પોતાની મેહેર બદલ નાદારીમાં દાવો બાંધવાની પરવાનગીને સારૂ કોઇ મુસલમાન ઓરતે કરેલી નામંજુર થએલી અરજી અગર જો કે એ અરજીના શામા થઇ તેણીના ધણીએ એ મેહેર આપવાની પોતાની જવાબદારી ઇનકાર કરી હોય તો પણ દાવાનું કારણ ઊત્પન કરે એવી તરેહની માગણી અને તે માગણી ના પાડયા સમાન નથી આવી અરજી, જો નાદારીમાં દાવો કરવાની પરવાનગી મળેતોદાવો કરી પોતાની મેહેરની માગણી કરવાનો ઇરાદો મજબુત રીતે માત્ર બતાવા રૂપછે અને તે પરવાનગી મળતાં સુધી દાવોકરી માગણી કરવા બરોબર થતી નથી અને ઓરતે પ્રથમ માગણી કરી હોય તે શીવાય ધણી સામો થવાથી મુકદમાનુ સ્વરૂપ બદલાતુ નથી કે દાવાનું કારણ ઉત્પન થતુ નથી. મેહેરની માગણી કરવી કે નહી એ ઓરતની મરજી ઉપર છે. તે માગણી કયારે કરવી, તે વખત પશંદ કરવો એ પણ તેણીના અખત્યારમાં છે અને જો તેણીએ માગણી ન કરી હોયતો તેનો ધણી ગમે તેટલી મજબુત રીતે સામો થયો હોયતો પણ તે નિરૂપયોગી થાય—રાણી ખાજુરૂનીશા વિ૦ રાણી રાઇસુનીસા લાહા રીપોરટસ ઇંડીઅન અપીલસ વા૦ ૨ પા૦ ૨૩૫



## મેહેર
## શીયા પંથના કાયદા પ્રમાણે.

૧—જયાં શીયાપંથના મુસલમાનોમાંના સ્ત્રી પુરૂષ વચેનાં લગ્ન વખતે મેહેરની રકમ દાખલ શીયા પદ્ધતી પ્રમાણે વિધિ કરતી વખતે રૂપઇઆ ૫૦૦) નું નામ પાડયું હતું, પણ ધણીએકરેલા ઠરાવના દસ્તાવેજમાં તે રકમથી ઘણી ભારે રકમ દાખલ કરી હતી એ કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે દસ્તાવેજમાં જે રકમ દરસાવેલી હોય તે રકમ માગવા જોગ છે.—તા ૧૯ મેએ સને ૧૮૦૯ સ. ડી. અ. બંગાળા રીપોરટશ વા. ૧ પા. ૨૭૬

૨—બરોબર તેજ વિષય ઉપર પાછળથી બીજા કેસમાં ઠરાવ થયોછે, જેમાં કોરટે પોતાનો વીચાર જણાવ્યો છે કે શીયા તથા સુની બંને પંથોના સંપ્રદાય પ્રમાણે મેહેરની રકમનો ઠરાવ લગનની વીધી વાંચતાં પેહેલાં ઇઆ પછી કરવો એ લગ્ન કરનાર પક્ષકારોની મરજી ઉપર છે. તા૦ ૧૫ મી નવેંબર સને ૧૮૧૬--સ, દી. અ. બંગાળા રીપોરટશ વા૦ ૨—પા. ૧૯૮

૩—એવીજ રીતે, શીયા પંથવાળાઓમાં મેહેરનો હલકામાં હલકો કે વધારેમાં વધારે દર નકી કરેલો નથી. જે ચીજની કાંઇપણ કાયદાશર કીમત છે તે ચીજ મેહેર દાખલ આપી શકાય છે. પરંતુ વ્યાજબી મેહેર ૫૦૦ ડરહેમ છે. વધારે રકમ ગેરકાયદાસર નથી, જોકે કેટલાક શીયા કાયદાના હીમાયતીઓ તે ગેરવ્યાજબી ગણે છે તા૦ ૧૮ મેએ સને ૧૮૦૪ સ. દી. અ, બંગાળા સાહા રીપોટશ વા. ૧ પા. ૨૭૬

૪—શીયા પંથના એક મુસલમાનને મેહેરનો દસતાવેજ કરી જયારે પરણેત ઓરતે અમુક રકમ માગી ત્યારે પોતાની બધી મીલકત લખી આપી; પણ ઠરાવેલી રકમનાં જામીનગીરી દાખલ પોતાની મીલકત ઉપર બોજ કરયો નહીં, એ મેહેરની ધણીની હયાતીમાં માગણી કરવામાં આવી નોહોતી, અને તેની વિધવાએ તે ગુજરી ગયો ત્યારે પોતાનાં મેહેરના અવેજમાં એ મીલકત પોતાને કબજે લીધી, તે કામમાં વાદ્યમાંતોની સદર દીવાની અદાલતે ઠરાવ કરયો અને આ ઠરાવ અપીલમાં જયુડીસીઅલ કમીટીએ મંજુર રાખ્યો. ઠરાવ એ કરયો કે તેણીની મેહેર બદલ તેના ધણીનાં મીલકત સાંનમાં લખી આપ્યા દાખલ તે મીલકત ઊપર તે વિધવાનો હક હતો, અને પોતાનાં મેહેર જેટલી એ મીલકત તે રાખી શકે છે, અથવા પોતાના દાવાના અવેજ જેટલો એ મીલકતનો ભાગ તે વેચી શકેછે—તા૦ ૨૦ જુલાઇ સને ૧૮૫૫ મુરકત ઇંડીઅન અપીલ્સ વા૦ ૬ પા. ૨૧૧

૫—જયારે એક શીયાપંથના મુસલમાને પોતાના લગ્ન વખતે પોતે ગરીબ સ્થીતીમાં હોવાથી પોતાનો ઓરતને રૂ ૫૧,૦૦૦ની ટીલમાં રાખવાની મેહેરનો ઠરાવ કરી આપ્યો અને આ મેહેર આપવા જેટલી પુંજી મુકયા વગર તે ગુજરી ગયો અને તેની વિધવાએ તેની મીલકતમાંથી એ મેહેર વસુલ કરવા દાવો ક-

રચો, ત્યારે ચીફ જસ્ટીશ રટુઅર્ટના ઠરાવ ઉપર અપીલમાં ફુલ બેંચે ઠરાવ કરયો કે વિધવા તેણીના ગુજરનાર ધણીએ લગન વખત જે મેહેર આપવા કબુલ કરયું હોય તે બધી મેહેર મળવાને હકદાર છે; પછી તે મેહેર ગમે તેટલી હોય, અને તેના પ્રમાણમાં તેનો ધણી પરણ્યો તે વખતે ગરીબ હોય અગર મેહેરનું કરજ આપવા જેટલી પુંજી મુકીને મરી ગયો હોય તેની ચીંતા નહીં. સુગ્રા બીબી વિ. મસુમા બીબી ઇંડીઅન લાહારીપોરટસ, અલાહાબાદ સીરીઝ વા. ૨--પાનુ ૫૭૩

લવાજમ. ૧—યથાવિધી લગન કરાવ્યા બાબતની ફીને સારૂ કાઝીએ કરેલો દાવો બંગાળાના કાયદાના સંગ્રહમાં સને ૧૭૮૩ ના રેગ્યુલેશન ૩૯ ની કલમ ૮ ના ઠરાવોને વીરૂધ પડતો ગણી કાઢી નાંખવામાં આવ્યો—તા૦ ૬ જુલાઇ સને ૧૮૩૫ સ. દી. અ. બંગાળા રીપોટશ વા, ૬ પા. ૩૧

૨—સંક્ષેપ તપાસ માટે આપેલી અરજી ઉપરથી સદર દીવાની અદાલતે ઠરાવ કરયો કે કાઝીના હોદાના તાબાની ફી વસુલ કરવાનો જમાનદારને અખતીઆર નથી પરંતુ હક બાબતની તકરારનો નીવેડો આણવા જો જમીનદારની ખુશી હોય તો રીતસર દાવો કરી નીવેડો કરવાની તેને છુટછે તા૦ ૧૫ જાનેવારી સને ૧૮૪૧ સ. દી અ. સમરીકેનીશ બંગાળા પા. ૧

૩—**માન પાન** ની આબરૂ તથા વિશેશ હકો જેવા કે લગન વખતે તથા બાંજન ખુગાલીના પ્રસંગોએ નાળીએર, સોપારી વીગેરે લેવાના હક બાબતના એક મુકદમે કરેલા દાવામાં નીચલી કોરટના અધીકારીએ ઠરાવ્યુ કે મુસલમાની કાયદા પ્રમાણે આવું કોઇ વતન કબુલ થએલું નથી પણ સદર દીવાની અદાલતના જડજે પોતાને થએલા અનુભવ ઉપરથી કહયું કે મુસલમાન મુકરદમોને માન પાન મળેછે ફુલ કોરટે ઠરાવ કરયો કે કેટલીક વિધીઓ કરવી ન કરવી એ મરજી ઉપર છે અને એ વિધીઓ કરવાનો જે લોકોનો હક છે તે લોકો કરેતો તેમને તે બદલ આપવુ જોઇએ આપેલંટ જે વિધીને માટે એ વિધી કરવાનો પોતાનોજ હક છે એમ કહી માનપાનનો દાવો કરે છે, તે વિધી કરવાને માટે રીસપોન્ડંટને કોઇ કાયદાથી ફરજ પડેલી નહોતી અને શહરકું પ્રસંગે રીસપોન્ડંટે આ વીધી કરાવા માગી નહોતી, અને એ ઉ

પરથી એમ નીકળેછે કે આ પ્રમાણે વિધી કરવાથી જે કાંઇ ફી અથવા આબરૂ મળે તે મળવાનો આપેલંટનો હક નથી. તેએટલા માટે નહી કે માન પાન મુસલમાની કાયદા પ્રમાણે મંજુર નથી પણ એટલા માટે કે એ વિધી કરવી ન કરવી મરજી ઉપર હોવાથી તેને તે કરવા બોલાવામાં આવ્યો નહોતો— તા૦ ૨૩ જાનેવારી સને ૧૮૫૦ મોરીસ કૃત શીલેકટ ડોસીઝન્શ સ૦ અ૦ મુંબાઇ ભાગ ૨ પા૦ ૧૪૨

૧—ધરમાદા ઉપયોગમાં લેવા મિલકત કાઢનાર શખશના મરણ પછી એ મિલકતનો સુપરીનટેન્ડંટ [તજવીજ રાખનાર] નીમવાનો અખ્તીઆર એ મિલકત કાઢનારનુ વસિયતનામું અમલમાં લાવવા નિમાએલા શખશને મળે છે તા૦ ૬ ડીસેંબર સને૧૭૯૮ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પા૦ ૧૭ ધરમાદા.

૨—બાદશાહી શણંદ [બક્ષિશ] માં અલ્તમઘા, ઇઆ અલ્તમઘા ઇનામ એ શબ્દ ખુદ પોતાની મેળેજ જયાં એ બક્ષિશની શામાન્ય લખાવટ ઉપરથી એવું અનુમાન નીકળતું હોય કે ધર્મ સબંધી અગર ધરમાદા ઉપયોગમાં લેવા કાઢેલી વકફ ઇઆ દાનઆપવાનો ઇરાદા છે તો તેવે પ્રશંગે એ બક્ષિશદારને સ્વતંત્ર માલકી હક આપી શકતો નથી અને આ પ્રમાણે ધરમાદા આપેલી મિલકત એ બક્ષિશદારથી અગર તેના વારસોથી વેચી શકાતી નથી તા૦ ૯ ડીસેંબર શને ૧૮૪૦ મુરકત ઇંડીઅન અપીલ્સ વા૦ ૨ પા૦ ૩૯૦

૩—જયાં મસજીદના કામમાં લેવા બક્ષિશ આપેલી કેટલીક ઇનામની જમીન એ મીલકતના ગીરેદારે [ગીરો રાખનારે] મુળ બક્ષિશદારના વંશજો જેમણે એ મિલકત ગીરો મુકી હતી તે વંશજો ઉપર મેળવેલા હુકમનામાની બજાવણીમાં જપત કરવામાં આવી હતી તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે મુશલમાની કાયદા પ્રમાણે એ ગીરો ગેર કાયદાશર અને રદછે કેમકે ધરમાદા ખાતે કાઢેલી જમીન મુળ માલીકના કોઇ પણ વંસજોથી વેચી કે ગીરો મુકી શકાતી નથી અને કોરટે ઠરાવ્યું કે એ જપ્તી કાઢાવવી જોઇએ સને ૧૮૬૯ સીલેકટ રીપોરટસ મુંબાઇ સ૦ દી૦ અ૦ પાનું ૨૦૪

૪—વકફ એટલે મીલકતનો કાંઇ પણ ચીજ જેવી કે જમીન, ખેત રે અને તેના જેવી બીજી વસ્તુઓ ઉપરનો માલકી હક છોડીદ ઇ એ ચીજ એવી રીતે ઇશ્વરાઅરપણ કરવી કે તેથી માણશોને લાભ થાય પણ એવી શરતથી કે એ અરપણ કરેલી ચીજ અ રપણ કરતી વખતે અરપણ કરનારની મીલકત હોવી જોઇએતા. ૬ ડીશેંબર સને ૧૭૯૮ સ૦ દી૦ અ૦ બંગાળા રીપેરટસ વા. ૧ પા. ૧૭

૫—જ્યાં રીસપોન્ડંટે પોતાના બાપની મીલકતનો નીમે ભાગ મળવા કરેલા દાવામાં આપેલન્ટે એવી તકરાર કરી કે એ મીલકત એક મુસલમાન પીરની કબર ઊપર ધર્માદા કરવામાં આવેલી છે, પણ તે વાત તે સાબીત કરી શકયો નહીં, તે કામમાં એ મીલકત કાયદાસર વારસોને વેહેંચી આપવી એવી મતલબથી ફેંસલો આપવામાં આ૦યો. તા૦ ૧૭ સપટેંબર સને ૧૮૦૫ સ. દી, અ. બંગાળા રીપોરટશ વા૦ ૧ પા. ૧૦૮

૬—ધરમાદા તથા સારવજનીક કામોમાં અરપણ કરેલી મીલકત હમેશાંને માટેનું દાનછે, તેથી બંગાળાના સને ૧૮૧૦ ના રેગ્યુલેશન ૧૯ ના ઠરાવો મુજબ તેવા કામમાં તેનો ઉપયોગ કરાવવાની સરકારની ફરજ છે; અને મુદતના કાયદાના સામાન્ય અમલમાંથી સને ૧૮૦૫ ના રેગ્યુલેશન ૨ ની કલમ ૨ થી તેને બાતલ કરેલી છે તેથી તે વસુલ કરવાનો દાવો કરવાને મુદતનો બાધ નથી ઓછામાં ઓછું તેનો વહીવટ કરવાને અમલદારનો હક છે, તે અમલદાર બાર વરસ સુધી પોતાના ઓધા ઉપર રહે ત્યાં સુધી તો મુદતનો બાધ છેજ નહી. તા૦ ૯ ડીસેબર સને ૧૮૪૦ મુરસ ઇંડીઅન અપીલ્શ વા૦ ૨ પા: ૩૯૦

૭—એવો ઠરાવ કરવામાં આ૦યો છે કે વકફ. ઇઆ ધર્મદાન કરવામાં મુસલમાની કાયદા પ્રમાણે એવી જરૂર નથી કે એ દાનરૂપ એ બોલોમાંજ કરવું જોઇએ, પણ જો એ દાન પત્રના સામાન્ય મજકુર ઉપરથી તેનો અનુમાન થઇ શકતો હોયતો બસ છે તા. ૧૭ માર્ચ સંને ૧૮૧૪ સ. દી. અ. બંગાળા રીપોરટસ વા. ૨—પા. ૧૧૦ તા. ૯ ડીસેંબર સંને ૧૮૪૦ મુર્સ ઇંડીઅન અપીલ્સ વા. ૨ પા. ૩૦૦

૮—જ્યાં કોઈ રાજ્યકીય બક્ષિસના સામાન્ય ઉપભોગાધિકાર ઉપ-રથી એવુ અનુમાન નિકળે કે વક્ફ કરવાનો ઈરાદો હતો, તો અલ્તમઘા, અગર અલ્તમઘા ઈનામ, એ શબ્દથી પોતાની મેળે ઈનામદારને સ્વતંત્ર માલકી હક આપી શકાતો નથી, કે-મકે વક્ફ જમીન ઈનામદારથી કે તેના વારસોથી વેચી શકાતી નથી—તા. ૯ ડીસંબર સંને ૧૮૪૦-મુર્સ ઈંડીઆન અપીલ્સ વા૦ ૨ પા૦ ૩૯૦

૯—મુસલમાની કાયદા પ્રમાણે કાંઇ પણ પદ્ધતિ પ્રમાણેનો દસ્તાવેજ કરયા વગર કાયદાસર રીતનું ધર્મદાન મોઢેથી કરી શકાય છે, અને જોકે સાક્ષિઓ અનિશ્ચીત પણાથી શાક્ષી આપે તો પણ તેમનો પુરાવો હકીકતની પુષ્ટિ સાથે કાયદા પ્રમાણે બસ છે તા૦ ૧૭ ફેબરૂઆરી સંને ૧૮૩૧—સ. દી. અ. બંગાળા રી-પોરટસ વા. ૫—પા. ૮૭

૧૦—કોઇ જમીન સામાન્ય રીતે કબરસ્તાન કરવા ખાતે ધરમાદા કરવામાં આવી હોયતો વક્ફ સ્થાપીત થાય છે, અને તે જમીન વારસોને મળી શકતી નથી, તા૦ ૩૦ જુલાઇ શને ૧૮૩૧ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૫ પા૦ ૧૩૬.

૧૧—પણ કોઇ જમીનના માલીકે તે જમીન અરપણ કરયા વગર તે જમીન ઉપર કબરો હોય તેથી એ કબરો ઢંકાએલી જગ્યા શીવાએની જમીનની વહેંચણ કરવાને અટકાયત થતી નથી—સ-દર,—

૧૨—વક્ફ કબજો સોંપ્યા વગર મંજુર છે, અને માત્ર મોઢે કહી બતાવ્યાથી તે ઉત્પન થાય છે. મારચ શને ૧૮૩૮ ફુલટન્શ રીપોરટસ સુપ્રીમ કોરટ કલકતા વા૦ ૧ પા૦ ૩૪૫

૧૩—જો કે મુસલમાની કાયદાના ઠરાવો પ્રમાણે વક્ફ (એટલે ધરમાદા કામ ખાતે અરપણ કરેલી મિલકત વેચી શકાય નહી, તો પણ ઘણા મુસલમાનના શહેરોમાં આવી મિલકત વેચાણ આપવાનો રીવાજ છે ત્યાં એવુ વેચાણ કોરટ મંજુર ગણશે. તા૦ ૮ સપટેંબર સને૧૮૧૧ બોરાડેલ્સ રીપોરટસ સ. દી. અ. મુંબઇ વા૦૧ પા૦ ૧૧૧

૧૪—અને એક અપેલેન્ટે વક્ફ કરેલી કેટલીક મીલકતનો કેહેવાતા ગીરોની રૂએ દાવો કરેલો, એ મીલકત પંચાણુ વરશથી રીસ

પોન્ડંટના કબજામાં હતી. અને અપેંલેન્ટ ગીરો શાબીત કરી શ કયો નહી, આ કામમાં ઠરાવ કરવામાં આ૦ચો કે રીસપોન્ડંટ પાશેથી એ મિલકતનો કબજો લેઈ શકાય નહી, કેમકે આવી મીલકતનું વેચાણ જો કે ગેર કાયદાશર હતું તો પણ એવી મી લકત વેચવાનો ઘણાં મુસલમાની શહેરોમાં રીવાજ હતો. અને એટલા માટે રીસપોન્ડંટના કુટુંબને એ મીલકત ગીરો આપ વામાં આવી હતી એ વાત જેટલી સંભવીત હતી તેટલીજ એ મિલકત વેચાણ આપ્યાની વાત સંભવીત હતી સદર.

૧૫—વકફ કરેલી જમીન મુસલમાની કાયદા પ્રમાણે વેચી શકાતી ન થી તા૦ ૧૭ મારચ સને ૧૮૧૪ સ૦ દી૦ અ૦ બંગાળા રીપો રટસ વા૦ ૨ પા૦ ૧૧૦ તા૦ ૨૪ અગષ્ટ સને ૧૮૨૪ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટશ વા૦ ૩ પા૦ ૪૦૭ તા૦ ૮ ડીસં બર સને ૧૮૪૦ મુર્સ ઈંડીઅન અપીલ્સ વા૦ ૨ પા૦ ૩૯૦

૧૬—કોઈ માણસ મિલકત યોગ્ય રીતે ધરમાદાના કામ સારૂ અરપણ કરયા પછી તે મીલકત વેચી શકતો નથી તા૦ ૧૭મી ફેબરૂઆ રી શને ૧૮૩૧ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વાલ્યમ ૫ પા૦ ૮૭

૧૭—**શાજાદા નીશીન** ઇઆ વકફ કરેલી મિલકતનો દખરેખ રાખનાર માત્ર એ મિલકત સબંધી કામ કાજ કરવા નીમાએ લો છે. અને તેને આ મિલકતનો કોઈ પણ ભાગ વેચવાનો અ ધીકાર નથી તા૦ ૫ સપટેંબર સને ૧૮૩૫ સ૦ દી૦ અ૦ બં ગાળા રીપોરટસ વા૦ ૬ પા૦ ૨૨

૧૮—કોઈ મુસલમાનની જમીન જેના ઊપર કબજો આવી હોય તે જમીન હુકમનામાની બજાવણીમાં વેચી શકાય નહીં તા૦ ૨૧ નવેંબર શને ૧૮૪૨ સ૦ દી૦ અ૦ બંગાળા સમરી કેશીશ પાનું ૪૦

૧૯—મિલકત ધરમાદા કાઢનારને સુપરીન્ટેંનડેન્ટ નીમવાનો અધિકાર છે, તે ગુજરી ગયા પછી તે અધિકાર તેનું વસીયતનામુ અમલમાં લાવવા નીમાએલા શખશને મળેછે, અથવા જો તેવો કોઈ સખ શ નીમવામાં ન આ૦યો હોય તો એ અધીકાર રાજકરતા સત્તા ને મળે છે તા૦ ૬ ડીસેંબર સને ૧૭૯૮ સ. દી. અ. બંગા ળા રીપોરટસ વા૦ ૧ પા૦ ૧૭

૨૦—સ્ત્રી **મુતવલી** દાખલ કામ કરી શકે. અને પોતાના આેધા નું કામ પ્રોકશીથી બજાવી શકે, તા૦ ૪ શપટેંબર સને ૧૮૦૭ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પા૦ ૨૧૪ મારચ ૧ ને ૧૮૩૮ ફુલટન્શ રીપોરટશ સુપરીમ કોરટ કલકતા વા૦ ૧ પા૦ ૩૪૫.

૨૧—કોઇ ધરમાદા આપેલી મીલકતના **સાજાદા નીસીન**ના આ ધો સ્ત્રી રાખી શકતી નથી, તા૦ ૫ મારચ સને ૧૮૩૫ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૬ પા૦ ૨૨

૨૨—ધર્માદા ખાતાની મિલકત ઉપર વારસાના દાવા ચાલી શકતા નથી. તા૦ ૫ મારચ સને ૧૮૩૮. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૬ પાનુ ૨૨.

૨૩—કબરસ્તાનની જગો વકફ છે. અને એટલા માટે તે કોઇને આપી શકાતી નથી. તા૦ ૧૫ ડીસેંબર સને ૧૮૪૬, વાવ્ય ખુણાના પ્રાંતની સ૦ દી૦ અ૦ ડીસીઝન્સ વા૦ ૧ પાનુ ૨૫૦.

૨૪—વકફની જમીન ગીરોથી અથવા બીજી રીતે થોડી મુદતને સારૂ અથવા હમેશાંને માટે કેઇને આપવી એ મુસલમાની કાયદા પ્રમાણે કાયદા વિરૂધ છે પછી જો કે એ ધર્માદા જમીનની મરામત કરાવાને વાસ્તે ઇઆ બીજા કોઇ લાભને માટે આ પ્રમાણે આપી હોય તો પણ તે કાયદા વીરૂધ છે. તા૦ ૧૯ જુલાઇ સને ૧૮૪૬. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ. વા૦ ૭ પાનુ ૨૬૮.

૨૫—સને ૧૮૧૧ માં એક મસજીદની મુકનદારીનો દાવો તનજોરના રાજાની કોરટની લવાદી ઉપર સોંપવામાં આવ્યો હતો, અને એવું હુકમનામું કરવામાં આવ્યું હતું કે એ મશીદના કામકાજનો વહીવટ કરવાનો હક, મુળ સ્થાપન કરનારના વંશમાં રહેલો **અ** નામનો સખસ જેને નામે તેને મળે, અને જે સખસ **અ** એ નીમેલો પુરાવાથી સાબીત થયો તે સખસને **અ**એ કરેલી નીમણુંકના હકથી **અ**નો ઉત્તરાધિકારી કબુલ કરવામાં આવ્યો. બીજો દાવાદાર **અ** નાં આગલા અાધિકારીઓ પોતે નીમાએલા છે અને તેનો ચેલો છે એવા આધારથી દાવો રાખતા હતા તેનો દાવો પડયો મુકી સદર દીવાની અદાલતે ઉપર પ્રમાણે નીમાએલા સખસનો હક મંજુર રાખ્યો. તા૦ ૨૯ મી અગષ્ટ

સને ૧૮૫૦. સ૦ દી૦ અ૦ ડીસીઝન્સ મદ્રાસ પાનું ૫૭.

૨૬—કોઇ એક જીલ્લા જડજના ઠરાવ ઊપર એક સ્પેશીઅલ અપીલ એવા આધાર ઉપરથી દાખલ કરવામાં આવી હતી કે કોઇ મશજીદનો વહીવટ કરનાર પોતાને શોંપેલી મીલકતનો ગેર ઉપયોગ કરે તો કોઇ તે પંથવાળાના દાવા ઊપરથી તેને દુર કરી શકાય, પણ સરટીફીકેટમાં સીરસ્તા મુજબ લખાણુ નહીં હોવાથી ઊપરના વીષય ઉપર કાંઇ પાણ ઠરાવ કરયા વગર અપીલ ના મંજુર કરવામાં આવી. તા૦ ૨૩ જાનેવારી સને ૧૮૪૯. મોરીસ કૃત્ત સીલેક્ટ ડીશીઝન્સ. સ૦ દી૦ અ૦ મુંબાઇ ભાગ ૨ પાનું ૧૫.

૨૭—એક મશજીદના કામને માટે સરકારી તીજોરીમાંથી મદદ દાખલ આવેલા નાણામાંથી હિસ્સો મળવા પોતાનો હક સ્થાપિત કરવા એક મુસલમાને દાવો કરયો. સદર અમીને તેના લાભમાં ઠરાવ કર્યો. પણ જીલ્લા જડજે એવો ઠરાવ કરયો કે એ મદદ સરકાર તરફથી આપવામાં આવી હતી તેથી શરકારની મરજીમાં આવે તેને એ નાણા સરકાર આપે. પરંતુ સદર દીવાની અદાલતે એવા સબબથી એ કેસ ફરી તજવીજમાં લેવા પાછો મોકલ્યો કે જો કે એ નાણાની મદદ આપવી એ સરકારની મરજી ઊપર હતું, તો પણ જ્યાં સુધી એ નાણાની મદદ હયાત હોય ત્યાં સુધી તે નાણાનો અંદર હિસ્સો લેવાના હકની બાબત ઠરાવ કરવો એ યોગ્ય રીતે કોરટોના અખ્તિઆરની વાત છે, તા૦ ૧૭ સપટેંબર સને ૧૮૫૦. મોરીશકૃત સીલેક્ટ ડીસીઝન્સ સ૦ દી૦ અ૦ મુંબાઇ પાનુ ૧૭.

૨૮—દાવાની તારીખ આગમચ અડત્રીસ વરશથી મશજીદને બદલીં ખાંનગી રેહેવાના ઘર દાખલ બનાવી હતી તે મસજીદ પાછી લેવા કરેલા દાવામાં ઠરાવ કરવામાં આવ્યો કે મુદતના કાયદા પ્રમાણે એ દાવાની મુદત ગઇ છે, તા૦ ૧ અમેલ શને ૧૮૫૧. વાવ્ય ખુણાના પ્રાંતોની સ૦ દી૦ અ૦ ડીસીઝન્સ. વા૦ ૬ પાનુ ૮૫.

૨૯—એક મશજીદની હદમાં બાંધેલી દુકાનો જે એ મશીદના રીપેર કામને માટે નાણું કાઢવા સાંનગીરો કરવામાં આવી હતી તે દુકાનોના ભાડા ઊપરના દાવામાં મુસલમાન કાયદાના મોલવીએ ઠરાવ કરયો કે, "મશજીદ સ્થાપનાર જ્યારે મશજીદની હદની

અંદર દુકાનો ઉઠાવરાવે ત્યારે સાધારણ રીતે તેમનો એ હેતુ ર છે કે એ દુકાનો એ મસજીદનું ખરચ નભાવાને વાસ્તેજ તે ઓ કાઢે, અને આ કાર્ય વાસ્તવિક છે, એટલા માટે હાલના દા વામાં, મુળ સ્થાપનારે એ દુકાનો ધર્માદા કાઢી નથી. એવું સા બીત કરવામાં આવે તે શીવાય એ દુકાનો વકફ ગણવી જોઈ એ." પરંતુ કોરટે ઠરાવ કરયો કે આવા પુરાવની ખામી છે. તા૦ ૬ જુલાઈ શને ૧૮૫૩. વાવ્ય ખુણાના પ્રાંતોની શ૦ દી૦ અ૦ ડીસીઝન્સ વા૦ ૮ પાનુ ૪૩૩.

૩૦—જમીન એક સરખી રીતે વકફ દાખલ ઉપયોગમાં લેવામાં આ વેલી છે એવો કાંઇ પણ દસ્તાવેજી પુરાવો રજુ કરવામાં ન આ વ્યો હોય તો તે મિલકત ખાલી એ કામમાં કાઢેલી છે એવું ખાત્રી પુરવક સાબીત ન કરવામાં આવ્યું હોય તે શીવાએ એ મિલકત વકફ ગણી શકાય નહીં. તા૦ ૨૦ જાનેવારી શને ૧૮૫૩. શ૦ દી૦ અ૦ બગાળા ડીસીઝન્સ પાનુ ૬૯.

૩૧—અમુક જમીન જે જોકે વકફ કેહેવાતી હતી તો પણ તેનો થોડો ક ભાગ વાદીએ અઢાર વરશ લગી ખાનગી મિલકતની માફક વારસામાં ઉતરી સકે તથા તેના ભાગ પાડી શકાય તેવી રીતે પોતાના કબજામાં રાખેલો, અને એ જમીનના બીજા ભાગો એવીજ રીતે (જેમ એ જમીનના કબજેદારોના વાદીની સાથે ના સહ વારસો બીજા સખશોના કબજામાં રેહેતાં એ રીતે હ કીકત હતી છતાં એ જમીન વકફ છે એવો પુરાવો રજુ થવા થી મુતવલી દાખલ તમામ જમીનનો પ્રવેશ પ્રતિબંધક કબજો અથવા દાવો કરવાની વાદીને પરવાનગી આપવામાં ન આવી. તા૦ ૨૧ અપ્રેલ સને ૧૮૫૩. શ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝ ન્સ પાનુ ૪૧૧.

૩૨—મશજીદના "મુસુલી" તેમજ માઉઝીનને દુર કરવા મુતવલીના અખતીઆર સબંધી સવાલ ઉઠતાં ઠરાવ કરવામાં આવ્યો કે મશજીદના માઉઝન તથા બીજા નોકરોને જે જે જગોનું કામ તેમને સોંપવામાં આવ્યું હોય તે તે કામમાં તેમના ગફલત થ વાથી તેમને દુર કરવાનો મુતવલીને અખતીઆર છે. તા૦ ૨૭ અપરેલ સને ૧૮૫૪ સ. દી. અ. બંગાળા ડીસીઝન્શ (પા. ૧૯૩)

૩૩—વકફ એ શબ્દ મુસલમાની કાયદામાં જે રીતે તે વપરાયછે તે રી તે તેથી એવી મીલકત સમજવાની છે કે જેની અંદર માલકી હક છોડી દેવામાં આવે છે, અને જે ઇસ્વરના કામમાં એવી રી તે અરપણ કરવામાં આવે છે કે તે માણુસને લાભ કરતા થાય" એટલા માટે ઠરાવ કરવામાં આ૦યો કે વસીયતનામું કરી ગુજ રી જનારની કબર આગળ કોરાન વાંચવા બાબત તથા દીવો કરવા બાબત કરેલો ઠરાવ વકફ મીલકત ઉતપન કરનાર દાખલ ગણાય નહીં. સીલેકટ રીપોટશ વા ૧—પા, ૧૭; તા૦ ૨૧ ફે બરૂવારી સને ૧૮૫૭ સ. દી. અ. ડીસીઝન્સ પા. ૨૩૫

૩૪—ઠરાવ કરવામાં આ૦યો કે કોઇ ધરમાદા કરેલી મીલકતનો સુપ રીનટેંડેન્ટ નીમવાનો અખતીઆર ધરમાદાના લખતમાં કોઇ ખાશ નિયમથી ઠરાવી આપવામાં આવ્યો ન હોય તો એ બાબ ત મુસલમાની કાયદાના શાધારણ નિયમો પ્રમાણે અમલ થવો જોઇએ; એ કાયદા પ્રમાણે ધરમાદાના લખતમાં એ બાબત જો કાંઇ પણ ઠરાવ ન હોય તો સુપરીન્ટેડેન્ટને પોતાની મરણ સૈયા ઉપર પોતાના મરણ પછી પોતાની જગાનુ કામ ચલાવનાર નીમવા અખત્યાર છે, પછી જો કે એ ધરમાદા કાઢનાર તે સુપ્રીનટેન્ડેટને સામાન્ય પરવાનગી ન આપી હોય તેની ચીં તા નહીં. તા૦ ૨૨ અપરેલ સને ૧૮૫૭ સ. દી. અ. ડીસીઝ ન્સ; બંગાળા પા ૬૪૦

૩૫—વકફ મીલકતના પેટાની મીલકતનો ખોટો ઊપયોગ કરયાનો પ- હેલા દાવામાં એક મુતવલી ગુનેહુગાર ઠરયાથી કાયદાના મોજવી એ ઠરાવ કરયો કે આ ગુનહાને માટે તેને દુર કરી શકાય, વ ળી એવો ઠરાવ કરવામાં આ૦યો કે તે સખસ ચોખા હાથ લેઇ કોરટમાં આ૦યો નહીં તેથી કોરટ તેને મદદ કરે એવી તેણે આશા રાખવી નહીં—તા૦ ૧૪ મારચ સને ૧૮૫૯ સ. દી. અ, બંગાળા ડીસીઝન્સ પા, ૨૮૫

૩૬—એવીજ રીતે મુસલમાની કાયદા મુજબ કાયદાસર ચાલી શકે તે વું વકફ બનાવવાને એ ધરમાદા બાબતના દસતાવેજમાં વકફ શબ્દ વાપરેલો હોય એટલું બસ નથી. તેમાં એ મીલકત તદન ઇશવરની ભકતીના કામમાં ઇઆ ધર્મ સબંધી તથા ધરમાદા કા મમાં અરપણ કરેલી હોવી જોઇએ એટલા માટે કોઇ મુસલમા

ન વકફ શબ્દ વાપરવાથી પોતાના સબંધમાં તથા વંશજોના સબંધમાં મીલકત બાબત એવો ઠરાવ કરી શકતો નથી કે જેથી એ મીલકત પોતાની તથા વંશજોની સદાવત વેચી શકાય નહીં. **ઠરાવ** કરવામાં આવ્યો કે વાદીઓ જે કે મુળ વસના રા પઈકી એકના દીકરીના દીકરા હતા તેમનો સમાવેશ ઠરાવ ના દસતાવેજમાં વાપરેલા શબ્દ **ઓલાદ દર ઓલાદ** ના અરથમાં અગર **વારશાસન**ના અરથમાં થતો નથી અબ દુલ ગાની કાસમ વિ. હુશેન મીયા રહીમતુલા સને ૧૮૭૩ મુ. હા. કો. રી. વા૦ ૧૦ પા ૭

૩૭—કોઈ મીલકત ધરમાદા ખાતે કાઢતી વખતે તે ગીરો હોય તો તે થી મુશલમાની કાયદા પ્રમાણે ઉપર મુજબ ધરમાદા ખાતે કાઢ્યાની વાત નામંજુર થતી નથી ગીરો કાયમ રાખીને એ ધરમાંદા ગણવું જો એ ગીરો મુકનાર જોઈએ તેટલી પુંજી મુકીને ગુજરી જાય તો એ પુંજી વડે એ મીલકત ગીરોમાંથી છોડાવવા તેના વારસોની ફરજ છે અને ત્યાર બાદ એ મિલકતનો ધર્માદા ખાતે ઉપયોગ ચાલુ થાય પણ જો જરૂર હોયતો ગીરો રાખનાર એ જમીન વેચી ગીરોનો અમલ કરી શકે, અને એ ધર્માદા આપવાનું કાર્ય એ ગીરો વાલા તરફથી વેચાણ રાખનારના સબંધમાં રદ થશે, પણ તે આપનારના વારસોના સબંધમાં રદ થશે નહી; એ વારસોના સબંધમાં વેચાણમાં રહેલો વધારો ધર્માદા ખાતે લેવામાં આવશે શાહાજાદી હઝરા બેગમ વિ. ખાજા હુસેન અલીખાં સને ૧૮૬૯—બંગાળા લા. રીપોટસ વા. ૪—પા. ૮૬.

૩૮—**અ** નામની એક મુસલમાન સ્ત્રીએ વકફનામું કરી જુદા જુદા પ્રકારની શીયા પંથની ક્રિયાઓ હમેશ ચાલુ રાખવા પોતાના ઘરમાં એક **ઈમામબારા** ને પોતાની તમામ મિલકત અરપણ કરી, એ વકફનામુ જાહેર રીતે રજીષ્ટર કરાવામાં આવ્યું હતું પણ જો કે એ મિલકતના સબંધના તમામ દસ્તાવેજોમાં એ મીલકત વકફ કહેવાતી હતી, અને **અ** તેની **મુતવલી** કહેવાતી હતી તો પણ **અ**એ ઠેઠ સુધી એ મીલકતનો વહીવટ સ્વતંત્ર માલીક દાખલ કરયો, અને તે મીલકત કદી બોરડ આફ રેવન્યુ અથવા સ્થાનીક આધિકારીઓના અખ્તીઆર તળે રહીન

હોતી. ખોટો ઉપયોગ કરવાની તકરાર ઉપરથી **મુતવલીપ** **ણા**માંથી **આ** ને દુર કરવાના દાવામાં ઠરાવ કરવામાં આ વ્યો કે વકફનામાથી સને ૧૮૬૩ના આકટ ૨૦ ના અરથ મુજ બ શારવજનીક ધરમાદા ખાતુ બનતું નથી વળી **ઠરાવ** કરવામાં આવ્યો કે જયાં પ્રતીવાદીઆણ જે કે એક અજ્ઞાન પરદાનશીન સ્ત્રી હતી તે જયારે સોગંદ ઉપર ઇનકાર કરતી હો ય કે વકફનામું કરવામાં સ્વતંત્ર વકફ ઉત્પન કરવાનો મારો ઇ રાદો હતો અગર તે દસ્તાવેજ કરતી વખતે તેની અસર મા રા શમજવામાં હતી ત્યારે તે દસ્તાવેજનું સ્વરૂપ તથા તેની કાયદાશર અશરની તેણીને બરોબર વાકેફગારી થઇ હતી અને તે કરતી વખતે તેણીને યોગ્ય કાયદાના હીમાયતીની શ લાહ મળી હતી એવુ બતાવવાનો બોજો વાદીઓને શીર છે આ વો પુરાવો ન હોયતો એ દસ્તાવેજ તેણીને બંધનકારક નથી ડે લકશાબાનું બેગમ વિ૦ આશાઘર આલીખાં સને ૧૮૭૪ બંગા ળા લા રીપોરટસ વા૦ ૧૫ પા૦ ૧૬૭

૩૯—"ખતીબી" અથવા બીજી ધર્મ શબંધી પદવીની નીમનોકને આ પેલી જમીન ઉપર વારશાના હકથી દાવો થઇ શકતો નથી જયા રે આવી રીતે જમીન આપી હોય ત્યારે જે શખશને તે જ મીન આપી હોય તેના કુટંબને તેના મુવા પછી એ જમીનની પેદાશ તેમના વચે વેહેંચી લેવાનો અધીકાર નથી જે ધર્મ સબં ધી પદવી ચલાવવા માટે આવી જમીન આપવામાં આવી હોય તે પદવીથી એ જમીનની પેદાશ લેવાનો હક જુદો થઇ શક તો. જશફર મોહીનદીન શાહેબ વિ૦ આજી મોહીનદીન શાહેબ સને ૧૮૬૪ મદ્રાશ હાઇકોરટ રીપોરટશ વા૦ ૨ પા૦૧૯

૪૦—મુસલમાની કાયદા પ્રમાણે જો કે વકફ સ્થાપન કરનારને તેનો વહીવટ પોતાના હાથમાં રાખવાનો અથવા તે ઉપર બીજા કો- ઇને નીમવાનો હક છે તોપણ જયારે તેણે કીયા વરગમાંથી (એટલે કે, જાણે તેનાં સગામાંથી) એ વહીવટ કરનાર પસંદ કરવો તે વર્ગનું નામ પડયું હોયતો પછી એ વર્ગ શીવાયના માણસને તે વહીવટ કરનાર નીમી શકે નહી એ સ્થાપન કર- નારના મરણ પછી એ વકફનો વહીવટ કરનાર નીમવાનો હક એ સ્થાપન કરનારના વકીલોને ઇઆ તેનું વસીયતનામું

અમલમાં લાવવા નીમાએલા પુરૂષોને, અગર તેમાંના જે સખ-સ તે વખતે હયાત હોય તેને મળેછે. ધી એડવોકેટ જેનરલ વિ, ફતીમા સુલતાની બેગમ–સંને ૧૮૭૨ મુબાઇ હા. કો. રી. વા. ૯—પા. ૧૯

૪૦—કોઇ ધર્માદા કાડેલી મિલકતનો સુપરીનટેન્ડંટ પોતે ગેરવર્તણું ક ચલાવે તો મુસલમાની કાયદા પ્રમાણે તે દુર થઇ શકેછે, અને જે ચીજોને માટે આ સુંપરત કરવામાં આવી હોય તેનું રક્ષણ કરવાને આ બસ છે—સંને ૧૮૭૦ વા૦૫ ખુણાના માં તોની હા. કો. રી. વા. ૨—પા. ૪૨૦

૪૧—સ્વાલ—માત્ર કોઇ અમુક કુંટુબને હમેશાંને માટે અને બીજાને નહી આપી શકાય એવી મિલકત, ગરીબ લોકોના, અથવા બીજા કોઇ સમુલગા બંધ ન થઇ જાય એવા ધર્માદાયથી જેનું ગુજરાન ચાલતું હોય એવા લોકોના વર્ગના ઉપયોગમાં લેવાના કાંઇ પણ છેવટના ચોખા પ્રતિબંધ વગર, આપવાને સારૂ વકફ ઊત્પન થઇ શકે કે નહીં, ફતે સાહેબ વિ. દામોદર પ્રેમજી સંને ૧૮૭૯ ઇડીઅન લા. રીપોટસ, મુંબાઇ વા. ૩—પા. ૮૪

૪૨—આ દેશમાં ધર્મ સબંધી નીમનોકો, પછી તે મુસલમાનોમાં હો કીંવા હીંદુઓમાં હો, પણ તે બીજાને આપી શકાતી નથી; જો કે આ નીમનોકોની વારશીક આવક, મુડી બાહાલ રાખીને, વખતે જે મંદીર અથવા બીજી જગો, જેને નીમનોક બાંધી આપવામાં આવી હોય તેના અવશ્ય જરૂરીઆત કામોને સારૂ નાણું કાઢવાની જયારે જરૂર પડે ત્યારે, ગીરો મુકી શકાય છે. પણ તે ઉપરાંત તે નીમનોકોની મુળ મુંડી વાપરી શકાતી નથી, નારાયણ વિ. ચીનતામણ—સને ૧૮૮૧—ઇંડીઅન લા રીપોર્ટ-સ, મુંબાઇ વા. ૫—પા. ૩૯૩,

૪૩—જયારે એ નીમનોકનો હેતું કોઇ ધમ સંબંધી અગર ધર્મા-દાય કામને માટે બંદોબસ્ત કરવાનો હોય ત્યારે, ઠરાવ એવો કરવામાં આવ્યોછે ત્યારે પેનશન બાબતના આકટના ઠરાવો તેને લાગુ નથી, "પેનશનુ તથા બક્ષીસો" જે એ આકટમાં લ-ખીછે તેનો અર્થ પંડને માટે એ બક્ષીસો છે, નીમનોકોને માટે એ બક્ષીસો નથી. સેક્રેટરી આફ સ્ટેટ વિ. અબદુલ હકીમખાં સંને ૧૮૮૦ ઇડીઅન લા રીપોર્ટસ, મદ્રાસ વા. ૨—પા. ૨૯૪.

૪૪—એક મુસલમાને પોતાની સ્થાવર મિલકતમાંની થોડીક મિલકતને માટે નીચે મુજબ ઠરાવ કર્યો:—"બાકીની ચાર આની મારી દીકરી ખ તથા તેણીના વંશજોને, તેમજ વળી તેણીના વંશજોના વંશજોના વંશજોને ગમે તેટલી ઉતરતી પાયરીનાને મેં વક્ફ કરી છે, અને જ્યારે તેમાંનું કોઇ હયાત ન હોય ત્યારે ગરીબોને તથા માગણોને વક્ફ કરીછે." **ઠરાવ** કરવામાં આવ્યો કે આ ગોઠવણથી કાયદાસર રીતનું વક્ફ ઉત્પન થતું નથી. કાયદાશર રીતનું વક્ફ બનાવવાને એ મિલકત તદન ઇશ્વરની પુજામાં તથા ધર્મ સંબંધી અગર ધર્માદાય કામોમાં અર્પણ કરેલી હોવી જોઇએ. ગાડગાદ હામીદુલાખા વિ. લાટફુલ હક—સને ૧૮૮૧—ઇંગ્લીશ લાહ્ય રીપોર્ટસ, કલકત્તા વા ૬—પા. ૭૪૪

જાહાગીર. ૧—મુસલમાની કાયદા પ્રમાણે, જ્યાં દબાવી પડેલી મિલકતમાં ફારફર કરવામાં આવ્યો હોય તે પ્રમાણે જે સખસને નુકશાન પોહોંચ્યું હોય તે સખસ આ દબાવી પડેલી મિલકતની બાબતમાં નુકશાનીનો દાવો કરી શકે છે, પણ સદરહુ મિલકતમાં ફેરફાર કરી જે મીલકત બનાવી હોય તેમાં હિસ્સો મળવાનો દાવો તે કરી શકતો નથી. એટલા માટે કોઇ વારસ ગુજરનારની વડિલોપાર્જીત જાહાગીરના તાબાની જાહાગીરો જે પૈસા આપી ખરીદ કરવામાં આવી હોય અને જે પઇસાનો કોઇ સહવારસે ખોટો ઉપયોગ કરયો હોય તે જાહાગીરો ઉપર દાવો કરી શકતો નથી, પણ એ ઉપજેલા નાણામાં પોતાનો હિસ્સો લેવાનો તે દાવો કરી શકેછે. નુર-ઉલ-હુસેન વિ. મસુમાત મુવરામ—સને ૧૮૭૨—વાલ્ય ખુણાના માંતાની હા. કો. રી, વા. ૪ પા. ૧૦૩.

પ્રતિબંધ અટકાવ. ૧—એક મુસલમાનની એક વિધવાએ મેહેર બદલ તે મુસલમાને તેને કરેલી બક્ષીસની રૂએ તે પોતાનો ધણી જે કે છવીસ વરસ પેહેલાં ગુજરી ગયો હતો તેની મિલકત ઉપર દાવો કરયો. તે ગુજરી ગયા પછે તે વિધવાની તરફનો કાંઇપણ કબજો થયો નહોતો; અને તેણીના દીકરાએ એ દરમ્યાન વખતમાં તેણીની આગ્નાથી દાવો કરી પોતાના બાપની મિલકતનો પોતે વારસછે, એવો ઠરાવ મેળવ્યો હતો આ પ્રમાણે હકીકત હોવાને લીધે **ઠરાવ** કરવામાં આવ્યો કે બક્ષીસની રૂએ દાવો કરવાથી

એ વિધવા અટકાએલ હતી, જોકે એક વારસ દાખલ પોતાના હિસ્સા માટે તે દાવો કરી શકેછે—તા૦ ૧૮ નવેંબર સને ૧૭૯૫ સ. દી અ. બંગાળા રીપોરટસ વા. ૧ પા, ૧૦

—એક સખસે પોતાની પાસે વસીયતનામુછે એવી તકરાર બતાવી અને જ્યારે એ વસીયતનામું બનાવટી ગણી નામંજુર કરવામાં આવ્યું ત્યારે તેણે બક્ષીસની દલીલ બતાવી કે જે બક્ષીસની વાત તેણે પહેલાં ઈનકાર કરી હતી, ઠરાવ કરવામાં આવ્યો કે મુસલમાની કાયદા પ્રમાણે એક બીજાથી વિરૂધતાને લીધે આ દલીલ થઇ શકતી નથી.—તા૦ ૫ અગષ્ટ સંને ૧૮૦૩ સ. દી. અ. બંગાળા રીપોરટસ વા.૧ પા. ૬૮

૩—એક વાદીએ પ્રતિવાદીઆણ ગુજરનાર માલીકની એક દીકરીછે એ વાત ઈનકાર કરયા પછી, તે ગુજરી ગઇ ત્યારે તે વાત કબુલ કરી તેણીના વારસ દાખલ એ મિલકતનો દાવો કરયો તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે **ટાનાકઝ** ઇબા વિરૂધતાના સબબથી મુસલમાની કાયદા પ્રમાણે આવો દાવો ચાલી શકતો નથો,—તા૦ ૧૨ અકટોંબર સંને ૧૮૦૩ સ. દી. અ. બંગાળા રીપોરટસ વા. ૧ પા ૭૩.

૪—જ્યાં એક વાદીઆણ હીંદુ ઓરત પોતે મુસલમાન ધર્મમાં ગઇછે એ વાત પેહેલી ઈનકાર કરી, પણ પાછળથી એક ગુજરેલા મુસલમાનની મીલકતનો તેના વિધવા તથા કાયદા પ્રમાણે વારસ દાખલ દાવો કરયો. તેમાં **ઠરાવ** કરવામાં આવ્યો કે તેણે એક બીજાથી વિરૂધ હકીકત જાહેર કરવાથી મુસલમાની કાયદા પ્રમાણે તેનો દાવો અટકાતો હતો—તા૦ ૧૧ માર્ચ સને ૧૮૪૧ સ. દી, અ. બંગાળા રીપોરટસ વા. ૭ પા, ૮૦

૫—કોઇ પણ મુદાના બાબત ઉપર વાદીએ જાહેર કરેલી હકીકત વિરૂધ હુકમનામું આપી શકાય નહી, અને જ્યારે કોઇ દાવાના પક્ષકારે એક વખતે વીચાર પૂર્વક ઇરાદા સાથે કોઇ વાત ઇનકાર કરી હોય તો પછી તે પક્ષકાર પાછળથી એ વાત કબુલ કરી તેનો લાભ લેઇ શકતો નથી: તેનજ કોરટે ઠરાવ કરવામાં, જાણે તેણે તેમ કરયુ નથી એ [illegible] નહીં તા૦ ૬ સપટેબર ૧૮૪૯ વાયવ્ય ખુણાના પ્રાંતના [illegible] ઝન્સ વા. ૪ પા ૩૦૫.

૬—કોરટના બહુ મતે ઠરાવ કરવામાં આવ્યો કે કોઈ ત્રાહીત સખસે પ્રથમ કરેલી હકીકતથી, બીજા આધાર ઉપર મિલકતનો કબજો લેવાને વાદીને અટકાયત થઇ શકતી નથી. પછી જો કે એ હકીકત જે કાર્યના આધારે દાવો કરવામાં આવ્યો હોય તે કાર્યના વાસ્તવિકપણાનો નિર્ણય કરવામાં અગત્યનો પુરાવો ગણવામાં આવી હોય તેની ચીંતા નહીં તા૦ ૨૮ ફેબ્રુઆરી સને ૧૮૫૭ સ. દી. અ, બંગાળા ડીસીઝન્સ પા. ૩૦૦

પુરાવો.

૧—કાયદાના મોલવીઓના અભિપ્રાયને અનુંસરી કાઝીની સાક્ષી ઉપરથી (કાઝીએ સહી કરી નહોતી, પણ પોતાની મોહોરનો સીક્કો કરયો હતો) તથા મુનશી જેણે મુસદો કરયો હતો તેની સાક્ષી ઉપરથી એક દસ્તાવેજ કબુલ કરવામાં આવ્યો હતો, અગર જો કે કોઇ સાહેદે સહી કરી નહોતી, બીજો દસ્તાવેજ લગ્નના ઠરાવ બાબતનો જેની સાથે ઉપરનો દસ્તાવેજ સંબંધ રાખતો જણાતો હતો, પણ તે કરાર બાબત જરૂરી પુરાવ નહોતો, તે દસ્તાવેજમાં ઠરાવામાં આવ્યુ હતું કે મેહેર બદલ ઓરતને "તે વખત ધણીના કબજામાં જે મિલકત હતી તથા ત્યારબાદ જે મિલકત આવે" તે બધી મિલકત મળે. કાયદાના મોલવીઓએ અભીપ્રાય આપ્યો કે આ દસ્તાવેજથી માત્ર જે મિલકત તે વખતે તેના કબજામાં હોય તેજ મિલકત તેને મળી શકેછે. તા૦ ૧૪ અગષ્ટ ૧૮૦૧ સ. દી. અ, બંગાળા રીપોરટસ વા. ૧ પા. ૫૨.

૨—ફલાણો પોતાનો બાપછે એવું સ્થાપિત કરવાને દીવાના માણસનું કેહેવુ બસ નથી, અથવા જ્યારે બાપ હોવાનો દાવો બીજો માણસ કરતો હોય ત્યારે ડાહાપણવાળા માણસનું કેહેવું પણ બસ નથી—તા૦ ૧૦ અપ્રેલ સને ૧૮૨૦--સ. દી. અ, બંગાલા રીપોટસ વા. ૩—પા. ૨૩.

૩—મુસલમાની કાયદાના નિયમ પ્રમાણે પ્રતિવાદી ઇનકાર કરે તે ઉપર વાદીએ પોતાનો દાવો સાબીત કરવાને પુરાવો રજુ કરવો જોઇએ; પણ જ્યારે કોઇ ખાશ દલીલ કરવામાં આવે ત્યારે પુરાવાનો બોજો પ્રતિવાદી ઉપર રહેછે. તા૦૬ અગષ્ટ સને ૧૮૨૧ સ. દી. અ. બંગાળા રીપોટસ વા.૩—પા. ૧૦૨.

૪—દેશીઓ વચ્ચે કરાર તથા વારસાની તકરારોમાં કોરટ પુરાવાના દેશી નિયમો પ્રમાણે તજવીજ નહી કરે પણ ઇંગરેજી નિયમો પ્રમાણે કરશે-તા૦ ૧૯ જાનેવારી સંને ૧૮૧૩-સ્ટ્રેંજ કૃત રીપોટસ સુપ્રીમ કોરટ મદ્રાસ. વા.૨-પા. ૧૯૧.

૫—એક મુશલમાનને તેની પોતાની ઓરતની તરફેનમાં પુરાવો આપવા દાખલ કરવામાં આવ્યો હતો—૧ લી ટર્મ સને ૧૮૪૩-ફુલટન્સ રીપોટસ સુપ્રીમ કોરટ કલકતા.

૬—અમુક મિલકત વકફ બતાવ્યા બાબતના સાક્ષીઓએ મોઘમ સાહેદી પુરી તે કામમાં તેમનો પુરાવો (ડકીકતની પુષ્ટિ સાથે) કાયદાસર રીતે જોઇએ તેવો ગણવામાં આવ્યો.—તા ૧૭ ફેબરૂઆરી સંને ૧૮૩૧—સ. દી. અ. બંગાળા રીપોટસ વા. ૫-પા.૮૭

૭—વેચાણની સાબેતીમાં રજુ કરેલો દસ્તાવેજી પુરાવો જ્યારે કોઇ કેહેવાતો ખરીદદાર જે કે વેચેલી મિલકતના માલીકનો એક નોકર હતો, અને જેના હાથમાં દેશ રીવાજ પ્રમાણે માલીકની સીલ ઘણી વખત સોંપવામાં આવેલી હોય તેના હાથથી રજુ થએલો હોય તોતે શકને પાત્રછે એવો ઠરાવ કરવામાં આવ્યો તા. ૨૭ જુન સને ૧૮૨૬—સ. દી. અ. બગાળા રીપોટસ વા.૪ પા. ૧૬૮

૮—કરજની કબુલીયતનો તથા તે આપવાના કરારનો ખરડો જે દેણદારની રૂબરૂમાં તઇઆર કરવામાં આવેલોછે એવું સોગંદ ઉપર કેહેવામાં આવ્યુ પણ જે ઉપર તે દેહેણદારે શહી કરી નોહોતી તે ખરડો પ્રીવીકોનસીલની જ્યુડીશીઅલ કમીટીએ કરજના પુરાવા દાખલ કબુલ કરયો, અને આ પુરાવા ઉપરથી નીચલી કોરટોએ કરેલુ હુકમનામું ખરચ સાથે બાહાલ રાખ્યું-તા૦ ૫ ડીસેબર સંને ૧૮૩૭ મુર્સ ઇંડીઅન અપીલ્સ વા. ૧-પા. ૪૬૧

૯—જ્યાં એક સખસે હીબેહ નામેહની રૂએ અમુક મિલકતનો દાવો કર્યો પણ એ દસ્તાવેજ તેણે રજુ કર્યો નહી ને કહયું કે તે ખોવાઇ ગયો છે અને તે નહીં જડવાના કેટલાંક નજીવાં કારણો બતાવ્યાં તે ઉપરથી ખરચ સાથે તેનો દાવો કાઢી નાંખવામાં આવ્યો. મુકદમો નંબર ૧૨-સંને ૧૮૧૫ મદ્રાસ ડીસીઝન્સ વા. ૧ પા. ૧૩૩.

૧૦—જે દસ્તાવેજોના અસલને માટે શોધ કરવા બાબતનો કાંઇ પુરાવ ન આપવામાં આવ્યો. હોય તે દસ્તાવેજોની નકલો દાયમ પુરાવ તરીકે અંગીકાર કરી શકાય નહી—તા ૩૦ નવેમ્બર સંને ૧૮૩૬—મુર્સ ઇંડીઅન અપીલસ વા. ૧—પા. ૧૯

૧૧—કોઇ વસીયતનામાથી આપેલો અખ્તિયાર બીજાને આપવા બાબત મુખત્યારનામા વીશે એ વશીયતનામામાં કાંઇ મજકુર લખ્યો હોય તેથી સદરહુ મુખત્યારનામું ખોવાઇ ગયા વીશેનો અથવા તેનો નાશ થયા વીશેનો પુરાવો ન હોયતો એ મુખત્યારનામાના મજકુર બાબતનો જોઇએ તેવો પુરાવો થતો નથી. તા૦ ૭ ડીશેંબર સંને ૧૮૩૯—મુર્સઇંડીઅન અપીલ્સ વા. ૧ પા ૪૯૪.

૧૨—પ્રતિવાદીએ પોતાના જવાબમાં પોતે એ ખત લખી આપ્યા વીશે ઇનકાર કર્યો. વાદીએ પોતાના જવાબમાં એ ખતનો અકસ્માત નાશ થયા વીશે જાહેર કરયું અને તેની રજીસ્ટર કરાવેલી નકલ પુરાવામાં મુકવા રજા માગી જે રજા કોરટે આપી—અને તેની સાથે અશલ ખતના કડકા રજુ કરવા ફરમાવ્યું: કામ ચાલતી વખતે વાદીએ એ કડકા રજુ કર્યા, અને સંને ૧૮૦૨ ના મદ્રાસ રેગ્યુલેશન ૧૭ ની કલમ ૨ મુજબ એ ખતની રજીસ્ટર કરાવેલી નકલ પુરાવામાં રજુ કરી, કોરટોએ એ રજીસ્ટર કરાવેલી નકલ પુરાવામાં લીધી, અને વાદીના લાભમાં ઠરાવ કર્યો. પ્રીવીકૌંનસીલની જ્યુડીશીઅલ કમીટીએ અપીલમાં એ ઠરાવ રદ કર્યો અને તેના કારણમાં જણાવ્યુંકે અસલ ખતનો નાશ થયા વીશે સંતોષકારક પુરાવા વગર રજીષ્ટર કરાવેલી નકલ દાયમ પુરાવા દાખલ અયોગ્ય રીતે દાખલ કરી છે, તા૦ ૧૬ જુન સંને ૧૮૪૩.—મુર્સ ઇંડીઅન અપીલ્સ વા, ૩—પા ૧૫૬,

૧૩—ધણીએ પોતાની કોઇ ઓરતને કરી આપેલી લેખી કબુલીયત, તે ઓરત ગુજરી ગયા પછી મેહેર દાખલ તેણીને ઠરાવી આપેલી રકમની જોઇએ તેવી સાબેતી છે. તા૦ ૨૪ અગસટ સંને ૧૮૦૪ સ. દી. અ. બંગાળા રીપોરટસ વા. ૧—પા૦ ૮૩

૧૪—જયાં એક મુસલમાને તેની ઓરતને લગનની ભેટ મોકલી પોહોચાડી, અને તેજ વખતે તેણીને યોગ્ય ખબર આપી કે

સદરહુ ભેટ જેટલી તેની કીંમત છે તેટલી, મહેર બદલ, અને મેહેરનુ દેવું પતાવવા મોકલવામાં આવીછે, તે કામમાં **ઠરાવ** કરવામાં આવ્યો કે એ ઓરત અગર તેણીના દોસ્તદારો તરફની સદરહુ મતલબની પદ્ધતિ પ્રમાણે કબુલત લેવાની જરૂર નથી, પણ જો એ લગ્નની ભેટ પોહોચાડયા બાબત ધણીની તરફની સાબીતી ન હોયતો, કોરટે **ઠરાવ** કરયો કે ધણી પાસેથી પોતાની મેહેરનો કબજો લેવા ઓરતનો હકછે, તા. ૨૩ મેએ સને ૧૮૨૨ બોરાડેલ્સ રીપોરટસ સ. દી. અ. મુંબઇ વા. ૨ પા. ૨૫૮

૧૫—એક સખસે પોતાના વડાવાની મિલકતના હિસ્સાને માટે દાવો કરેલો તે દાવો નાખો રેહેવાના પુરાવા ઉપરથી, અને સામા પક્ષકારે એ સખસની સહીની એ મીલકતમાં તેનાં હિસ્સાની ફારગતી રજુ કરવા ઉપરથી, કાઢી નાંખવામાં આવ્યો:—તા. ૧૭ નવેબર સને ૧૮૧૭ બારોડેલ્સ રીપોટસ સ. દી. અ મુંબાઇ વા. ૧ પા, ૨૦૫

૧૬—કોઇ વશીયતનામું કરનાર મુસલમાને વશીયતનામું યોગ્ય રીતે કરેલું છે કે કેમ તે બાબતના સવાલનો ઇનસાફ પુરાવાના મુસલમાની કાયદા પ્રમાણે નહીં પણ, ઇંગ્રેજી કાયદા પ્રમાણે કરવો જોઇએ:—તા૦ ૧૯ જાનેવારી સને ૧૮૧૩—સ્ટ્રેન્જસ રીપોટસ સુપ્રીમ કોર્ટ મદ્રાશ વા૦ ૨ પા ૧૮૦

૧૭—કોઇ વાદી પોતાના બાપે કોઇ વેચાણના બીલો કરયાં તે વખતે હાજર હતો, અને કોઇ રીતે એ વેચાણ કરવા બાબત તેણે વાંધો લીધો નહી, તે કામમાં ઠરાવ કરવામાં આવ્યોકે સદરહું વેચાણ કરવામાં એ વાદીની સમ્મતી છે એવો આ હકીકતથાજો ઇએ તેવો પુરાવોછે, અને વેચેલી મીલકત ઉપર વારસાની રૂઇએ કરેલો દાવો નામંજુર કરવામાં આવ્યો તા૦ ૧૩ ડીસેંબર સને ૧૮૪૯ સ૦ દી૦ અ૦ મદ્રાશ

૧૮—હુકમનામાઓની પતાવણી ઉઠાવવાને માટે મીલકત કપટ ભરેલી રીતે બીજાને લખીઆપવાનો રીવાજ એટલો સાધારણ છે કે જ્યારે કોઇ મુસલમાનની ઓરત કોઇ મીલકત જે તેણીના ધણીની દેખાતી હોય તેવી મીલકત ઉપર દાવો કરે ત્યારે એ દાવાની પુષ્ટિમાં પુરેપૂરા અને સંતોશકારક પુરાવામાં કાંઇ પણ ખામી

ન હોય તોજ કોરટે એ દાવો મંજુર રાખવો જોઈએ તા.૯ મેએ સને ૧૮૪૫. સ. દી. અ, બંગાળા ડીસીઝન્સ પા૦ ૧૫૨.

૧૯—પોતના ભાઈના દાવામાં સાક્ષી દાખલ જુબાની આપતાં કોઈ દેણદારે પોતાનું કરજ ઇનકાર કરયું તો તે દેણદારનો પુરાવો અંગિકાર કરવા જોગ નથી. તા૦ ૧૯ મી જુલાઇ સને ૧૮૪૮ સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા૦ ૬૯૩.

**નોટ**—આવો પુરાવ સને ૧૮૫૫ ના આકટ ૨ જા ની કલમ ૧૮ મુજબ હવે અંગિકાર કરવા જોગ થયો.

૨૦—મુસલમાનો વચેના એક દાવામાં મદ્રાસની સદર અદાલતે અભિપ્રાય આપ્યો કે આ દેશમાં કોરટો હમેશાં તેમની મુખત્યારીએ જે સહી ખરી કબુલ કરવામાં આવી હોય તે સહીની સાથે વાંધાવાળી સહીનો મુકાબલો કરે છે. તા૦ ૨૭ અકટોબર સને ૧૮૫૨ મદ્રાસ સદર અદાલત ડીસીઝન્સ પાનું ૧૪૧.

૨૧—કોઈ જમીન બાબત એક સખસ વારસાના હક્કથી દાવો રાખતો હતો, અને બીજો ખરીદીના હકથી દાવો રાખતો હતો એવા બે સખસો વચેના દાવામાં ઠરાવ કરવામાં આવ્યો કે મુસલમાની કાયદા પ્રમાણે વેચાણ કરયા બાબત મોહોઢાના કેહેણ સાથેનો કબજો લેખી દસ્તાવેજ નહીં હોય તો કાયદાસર રીતે હક સબંધ આપે છે. તા૦ ૩ સપટેમ્બર સને ૧૮૫૧. મોરીસ સીલેકટ ડીસીઝન્સ સ૦ અ૦ મુંબાઈ પા૦ ૭૭.

૨૨—મુસલમાનો વચેના દાવામાં પેહેડી માત્ર મોહોઢાના પુરાવાથી સંતોષકારક રીતે સ્થાપિત કરી શકાય છે. મોહીદીન અહમીદ ખાં વી. સઈદ મહમદ. સને ૧૮૬૨. મદ્રાસ હા૦ કો૦ રી૦ વા. ૧ પા૦ ૯૨.

વસીયતનામુ અમલમાં લાવવા સારૂ નીમાએલો સખસ.

૧—મુસલમાની કાયદા પ્રમાણે વસીયતનામું અમલમાં લાવવા નીમાએલા સખસને જે વસીયતનામાની રૂએ પોતે નીમાએલો હોય તે વસીયતનામું અમલમાં લાવવા સારૂ પોતાની હયાતી પછી પોતાની જગોનું કામ કરનાર નીમવાનો હક છે. શેખ હફીઝ ઉર રેહેમાન વિ. બાદીન હુસેન સને ૧૭૨, ૯વાલ્યુ બુણાના માંતોના હા. કો. રી. વા૦ ૪ પાનુ ૧૦૬.

૧—બક્ષીસના લેનારે એ બક્ષીસ કોઇ સગાઇવાળી સ્ત્રીના નામથી (પોતાના મરણ પછી એ મિલકત તેણીને મળી શકે એવા ઇરાદાથી) કરાવી હોય તેથી ખરેખરા બક્ષિસ લેનાર માલીકના કાયદાસર વારસોના હક વિરૂધ એ સ્ત્રીનું મુસલમાની કાયદા પ્રમાણે કાંઇ ચાલી શકતું નથી. તા૦ ૮ અગષ્ટ સને ૧૮૦૮. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પાનું ૨૫૦.

ફારઝી એટલે કલ્પિત નામથીખરીદી અગર વેચાણ.

૨—બક્ષીસોમાં ફારઝી ઇસ્મ કલ્પિત નામો કાયદા વિરૂધ નથી, અને તે ઉપર માલકી હક ખરેખર જેને એ બક્ષિસ આપવામાં આવી હોય તેનો રહે છે. અને જેનું નામ વાપરયું હોય તેનો હક અવશ્ય કરીને રહેતો નથી. ૮ અગષ્ટ સને ૧૮૦૮. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પાનું ૨૫૦. તા૦ ૩ જી એપ્રીલ સને ૧૮૨૬. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૪ પાનું ૧૩૪.

૩—જ્યાં એક વાદીએ અમુક મિલકત જે પ્રથમ પોતાના દીકરાની વહુના નામથી વેચાણ રાખેલી એમ કહેવામાં આવેલું, તે મિલકતનું હુકમનામાની બજાવણીમાં કરેલું વેચાણ રદ કરાવા દાવો કરયો, તે કામમાં **ઠરાવ** કરવામાં આવ્યો, કે એ દીકરાની વહુ જે કે નામની ખરીદદાર હતી તેને દાવામાં સામેલ કરવામાં નથી આવી તેથી વાદીનો દાવો કાઢી નાંખવો જોઇએઃ— તા૦ ૩ મેએ સને ૧૮૪૨. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૭ પાનું ૯૫.

૪—એક પક્ષકારે કોરટના હુકમનામાની બજાવણી ઉડાવવાને સારૂ પોતાની મિલકત બીજાને વેચાણ કરી, કલેકટરના ચોપડાએ વેચાણ નોંધાવ્યું, અને સગીરપણાના વહીવટની આખી મુદત દરમીયાન ઉપજ તે સખસ પાશેથી તેણીએ લીધી. એ વહીવટમાંથી એ મિલકત છુટયા બાદ એ વેચાણ કરાવી લેનારે ખરેખરા ખરીદદાર દાખલ દાવો કરયો. પોતાની મિલકત કબજે લેવા વેચાણ આપનાર સ્ત્રીએ કરેલી ફરીઆદમાંથી ઉત્પન થએલી સ્પેશીઅલ અપીલમાં ઠરાવ કરવામાં આવ્યો કે એ વેચાણ અગર જો કે નામનુ હતું તોપણ તે યોગ્ય રીતે લખેલા અને રજીષ્ટર કરાવેલા દસ્તાવેજથી કરવામાં આવ્યું હતું, અને આલમને છેતરવાને તથા કોરટની વ્યાજબી પ્રોસેસ ઉડાવવાને એ ફેરફાર રજીષ્ટર કરાવવામાં આ

ચ્યો હતો; આવા સબબ ઉપરથી કોઇ દાવો ચાલી શકે નહી, કારણ કે કાયદાની મદદથી કોઇ માણસ તેમના પોતાના ખોટા કૃત્યનો લાભ લેઇ શકતો નથી. તા૦ ૨૪ મારચ સને ૧૮૪૬ રોશન ખાતુન, અપેલન્ટ.....લાહુરી જ્યુડીશીઅલ માકસોમ્સ વા૦ ૨ પાનું ૨૪૨

૫—આ મુકદમામાં ગીરો રાખનાર, વાદી થઇ આવેલા સબબ પાસેથી ગીરો રાખ્યાનો દાવો લાવે છે, અને એ ઠરાવ ગીરો રાખનાર દાખલ તોઓની સાથે સ્પષ્ટરીતે કરવામાં આવ્યોતે એમ તે કહેછે. પરંતુ જડજે એ ગીરોનો દસ્તાવેજ પ્રતિવાદીઓના ધણીની એક કપટ ભરેલી તદબીર ઠરાવી એટલા માટે મૂળ વાદીઓનો કોઇ પણ પ્રકારનો શુદ્ધબુદ્ધિનો કબજો ઠરેલો નથી. વાદીના તરફેનમાં જડજે કરેલો ઠરાવ બાતલ રાખવામાં આવ્યો. તા૦ ૨૬ મી અપરેલ સને ૧૮ ૯ કેસ નંબર ૧૬૦—મા. વેસ્ટર્સ સ. દી. અ. બંગાળા રીપોર્ટસ વા૦ ૫ પા૦ ૬૫૯

૬—એક વેચાણના દસ્તાવેજમાં તે વખતે મુબાઇની સુપ્રીમ કોરટમાં ચાલતા એક દાવાના પ્રતિવાદીની સ્થાવર મિલકત લખી આપી હતી. તે કામમાં **ઠરાવ** કરવામાં આવ્યો કે વેચાણ રાખનારે શુદ્ધબુદ્ધિથી અવેજ આપ્યાની ખાત્રી લાયક પુરાવો ન હોય તો એ વેચાણ વેચનાર લેહણદારો વિરૂધ કપટ ભરેલું અને નિરર્થક છે. અને મિલકત ઉપર કલમબંધી આવતી અટકાવવાને વસ્તે કરેલુ છે; વળી ઠરાવવામાં આવ્યુ કે આવા દસ્તાવેજની રૂએ જે સખસે કબજો લીધે હોય તેને એ મિલકત ઉપર કરેલા સુધારાને માટે ખરચેલું નાણું બીલકુલ મજરે મલવાનો હક નથી. તા૦ ૧૧ ફેબરૂઆરી સને ૧૮૫૪ મુંબઇ ઇંડીઅન અપીલસ વા. ૬ પા૦ ૨૭

૬— હુકમનામું થયા પછી હુકમનામાના લેહેણદારે પોતાની ઓરતના નામઉપર મિલકત ચઢાવી આપેલી તે વાત દગલબાજીનું અનુમાન કરી ના મંજુર કરવામાં આવી. તા૦ ૨૦ જાનેવારી સને ૧૮૫૩ સ. દી. અ. બંગાળા ડીસીજનસ પા. ૬૯

૭— મિલકત ખરીદ કર્યા બાબતના તથા તેનો પાછળથી ઉપયોગ કર્યા બાબતના અગત્યના દસ્તાવેજો પ્રતિવાદીઓના કબજામાં હોય તો તે માલકી હક સાબીતી છે, અને એ ખરીદ એ કેહેવાના

[નામના] ખરીદદારના નામથી બીનામી કરવામાં આવેલી ગણ્વી જોઇએ. તા૦ ૧૬ અપરેલ સને ૧૮૫૫ સ. દી. અ. બંગાળા ડીસીજન્સ પા. ૧૪૫

૧— કોઇ ઓરતનો આગલો ધણી ગુજરી ગયેલો જાણી કરેલું લગ્ન એ આગલો ધણી પાછો આવવાથી ગેર કાયદાસર સાબીત થવાથી આ બીજા લગ્ન વખતે ઠરાવેની મેહેર બદલ કરેલી બક્ષીસ રદ થતી નથી. તા૦ ૨૬ નવેમ્બર સને ૧૮૦૦ સ. દી. અ. બંગાળા રીપોરટસ. વા. ૬ પા, ૩૧ બક્ષીસ

૨— જયાં એક મુસલમાને પોતાના કબજાનાં હતી એટલી બધીમીલકત મેહેર બદલ બક્ષિસ કરી પોતાની ઓરતને આપી હતી તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો હતો કે જે મીલકત વસીયતનામું અમલમાં લાવવા નીમાએલા સખસ દાખલ તેના હાથમાં આવેલા હોય તે મિલકત ઉપર દાવો થવાને આવી બક્ષીસથી અટકાવ થતા નથી તા૦ ૧૧ આગષ્ટ સને ૧૮૦૬. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ ૧૦ ૧ પાનું ૧૫૦.

૩—નોખી પાડી શકાય એવી મિલકતના બક્ષીસની બાબતમાં કબજો સોંપતા અગમચ તેના ભાગ પાડવા એ અવશ્ય જરૂરનું છે. તા૦ ૧૩ ફેબરૂઆરી સને ૧૮૨૭ સ. દી. અ. બંગાળા રીપોરટસ વા. ૪—પા. ૨૧૦

૪—મુસલમાનના અને કોઈ પરાયા સખસના વાસ્તે વચે બક્ષીસની બાબતમાં કાંઇ તફાવત નથી. તા૦ ૮ મેઅે સને ૧૮૩૨ સીલેક્ટ રીપોટસ સ. અદાલત મુંબાઇ પા૦ ૮૦ (મોરીસ કૃત)

૫—મુસલમાની કાયદા પ્રમાણે બક્ષીસ મંજુર કરવાને સારૂ એ જરૂરનુ છે કે બક્ષીસ કરેલી ચીજ બતાન કરેલી અને નીરાળી જોઇએ, અને જે બાકી મિલકત આપવાનો ઇરદો ન હોય, અથવા જે મિલકત બક્ષીસથી કાયદા પ્રમાણે આપી શકાતી ન હોય તેનાથી નોખી પાડેલી હોવી જોઇએ; અને જયાં આપવા ધારેલી અમુક મિલકતના બાર આના પૈકી ચાર ભાગની મિલકત ધર્મ સબંધી કામોમાં અર્પણ કરેલી હતી, અને જે એટલા માટે કાયદાસર રીતે બક્ષીસથી આપી શકાતી નથી, તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે એ આઠ ભાગની બક્ષીસ નામંજુર છે, કારણ કે જે ચાર ભાગની બક્ષીસ કાયદા વીરૂધ હતી તે ચાર

ભાગની સાથેજ આ આઠ ભાગની બક્ષીસ કરવામાં આવી હતી તા૦ ૨ અગસ્ટ સને ૧૮૨૦—સ. દી. અ. બંગાળા રીપોટસ વા. ૩ પા. ૪૪

૬—ઠરાવ કરવામાં આવ્યો કે ગોધમપણા બાબત મુસલમાની કાયદાની કાયદાસર હરકતો જે બક્ષીસની રૂઈએ બાર વરસ ઉપરાંત કબજો રાખવામાં આવ્યો હોય તે બક્ષીસને લાગુ થતી નથી. તા. ૧૯ નવેમ્બર સને ૧૮૨૨ સ. દી, અ. બંગાળા રીપોરટસ વા, ૩—પા. ૧૬૬

૭—મુસલમાની કાયદા પ્રમાણે બક્ષીસની બાબતમાં બક્ષીસ આપનારની તમામ મિલકતની જ્યારે બક્ષીસ કરવામાં આવી હોય, અને એ બક્ષીસ એકજ આશામીને કરવામાં આવી હોય ત્યારે તે બક્ષીસ કરેલી મિલકતની વીગત બતાવવાની અવશ્ય જરૂર નથી, તા૦ ૧૦ નવેંબર સને ૧૮૩૫ સ. દી. અ. બંગાળા રીપોટસ વા. ૬—પા. ૪૪

૮—ગુંચવણથી બક્ષીસ નાબુદ થાય છે. તા૦ ૩૦ જુલાઇ સને ૧૮૧૩ સ, દી. અ. બંગાળા રીપોરટસ વા. ૫– પા. ૧૩૯

૯—એવીજ રીતે, કોરટ ધ્યાનમાં લેશે કે અવેજ બદલની બક્ષીસ ખરૂં જોતાં વેચાણ અને ખરીદી છે, અને મિલકતની. ગુંચવાણથી, અગર મુસલમાની કાયદા પ્રમાણે કબજાની ખામીથી એ બક્ષીસ નાબુદ થતી નથી. તા૦ ૨૮ નવેંબર સને ૧૮૩૨ સ, દી. અ. બંગાળા રીપોટશ વા. ૫ પા. ૨૩૯

૧૦—મુસલમાની કાયદા પ્રમાણે હીબે-બીલ. ઈ—વઝ, ઈઆ અવેજ બદલની બક્ષીસ મંજુર કરવાને સારૂ જેને બક્ષીસ આપવામાં આવી હોય તેનો કબજો અવશ્ય જરૂરનો નથી. તા૦ ૧૮ નવેમ્બર સને ૧૭૯૫ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પાનું ૧-.

૧૧—સ્થાવર મિલકતના થોડા ભાગની બક્ષીશ, એ બક્ષીસવાળી જમીન ચોખી રીતે નોંખી પાડ્યા વગર, અને બક્ષીસ લેનારને તેનો કબજો સોંપ્યા વગર મુશલમીની કાયદામાં મંજુર નથી. તા૦ ૨૭ જુન સને ૧૭૯૯, શ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટશ વા૦ ૧ પાનુ ૨૪; તા૦ ૯ અગષ્ટ સને ૧૭૯૯—સદર—પા૦ ૨૫; તા૦ ૨૭ મી નવેમ્બર સને ૧૮૦૫. શદર પાનું ૧૧૩.

૧૨—કબજો એ બક્ષીસનો આવશ્યક ભાગ છે, અને કબજા વગર બક્ષીસ મંજુર નથી. તા૦ ૧૯ જાનેવારી સને ૧૮૨૪. બોરાડેલ્સ રીપોરટસ સ૦ અ૦ મુંબાઇ વા૦ ૨ પાનું ૬૪૮.

૧૩—એવીજ, મરવાની આણી ઉપર કરેલી બક્ષીસ કબજો આપ્યા વગર મંજુર નથી; પછી ગમે તો મિલકતનો ⅓ તે બક્ષીસથી આપ્યો હોય તો પણ તે મંજુર નથી. તા૦ ૮ મેએ સને ૧૮૩૨. મોરીસકૃત સીલેકટ રીપોરટસ સ૦ અ૦ મુંબાઇ પાનુ ૮૦.

૧૪—અવેજ વગરની બીન સરતી બક્ષીશ, એ બક્ષીસ લેનાર બક્ષીસ આપનારનો સગો ન હોય તો પણ મંજુર છે; અને જ્યાં એ બક્ષીસ લેનારે તે ત્રીજા સખસને લખી આપી હોય, અથવા જ્યાં તેણે એ બક્ષીસવાળી ચીજ સુપાવી હોય, અથવા જ્યાં એ બક્ષીસ આપનાર તથા લેનાર બંને વર વહુ હોય તેવે પ્રસંગે એ બક્ષીશ પાછી ખેંચીલેઇ શકાતી નથી. તા૦૨૬મી અપરેલ સને ૧૮૩૪—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૫ પાનુ ૩૫૫.

૧૫—જો બક્ષીસનામું કરયા પછી કબજો પણ આપવામાં આવે તો એ બક્ષીસ રદ કરીં શકાતી નથી. તા૦ ૯ જાનેવારી સને ૧૮૩૫ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૬ પાનુ ૧૬.

૧૬—જો બક્ષીસ પાછી લેવાને કોઇ પણ કાયદાસર અડચણ ન હોય તો, કોરટોએ બક્ષીસ આપનારની અરજ ઉપરથી, એ બક્ષીસ પાછી લેવાની પરવાનગી આપશે, અને તે પાછી લેવાની ઇચ્છા થવાનું કારણ શુ છે તે વીશે પુરાવો માગશે નહીં. અને આ પરવાનગી કાયદાસર અને વાસ્તવિક છે. તા૦ ૭ નવેંબર સને ૧૮૩૭. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૬ પાનું ૧૮૯.

૧૭—એક વિધવાએ મેહેર બદલ તેના ધણીએ પોતાની તમામ મિલકતની કરેલી બક્ષીશના દસ્તાવેજની રૂએ તેના ધણીની મિલકતને માટે તેના ધણીના ભાઇ ઉપર કરેલા દાવામાં ઠરાવ કરવામાં આવ્યો કે એ વિધવાને આ દસ્તાવેજની રૂએ દસ્તાવેજ કરતી વખતે જે મિલકત તેના ધણીના કબજામાં હોય તે તમામ મિલકત લેવાનો હક છે, અને તેને પછી મળેલી મિલ-

કતમાં વારસા દાખલ હિસ્સો મળવાનો હક છે—તા૦ ૧૪ આગષ્ટ સને ૧૮૦૧. સ૦ દી૦ અ૦ બંગાલા રીપોરટસ વા૦ ૧ પાનું ૫૨.

૧૮—જ્યાં એક બક્ષિસનામું હીબેહ નામેહના નમુના પ્રમાણે નહોતું અને તેની ભાષા અસ્પષ્ટ હતી, તો પણ તેમાં દાદેસદ, (મારાથી) "તે આપવામાં આવ્યું હતું" એવા સબ્દો હતા તેથી એ દસ્તાવેજ મંજુર અને કાયદાસર ઠરાવવામાં આવ્યો. તા, ૯ જાનેવારી સને ૧૮૨૨ બારોડેલ્સ રીપોરટસ સ. અ. મુંબાઇ વા. ૨ પાનું ૧૭૯

૧૯—એક વિધવાએ પોતાના હોરમાન દીકરાની વિધવા પાસેથી પોતાના ધણીની માલમતા વસુલ લેવાનો દાવો કરયો એ ઓરમાન દીકરાની વિધવાએ, એ ધણીએ તેની પોતાની દીકરી પાસેથી ઉત્તર ચિનામાં પોતાને કરીઆપેલું બક્ષિસનામું તથા એ સાસુ પાસેથી આપેલો કાગળ એ રીતે બે દસ્તાવેજો રજુ કર્યા આ વાત સાહેદ પડતી રહી કે એ બક્ષિસનામું રદ તો નહીં હોય કેમકે કબજો આપવામાં આવ્યો નથી, અથવા એ બક્ષિસનામું વસીયતનામા દાખલ તો ન ગણાય કેમકે તેમાં મિલકતનો વ્યવસ્થાધિકાર આપેલો છે ઘણાં પ્રમાણો એ દસ્તાવેજ મંજુર ગણવા વિરૂધ હતાં અને કોરટે આ વાત મુલતવી રાખી ઠરાવ્યું કે સાસુનો દાવો ફારકતીને લીધે ચાલી શકે તેવો નથી. તા. ૨૮ મારચ સને ૧૮૨૨ બોરાડેલ્સ રીપોટથી સ૦ અ૦ મુબાઇ વા. ૨ પા, ૧૫૩

૨૦—**અ** એ એક હીબેહ નામેહની રૂએ પોતાને તેના પ્રથમના માલીક તરફથી બક્ષીસમાં મળેલા ઘર ઉપર **બ** એ ચોડેલી ગીરોની નોટીસ ખશેડી નાંખવાને માટે દાવો કરયો **બ** એ દલીલ કરી કે બક્ષીસદાર **અ** માત્ર **બ** ના વડાવા તરફથી ગીરોની રૂએ એ ઘરનો કબજો ભોગવતો હતો; પરતુ એ ગીરોની સાબીતીમાં કંઇ પણ દસ્તાવેજી પુરાવો રજુ નહીં કરી શકાયો તેથી એ હીબેહ નામેહ (જેમાં તેના પ્રથમના માલીકે એ ઘર પોતાનું કહ્યું હતું, અને જે દસ્તાવેજ ઘણા વરસ ઉપર જાહેર રીતે કરવામાં આવ્યો હતો તે) મંજુર ઠરાવવામાં આવ્યું, અને હુકમનામું કરવામાં આવ્યું કે એ ગીરોની નોટીસ કાઢી નાંખવી જોઇએ, અને **અ** ના માલકી હકમાં જાદે અડચણ કર-

વાથી બાને અટકાવવો જોઈએ. તા૦ ૩૦ મેએ સને ૧૮૨૨. બોરાડેલ્સ રીપોરટસ સ૦ અ૦ મુંબાઈ વા૦ ૨ પાનું ૨૬૦.

૨૧—એક વિધવાએ પોતાના ધણીએ પોતાને કરી આપેલા હીબેહ નામેહની રૂએ પોતાના ધણી ઉપર થયેલા હુકમનામાની બજાવણીમાં જપ્ત થયેલું પોતાના ધણીનું ઘર વેચાતું અટકાવવાને દાવો કરયો; તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે આપેલી મિલકત એ વિધવાના કબજામાં સોંપવામાં નહોતી આવી, પણ એ જપ્તી થતાં લગી કાંઈક એ બક્ષીસ આપનારના હાથમાં અને કાંઈક તેના પીતરાઈઓના હાથમાં રહી હતી, તેથી એ હીબેહ નામેહ નામંજુર છે. તા૦ ૨૬ જુનઈ સને ૧૮૨૩—બોરાડેલ્સ રીપોરટસ સ૦ અ૦ મુંબાઈ વા૦ ૨ પાનું ૬૧૧.

૨૨—હીબેહ ઇઆ બક્ષીસ ઇજાબ—ઇ—કબુલ ઇઆ મોહોઢાની બક્ષીસના સ્વિકારથી નકી થાય છે, અને હીબેટ નામેહ જેમાં ઇજાબ, ઇઆ "મોહોઢાની બક્ષીસ" એકલીજ લખેલી હોય, ને સ્વિકાર, ઇઆ કબુલત ન હોય, અને જેમાં કબજો સોંપવામાં ન આવ્યો હોય તે નામંજુર છે, અને તેનો અમલ થઈ શકતો નથી. બોરાડેલ્સ રીપોરટસ સ૦ અ૦ મુંબાઈ વા૦ ૨ પાનું ૬૧૧.

૨૩—જમીન એકત્ર મીલકત હોવાને લીધે હીબેહ નામેહથી આપી શકાતી નથી; પણ જો એ આપનાર પોતાનો હિસ્સો નોખો પાડી આપી દે, અને તે લેનાર **કબજો લે તો** પછી એ બક્ષીસ મંજુર થશે; કારણ કે મુસલમાની કાયદા પ્રમાણે કબજો બક્ષીસનો આવશ્યક ભાગ છે, અને કબજા વગર બક્ષીશ મંજુર નથી. અને એક ગુજરી ગયેલી બાઈરીના વારસો ઉપર એક મુસલમાને તે બાઈરીએ પોતાને કરી આપેલા બક્ષીશનામાની રૂએ પોતાને મળેલી તે બાઈરીની વછીફાની જમીનને માટે કરેલા દાવામાં કોરટે ઠરાવ કરયો કે, એ જમીનનો હક તેણે સાબીત કરયો નથી, અગર તેની આવક તેણે ભોગવી નથી. તેથી એ દાવો કાઢી નાંખવામાં આવે છે. તા૦ ૧૯ જાનેવારી સને ૧૮૨૪. બોરાડેલ્સ રીપોરટસ સ૦ અ૦ મુંબાઈ વા૦ ૨ પાનુ ૬૪૮.

२४—કોઇ મુસલમાને જે માંદગીથી તે મરણ પામે તે માંદગીમાં કરેલુ બક્ષીસ નામુ માત્ર એક ત્રતીઆંશોસને માટે મંજુર છે બારવેલ્સ નોટશ પા. ७१ સુપ્રીમ કોરટ કલકતા.

२५—ॐ એક મુસલમાને પોતાને પોતાના સાળાએ તેના મરણ આગમચ કરી આપેલી બક્ષીસ નામાની રૂએ બધી મીલકતનો દાવો કરયો હતો તે દાવામાં જીલ્લા જડજે એ મીલકતના એક ત્રતીઆંશસનું હુકમનામુ કરયું હતુ એ હુકમનામુ પ્રોવીન શીયલ કોરટે એવા સબબથી રદ કરયું કે એ બક્ષિસ લેનારે ગાલકી પણ ચલાવ્યુ નહોતુ, અને તેને એક ત્રતીઆંશસ મળવાનો પણ હક નથી; પરંતુ અપીલમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે એ બક્ષીસ લેનાર પોતે અપીલ કરી તે પહેલાં જે સ્થિતીમાં હતો તે કરતાં હાલ ખરાબ સ્થિતીમાં આવી પડયોછે અને પ્રોવીન શીયલ કોરટે જે પાઇન્ટ વીશે તેમનો ઠરાવ માનવામાં નથી આવ્યો તે પાઇન્ટ વીશે ઠરાવ કરયો છે એથી એ પ્રોવીનશીયલ કોરટનો ઠરાવ સુધારી એ મિલકતના જે બે ત્રતીઆંશસ ઉપરનો દાવો જીલ્લા જડજે પોતાના હુકમનામામાં કાઢી નાંખી ઠરાવ કરયો હતો કે એ બક્ષાસ લેનારને એ બે ત્રતીઆંશસ મળવાનો હક નથી તે બે ત્રતીઆંશસ ઉપરજ રાખવો જોઇએ પણ બાકીના એક ત્રતીઆંશોસ ઉપરની બાબતમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે બેમાથી એકે પક્ષકારે ઠરાવના એ ભાગ ઉપર અપીલ કરીનથી તેથી તે ભાગ કોરટ આગળ રીતસર રજુ થતાં લગી તે અમલમાં રેહેવો જોઇએ નીચલી કોરટમાં થએલું ખરચ એ મીલકતમાંથી વસુલ કરી લેવા હુકમનમું કરી આપવામાં આવ્યું. પણ ઉપરની કોરટમાં થએલું ખરચ એપેલેંન્ટ જોડે એવો ઠરાવ કરયો તા० ૮ મેએ સને ૧૮૩૨ મોરીસકૃત સીલકેટ રીપોરટસ સ० અ० મુબાઇ પા. ૮०

२६—એવીજ રીતે કોઇ મુસલમાને પોતાની મરણ સૈયા ઉપર બક્ષિસનામુ કરયું હોયનો તે બક્ષિસનામુ મ્રતદાન ગણી શકાય તે ઉપરાંત મંજુર રહી શકતુ નથી, ને મ્રતદાનથી કોઇ માણસ જેને વારસો હોય તે પરાયા માણશને માત્ર પોતાની મીલકતનો એક ત્રતીઆંશસ આપી શકેછે અને ત્યારે જે સખસને એ બક્ષીસનામુ કરી આપવામાં આવ્યુ હશે તે સખસ એ વારસોની સમ્મતી

વગર એ મિલકત ઊપરના બીજા બધા દાવા પત્યા પછી જે રેહે તેના એક ત્રતીઆઉંસ મળવાને હકદાર થશે, સદર.

૨૭—એવીજ રીતે જો કોઇ મુસલમાનના વારસો પઇકી એક જણ પરાયા શખશને બક્ષીશનામાથી મિલકત લખી આપી એ બક્ષીશ કબુલ કરેતો તે બક્ષીશ તેના હિસ્સા જેટલી મંજુર રહેશે. સદર

૨૮—બ ની માએ અવેજ બદલ કરી આપેલા બક્ષીશનામાની રૂઇએ અમુક મિલકતમાંથી હિસ્સો માગવા અ એ બ ઉપર દાવો કરયો બ એ જાહેર કરયું કે સાધારણ નમુના મુજબના બક્ષીસનામાને બદલે આ બનાવટી બક્ષીસનામું દાખલ કરવામાં આવ્યું છે કારણ કે એ સાધારણ નમુના મુજબનું બક્ષીશનામુ ગુચવાણને અને કબજાની ખામીને લીધે રદ હતું. તેણે બીજું એ જાહેર કરયુ કે એ બદલનો અવેજ કલ્પીત છે શદર દીવાની અદાલતે એ દસ્તાવેજની શાબીતી ઉપરથી અના દાવાનું હુકમ નામુ કરયું અને અવેજની બાબત તપાશ કરી નહી તા૦ ૨૮ નવેંબર શને ૧૮૩૨ સ.દી. અ. બંગાળા રીપોરટશ વા. ૫ પાનું ૨૩૯

૨૯—ઠરાવ કરવામાં આવ્યો કે કાયદાસર રીતે કરેલું સ્થાવર મિલકતનું બક્ષીસનામું પ્રથમ એજ આશામીએ પોતાની ઓરતને કરી આપેલો મેહેરનો દસ્તાવેજ જેમાં સ્થાવર મિલકત મેહેરના કરજ બદલ જામીનગીરીમાં ગીરો કરયાનું જણાવ્યા વગર કોઈ નાણાની રકમ તે ઓરતની દેવી જણાઈ હોય તેવા દસ્તાવેજ વિરૂધ્ધ મંજુર છે.—તા૦ ૧૮ જુલાઈ સને ૧૮૩૭, સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૬ પાનું ૧૭૭.

૩૦—એક મુસલમાને એક છોકરાને દત્તક લેઇ એવો ઠરાવ કરયો હતો કે, "મારી મિલકતનો વારસો" એને મળે ઠરાવ કરવામાં આવ્યો કે, આ દસ્તાવેજ બક્ષીસનામું અથવા વસીયતનામું ગમે તે રીતે ગણતાં મંજુર નથી. તા૦ ૫ ફેબરૂઆરી સને ૧૮૪૪. મુર્સ ઇંડીઅન અપીલ્સ વા૦ ૩ પાનું ૨૪૫.

૩૧—હુકમનામાની બજાવણીમાં વેચાણની જાહેર ખબર આપવામાં આવ્યા પછી જમીન આપ્યાનું કરેલું બક્ષીસનામું નામંજુર છે. તા૦ ૧૩ જુન સને ૧૮૪૯. સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પાનું ૨૦૨.

૩૨—એક મુસલમાન સ્ત્રીએ એક ચંપકલી એટલે કોટના ઘરેણા બદલ પોતાની અડધી મીલકત બીજી સ્ત્રીને એવી સરતથી આ

पी के तेणे ते मिलकत बीजा कोइने आपवी नहीं, पण ते गुजरी गया पछी ए बक्षीसनामामां नाम बतावेला बे जणने आपवी. ते कामआं ठराव करवामां आव्यो के आ बक्षीसनुं कार्य अवेज बदल बनेलुं होवाथी मुसलमानी कायदा प्रमाणे खरूं जोतां वेचाण बराबर छे; ए दस्तावेजनी सरतो बंधनकरता नथी; अने ए वेचाण लेनारी स्त्रीना मरण पछी ए मिलकत तेणीना वारसोने उतरशे, अने जे सबसेना लाभमां ए सरतो करवामां आवेली छे तेओ बातल थशे. ता० ५ फेब्रुआरी सने सने १८२९. स० दी० अ० बंगाळा रीपोरटस वा० ४ पानुं ३३४,

३३—एक हीबेहु नामेहु जे एक मुसलमाने बीजुं लग्न करतां पेहेलां पोतानी पेहेली ओरतने तेणीनी मेहेर बदल करी आप्यानुं केहेवामां आवेलुं ते हीबेहु नामेहुनो दस्तावेज रद करी कोरटे टीका करया के आवा प्रकारना दस्तावेजोने संदेह रहीत मजबुती आपवाने वगर खरचना अने सेहेलाइथी बनी शके एवा साधनो छे, अने जो ते दस्तावेजोमां हीत धरावनार पक्षकारो ते साधनो वापरवानी ना पाडे तो पछी दीवानी कोरटोथी ए दस्तावेजो नामंजुर करवामां आवे तेमां तेओए कांइ आश्चर्य पामवा जेवुं नथी. लग्नना ठरावोनी बाबतमां मुसलमान लोकोनी सारी पेठे जणायेली टेव उपरथी आवा ठरावो सबंधी बधा दस्तावेजो शक भरेली सावचेतीथी तपासवानी कोरटोने जरूर पडे छे. ता० १९ सपटेंबर सने १८५०. वा० ५ खुरानां मांतानां स० दी० अ० डीसीझन्स वा० ५ पानु ३३३.

३४—मुसलमानी कायदा प्रमाणे बक्षीश मंजुर गणाय एटला माटे बक्षीश आपनारे बक्षीशवाळी वस्तुनो कबजो आपवो, अने बक्षीश लेनारे ते बक्षीश मान्य राखी ए वस्तुनो कबजो लेवो ए आवश्यक छे, ता० १२ मेए सने १८५५. मोरीसकृत केसीस स० दी० अ० मुंबाई भाग २—पानुं १०३.

३५—वादीअणे एक जाहागीरमां पोतानो हिस्सो प्रतिवादीअणने एवी सरते आप्यो के प्रतिवादीअणने तेणीना धणीथी दीकरो थाय तो ए हिस्सो ए दीकराने मळे, अने जो दीकरो न था-

ય તો એ હિસ્સો વાદીઅણને અને તેણીના વારસોને પાછો મળે. **ઠરાવ** કરવામાં આવ્યો કે આ બક્ષીશ સરતી હતી, અને એ મિલકત પ્રતિવાદીઅણે ટ્રસ્ટમાં રાખેલી હતી અને તેણે પોતાના ધણીથી પોતાને દીકરો ન થાય અથવા દીકરો થવાનો સંભવ ન હોય તો તે હિસ્સો પાછો આપવા કરાર કરયો હતો. તા૦ ૨૦ મેએ સને ૧૮૫૨ સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પાનું ૪૩૭.

૩૬—ઠરાવ કરવામાં આવ્યો કે મુસલમાની કાયદા પ્રમાણે બક્ષીસનામા મંજુર કરવાને કબજાની જરૂર છે.—તા૦ ૨૪ નવેંમ્બર સને ૧૮૫૩. સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પાનુ ૯૩૨.

૩૭—મેહેર બદલની બાબતમાં—મેહેર ઉપરના ઠરાવો જુવો.

૩૮—વાદીની ગુજરી ગયેલી બેહેન તેણીની હયાતીમાં એક ગામમાં ૩⅞ અવિભક્ત હિસ્સાની માલીક હતી. જે હિસ્સા તેણીએ સને ૧૮૪૬ માં એવા સરતે ગીરો મુકયા કે એ ગીરો રાખનારે તેનો કબજો લેવો, અને એમાંના બે હિસ્સાની ઉપજ ગીરો ઉપર કરેલા કરજ પેટે વસુલ કરવી, અને દોઢ હિસ્સાની ઉપજ એ ગીરો મુકનારને તેણીના ગુજરાનને સારૂ આપવી. પાછળથી સને ૧૮૫૩ માં ચોથા પ્રતિવાદી તથા તેની માને એ હિસ્સા પૈકી ત્રણ હિસ્સાની અપ્રતિબંધક બક્ષીસ કરી, હિસ્સાઓની ઉપજની બક્ષીસ કરયા પેહેલાં જેવી રીતે વ્યવસ્થા કરવામાં આવતી હતી તેવીજ રીતે બક્ષીસ કરયા પછી એ બક્ષીસ આપનારની હયાતીમાં કરવામાં આવી હતી. **ઠરાવ** કરવામાં આવ્યો કે મુસલમાની કાયદા પ્રમાણે બક્ષીસ મંજુર થવાને બક્ષીશ લેનારને બક્ષીશવાળી મિલકત જેવી રીતે અરપણ કરી સ્વાધિન કરવી જોઇએ તે રીતે કરવામાં આવ્યું નહોતુ.—ખાદર હુસેન સાહેબ વિ૦ હુસેન બેગમ સાહીબા.—સને ૧૮૬૯. મદ્રાસ હા૦ કો૦ રી૦ વા૦ ૫ પાનુ ૧૧૪.

૩૯—એક છોકરાના બાપે તે છોકરો સગીર હતો તે દરમ્યાનમાં તેને કેટલીક મિલકત આપી, અને તે મિલકતનો કબજો આપતી વખતે તે છોકરા પાસેથી એવો દસ્તાવેજ કરાવી લીધો કે (૧) એ છોકરો એ મિલકત બીજા કોઇને આપે નહી, ૨) તે ગુજરી જાય ત્યારે તે મિલકત પાછી તેના બાપને મળે. આ દસ્તા-

વેજ બાપની પાસે રહચો હતો, અને એ બક્ષીશ થયા પછી ઘણાં વરસે એ છોકરાના કરજને માટે હુકમનામાની બજાવણીમાં એ મિલકત લેઇ લેવામાં આવી ત્યાં સુધી તે બાહાર પડયો નહોતો. **ઠરાવ** કરવામાં આવ્યો કે મુસલમાની કાયદા પ્રમાણે તેમજ કાયદાના સામાન્ય ધોરણો પ્રમાણે મિલકત બીજાને આપવાની બાબતમાં, અને મુખત્વે કરીને બક્ષીસ લાંબા વખતથી પુર્ણ થઇ રહ્યા પછી આવો પ્રતિબંધ કેવળ નિરૂપયોગી છે. હુસેનખાન બાહાદુર વિ૦ નટરી સીનીવાસા ચારલુ. સને ૧૮૭૧. મદ્રાસ હા૦ કો૦ રી૦ વા૦ ૬ પાનું ૩૫૬.

૪૦—પરીપુર્ણ બક્ષીશ કરયા પછી તે પાછી ખેંચી લીધી ન હોય તો તે બક્ષીસ આપનારના લેહેણદારો તેમજ વળી તે બક્ષીશ આપનાર પાસેથી કીમતી અવેજથી પાછળથી ખરીદ કરનારા વીરૂધ એ બક્ષીશ મંજુર છે. હરહાઇનેસ આઝીમ ઉનીસા બેગમ વિ. સી. ડાલે—સને ૧૮૬૮. મદ્રાસ હા૦ કો૦ રી૦ વા૦ ૬ પાનું ૪૫૫.

૪૧—એક સ્ત્રીને તેના ધણીએ વગર અવેજે બક્ષીશનામું કરી તે વખતે જે ઘરમાં તેઓ રેહેતા હતા તે ઘર તેની અંદરના સરસામન સુધાંત, તથા બીજા બે ઘરો આપ્યાં. તેજ વખતે તેણે બક્ષીસનામું તથા એ ઘરોની કુંચીઓ તેની ઓરતને સોંપી રેહેવાનું ઘર તેણીના કબજામાં રેહેવા દેઇ પોતે તે ઘર છોડી દીધું. **ઠરાવ** કરવામાં આવ્યો કે અવેજ વગરની બક્ષીસોની બાબતમાં મુસલમાની કાયદાની જરૂરીઆતો, એટલે કે, લેનાર તરફથી સ્વિકાર તથા કબજો, અને આપનાર તરફથી પોતાનો હક ઉઠાવવો, એ ત્રણ બાબતો પરીપુર્ણ કરવામાં આવી હતી. અગર જો કે એ ધણી થોડા વખત પછી એ ઘરમાં પાછો આવી પોતે મરતાં સુધી પોતાની ઓરત સાથે રહેલો અને એ બક્ષીશનામામાં દાખલ કરેલા બીજા ભાગોનું ભાડું લીધું. અમીના બીબી વિ૦ ખાતીજા બીબી. સને ૧૮૬૪. મુંબાઇ હા૦ કો૦ રી૦ વા૦ ૧ પાનું ૧૫૭.

૪૨—કોઇ મુસલમાને કરેલી જમીનની બક્ષીશ જો એ બક્ષીસ લેનાર દરેકનો એ બક્ષીશનામામાં ચોકસ બતાવવામાં ન આવ્યો હોય

તો ના મંજુર છે. એવીજ રીતે; એ બક્ષીસ આપનારના વહીવટદાર તરીકે તેમણે ભાડે આપેલી જમીનનું એ બક્ષીશ લેનારાઓએ હમેશાં ભાડું લીધું હોય તેથી મુસલમાની કાયદાની જરૂરીઆતો અદા થાય એવો પાકો કબજો લીધો એમ સમજવાનું નથી. જેઠાભાઇ ભાઇચંદ વિ૦ બાઇ લખુ, સને ૧૮૬૯. મુંબાઇ હા૦ કો૦ રી૦ વા૦ ૬ પા૦ ૨૫.

૪૩—એક **અ** નામની સ્ત્રી તથા તેનો દીકરો **બ** એ બંને મુસાફરી ઉપર જતાં તેમણે તેમની મિલકતની **ક**ને સરતી બક્ષીશ કરી. તેઓ પાછાં આવ્યાં ત્યારે **ક**એ પંચાયતના ચુકાદા ઉપરથી તેમની મિલકત પાછી સોંપી; પણ એ પાછી સોંપ્યા બાબતના દસ્તાવેજમાં, એ મિલકત ઉપર તેમની હયાતી સુધી તેમનો હક રાખ્યો, અને તે બીજા કોઇને આપી શકાય એવો પ્રતિબંધ કરયો. નીચલી કોરટોએ આ બક્ષીસનામાનો, દસ્તાવેજ ગણ્યો, અને એ બક્ષીશને લાગુ કરેલી સરતો મુસલમાની કાયદા પ્રમાણે નિરર્થક ગણી સ્પેશીઅલ અપીલમાં **ઠરાવ** કરવામાં આવ્યો કે નીચલી કોરટોએ તેને બક્ષીસનામું ગણ્યુ એ ભુલ કરી છે. કેમકે ખરૂં જોતાં એ એક સમજાણ હતી, અને તેની સરતોનો અમલ થવો જોઇએ, અને મિલકત બીજા કોઇ આપવાથી અથવા તેનો બીગાડ કરવાથી **અ** તથા **બ**ને અટકાવવા જોઇએ. સને ૧૮૬૯. મુંબાઇ હા૦ કો૦ રી૦ વા૦ ૬ પાનું ૯૭.

૪૪—જ્યાં મુસલમાનો વચેનો મિલકત બીજાને નામે કરવાનો લેખ અગર જો કે વેચાણ ખતના નમુનાનો, ખરૂં જોતાં બક્ષીશનામું હોય તો તેના વાસ્તવિકપણા વીશે બક્ષીસોને લાગુ પડતા કાયદાના નિયમો પ્રમાણે વીચાર કરવો જોઇએ, અને વેચાણ ખતોને લાગુ પડતા નિયમો પ્રમાણે તે વીશેનો વીચાર નહીં કરવો જોઇએ. ત્રણ સખસોને એકઠા રેહેનાર દાખલ ઇંગરેજી નમુના પ્રમાણે કરેલું કોઇ ઘરનુ બક્ષીશનામું મુસલમાની કાયદા પ્રમાણે મંજુર છે, કારણ કે તેથી એ બક્ષીશ લેનારાઓમાંના દરેક જણને એ બધુ ઘર આપવાનો એ બક્ષીશ આપનારનો ઇરાદો જણાય છે. કોઇ મુસલમાને મુંબાઇમાં કરેલી બક્ષીશ જે એ બક્ષીસ આપનારાઓની સાથે વિશ્વાસુપણાના સબંધમાં હોય

તેવા સખસોને બક્ષીસો આપવા બાબતના ન્યાયની ઈંગરેજી કોરટોના ધોરણ વિરૂધ્ધ હશે તે બક્ષીશ મંજુર રેહેશે નહી. જ્યાં એક મુસલમાન સ્ત્રીએ પોતાના ભરૂસાના સલાહકારને તથા બીજા બે સખસોને જે ઘરમાં તે રેહેતી હતી તે ઘર બક્ષીશનામાથી આપ્યું હતું, અને જે બક્ષીશનામું (જો કે બક્ષીશ લેનારા તથા તેણીની તરફથી જે મેહેતો કામ કરતો હતો તેણે તેણીને એ બક્ષીશનામું વાંચી સંભળાવી સમજાવ્યું હતું) એ સ્ત્રીએ એવા બક્ષીશનામાના માહીતગારની સ્વતંત્ર સલાહ વગર, તથા તેણીની ન્યાતના મોહોટેરાઓની સલાહ વગર કરેલું હતું તેકામમાં તે ગુજરી ગઇ ત્યાર પછી તેણીના વારસોની દરખાસ્ત ઉપરથી હુકમનામું કરવામાં આવ્યું કે એ બક્ષીશનામું રદ કરવું જોઇએ. રગાબાઇ વિ૦ ઇસ્માયલ હામીદ સને ૧૮૭૦. મુંબાઈ હા૦ કો૦ રી૦ વા૦ ૭ પાનું. ૨૭.

૪૫—સ્થાવર મિલકતમાં હદ નકી કરેલો હિસ્સો નોખો મિલકત છે; અને એ મિલકતની બક્ષીશને જે હરકત મુસલમાની કાયદા પ્રમાણે સંયુકત અને અવિભકત મિલકતની બક્ષીશને લાગુ પડે છે તે હરકત લાગુ પડતી નથી. જીવણ બકશ વિ૦ ઇમતીઆઝ બેગમ. સને ૧૮૭૮. ઇંડીયન લાહા રીપોરટસ, અલાહાબાદ સીરીઝ વા૦ ૨ પાનું ૯૩.

૪૬—મોત થાય એવા દરદવાળા સખસે કરેલી બક્ષીસોને મુસલમાની કાયદાના જે ઠરાવો લાગુ પડે છે. તે ઠરાવો મેહેરના કરજ બદલ કરેલી કેહવાતી બક્ષીસ જે ખરૂં જોતાં વેચાણ બરાબર છે તેને લાગુ પડતા નથી. ગુલામ મસતાફા વિ૦ હરમલ. ઇંડીયન લાહા રીપોરટસ, અલાહાબાદ સીરીઝ, વા૦ ૨ પાનું ૮૫૪.

૪૭—એક મુસલમાને પોતાની મિલકત પોતાના બે ભત્રીજા ક તથા અ ને એકઠા રેહેનાર તરીકે લખી આપી. અ એક વિધવા તથા એક દીકરી એ રીતે મુકીને ગુજરી ગયો, અને એ બે જણ ક ની સાથે એકઠા રેહેતા હતા. પણ આ લોકો તે મિલકતમાંના હિસ્સા ઉપર ઇઆ ફેરફાર ઉપર જે કાંઈ દાવો સાબીત કરે તે દાવો કાયમ રાખી એ મિલકતનો પ્રવેશ પ્રતિબંધક કબજો ક એ પોતાના હાથમાં રાખ્યો. ક લેખી દસ્તાવેજ કરી પોતાના મોહોટા દીકરા વાદીને વારસામાંથી બાતલ કરી, પ્રતિ-

વાદીઓના બાપે પોતાના નાહાના દીકરાને એ મિલકત બક્ષિશ **કરી. ઠરાવ** કરવામાં આવ્યો કે એ બક્ષીશ મંજુર છે. ગુલામ જાફર વિ૦ માશીદીન. સને ૧૮૮૦. ઈંડીઅન લાહા રીપોરટસ મુંબાઇ વા૦ ૫ પાનું ૨૫૮.

૪૮—શીઆ પંથે અંગીકાર કરેલા કાયદા મુજબ અવિભક્ત આખી મિલકતના નિસ્સેષ ભાજકની બક્ષીશ મંજુર છે.—તા૦ ૨૯ મે સને ૧૮૩૨. સ૦ દી૦ અ૦ રીપોરટસ વા૦ ૫ પાનું ૨૭૩

૪૯—શીયા પંથના કાયદા મુજબ મોઘમ બક્ષીશ મંજુર છે.—રામ રતનરાય વિ૦ ફારૂક–ઉનીસા.—પ્રીવીકૌનસીલ કેસીસ (મોરલી.) ઇડીઅન લાહારીપોરટશ અલ્લાહાબાદ સીરીઝ

૧—મેહેર બદલના એક દાવામાં નીચલી કોરટે ઠરાવ્યું કે જયાં એ મેહેર તુરત આપવાનીછે કે ઢીલમાં રાખવાની છે એ ચોકસ બતાવવામાં ન આવ્યું હોય તેવે પ્રસંગે એ મેહેર કેવા પ્રકારની આગાઇ તેને સારૂ રૂઢી જોવી જોઇએ, અને જે ડીસ્ત્રીકટમાંથી આ દાવો થયોછે તે ડીસ્ત્રીકટમાં આવા દાવાઓમાં ચાલતી રૂઢી પ્રમાણે આ મેહેર ઢીલમાં રાખવાની ગણવી જોઇએ. અપીલમાં હાઇ કોરટે ઠરાવ્યું કે આ ફેંસલાને ટેકો આપી શકાતો નથી જયારે મેહેરના પ્રકાર વીશે કાંઈ કેહેવામાં ન આવ્યું હોય ત્યારે એ ઓરતની સ્થિતિ તથા કરારમાં નામ પાડેલી મેહેરની રકમ ઉપર વીચાર કરીને, તેમજ શી રૂઢી છે તે ધ્યાનમાં લેઇને એ મેહેરની રકમ તુરત આપવાની છે એમ ગણવા કોરટ મુખતીયાર છે. કેટલી મેહેર તુરત આપવાની ગણવી તે બાબતમાં રૂઢી જોવાની છે, પણ આખી મેહેરની રકમ ઢીલમાં રાખવાનીછે કે નહીં તેને શારૂ રૂઢી જોવાની નથી. **ઝાનબીબીઅન–નીસા** વી૦ **ગુલામખંબાર**—સને ૧૮૭૭ વા૦ ૧ પા. ૫૦૬ મેહેર

૧—મુસલમાની કાયદા પ્રમાણે પોતાના ધણીથી પાતાના બાળકની વાલી નીમાએલી વિધવાને એ બાળકની મિલકતને કાંઇ હરકત કરવામાં આવે અથવા કબજે લેઇ લેવામાં આવેતો એ બાળક એકલાના નામથી, અથવા વાલી દાખલ પોતાના નામ સાથે દાવો કરવાનો અધિકાર છે.—ઈસ્ટ સાહેબની નોટ મુકદમો૧લો. વાલી

૨—વાલીની કબજામાં મિલકત હોવાથી તેના સગીર તરફથી નાદારીમાં

દાવોલેવાને હરકત નથી. અઝુમ સુલટાન, અરજદાર. તા૦ ૧૧સપટેંબર સને ૧૮૪૩સ૦ દી૦ અ૦ બંગાળા સમરી કેસીસ૦ પાનું ૫૨.

૩—એક નાહાની ઉમરની મુસલમાન સ્ત્રીના વાલી દાખલ સુપ્રીમ કોરટના રજીસ્ટરારે વાદી થઇ કરેલા દાવાના કામમાં તેણીની તરફથી કામ કરવા તેને કાયદાસર રીતે અધિકાર નથી એમ ઠરાવી એ વાદીનો દાવો કાઢી નાંખવામાં આવ્યો.—તા૦ ૨૦ સપ્ટેંબર સને ૧૮૪૮—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોર્ટસ વા૦ ૭ પા૦ ૫૧૯. (ગોરસી).

૪—વશીયતનામાથી નીમાયેલા વાલીને સમરી દાવાથી દુર કરી શકાતો નથી.—મસુમાત નાઝીર—ઉ—નીસા અરજદાર—તા૦ ૮ માર્ચ સને ૧૮૫૫. મુકદમો નંબર ૧૬૫—કોલવીન૦ જે૦.સીવસ્ટર૦ સ૦ દી૦ અ૦બંગાળા રીપોર્ટસ ભ ગ ૩—પા૦ ૬૨૯.

૫—કોઇ સગીર, મુસલમાન સ્ત્રી, જ્યારે યોગ્ય રીતે નીમાએલા વાલીના કબજામાં હોય ત્યારે તે કુલ મુખત્યારનામું આપી શકતી નથી. સદર.

૬—એક મુસલમાન ઓરત જેને તેના ધણીએ તલાક આપી હતી, પણ તે ખરાબ ચાલની છે એવું સાબીત થયું નહોતું તેને એ ધણીના પેટની થયેલી દીકરાની રક્ષાનો તે દાકરા નવ વરસનો થતાં લગી તેના ધણી કરતાં અધીક હક છે.—તા૦ ૩૦ જાનેવારી સને ૧૮૪૯ મોરીસકૃત સીલેકટ ડીસીઝન્સ સ અ. મુંબાઇ ભાગ ૨—પા૦ ૧૯.

૭—કોઇ સગીરનો વાલી વસીયતનામાથી નીમાએલો હોય તેમાં જીલા જડજને દરમ્યાન આવવાનો અધિકાર નથી. વાલીની જગોને માટે ઊમેદવારોને બોલાવવા બાબતનો તેનો હુકમ સદર દીવાની અદાલતને કરેલી સમરી અપીલમાં રદ કરવામાં આવ્યો—તા૦ ૩૦ અપ્રેલ સન ૧૮૫૮ મહમદઅલી ચોધરી. અરજદાર—મુકદમો નંબર ૪૪—સીવેસ્ટર્સ રીપોરટસ સ૦ દી૦ અ૦ બંગાળા ભાગ ૫—પા૦ ૧૧૯.

૮—સગીરના વાલીને અગ્રક્રિયાધિકારનો હક બજાવવાનો તથા એ હકની રૂએ કોઇ હિસ્સો આપવાનું માગું સ્વિકારવાનો અગર નસ્વિકારવાનો અખત્યાર છે, અને શુદ્ધ બુદ્ધિથી તથા એ સગીરના લાભને અરથે તે વાલીએ કરેલું કામ એ સગીરને બંધનકરતા

છે. લાલ બાહાદુરસીંગ વિ૦ દુરગાસીંગ—સને ૧૮૮૧—ઈંડીઅન લાહ્ય રીપોરટસ, અલ્હાબાદ સીરીઝ વા૦ ૩—પા૦ ૪૩૭

૧—ઠરાવ કરવામાં આવ્યો કે પ્રતિવાદી હીંદુ હોવાથી મુસલમાનના તેહેવાર (મોહોરમ)માં ભાગ લેવા તેનો હક નથી.—તા૦ ૨૭ અપ્રેલ સને ૧૮૪૯—મોરીસકૃત સીલેકટ ડીસીઝન્સ સ૦ અ૦ મુંબાઇ ભાગ ૨—પા૦ ૯૧ હીંદુ.

૧—માણસ પોતાના ઘરનું છાપરૂં પોતાની મરજીમાં આવે તેટલું ઊંચું લેવાને મુખત્યાર છે, અગર જો કે બીજા માણસની મિલકત ઉપર પડતાં નવા બારણાં તથા બારીઓ મુકવાનો તેને હક નથી.—તા૦ ૧ અકટોબર સને ૧૮૧૧—બારોડેલ્સ રીપોરટસ સ૦ અ૦ મુંબઈ વા૦ ૧—પા૦ ૩૮૧. ઘર.

૧—જ્યાં બે ન્હાની ઉમરના છોકરાઓ વચેના લગનમાં વરનો કાયદાસર વાલી લગન વખતે હાજર નહોતો, અને મેહેરની બાબતમાં પોતાની સમ્મતિ આપી નહોતી, અને વર ઊમર લાયક થયો ત્યારે મેહેરની પોતે કરેલી કબુલત મંજુર ન રાખી તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે વર પાસેથી મેહેર માગી શકાતી નથી. તા૦ ૮ માર્ચ શન ૧૮૧૭—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૨—પા૦ ૨૩૩. નાની ઉમરનું છોકરૂં.

૨—જો કોઇ સગીર કોર્ટઓફ વાર્ડઝ નીમેલા વાલીની રક્ષા તળે હોય તો એ કોરટથી એ વાલી ખશેડી લેવામાં આવે ત્યારે તેના સગીરપણાનો અંત્ય આવ્યો એમ ગણાય છે. તા૦ ૫ જુલાઇ સને ૧૮૪૮—સ. દી. અ. બંગાળા ડીસીઝન્સ પા. ૬૪૪

૩—વાલીના કબજામાં મિલકત હોવાથી તેના સગીર તરફથી નદારીમાં દાવો લેવાને હરકત નથી. તા૦ ૧૧ સપટેંબર સને ૧૮૪૩ સ. દી. અ. બંગાળા સમરી કેસીસ પા. ૫૨

૪—કોઇ સગીર મુસલમાન સ્ત્રી જ્યારે યોગ્ય નીમાએલા વાલીના હવાલામાં હોય ત્યારે તે કુલ મુખત્યારનામું આપી શકતી નથી. તા૦ ૮ મી માર્ચ સને ૧૮૫૦—મુકદમો નંબર ૧૬૫ કોલવીન જે. સી. વેસ્ટર્સ રીપોર્ટસ—સ. દી. અ. ભાગ ૩—પા. ૬૨૯

૫—એક મુસલમાન ઓરત જેને તેના ધણીએ તલાક આપી હતી, પણ જે ખરાબ ચાલની છે એવું સાબિત કરવામાં આવ્યું નહોતું, તેને એ ધણીના પેટની થયેલી દીકરીની રક્ષાનો તે દા

કરી નવ વરસની થતાં લગી તેના ધણી કરતાં અધિક હકછે. તા૦ ૩૦ જાનેવારી સને ૧૮૪૯—મોરીસકૃત સીલેકટ ડીસીઝન્સ સ. અ. મુંબાઇ ભાગ ૨ પા. ૨૯.

૬—મુસલમાની કાયદા પ્રમાણે મરદાની લાયક ઉમર એ પંથના પુરૂષના જુવાની ફુટવાના વખત પ્રમાણે ગણાય છે. તા૦ ૮ મી જુલાઇ સને ૧૮૫૭—મુકદમો ૩૧૨—સી. વેસ્ટર્સ રીપોટસ સ. દી. અ. બંગાળા ભાગ ૪ પા. ૮૫૧

૭—એક કામમાં જ્યાં કોઇ વેચાણની મજબુતી વીશે સદરહુ વેચાણ કોઇ મુસલમાન સ્ત્રી જે તે વખતે સગીરપણામાં હતી તેણીએ કરેલું એવા શબબથી વાંધો લેવામાં આવેલો તે કામમાં કોરટના અમલદારે ઠરાવ્યુ કે સ્ત્રી પંદરમું વરસ પુરૂં કરયા પછી ઉમર લાયક છે.—તા૦ ૨૨ જાનેવારી સને ૧૮૫૭ વાવ્ય ખુણાના પ્રાંતની સ૦ દી૦ અ૦ ડીસીઝન્સ પા૦ ૨૧.

વારસો.

૧—ગુજરનારનું કરજ આપ્યા પછી તેની મિલકતના બે ત્રતીઆંઉશ અવશ્ય વારસોને જાય છે. પછી વસીયતનામું કરી કાંઇ દાન તેથી ઉલટી રીતે આપ્યું હોય તેની ચીંતા નહીં.—તા૦ ૯ અગષ્ટ સને ૧૭૯૯. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પાનું ૨૬.

૨—ગુજરેલા મુસલમાનની બેહેનો તેનો બાપ હોય તો વારસામાંથી બાતલ થાય છે. તા૦ ૫ અગષ્ટ સને ૧૮૦૩. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પાનું ૬૮.

૩—કોઇ સ્થાવર તથા જંગમ મિલકતવાળો સખસ ફરજંદ વગર ગુજરી જાય, અને તેને પુર્ણ રકતના ભાઇઓ તથા બેહેનો હોય (સગા ભાઇ તથા બેહેનો.) અને હોરમાન ભાઇઓ તથા બેહેનો હોય તો એ હોરમાન ભાઇઓ તથા બેહેનોને વારસો ન મળતાં તમામ મિલકત એ સગા ભાઇઓ તથા બેહેનોને મળે છે.—તા૦ ૨૪ જુલાઇ સને ૧૮૧૭. ઇસ્ટ સાહેબની નોટસ, મુકદમો નંબર ૬૫. સુપ્રીમ કોર્ટ કલકત્તા.

૪—જો કોઇ મુસલમાન ભાઇનો એકજ દીકરો, તથા બેહનનો એકજ દીકરો એ રીતે મુકીને ગુજરી ગયો હોય, અને એ છોકરાઓના મા બાપો તે મુસલમાનની હયાતીમાં ગુજરી ગયા હોય તો ભાઇનો દીકરો બધી મિલકત લેશે, અને બેહેનનો

દીકરો બાતલ થશે.—તા૦ ૧૫ ફેબરૂઆરી સને ૧૮૨૦. ઇસ્ટ સાહેબની નોટસ, મુકદમો નંબર ૧૧૩ સુપ્રીમ કોર્ટ કલકત્તા.

૫—શીયા પંથવાળાઓએ અંગિકાર કરેલા વારસાના કાયદા પ્રમાણે દીકરી હોય તો ભાઇ તદન બાતલ થાય છે. તા૦ ૩૦ ડીસેંબર સને ૧૮૦૮. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પાનું ૨૬૮; તા૦ ૧૨ અગષ્ટ સને ૧૮૨૨, સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૩ પાનું ૧૬૪.

૬—આ છેલ્લા કામમાં થએલો ઠરાવ અપીલમાં પ્રીવીકૌનસીલના જ્યુડીશીઅલ કમીટીએ બાહાલ રાખ્યો હતો. તા૦ ૨૪ ફેબરૂઆરી સને ૧૮૪૧. મુર ઇંડીઅન અપીલ્સ વા૦ ૨ પાનું ૪૪૧.

૭—ગુજરેલા મુસલમાનનો ગુલામડીના પેટથી થયેલો છોકરો એ મુસલમાનના પરણેત કાયદાસર ઓરતના પેટથી થયેલા બીજા છોકરાની સાથે તેમના બાપે મુકેલા વારસામાં સરખો હિસ્સો લેવાને હકદાર છે.—તા૦ ૨૦ જુલાઇ સને ૧૮૦૧. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પા૦ ૪૮.

૮—ગુલામડીના પેટથી થયેલા કોઇ મુસલમાનના છોકરાને જો તેના બાપે પોતાની હયાતીમાં દીકરા દાખલ કબુલ કરયો હોય તો તે છોકરો દીકરા તરીકે વારસ થશે. સપ્ટેંબર, સને ૧૮૧૮. ઇસ્ટ સાહેબની નોટસ, મુકદમો ૭૮, સુપ્રીમ કોરટ કલકત્તા; તા૦ ૧૭ જાનેવારી સને ૧૮૪૮. સ૦ દી૦ અ૦ ડીસીઝન્સ બંગાળા, પાનું ૧૮

૯—કોઇ મુસલમાન પુરૂશ તથા સ્ત્રી અગર જો કે જાહેર રીતે પરણેલા ન હોય તો પણ ઘણું ઘણીઆણી દાખલ સાથે રેહેતાં હોય, અને જ્યાં તેઓ પરણેલાં છે એવું અનુમાન નાબુદ કરવાને કાંઇ સાધન ન હોય તો તેમના પેટનો છોકરો સાબુત લગનથી થયેલા દીકરાની પેઠેજ વારસો લેશ, અને જો કે તેના કાકાઓ તેને ન ગણયો હોય તો પણ તેની મિલકતના વારસો પૈકી એક વારસ દાખલ તેનો હક જતો નથી.—તા૦ ૨૮ એપ્રીલ સને ૧૮૧૪......સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૨ પાનું ૧૧૨.

૧૦—એકના એક વારસે જેને ભાઇ કબુલ કરયો હોય તેને વારસો લેવાનો હક મળે છે. સદરઃ હામીલટન કૃત હીદાયાનો તરજુમો વા૦ ૩ પાનું ૧૭૨.

૧૧—સ્વાલ—ગુલામડી ના હોય એવી સ્ત્રીના પેટથી થયેલા કોઇ મુ સલમાનના અનૌરસ છોકરાં, તે મુસલમાને તેમને પોતાના ફરજંદ દાખલ કબુલ કરયાના સબબથી તેની મિલકતનો વારસો લેશે કે કેમ! શેક નાથુના માલની બાબતમાં. તા૦ ૨૪ જુલાઇ સને ૧૮૪૪. ફુલટન્સ રીપોરટસ. સુપ્રીમ કોરટ કલકત્તા. વા૦ ૧ પાનું ૪૮૩.

૧૨—એક માને તેણીના કુટુંબના ગુજરાનને સારૂ અલતમધા જમીન બક્ષીશ આપવામાં આવી હતી, અને તે ગુજરી ગઇ તે વખતે તે જમીન તેણીના કુટુંબને (એક દીકરો તથા બે દીકરીઓને) રહી; વારસાના કાયદા પ્રમાણે એ જમીનના ચાર ભાગ કરવામાં આવશે, જેમાંના બે દીકરાને મળશે, અને એકેક ભાગ દરેક દીકરીને મળશે; પેનશનના જે રૂપીઆ આપતા હતા તેના પણ તેજ રીતે ભાગ કરવામાં આવ્યા.—તા૦ ૨૯ માર્ચ સને ૧૭૯૮. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧—પાનું ૧૧૬

૧૩—કોઇ ગુજરી ગયેલા મુસલમાનના વારસોમાં તેની મા અને બે દીકરા હોય ત્યારે તેની મિલકતના બાર ભાગ કરવામાં આવશે, જેમાંના બે ભાગ માને મળશે, અને પાંચ પાંચ દરેક દીકરાને મળશે.—તા૦ ૨૦ જુલાઇ સને ૧૮૦૧. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પાનું ૪૮.

૧૪—ગુજરનારની સાથેના કોઇ મરદના સગપણમાં કોઇ સ્ત્રી આવતી નહોય તો તે મરદ શેષાધિકારી છે અને દુરનાં સગાં કરતાં; અગર જેના સગપણમાં સ્ત્રી આવતી હોય તેના કરતાં આ માણસને શેષાધિકારી તરીકે વારસો લેવાનો અધિક હકછે. તા૦ ૫ મી અગષ્ટ સને ૧૮૦૩ સ. દી. અ. બંગાળા રીપોટસ વા. ૧ પા. ૬૮

૧૫—જો કોઇ ગુજરેલા મુસલમાનના વારસોમાં એક વિધવા, એક દીકરો, એક દીકરી, અને બે ભાઇઓ હોયતો તેની મિલકતના ચોવીસ ભાગ કરવામાં આવશે, તેમાંના ત્રણ ભાગ વિધવાને મળશે, ચૌદ દીકરાને મળશે, અને સાત દીકરીને મળશે. અને ભાઇઓને કાંઇજ નહીં મળે. સદર

૧૬—અને જો તેના વારસોમાં એક મા, એક બેહેન, અને કાકો હ-શે તો, તેની મિલકતના ૭ ભગ કરવામાં આવશે, જેમાંના બે માને મળશે, ત્રણ બેહેનને મળશે, અને એક કાકાને મળશે. સદર.

૧૭—અને તેના વારસોમાં તેનો ધણી, મા, દીકરો, તથા દીકરી હશે તો, તેણીની મિલકતના છત્રીસ ભાગ પડશે, જેમાંના નવ ભાગ ધણીને મળશે, છ માને મળશે, ચૌદ દીકરાને ગળશે, અને સાત દીકરીને મળશે. સદર

૧૮—જો કોઇ મુસલમાન એક દીકરો, એક દીકરી, અને ત્રણ વીધવાઓ મુકીને ગુજરી ગયો હોય તો તેની મીલકતના ચોવીસ ભાગ કરવામાં આવશે; અને તેમાંના ત્રણ ભાગ વિધવાઓ વચે મલશે; અને બાકીના ભાગમાંથી ચઉદ દીકરાને મલશે; અને સાત દીકરીને મલશે, તા૦ ૭ મેએ સને ૧૮૦૪ સ. દી. આ. બંગાંલા રીપોરટસ વા. ૧ પા. ૭૮

૧૯—અને જો પેહેલી અને ત્રીજી વિધવાઓ ગુજરી ગઇ હોય તો એ વીધવાઓને ભાગ આવેલા $\frac{૨}{૨૪}$ન $\frac{૨}{૩}$ એટલે આખી મીલકતના $\frac{૪}{૭૨}=\frac{૧}{૧૮}$ દીકરાને મળશે, અને $\frac{૨}{૨૪}$ ના $\frac{૧}{૩}$ એટલે આખી મિલકતના $\frac{૨}{૭૨}=\frac{૧}{૩૬}$ દીકરીને મળશે.—સદર.

૨૦—જો કોઇ ગુજરી ગયેલા મુસલમાનની દીકરી તેની માની લેહેણી રહેલી મેહેરનો વારસો માગે અને તે મા ગુજરી જતી વખતે તેણીના વારસોમાં તેણીનો ધણી, એક દીકરી, ભાઇ અને ત્રણ બેહેનો હોય તો ધણીને તેણીની મિલકતનો (એટલે, એ લેહેણી રહેલી મહેરનો) $\frac{૧}{૪}$ મળે છે. દીકરાને $\frac{૧}{૨}$ મળેછે, ભાઇને $\frac{૧}{૧૦}$ મળે છે, અને ત્રણ બેહેનોને દરેકને $\frac{૧}{૨૦}$ મળે છે—તા૦ ૨૪ અગષ્ટ સને ૧૮૦૪—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પા. ૮૩.

૨૧—કોઇ મુસલમાનના વારસોમાં એક વિધવા અને બે દીકરા હોય તો વિધવાને $\frac{૧}{૮}$ મળે છે, અને દરેક દીકરો શેષધન સરખે હિસ્સે વેહેંચી લે છે.—તા૦ ૨૭ નવેંબર સન ૧૮૦૫—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧—પા૦ ૧૧૩

૨૨—જો કોઇ મુસલમાનના વારસોમાં તેની એક વિધવાજ હોય અને બીજા કોઇ ફરજંદો કે બીજા વંશનો ન હોય તો એ વિધ

વાને ધણીની મિલકતનો ૧/૪ મળે છે; પરંતુ ફતવાઓથી એવો ઠરાવ થયો છે કે હાલના વખતમાં બાઈત-ઊલ-માલ, ઇયા સરકારી ત્રીજોરી યોગ્ય રીતે સ્થાપન થયેલી નહી હોવાથી બાકીના ૩/૪ પણ એ વિધવાનેજ મળે છે.—તા૦ ૧૧ સપટેંબર સને ૧૮૧૧.—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પાનું ૩૪૬.

૨૩—જ્યાં લગનનું ફક્ત એકજ ફરજંદ હોય, અથવા કાંઇ વધારે સખ્યા હોય તો વિધવાને તેણીના ધણી ગુજરી ગયેથી તેની મિલકતના ૧/૮ મળવાનો હક છે. સને ૧૮૧૩. ઇસ્ટ સાહેબની નોટસ, મુકદમો નંબર ૧ સુપ્રીમ કોર્ટ કલકત્તા.

૨૪—કોઇ સ્ત્રી એક ભાઇ તથા એક બેહેન મુકીને ગુજરી ગઇ હોય તો તે સ્ત્રીની વડીલોપાર્જીત મિલકના ૨/૩ ભાઇને મળેછે, અને ૧/૩ બેહેનને મળે છે. તા૦ ૩ મેએ સને ૧૮૧૬. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૨ પાનું ૧૮૦.

૨૫—સંગોત્રમાં ગુજરી ગયેલા મુસલમાનોમાં ભાઇઓને ૨/૩ મળશે, અને તેની બેહેનોના ફરજદોને ૧/૩ મળશે. તા૦ ૧૫ ફેબરૂઆરી સને ૧૮૨૦. ઇસ્ટ સાહેબની નોટસ, મુકદમો નંબર ૧૧૩. સુપ્રીમ કોર્ટ કલકત્તા.

૨૬—પણ જો કોઇ મુસલમાન ભાઇનો એક દીકરો તથા બેહેનનો એક દીકરો મુકીને ગુજરી જાય, અને આ છોકરાના મા બાપ એ મુસલમાનની હયાતીમાં ગુજરી ગયા હોય તો, ભાઇના દીકરાને બધી મીલકત મળશે. સદર.

૨૭—કોઇ ગુજરી ગયેલા મુસલમાનોના વારસોમાં તેની મા, તેની વિધવા, તથા તેના કાકાનો દીકરો હોય તો, એ મિલકતના બાર હિસ્સા કરવામાં આવશે, જેમાંના ચાર માને મળશે, ત્રણ વિધવાને મળશે, અને પાંચ કાકાના છોકરાને મળશે.—સદર.

૨૮—કોઇ મુસલમાનની મિલકત ઉપર દાવો રાખનાર ત્રણ વિધવાઓ, ત્રણ દીકરીઓ, એક મા, અને એક ભાઇ હોય ત્યારે એ મિલકતના બોતેર અગર બસેંહ ને સોલ ભાગ કરવા જોઇએ, જેમાંના વિધવાઓને નવ, અગર સતાવીશ ભાગ મળશે; દીકરીઓને અડતાળીસ, અગર એકસોને ચુંવાલીસ મળશે; માને બાર અગર છત્રીસ મળશે; અને ભાઇને ત્રણ અગ

૨ નવ મળશે. અને એક દીકરી વેહેંચણ થતાં પેહેલાં ગુજરી ગઇ હોય તો તેની માને તેના હિસ્સાનો $\frac{૧}{૮}$ એટલે આઠ ભાગ મળે છે; $\frac{૨}{૩૨}$ અથવા બત્રીશ ભાગ સરખે હિસ્સે તેની બહેનો વચ્ચે વેંહેંચી આપવામાં આવે છે, એટલે દરેકને સોળ, સોળ ભાગ મળે છે, અને શેષધન બાપના ભાઇને એટલે તે દીકરીના કાકાને મળે છે. એટલા માટે વેહેંચણ નીચે મુજબ થશે; માને મળશે $\frac{૩૬}{૨૧૬}$, પેહેલી ઓરતને $\frac{૧૭}{૨૧૬}$, બીજી તથા ત્રીજી ઓરતોને દરેકને $\frac{૧૧}{૨૧૬}$, પાછળ રહેલી બ હયાત દીકરીઓને દરેકને $\frac{૬૪}{૨૧૬}$, અને ભાઇને $\frac{૧૭}{૨૧૬}$.—તા૦ ૪ અગષ્ટ સને ૧૮૨૦—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોર્ટસ વા૦ ૩ પાનું ૪૬.

૨૯—ઉપરનો ઠરાવ સુનીમત મુજબ કરવામાં આવ્યો હતો; પણ એજ પક્ષકારો વચ્ચેના તે પછીના એક મુકદમામાં જેમાં કાકાએ પોતાના ભાઇના જમીનદારીના હિસ્સાનો દાવો કરયો હતો તેમાં ઠરાવ કરવામાં આવ્યો હતો કે પક્ષકારો શીયા પંથના હોવાને લીધે શીયા પંથના કાયદા મુજબ ઇનસાફ કરવો જોઇએ, અને એટલા માટે ભાઇને (કાકાને) દીકરીઓ હોવાથી વારસો મળવાનો હક નથી એવો ઠરાવ કરવામાં આવ્યો; પણ તેના ભાઇની મિલકતની કાયદાસર વેંહેંચણ શી રીતે થશે તે વીશે ઠરાવ કરવામાં આવ્યો નહીં. તા૦ ૧૨ અગષ્ટ સને ૧૮૨૨. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોર્ટસ વા૦ ૩ પાનું ૧૬૪.

૩૦—અને એજ પક્ષકારો વચ્ચેના બીજા મુકદમામાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે જો કે વારસાની વેંહેચણમાં સુની તથા શીયા બંને પથો એકજ **ફરાઈઝ** અગર ચોકસ હિસ્સા કબુલ કરે છે, તો પણ રાદ અગર શેષધન જો કાંઇ હોય તો. તેની વેંહેંચણમાં એ બંને પથો વચ્ચે ફેરફાર છે. શીયાવાળા ઘણાંજ નજીકના સગાંને પસંદ કરે છે, અને આ સગાંઓ તેમનાં ચોકસ હિસ્સાના પ્રમાણમાં વેંહેચી લેછે. તેથી ઉલટું, સુનીઓ બાપ તરફના સગાંઓને પસંદ કરે છે.—તા૦ ૧૮ મેએ સને ૧૮૩૦.—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોર્ટસ વા૦ ૫ પાનું ૨૯.

૩૧—આ ઠરાવ અપીલમાં પ્રીવીકોનસીલની જ્યુડીશીઅલ કમીટીએ

બાહાલ રાખ્યો. તા૦ ૨૪ ફેબરૂઆરી સને ૧૮૪૧. મુર્સ ઇંડીઅન અપીલ્સ વા૦ ૨ પાનું ૪૪૧.

૩૨—કોઇ મુસલમાનના વારસોમાં તેની વિધવા તથા ત્રણ દીકરીઓ હોય તો તેની મિલકતના ચોવીશ ભાગ કરવા જોઇએ, જેમાંના ત્રણ ભાગ વિધવાને મળે છે, અને ત્રણ દીકરીઓને, દરેકને સાત સાત ભાગ મળે છે. તા૦ ૧૧ ડીસેંબર સને ૧૮૨૦. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૩ પાનું ૫૮.

૩૩—કોઇ મુસલમાનના વારસોમાં એક વિધવા, મા, તથા એક ઓરમાન બેહેન હોય તો મિલકતના તેર ભાગ કરવા જોઇએ; જેમાંના ત્રણ ભાગ વિધવાને મળે છે, ચાર માને મળે છે, અને છ એ ઓરમાન બેહેનને મળે છે.—તા૦ ૫ ફેબરૂઆરી સને ૧૮૨૩.—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૩ પાનું ૨૧૦.

૩૪—કોઇ મુસલમાનના વારસોમાં તેની મા, તથા તેનો ભાઇ, તથા તેની વિધવા હોય તો તેની મિલકતના બાર ભાગ કરવા જોઇએ, તેમાંના ચાર ભાગ માને મળવા જોઇએ; પાંચ ભાઇને; અને ત્રણ ભાગ વિધવાને; અને મા ગુજરી જાય ત્યારે તેના ભાગ એકલા હયાત દીકરાનેજ મળે.—તા૦ ૧૫ જાનેવારી સને ૧૮૨૪.—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૩ પાનું ૨૯૫,

૩૫—જ્યાં કોઇ ગુજરી ગયેલા મુસલમાનના વારસોમાં તેની એક વિધવા, એક દીકરો. ચાર દીકરીઓ, અને એક ગુજરી ગયેલા દીકરાના ત્રણ દીકરા હોય ત્યારે તેની મિલકતના એકસોને બાણું ભાગ કરવામાં આવશે, જેમાંના બાવીશ ભાગ વિધવાને મળશે, બેતાળીસ દીકરાને મળશે. દરેક દીકરીને એકવીશ એકવીસ ભાગ મળશે, અને દરેક પૌત્રને ચૌદ ચૌદ ભાગ મળશે. તા૦ ૩૦ અપરેલ સને ૧૮૨૭—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોર્ટસ વા૦ ૪ પાનું ૨૩૧

૩૬—કોઇ મુશલમાનના વારસોમાં એક દીકરો તથા દીકરી હોયતો, મિલકતના ત્રણ ભાગ કરવામાં આવશે, જેમાંના બે ભાગ દીકરાને મળશે, અને એક દીકરીને મળશે. તા૦ ૧૪ જુલાઇ સને

૧૮૨૭ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોર્ટસ વા૦ ૪ પા. ૨૪૭

૩૭—કોઇ છોડીને એકજ ભાઇ હોયતો તેના બાપના ગુજરી ગયા પછી તેની મિલકતનો ત્રીજા ભાગપર તે છોડીનો હક છે; અને પરણ્યા વગર તેના ભાઇના ગુજરી ગયા પછી તે ભાઇના ભાગમાં આવેલી બધી મિલકત ઉપર તેણીનો હકછે; અડધ મિલકત ઉપર તેણીના ચોકસ હિસ્સા દાખલ, અને બીજા અડધ ઉપર રાદ ઇઆ વગતરની રૂએ. સદર

૩૮—જ્યારે ગુજરી ગયેલા મુસલમાનના વારસોમાં એક વિધવા, એક દીકરો અને બે દીકરીઓ હોય ત્યારે મિલકતના બત્રીસ ભાગ કરવા જોઇએ, જેમાંના ચાર વિધવાને મળવાનો હકછે, ચોદ દીકરાને મળવાનો હકછે, અને દરેક દીકરીને સાત સાત મળવાનો હકછે.—તા૦ ૨૯ નવેંબર સને ૧૮૨૭. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોર્ટસ વા૦ ૪ પા. ૨૮૦

૩૯—કોઇ મિલકતની વેંહેંચણમાં અગર તેનો વારસો લેવામાં, બાપ, મા, તથા બઇરાના હિસ્સા અનુક્રમે $\frac{1}{3}$, $\frac{1}{6}$, અને $\frac{1}{2}$ છે. તા૦ ૨૪ અપરેલ શને ૧૮૩૩ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૫ પાનું ૨૯૬.

૪૦—કોઇ ગુજરી ગયેલા મુસલમાનના વારશોમાં તેની બે વિધવાઓ ત્રણ દીકરા, અને ચાર દીકરીઓ હોયતો, તેની મિલકતના એંશી હિસ્સા કરવામાં આવશે, જેમાંના દસ વિધવાઓ વચ્ચે મળશે, ચઉદ ચઉદ દરેક દીકરાને મળશે, અને સાત સાત દરેક દીકરીને મળશે. તા૦ ૨૫ અપરેલ સને ૧૮૩૭ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૬ પા. ૧૫૯.

૪૧—કોઇ ગુજરી ગયેલા મુસલમાનના વારસોમાં બે વિધવાઓ, એક મા અને ત્રણ દીકરીઓ, તેમાં એક પેહેલી ઓરતના પેટની, અને બીજી બે બીજી ઓરતના પેટની એ રીતે હોય ત્યારે મિલકતના ૨૪૦, અગર ૧૨૦૦ ભાગ કરવામાં આવશે. જેમાંના પંદર, અગર પંચોતેર દરેક વિધવાને મળશે, માને બેતાલીશ, અગર બસેડુને દસ મળશે. અને દીકરીઓને દરેકને છપન, અગર બસેહને એંશી મળશે. તા૦ ૨૮ ડીસેંબર સને ૧૮૪૧ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૭ પા. ૬૨

૪૨—પણ જો બીજી ઓરતની બે દીકરીઓ પૈકી એક મિલકતની વે-

હેંચાણ થતાં પેહેલી ગુજરી ગઈ હોય, અને તેના વારસોમાં તેની મા, તેની આંગળીઆટ બેહેન, તથા ઓરમાન બેહેન એ રીતે મુકયાં હોયતો તેણીના હિસ્સા ૬૯૦/૧૨૦૦ ની વેંહેચાણ નીચે મુજબ કરવામાં આવેછે તેણીનો મા બીજી ઓરતને તેનો ૧/૫, અગર ૫૬ ભાગ મળશે, ઓરમાન બેહેનને ૧/૫, અગર ૫૬ ભાગ મળશે અને આંગળીઆટ બેહેનને ૩/૫, અગર ૧૬૮ ભાગ મળશે, અને એ મુજબ આખી મિલકતની વેંહેચાણ આ રીતે થશે; પેહેલી ઓરતને ૭૫/૧૨૦૦ મળશે; બીજીને ૧૩૧/૧૨૦૦ મળસે; માને ૨૧૦/૧૨૦૦ મળશે; ઓરમાન બેહેનને ૩૩૬/૧૨૦૦ મળશે; અને આંગળીઆટ બેહેનને ૪૪૮/૧૨૦૦ મળશે, સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૭ પા. ૬૨

૪૩—જ્યારે એકજ મા બાપના પેટની એકજ બેહેન હોય ત્યારે ઓરમાન બેહેનોને જો તેમને કોઇ આંગળીઆટ ભાઈ નહોય તો તેમના કાયદાસર હિસ્સાઓ દાખલ ૧/૬ મલેછે તા૦ ૨૩ ફેબરૂઆરી સને ૧૮૪૮ સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા. ૧૦૬

૪૪—જે બે વિધવાઓને તેમના ધણીએ શરખે ભાગે પોતાની મિલકત આપી હોય તે બેમાંની એક વિધવા ગુજરી જાયતો બીજી વિધવાને વારસાનો હક નથી, પણ એ ગુજરી ગયેલી વિધવાની બેહેનનો દીકરો જો તેનાથી નજદીકના વારસો નહી હોયતો એ મિલકત લેશે. તા૦ ૧૯ મેએ સને ૧૮૨૧ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૩—પા. ૯૦

૪૫—કોઈ મુસલમાનના હુગાતોમાં તેના અનોરસ છોકરાને કોઇ **વતન** અથવા વંશપરંપરાની જગોનો હિસ્સો મળેલા હોય તે છોકરાને તેનો બાપ ગુજરી ગયા પછી જે ઠેકાણે દેશ રીવાજ પ્રમાણે અનઉરસ છોકરાઓને વંશપરાપગઓની જગાઓનો વારસો મળી શકતો નહોય તે ઠેકાણે સદરહુ મુજબનો હિસ્સો મળવાનો હકનથી: અને જો કે મુસલમાની કાયદો વતનની મિલકત કબુલ કરતો નથી, પણ તમામ મિલકતને **તારીકત** ઇઆ પાલવતામાં ગણેછે, અને એટલા માટે એ કાયદા મુજબ અનૌરસ છોકરાને એ વતનની જગોનો વારસો મળી શકેછે, તોપણ સને ૧૮૦૭ના રેગ્યુલેશન ૨ જાની કલમ ૧૪ (સદરહુ રેગ્યુલેશન સન ૧૮૨૭ના રેગ્યુલેશન ૧ લાથી રદ થયેલો છે) જે અમુક કેફીયતે લખી કા

થદો બાજુ ઉપર રાખી દેશના ચાલતા નિયમ પ્રમાણે વતવા ફરમાવે છે, તે મુજબ જે ઠેકાણે કાયદાથી દેશરીવાજ જુદા હોય તે ઠેકાણે આવો દાવો ચાલી શકતો નથી તા૦ ૨૧ ફેબરૂઆરી સને ૧૮૨૧ બારોડેલ્ય રીપોરટ સ૦ અ૦ મુંબાઈ વા૦ ૨ પા ૩૩

૪૬—વારસાનો જે રીવાજ લાંબી મુદતથી ચાલતો આવવાથી મંજુર થઈ ગયો તે રીવાજ કોઇ ઈનશાફની કોરટે ફેરવવો એ વ્યાજબી નથી. તા૦ ૨૦ મી મેએ સને ૧૮૫૦ વાવ્યખુણાના પ્રાંતોના ડીસીઝન્સ વા૦ ૫ પા. ૯૯

૪૭—મનુષવધ કાંતા તેવાજ બદલાથી શિક્ષા કરવા પાત્ર હોય, અગર પ્રાયશ્ચિતથી નિવારણ થાય તેવું હોય તોપણ મરેલા સખસની મિલકતનો વારસો લેવાને તે એક હરકત છે.—તા૦ ૧૨ અક્ટોબર સને ૧૮૦૩—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પાનુ ૭૩.

૪૮—કોઇ એવા ઈરાદાથી બીજાના નામથી બક્ષીશ લે કે તે બક્ષીશવાળી મિલકત પોતાની હયાતીમાં પોતે રાખવી, અને પોતાના ગુજરયા બાદ એ મિલકત એ નામના બક્ષીશ કરાવી લેનારને આપવી, તો તથા તેના કાયદેસર વારસો જેમનો તે ગુજરી ગયા પછી જે મિલકત પોતાની જાહાગીરના એક ભાગ દાખલ પોતાના કબજામાં મુકીને તે ગુજરી ગયો તે મિલકતનો વારસો મળવાનો હક છે તેમના વારસાનો હક ડુબાવી શકાતો નથી.—તા૦ ૮ અગષ્ટ સને ૧૮૦૩. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પાનુ ૨૫૦

૪૯—વારસામાં મળી શકે તેવી મિલકત મળ્યા પછી મુસલમાની ધર્મ ત્યાગ કરવાથી એ ત્યાગ કરનારનો વારસ નો હક છીનવી લેવતો નથી. તા૦ ૨૦ ડીસેમ્બર સને ૧૮૦૮, સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પાનું ૨૬૮.

૫૦—કોઇ ક્રીશ્ચીઅનથી મુસલમાન સ્ત્રીને થયેલો અનૌરસ છોકરો એ સ્ત્રીની મિલકતનો વારસો હક કદી લેઈ શકનો નથી. બીબી હેના માલની બાબતમાં.—૩ જી ટર્મ સને ૧૮૧૯. ઇસ્ટ સાહેબની નોટસ, મુકદમો નંબર ૧૦૫; સુપ્રીમ કોર્ટ કલકત્તા.

૫૧—કોઇ મુસલમાનનું છોકરૂં તેના બાપની હયાતીમાં ગુજરી ગયું હોય તો તેને વારસો મળવાનો હક નથી. તા૦ ૧૫ ફેબ્રુઆરી

સને ૧૮૨૦,—ઈસ્ટ સાહેબની નોટસ, મુકદમો નંબર ૧૧૩. સુપ્રીમ કોર્ટ કલકત્તા.

૫૨—જો કોઈ મુસલમાનનો બાપ, તેના બાપના બાપ એટલે દાદા પેહેલો ગુજરી ગયો હોય તો તે મુસલમાન તેના કાકાની સાથે વારસો લેઈ શકતો નથી; બીજા બોલોમાં, કહીએ તો મુસલમાની કાયદામાં પ્રતિનીધીત્વપણે હક કબુલ થયેલો નથી.—તા૦ ૧૭ અગષ્ટ સને ૧૮૨૪. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરર્ટસ વા૦ ૩ પાનું ૪૦૩.

૫૩—વડાવાની હયાતીમાં વારસા ઉપરથી હાથ ઉઠાવી લીધાની વાત રદ બાતલ ઠરાવવામાં આવી હતી; અને એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે આ પ્રમાણે વારસા ઉપરનો છોડી દીધેલો દાવો પાછળથી કોઈ પણ વખતે મુદતનો કાંઈ બાધ આવ્યા વગર થઈ શકે છે. તા૦ ૧૩ ફેબરૂઆરી સને ૧૮૨૭, સ૦ દી૦ અ૦ બગાળા રીપોરટસ વા૦ ૪ પાનું ૨૧૦.

૫૪—વારસો તેમના વડાવાના કરજને માટે જેટલી મિલકત તેઓ વારસામાં લે તેટલી મિલકત પુરતા જવાબદાર છે. આવું કરજ પતાવ્યા પછી, એ વારસોના પોતાના ઉપરના હુકમનામાના લેહેણદારોના દાવા એ શેષ ધનમાંથી તેમજ એ વારસોની કમાઈની મિલકતમાંથી પતાવી લેવા તે લેહેણદારોનો હક છે. શેક કાશીમઅલી અરજદાર.—તા૦ ૫ જુલાઈ શને ૧૮૫૧.—મુકદમો નંબર ૩૪--સીલેક્ટર્સ રીપોરટસ સ૦ દી૦ અ૦ બંગાળા ભાગ ૩ પાનું ૧૪૮.

૫૫—કોઈ નોકરીના વતનના ગુજરી ગયેલા હિસ્સેદારની વિધવાઓને ગુજરનારના આખા હિસ્સાનો વારસો મળવાનો દાવો કરયો તેમાં મુસલમાની કાયદા પ્રમાણે ફકત ચોથો ભાગ અપાવામાં આવ્યો પ્રીનસીપાલ સદર અમીનનો અભીપ્રાય એવો થયો કે સ્ત્રીઓને જમીનમાં તથા નોકરીની બક્ષીસોના લાભમાં હિસ્સો મળવાનો હક નથી. પરંતુ આ અભીપ્રાય ઝીલા જડજ તથા સદર દીવાની અદાલત બન્નેએ નામંજુર કરયો—તા૦ ૨૩ જુન સને ૧૮૫૫.–મોરીસકૃત કેસીસ. સ૦ દી૦ અ૦ મુંબાઈ પાનું ૧૪૭.

૫૬—કોઈ મુસલમાનને તેના બાપે વારસામાંથી બાતલ કરયો હોય

તેથી તેની માની મિલકતના વારસાનો દાવો કરવા તેને હરકત નથી.—તા૰ ૧૬ જુલાઈ સને ૧૮૫૭.—સ૰ દી૰ અ૰ બંગાળા ડીસીઝન્સ પાનું ૧૨૫૭.

૫૭—મુસલમાની કાયદા પ્રમાણે ગુજરી ગયેલી ઓરતની માને તથા તેના ધણીને જો બીજા વારસો ન હોય તો એ ગુજરનારની મેહેર સરખે હિસ્સે વેહેંચી લેવાનો હક છે.—તા૰ ૨૫ માર્ચ સને ૧૮૫૮. સ૰ દી૰ અ૰ બંગાળા ડીસીઝન્સ પાનુ ૫૦૧.

૫૮—ખતીબી અથવા બીજી ધર્મ સબંધી પદવીની નીમનુકને માટે આપેલી જમીન ઉપર વારસાના હકથી દાવો થઇ સકતો નથી.—જાફર મોહીનદીન સાહેબ વિ૰ અજી મોહીનદીન સાહેબ.—સને ૧૮૬૪. મદ્રાસ હા૰ કો૰ રી૰ વા૰ ૨ પાનું ૧૯.

૫૯—ગુલામડીના પેટથી થએલા છોકરાને તેના બાપે કબુલ કરયો હોય તો પરણેત ઓરતના છોકરાના જેટલોજ હિસ્સો મળવાનો તેનો હક છે. સઇઅદ વનીઉના વિ૰ મીરાસ સાહેબ.—સને ૧૮૬૪. મુંબાઇ હા૰ કો૰ રી૰ વા૰ ૨ પાનુ ૨૮૫.

૧—એક મુસલમાને બીજા મુસલમાનને ધીરેલા નાણાનું વ્યાજ લેવાને સારૂ મુસલમાની કાયદાથી મના છે, અને જ્યારે કોઇ પ્રતિપક્ષી નાસ્તિક પાસેથી વ્યાજ લેવુ હોય તો તે વ્યાજનો દર ઠરાવેલો નથી.—હામીલટનકૃત હિદાયાનુ ભાષાંતર વા૰ ૨ પાનું ૪૮૯, ૫૫૨. વ્યાજ.

૧—કોઇ પણ ખતીબ, કોઇ પણ ગામ, અથવા કસ્બામાં, શુકરવારને દહાડે ભકતો કરી શકે છે (નીમાઝ પડી શકે છે,) અને મસજીદ, અગર ઘર, અથવા બીજી કોઇ પણ જગા જે સર્વાનુંમતે પશંદ કરવામાં આવે તે જગોએ ખોતબાહ વાંચી શકે છે; સુલતાને નીમેલા ખતીબને, ઇઆ તેના પ્રતિનીધીને સદરહુ ખતીબને ખોતબાહ વાંચવાથી અટકાવવાનો કે મના કરવાનો કાંઇ પણ અખત્યાર નથી—મુકદમો નંબર ૧ સને ૧૮૧૪.—મદ્રાસ ડીસીઝન્સ વા૰ ૧ પાનુ ૮૨. ખોતબાહ

૧—ફરજંદ મુકયા વગર ગુજરી ગયેલો વિધવાને તેના ધણી પાસેથી મળેલી મિલકત તેના પોતાના લોહીના સગાંઓને ઉતરતી નથી, પણ તેના ગુજરી ગયેલા ધણીના સગાંઓને ઉતરે છે. (ગુજરી ગયેલી) મુલ બાઇના કામમાં. સને ૧૮૭૬. મુંબા ખોજાઓ

ઇ હા૦ કો૦ રી૦ વા૦ ૮ પાનું ૯૫.

૨—એક ખોજો વસીયતનામુ કરયા વગર તથા ફરજંદ મુકયા વગર ગુજરી ગયો હતો, અને તેની પાછળ તેની મા [વિધવા,] તેની ઓરત,, તથા એક પરણેલી બેહેન એ રીતે હતાં. ઠરાવ કરવામાં આવ્યો હતો કે ખોજાઓના રીવાજ પ્રમાણે તેની મિલકતનો વહીવટ કરવાનો તેની ઓરત અથવા તેની બેહેન કરતાં તેની માનો અધિક હક છે. હીરબાઇ વિ૦ ગોરબાર—સને ૧૮૭૫—મુંબાઇ હા૦ કો૦ રી૦ વા૦ ૧૨—પાનું ૨૯૪.

૩—તલાકની બાબતમાં—કાસમ પીરભાઇનો કેસ જોવો.—સને ૧૮૭૧. મુંબાઇ હા૦ કો૦ રી૦ વા૦ ૮ પાનું ૯૫.

કાયદો. ૧—કોઇ મુસલમાન વસીયતનામું કરનારે વસીયતનામું બરોબર રીતે કર્યુ છે કે નહીં એ તકરારનો ઇન્શાફ કરવાના મુસલમાની કાયદા પ્રમાણે નહીં, પણ ઇંગરેજી કાયદા પ્રમાણે થવો જોઇએ.-તા૦ ૧૯ જાનેવારી સને ૧૮૧૩—સ્ટ્રેન્જસ રીપોરટસ. સુપ્રીમ કોર્ટ મદ્રાસ વા૦ ૨.

૨—જે દાવામાં બંને પક્ષકાર શીયા હોય તેમાં કોર્ટ એ પંથના મત પ્રમાણે ઠરાવ કરશે અને એ લોકોમાં ચાલતા વારસાના કાયદા મુજબ બેહેનથી ભાઇ તદન બાતલ થાય છે. તા૦ ૧૨ આગષ્ટ શને ૧૮૨૨. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૩ પાનુ ૧૬૪.

૩—ઉપરના ઠરાવ ઊપર અપીલમાં ઠરાવ. [બંગાળા કોડ] શને ૧૭૯૩ ના રેગ્યુલેશન ૪ થી ઠરાવવામાં આવ્યું છે કે ઉત્તરાધિકાર, વારસા, લગ્ન, જ્ઞાતી, અને તમામ ધર્મ સબંધી રૂઢીઓ તથા ધારાઓને લગતા દાવાઓમાં, મુસલમાનોની બાબતમાં મુસલમાની કાયદો, અને હિંદુઓની બાબતમાં હીંદુઓનો કાયદો એ રીતે સામાન્ય નિયમો ગણી તે ઉપરથી જડજોએ તેમનો ઠરાવ કરવાનો છે; અને એ રેગ્યુલેશનના ખરા અર્થ પ્રમાણે દરેક પંથનો મુસલમાની કાયદો એ પંથના પક્ષકારોની બાબતમાં વાપરવો જોઇએ, અને સામાન્ય સુની લા વાપરવો નહીં જોઇએ. તા૦ ૨૪ ફેબરૂઆરી સને ૧૮૪૧.—મુર્સ ઇંડીઅન અપીલ્શ વા૦ ૨ પાનું ૪૪૧.

૪—જ્યાં એક દાવો વારશાના હક બાબત હતો, અને મુસલમાની કાયદા પ્રમાણે કરારની મજબુતી વિશેનો અકસ્માત સ્વાલ ઉઠયો, તે કામમાં આવો કાયદો નકી કરવા કોરટે તેના મફ્તીઓને પુછયું—તા૦ ૨૪ અપ્રેલ સને ૧૮૩૩ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોર્ટસ વા૦ ૫ પાનું ૨૯૬.

૫—જ્યાં એક મુનસફે મુસલમાની કાયદાના પોઇન્ટ ઊપર એક કેસનો ફેંસલો આપ્યો, અને પ્રીનસીપાલ સદરઅમીને એ ફેંસલો એવા સબબથી રદ કર્યો કે મુનસફે એ કાયદાનો જે અર્થ કર્યો છે તે ખોટોછે, તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે એ ઠરાવ ફેરવતાં પેહેલાં તેણે કોરટના મોલવી પાસેથી ફતવા મંગાવવો જોઇતો હતો. તા૦ ૨૨ સપટેંબર સને ૧૮૪૮—નાબ્યખુણા ના પ્રાંતોની સ૦ દી૦ અ૦ ડીસીઝન્સ વા૦ ૩ પા ૩૬૭

૬—કાયદાના મોલવીના અભિપ્રાયને સારૂ કામના બધા કાગળો મોકલવા એ રીતસર નથી કારણ કે તેના આગળ મુકેલો સ્વાલ માગી લેઇને મુકવો જોઇએ.—તા૦ ૨૭ મી જુન સને ૧૮૫૦ સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા. ૩૩૧

૭—કોઇ મુસલમાને કરેલા અગ્રક્રિયાધિકારના હક બાબતના દાવામાં પ્રતિવાદીઓ હિંદુ હોવાથી ઠરાવ કરવામાં આવ્યો કે, સને ૧૮૩૨ ના રેગ્યુલેશનની કલમ ૩ મુજબ મુસલમાની કાયદો લાગુ કરી શકાય નહી, મુખ્યત્વે કરીને એટલા માટે કે હિંદુ પ્રતિવાદીઓએ પોતાને એ કાયદો લાગુ કરવા વાંધો લીધોછે. તા૦ ૨૮ મેએ સને ૧૮૪૯—નાબ્યખુણાના પ્રાંતોની સ૦ દી૦ અ૦ ડીસીઝન્સ વા૦ ૪ પા. ૧૩૭

૮—પક્ષકારોએ પોતે છોડી દીધા છતાં કોરટોને કાયદાની કોઇ બક્ષીસની માગણી છોડી દવાનો અધિકાર નથી—તા૦ ૨૭ ડીસેંબર સને ૧૮૪૯—સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા. ૪૮૭

૯—એક પક્ષકાર શીયા હોય અને બાજો સુની હોય તેને લાધે લગ્નના કાયદેસરપણા બાબતનો હક રદ કરવામાં આવ્યો.—ત૦ ૮ સપટેંબર સને ૧૮૫૧ નાબ્યખુણાના પ્રાંતોની સ. દી. અ. ડીસીઝન્સ વા. ૬—પા. ૩૫૦.

૧૦—જે પોઇન્ટમાં કાયદાની તકરાર ન હોય. (પણ ફકત હકીકતની તકરાર હોય તે પોઇન્ટ ખુલવાને સારૂ કાયદાના મોલવીઓ આ

ગળ મુકી શકાતો નથી.—તા૦ ૧૧ સપટેંબર સને ૧૮૫૭—વાવ્યખુણાના પ્રાંતોની સ. દી. અ. ડીસીઝન્સ વા. ૬—પા. ૩૬૮

૧૧—કોરટના ઠરાવેલા અમલદાર તરફથી ન મળતાં કોઇ અંજાણ્યા આશામી તરફથી મળેલો ફતવા નકામો છે.—તા૦ ૬ અકટોબર સને ૧૮૫૨—વાવ્યખુણાના પ્રાંતોની સ. દી. અ. ડીસીઝન્સ વા. ૭—પા. ૫૮૯.

ખોરાકીપોશાકી

૧—એક હોરમાન માએ હોરમાન દીકરા ઉપર ખોરાકી પોશાકીને સારૂ દાવો કરવા ઉપરથી નીચલી કોરટોથી તેના લાભમાં હુકમનામાં કરવામાં આવ્યાં હતાં; પણ સ્પેશીઅલ અપીલમાં સદર કોરટે ઠરાવ કરયો કે હમને ખાત્રી છે કે મુસલમાની કાયદામાં એવો એકે ઠરાવ નથી કે જેથી કોઇ આશામીએ તેની રાંડેલી હોરમાન માને ખોરાકી પોશાકી આપવી જોઇએ, કારણકે એ બેની વચે ખોરાકી પોશાકી પુરી પાડવા જેવો સમરક્ત સબંધ નથી. બડા સાહેબ વિ. ઝુનુંબીબી—તા૦ ૩ સપટેંબર સન ૧૮૫૩—મદ્રાસ સ. અ. ડાસીઝન્સ પા. ૧૯૯.

૨—એક મુશલમાન ઓરતે તેના ધણી ઉપર ખોરાકીપોશાકીનો દાવો કર્યો, અને જીલાજડજે અપીલમાં ઠરાવ કરયો કે દિવાની કોરટને હકુમત નથી, કેમકે એ ધણી લસ્કરી ખાતામાં છે; ત્યારે ઓરત લસ્કરી કોરટમાં ગઈ, અને તેનો દાવો કાઢી નાંખ્યો ત્યારે શદર દિવાની અદાલતમાં સ્પેશિયલ અપીલ દાખલ કરાવા તેણીએ દરખાસ્ત કરી તે ઉપરથી ઠરાવ કરવામાં આવ્યો કે એ કેસ લસ્કરી કોરટના તાબાનો છે, અને એ ઓરતે લસ્કરીખાતાનાં (કમાન્ડીંગ આફીસરને) અમલદારને અથવા કમાન્ડર ઇન ચીફને અપીલ કરવી જોઇએ, અને ત્યાં લગી સદર દિવાની અદાલત એ કેસ સાંભળી શકતી નથી. તા૦ ૨૫ ફેબરૂઆરી સને ૧૮૫૬ સ૦ દી૦ અ૦ના મુકદમા મુંબાઈ ભાગ ૩ પા. ૩૯

૩—ઓરતની અરજ ઉપરથી માજીસ્તરેટે ખોરાકીપોશાકી આપવા થયેલા હુકમ મુજબ ખોરાકી પોશાકી નહી આપવાનું શું કારણ તે "બતાવવા ધણી"ને ફરમાવ્યું ધણીએ હાજર થઇ એવા શબ્દો વાપર્યા કે જે તલાક સમાન હતા. **ઠરાવ** કરવામાં આવ્યો કે એ હુકમ ફેરવવાને વાસ્તે ધણીએ અરજ કરતાં લગી ઓરતને ખોરાકી પોશાકી મળવાનો હકછે. તલાક આપતાં લગી

ખોરાકીપોશાકી આપવા ધણીની ફરજ છે. નેપુર ઓરત વિ. જુરાઇ સને ૧૮૭૩ બંગાળા લાહા રીપોરટસ વા૦ ૧૦ પા. ૩૩

૪—પોતાની ઓરતને ખોરાકીપોશાકી આપવા બાબત માજીસ્ટરેટે હુકમનામું કરવાથી એ ઓરતને તલાક આપવાનો ધણીનો જે હક છે તે જતો નથી, અને આ પ્રમાણે તલાક આપ્યા પછી માજીસ્ટરેટના હુકમનો અમલ થઇ શકતો નથી, કાસમ પીરભાઇના કામમાં સને ૧૮૭૧ મુંબઇ હા૦ કો૦ રી૦ વા૦ ૮ પા, ૯૫

૫—કોઇ અનૌરસ બાળકને તેના બાપને સ્વાધીન કરવા માએ ના પાડવાથી પ્રથમ થયેલું ખોરાકી પોશાકીની નીમનોક બાબતનું હુકમનામું અટકી શકતું નથી. લાલદાસ વિ. નકમજા ભાઇશીયાણી.—સને ૧૮૭૮—ઇંડીઅન લાહા રાપોરટસ, કલકતા સીરીઝ વા૦ ૪ પા૦ ૩૭૪.

૧—કોઇ સહીઆરી મીલકતનો મુસલમાન વહીવટદાર પોતાના હાથમાં આવેલો મિલકતથી, મુસલમાનો પાસેથી તેમને ધીરધાર કરી તેણે માત્ર ગેર કાયદાસર રીતે લીધેલા વ્યાજ શીવાય જે નફો તથા વ્યાજ મેળવે તે તમામનો હિસાબ આપવા તે જવાબદાર છે તા૦ ૨૪ જુલાઇ સને ૧૮૧૭—ઇસ્ટ સાહેબની નોટસ, મુકદમો ૭૦ કલકતા સુપ્રીમ કોર્ટ. વહીવટ કરનાર

૨—એક મુસલમાન જેની ૩૫ વરસ થયાં કાંઇ ભાળ લાગતી નોહોતી, અને તે ઘર છોડીને ગયો ત્યારે ચાલીસ વરસની ઉમરનો હતો એવું કેહેવામાં આવ્યું હતું, તેના દીકરા તથા દીકરી એઓએ એ મુસલમાનના ભાઇનો વિધવા તથા તેના દીકરા પાસેથી કુટુંબની મીલકતનો અડધો હિસ્સો લેવા માટે દાવો કરયો. કોરટના મોલવીઓએ એવો અભીપ્રાય આપ્યો કે એ મુસલમાન મરી ગયો એવું નકી થતાં લગી, અથવા તેના જન્મથી નેવું વરસની મુદત થતાં લગી, તેની મિલકત જેના કબજામાં હોય તેના કબજામાંથી લઇ શકાતી નથી. પરંતુ જે સખસના કબજામાં એવી મિલકત હોય તેઓ જો એ મિલકત ઊડાડતા હોય અથવા તેનો બગાડ કરતા હોય તો તે મિલકત તેમની પાશેથી લેઇ તેનો વહીવટ કરવા સારૂ બીજા સખસના કબજામાં સોંપવી જોઇએ તેથી કોરટે ઠરાવ કરયો કે પુરાવા ઉપરથી જણાયછે કે પ્રતિવાદીઓ એ મુસલમાનની મિલકત ઉડાડેછે, અને તેનો એવી ખ

રાબ રીતે વહીવટ કરેછે, કે એ મીલકત તેમના હાથમાં રાખવી મુનાસબ નથી, અને એવી મીલકત બીજાના કબજામાં સોંપી શકાય એવો કાયદામાં ઠરાવછે, માટે એ મિલકત એ મુસલમાનોના વારસોના કબજામાં સોંપવી—સને ૧૮૨૦—બોરાડેલ્સ રીપોર્ટસ. સ. દી. અ. મુંબાઇ વા. ૨ પા. ૨૦

લગ્ન.

૧—મુસલમાની કાયદા પ્રમાણે ચલુ સહવાસ તથા મા બાપ હોવાની કબુલત લગ્ન તથા અઉરસપણાનો જોઇએ તેવો અનુમાનીક પુરાવોછે. તા૦ ૧૫ અપરેલ સને ૧૮૨૨—સ. દી. અ. બંગાળા રીપોટસ વા. ૨ પા. ૧૫૨.

૨—અને એજ બાબતનો ઠરાવ પ્રીવીકાંઊનસીલની જ્યુડીશીયલ કમીટીએ કરયો હતો—તા૦ ૨ અગસ્ટ સને ૧૮૪૪—મુર્સ ઈંડીયન અપીલસ વા. ૩ પા. ૨૯૫

૩—કોઇ મુસલમાન સ્ત્રીએ તેના કેહેવાતા ધણીના ગુજરી ગયા પછી બેતાળીસ વરસ થઇ જતાં લગી તે દરમીયાનમાં બીજા વારસો તરફથી ઘણા દાવા થ[illegible] તાં તે સાબસના મિલકતમાં પોતાનો હિસ્શો મળવા કાંઇ પણ દાવો ન કરયો હોય તો તેથી તે સબસની સાથે તેનું લગન કાયદાસર રીતે થયેલું નથી. એવું મજબુત અનુમાન થાય છે. તા૦ ૨૭ નવેંમબર સને ૧૮૨૭ સ. દી. અ. રીપોરટસ વા. ૪ પા. ૨૮૩

૪—લગ્ન થયા પછી થયેલું છોકરૂં એ બાપનું છોકરૂં છે; અને લગનના બોજાનાથી અઊરસપણું પ્રાપ્ત થાયછે. તા૦ ૫ ફેબરવારી સને ૧૮૪૪ મુર્સ ઈંડીયન અપીલ્સ વા૦ ૩ પા૦ ૨૪૫

૫—કોઇ મુસલમાન અને તેની ઓરત માત્ર જુદા રેહેતા હોય તે ઊપરથી મવાજલ મેહેર વસુલ કરવા ઓરત શકતીમાન થાય એવા તલાકનો પાકો પુરાવો નથી. તા૦ ૨૬ જુન સને ૧૮૪૧ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોટસ વા૦ ૭ પા. ૪૦

૬—મુસલમાન ધણીને તેની પોતાની ઓરતની તરફેનમાં સાક્ષિ આપવા કબુલ કરવામાં આવ્યો હતો—૧ લી ટર્મ સને ૧૮૪૩—ફુલટનશ રીપોરટસ, સુપ્રીમ કોરટ કલકતા વા. ૧ પા. ૧૪૩

૭—ધારો કે કોઇ મુશલમાન ચાર ગુલામડીયોને પરણે, અને પછી એક સ્વતંત્ર સ્ત્રીને પરણે, તો આ છેલું લગન પાકુ છે, અને તે પાંચમું લગન નથી. કારણકે ગુલામડીયો શાથેનું લગન કાય·

દા પ્રમાણે નકામું છે. તા૦ ૨૦ ફેબરૂવારી શને ૧૮૦૧ શ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પા૦ ૪૮

૮—કોઇ માણશ પોતાની ઓરત હયાત છતાં તે ઓરતની બેહેન શાથે લગન કરી શકતો નથી, પરંતુ બીજુ લગન ગેરકાયદાશર હોવાથી પેહેલા લગનમાં કાંઇ ખામી ઉત્પન થતી નથી, અને એ ધણી ગુજરી ગયા પછી તેની પેહેલી ઓરતની બધી મેહેર મરનારની મિલકતમાંથી વસુલ કરવા પાત્ર છે—તા૦ ૫ ફેબરૂવારી શને ૧૮૨૩ શ. દી, અ. બંગાળા રીપોરટસ વા૦ ૩ પા. ૨૧૦

૯—મુસલમાન એક સાથેજ ચારથી વધારે ઓરતો કાયદા પ્રમાણે કરી શકતો નથી,—તા૦ ૨૭ નવેંબર સને ૧૮૨૭—સ૦ દી૦ અ૦ બંગાળા રીપેરટસ વા૦ ૪—પા૦ ૨૮૩.

૧૦—પોતાના પેહેલા ધણીની હયાતીમાં તલાક મળ્યા શીવાય કોઇ ઓરતે કરેલું બીજું લગન નામંજુર છે. અને આ પ્રમાણે થયેલાં બીજાં લગ્નથી એ ઓરત તેના પેહેલા ધણીને ઘેર જવાના ખુશી હોય તોપણ દીવાનીમાં દાવો કરી તેને તાબે લેવા તેના પેહેલા ધણીને અટકાયત થતી નથી. તા૦ ૨૦ અપ્રેલ સને ૧૮૪૨—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૭—પા. ૨૭.

૧૧—એક મુસલમાન ઓરત પોતાની ખુશીથી **અ** નામના એક પુરૂષને પરણી, અને તેની સાથે છ મહીના રહી. તે દરમીયાન તેનું અને તેની મા તથા બેહેનનું ખોરાકી પોશાકીનું ખરચ **અ** એ પુરૂ પાડ્યું. પછી એ બાયડીએ **અ** ને છોડીને **બ** નામના બીજા સખસ કે જેની સાથે પ્રથમ તે પરણી હતી તેની સાથે લગન કરયું. કોરટે ઠરાવ કર્યો કે **અ** ની સાથે તે જેટલી મુદત રહી તેટલી મુદતમાં **અ** એ તેને વાસ્તે જે ખરચ કરવું પડ્યું હતું તે પાછું આપવાને તે ઓરત જાબદાર છે.—તા૦ ૩ જુલાઇ સને ૧૮૨૩—મારોડેલ રીપોરટસ સ. અ. મુબાઇ વા. ૨—પા. ૫૫૩.

૧૨—ઠરાવ કરવામાં આવ્યો હતો કે મુસલમાન છોડી જ્યારે ઓધર્મેની ઉમરે આવે ત્યારે પોતાની મરજીમાં આવે તેની સાથે લગન કરવામાં તેને છુટ છે, અને જો તેના બાપે પ્રથમ તેનું લગન કરયું હોય અને ઉપરની ઉમરે આવ્યા પછી તે લગન તે મંજુર ન રાખે તો એ કરાર કાયદા પ્રમાણે મંજુર થશે નહીં.

તા૦ ૫ જુલાઇ સને ૧૮૨૧—મોરીસકૃત સીલેકટ રીપોરટસ સ. અ. મુંબાઇ પા. ૫૬.

૧૩—મુસલમાની કાયદા પ્રમાણે કોઇ છોડીના સગીરપણામાં તેના બાપે તે છોડીની કરેલી સગાઇ, અગર નીકા, એ છોડી ઉમર લાયક થયા પછી રદ કરી શકતી નથી; પરંતુ તુરત આપવાની મેહેર પ્રથમ લીધા વગર પોતાને સાસરે તે ન જાય તો તે વ્યાજબી છે.—તા૦ ૨૪ જુન સને ૧૮૪૦—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા. ૬—પા. ૨૯૭.

૧૪—લગ્નના ઠરાવનો દસ્તાવેજ જે મિલકત સદરહુ દસ્તાવેજ કરતી વખતે ધણીના કબજામાં ન હોય તે મિલકતની બાબતમાં નામંજુર છે.—તા૦ ૧૦ માર્ચ સને ૧૮૪૩—સ. દી. અ. બંગાળા રીપોરટસ વા. ૭—પા. ૧૨૩.

૧૫—એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે કુબીન નામેહ એટલે લગનના ઠરાવમાં લખી આપેલી મિલકત જો ચોકસ બતાવવામાં ન આવી હોય તો એ દસ્તાવેજ નામંજુર છે.—તા૦ ૧૭ અપ્રેલ સને ૧૮૪૪—સ૦દી૦અ૦ બંગાળા રીપોરટસ વા. ૭—પા. ૧૫૮

૧૬—ધણી દીવાની દાવાથી પોતાની ઓરતને તાબે લેઇ શકે છે.—તા૦ ૫ મેએ સને ૧૮૩૨ સ૦ દી૦ અ૦ રીપોરટસ વા૦ ૫ પા૦ ૨૦૦

૧૭—મુસલમાની કાયદા પ્રમાણે અનેજ આપવા ઉપરથી ઓરત તલાક હક દાખલ માગી શકતી નથી—તા૦ ૫ મેએ સને ૧૮૩૨—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૫ પા૦ ૨૦૦

૧૮—જ્યાં એક મુસલમાન ઓરતે પોતાની મેહેર વસુલ લેવા પોતાના ધણી ઉપર હુકમનામું મેળવ્યુ હતું પણ તે હુકમનામું બજાવવામાં આવ્યું નહોતું, તેમજ મેહેર અપાઇ નહોતી, અને ધણીએ એ ઓરતની મરજી વિરૂધ્ધ પોતાની સાથે આવી રેહેવા તેણીને ફરજ પાડવા તેણીના ઉપર ફરીઆદ કરી; તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો હતો કે મુસલમાની કાયદા પ્રમાણે મેહેર મળતા લગી ધણીની સાથે રેહેવા ઓરતને ફરજ પાડી શકાતી નથી; અને ધણીની ફરીઆદ કાડી નાંખી તમામ ખરચનું તેના ઉપર હુકમનામું કરવામાં આવ્યું.—તા૦ ૯ મેએ સને ૧૮૩૨—સીલેકટ રીપોરટસ સ૦ અ૦ મુંબાઇ પા૦ ૧૦૩; હામીલટન

કત હીદાયાનું ભાષાન્તર ભાગ ૧—પા૦ ૧૫૦

૯—બીજી ઓરત નહીં કરવા બાબત પોતાની પેહેલી ઓરત સાથે કોઇ માણસે કરેલો કરાર ગેરકાયદાપર નથી, અને જો નુકશાન સાબીત થાય તો દાવો ચાલી શકે.—તા૦ ૧૬ માર્ચ સને ૧૮૩૮ ફુલટન્સ રીપોરટસ, સુપ્રીમકોર્ટ કલકતા વા. ૧-પા. ૩૬૧.

૧૦—તકરારી લગનના એક મુકદમામાં ઝીલા કોરટનો નીચેનો ઠરાવ મુંબાઇની સદર દીવાની અદાલતે બાહાલ રાખ્યો હતો.

"કોરટનો અભિપ્રાય એવો છે કે અમીર બીબી અને શેખ હુસેન વચ્ચે લગન થયુ છે એવો ઠરાવ સદર અમાને અપુર્ણ આધારો ઉપરથી કરો છે. સુબેદાર અને અમીરબીબી બને સુરતના રેહેવાશી હતા. સાહેદો તરફથી કેહેવામાં આવ્યુ છે કે એ લગન અંકલેશરમાં થયુ હતું અગર જોકે અમીરબીબી એ મુજબ તેણીની ફરીઆદ અરજીમાં લખતી નથી. માત્ર બે સાહેદો જેમણે એ લગન વખતે હાજર હોવાનું લખાવ્યુ છે તે રાંદેર કસબાના બે સીપાઇઓ છે, લગનનું રજીસ્ટર રજુ થયુ નથી, કેમ કે અંકલેશરમાં એવુ રજીસ્ટર છે નહીં. જે સાહેદો કેહે છે કે અમે ફકત આમંત્રણ કરવા ગયા હતા તે પ્રત્યક્ષ એવા પ્રકારના માણસો નથી કે જે માણસો એવુ લગન સાબીત કરવાને મુસલમાના કાયદાની ધારણા મુજબ બસ થાય, ઓછામાં ઓછુ આ કોરટના અમલદારનો એવો અભીપ્રાય છે. બેમાંથી એકે પક્ષકારનાં પડોશી કે સગાં હાજર નહોતાં, અથવા આ કામમાં તેમની સાક્ષી લેવામાં આવી નહોતી, સુરતથી અંકલેશર લગભગ ચાલીસ માઇલ છેટે છે તો તેટલે દુર એ લગન શા વાસ્તે કરવામાં આવ્યું હતું તેનું કાંઇ કારણ બતાવવામાં આવ્યુ નથી, એટલા માટે સદર અમાનનો ઠરાવ રદ કરવામાં આવેછે"—તા૦ ૬ ડીસેબર સને ૧૮૫૬—સ૦ દી૦ અ૦ મુંબાઇના મુકદમા ભાગ ૩ જો પા૦ ૩૮૭.

૧૧—એક પક્ષકાર શીયા અને બીજો પક્ષકાર સુની હોવાને લીધે લગનના પાકાપણા બાબત લીધેલો વાંધો રદ કરવામાં આવ્યો.—તા૦ ૮ સપટેબર સને ૧૮૫૨—વાયવ્ય પ્રાંતોની સ૦ દી૦ અ૦ ડીસીઝન્સ ભાગ ૬—પા૦ ૩૫૦

૧૨—કોરટે તકરારી લગન સાબિત નહીં કરાવતાં એવી ટીકા કરી કે આ

ખરૂદાર મુસલમાન કુટુંબમાં લગ્ન સાબિત કરવાને રજુ થયેલો પુરાવો, અને આવા લગ્નનું કાબીનનામું જ્યાં એ કુટુંબના મુખ્ય માણસો, અથવા આબરૂદાર સખસો શાક્ષિઓમાં ન હોયતો ઘણા શકની નજરથી જોવામાં આવશે. તા૦ ૨૧ મેએ સને૧૮૫૧ સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા. ૩૫૬

૨૩—એક કામમાં જ્યાં વાદીના અઉરસપણા વીશે એવા સબબથી વાંધો લેવામાં આવ્યો હતો કે તેની મા એક હિંદુ કીસબાતણ હતી, અને તેના આબરૂદાર બાપની સાથે તેનું લગ્ન થયું ન હોતું; ઠરાવ કરવામાં આવ્યો કે પુરાવા ઉપરથી લગ્ન સાબિત થતું હતું, અને પુરાવાથી તેમજ બાપની કબુલતથી વાદીનું અઉરસપણું સ્થાપિત થતું હતું. તા૦ ૨૮ નવેંબર સને ૧૮૫૩ સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા. ૯૩૨

૨૪—મુસલમાની કાયદા પ્રમાણે સાહેદોની શાક્ષિ વગર પણ ચલુ સહવાસ સાબિત થયાથી લગ્નનું અનુમાન કરવામાં આવશે. તા૦ ૨૧ ફેબરૂઆરી સને ૧૮૫૭ વાવ્યખુણાના પ્રાંતોની સ૦ દી૦ અ૦ ડીસીઝન્સ પા. ૭૧

૨૫—મુસલમાન શિક્ષક અબુ હનીફાના મત પ્રમાણે મુસલમાન સ્ત્રી પોતાના બાપે અથવા વાલીએ પરણાવ્યા વગર સ્ત્રીધર્મની ઉંમરે આવ્યા પછી હરેક પ્રકારના વાલીપણામાંથી કાયદાસર રીતે છુટી થાયછે, અને બાપ અથવા વાલીની મરજી લીધા વગર ધણી પસંદ કરી શકેછે, પણ શાફીના મત મુજબ કુંવારીકા સ્ત્રિ ધર્મમાં આવ્યા પેહેલાં ઈઆ પછી પોતાના બાપની સમ્મતિ વિના પોતાનું લગ્ન કરી શકતી નથી સ્ત્રીધર્મમાં આવ્યા પછી એ ચારે પંથમાંના કોઈપણ પંથની મુસલમાન સ્ત્રી બીજા ત્રણ પંથમાંના તેની મરજીમાં આવે તે પંથમાં દાખલ થઇ શકેછે; અને તેણીના પાછળના કૃત્યોનું કાયદાસરપણું જે ઈમામને તે માનતી હશે તે ઈમામના સંપ્રદાય પ્રમાણે ગણત્રીમાં લેવાશે એક છોકરીના માબાપ તથા કુટુંબ શાફીના મતને માનનારૂં છે, અને જે સ્ત્રીધર્મમાં આવીછે, અને તેના બાપે અથવા વાલીએ તેને પરણાવવા કે તેનો વિવાહ કર્યો નથી, તે છોકરી પોતાના બાપની સમ્મતિ વગર પોતે પાછળથી કરેલું લગ્ન મંજુર કરાવા શાફીના મતમાંથી નીકળી હનીફાના મતમાં દાખલ થઇ શકે. મહમદ

ઈબ્રાહીમ બીન વિ. ગુલામ અહમદ બીન મહમદ—શને ૧૮૬૪ મુંબાઈ હા. કો. રી. વા. ૧ પા. ૨૩૬

૨૬—એવીજ રીતે જ્યારે એ ધર્મના માણસો મુશલમાની કાયદા પ્રમાણે પરણેલા હોય, અને તે બેમાંનો કોઇ ખ્રિસ્તી ધર્મમાં જાય તો લગ્નના હકની નુકશાનીનો દાવો ચાલી શકે નહી ઝુબરદસ્ત ખાંન વિ. તેની ઓરત શને ૧૮૭૦ વાયવ્યપ્રાંતના હા. કો. રી વા૦ ૨ પાનું ૩૭૦

૨૭—એમ માલુમ પડ્યું કે લ ના છોકરાને હમેશાં હ ડ તથા એ કુટુંબના તમામ માણસો અઉરશ છોકરા દાખલ ગણાતા હતા તે ઉપરથી એવુ અનુમાન થયું કે લ, હ ડ ની ઓરત હતી. શાણી ખુજુરોનીશા વિ. મશામત રહુશાન જેહાન શને ૧૮૭૬ લાહો. રીપોર્ટસ ઇંન્ડીઅન અપીલ્સ વા. ૩ પાનું ૨૯૧ ઈન્ડીઅન લા રીપોર્ટસ કલકતા સીરીઝ વા૦ ૨ પાનું ૧૮૪

૮—ઠરાવ કરવામાં આવ્યો કે ખોરાકીપોશાકી ફક્ત લગ્ન ચલતાની દરમિયાન આપવી જોઇએ, અને ઓરતની હયાતી સુધી આપવી નહીં જોઇએ. અબદુલ ફતેહ મોલવી વિ. ઝાબુનેસા ખાતમ સને ૧૮૮૧—ઈંડીઅન લાહો રીપોરટસ, કલકતા સીરીઝ વા૦ ૬—પા. ૬૩૧.

૧—મોહોરમના વરઘોડામાં પોતાનું તાબુત પેહેલું લેઇ જવાનો પોતાનો હક સ્થાપિત કરવા એક મુસલમાને એક હીંદુ ઉપર દાવો કર્યો; તે મુસલમાનની તકરાર એ હતી કે એ હીંદુ હમેશાં તેના હકની આડે આવતો હતો. આ દાવામાં બધી કોરટોએ એવા સબબોથી તે મુસલમાનના લાભમાં ઠરાવ કરયો કે, પુરાવા ઉપરથી એ દાવો પુરેપુરો સાબીત થતો હતો, અને પ્રતિવાદી હીંદુ હોવાથી મુસલમાનના તેહેવારમાં ભાગ લેવા તેનો હક નથી—તા૦ ૨૭ અપ્રેલ સને ૧૮૪૫—મુંબાઈની સ૦ દી૦ અદાલતે ફેસલ કરેલા મુકદમાઓ ઉપર મોરીસકૃત રીપોરટ ભાગ ૨—પા. ૯૧ મોહોરમ

૨—મોહોરમાં **અલાવા** ઇત્યા દેવતાના ખાડાની આશપાશ નાચવાનો વાદીઓનો હક સ્થાપિત કરવા કરેલા દાવામાં તેમના લાભમાં હુકમનામુ કરી આપવામાં આવ્યું, અને ઠરાવ કરવામાં આવ્યો કે, અગર જો કે મોહોરમમાં તમામ રમત તથા ઘોંઘાટ કરવાની મના છે, પછી **અલાવા** ઉપર તે મશજીદ પાસે હો,

કોના બીજા કોઈ જગોએ હો; અને જો કે મશજીદ પાસે **અ-લાવા** આગળ રમવું એ મુસલમાની કાયદાથી વિરૂધ્ધ અને અ-યોગ્ય છે, તોપણ માગેલો હક વ્યાજબી રીતે નકી થયો હતો કેમકે દેશ રીવાજ વાદીઓના લાભમાં ગણવામાં આવ્યો હ-તો. હવે આ રીવાજ મુસલમાની કાયદાથી વિરૂધ્ધ હતો કે નહીં. એ સવાલ આ દાવામાં ઉઠવાની જરૂર નથી કેમકે તેમનો ધર્મ સબંધી કાયદા તોડવાને વાસ્તે બંને પક્ષકાર જે સજા તથા દંડ ને પાત્ર હોય તે સજા તથા દંડનો અમલ કરવાને આ ઠરાવમાં મના કરવામાં આવી નહોતી.—તા૦ ૬ નવેંબર સને ૧૮૪૯—મુંબઈની સ૦ દી૦ અદાલતે ફૈસલ કરેલા મુકદમાઓ ઉપર મોરીસકૃત રીપોરટ્સ ભાગ. ૨—પા. ૧૩૮

ગીરો. ૧—એક મુસલમાને એક ઘર ગીરો મુક્યું હતું, અને તે ઘર પાછળથી તેણે બીજા શખસને વેચ્યું, અને તે રાખનારને તેણે તુરત કબજો આપ્યો. ગીરો રાખનારને કબજે તે કદી સોંપવામાં આવ્યું નહોતું.—તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે ખરીદદારને એ ઘરનો કબજો મળવાથી તેને ગીરો રાખનાર જેને કબજો મળ્યો નથી તેનાથી અધીક હક મળે છે, કેમકે એ ઘરનો ગીરો રાખનાર કબજો રાખે ત્યાં સુધી કરાર બંધનકારક નથી સને ૧૮૩૫—સીલેક્ટ રીપોરટ્શ, મુંબાઈ સ. અ. પા. ૧૬૫.

૨—મસજીદના ઉપયોગમાં લેવાને વાસ્તે મળેલી કેટલીક ઇનામી જમીન જે મુળ બક્ષિસ લેનારે ગીરો મુકી હતી તે બક્ષિસ લેનારના વંશજો ઉપર એ ગી[illegible] ત્યારે મેળવેલા હુકમનામાની પતવારીમાં જપ્તી કરવામાં આવી હતી, તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે મુસલમાની કાયદા પ્રમાણે એ ગીરો ગેરકાયદાસર અને રદ હતું કારણ કે ધર્મ સંબંધી કામોમાં આપેલી જમીન મુળ માલકોના કેઇપણ વંશજથી વેચી કે ગીરો મુકી શકાતી નથી; અને કોરટે એક મતે અભિપ્રાય આપ્યો કે એ જપ્તી ઉઠાવવી જોઇએ.—સને ૧૮૩૯ સીલેક્ટ રીપોર્ટસ પા. ૨૦૪, મુંબાઇ સ. અદાલત.

૩—માલીકની તરફથી એજંટ (મુખ્તારે) કરેલું જમીનનું **બાયબીલવફા** વેચાણ એ એજંટ પોતાની સત્તા ઉપરાંતનું કામ કરવાથી, તથા કીમતમાં ઘણો ફેરફાર હોવાથી, તથા એજંટ અને

ખરીદદારની વચ્ચે સંતલસનું અનુંમાન થવાથી મુસલમાની કાયદા પ્રમાણે રદ ઠરાવવામાં આવ્યું.—તા૦ ૩૦ સપટેંબર સને ૧૮૦૧ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોર્ટસ વા૦ ૧—પા૦ ૫૫.

૪—**બાય-બીલ-વફા**નો જમીન ઉપર નાણાંની અમુક રકમ લેઇ જેની પાસેથી નાણાં ઉધાર લીધેલાં તેના નામનો નહીં, પણ જેની મારફતે લીધેલાં તેના નામનો કરેલો દસ્તાવેજ મુશલમાની કાયદા પ્રમાણે મંજુર નથી.—તા૦ ૭ મેએ સને ૧૮૦૪. સ૦ દી૦ અ૦ બંગાળા રાપોરટસ વા૦ ૧ પાનું ૭૮.

૫—કોઇ દેશનીકાલ થયેલા મુસલમાનની ઓરત ગીરો ખતમાં જો એવો ઠરાવ હોય કે ગીરો રાખનાર ગમે તે વખતે પાંચ મહીનાની નોટીસ આપી ગીરો રાખેલી મિલકત છોડાવવાની ફરજ પાડી શકે તો એ ગીરો રાખેલી મિલકત છોડાવવાની ફરજ પાડવાને દાવો કરવા મુખત્યાર છે; અને જ્યાં લગી એ દેશનીકાલ થયેલા માણસની પરણેલ ઓરત, કાયમ રેહેવાને ખુશી હોય અને તલાક લેવાનો ઇનાજ ન કરે ત્યાં સુધી તે ઓરત એ દાવો ચલાવવા તથા દાવાવાળું લેહેણું વસુલ કરવા કાયદાસર રીતે શક્તીવાન છે.—તા૦ ૨૦ ડીસેંબર સને ૧૮૨૩.—ઓરાડેલ્સ રીપોરટશ, સ૦ દી૦ અ૦ મુંબાઇ વા૦ ૨ પાનું ૬૩૯.

૬—એક ગામ ગીરોથી છોડાવવાના દાવામાં વાદીને એ ગીરો રાખનારની રકમની અડધ ભાગની રકમ આપી અડધ ગામ છોડાવવાની પરવાનગી આપવામાં આવી, કેમકે મુળ ગીરો મુકનારના વારસ દાખલ વારસાના કાયદા પ્રમાણે અડધ હિસ્સો મળવા તેનો હક હતો.—તા૦ ૧૪ માર્ચ સને ૧૮૨૫. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૪ પાનું ૩૨.

૭—કબજો મળ્યાથી ગીરો પરીપુર્ણ થાય છે. બે ગીરો પૈકી, પછવાડેનું ગીરો જે કબજા સાથે હતું તે ગીરોથી પ્રથમનું વગર કબજાનું ગીરો રદ ઠરાવવામાં આવ્યું.—તા૦ ૩૧ જુલાઇ સને ૧૮૨૧.—બોરાડેલ્સ રીપોરટસ, સ૦ દી૦ અ૦ મુંબાઇ વા૦ ૨ પાનું ૧૩૦.

૮—મુસલમાન ગીરો રાખનાર સ્થાવર મિલકત ઉપર પોતે રાખેલા ગીરોમાં પોતાનો હક સબંધ બીજાને આપી શકે; અને એવા મુકદમાઓને મુસલમાની કાયદા લાગુ પાડી શકાતો ન-

થી.—તા૦ ૧૪ જુન સને ૧૮૪૮.—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૭ પાનું ૫૧૧

૯—ગીરો રાખનાર એકત્ર અવિભક્ત જાહાગીરની વેહેંચાણનો દાવો કરી શકતો નથી. સને ૧૮૧૪ ના રેગ્યુલેશન ૧૯ માં યોજેલા સખસો એ મિલકતના માલીકોનેજ આવો દાવો કરવાનો અધિકાર છે—તા૦ ૮ ફેબરૂઆરી સને ૧૮૪૭. વાવ્ય ખુણાના પ્રાંતોની સ૦ દી૦ અ૦ ડીસીઝન્સ વા૦ ૨ પાનું ૭૧;

૧૦—**આય-બીલ-વફા** ઉપર દેવું નાણું કેટલાક ગીરો મુકનાર પૈકી એક જણે. અથવા તેમના એકાદ વારસે આપવા માંડયું હોય તો તે કાયદાસર છે, અને તે આપવા માંડવાથી એ મિલકત છોડાવવાનો તથા એ વેચાણ પરીપુર્ણ થતું અટકાવવાનો તેનો હક છે.—તા ૨૦ જુલાઇ સને ૧૮૪૬,—વાવ્ય ખુણાના પ્રાંતોની સ૦ દી૦ અ૦ ડીસીઝન્સ વા૦ ૧ પાનું ૮૧.

૧૧—પ્રથમ કરેલી ખરીદીના આધારથી ગીરો મુકેલી મિલકતનો દાવો કરનાર સખસે તે મિલકતનો કબજો લેતાં પેહેલાં ગીરો રાખનારની દેવી રકમ વગર સરતે અનામત મુકવી જોઇએ.—તા૦ ૨૬ જુલાઇ સને ૧૮૪૯. સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પાનું ૩૧૨.

૧૨—મુસલમાની કાયદા પ્રમાણે સાંનગીરો મુકનારની પાસેથી વેચાણ રાખનાર, કોઇ નાકબુલ કરનાર ગીરો રાખનાર પાસેથી નહીં છોડાવેલી સાંન ગીરોની મિલકત તાબે લેઇ શકતો નથી, પણ એ ગીરો મુકનાર એ મિલકત છોડાવે ત્યાં સુધી તેણે કાંતો રાહ જોવી જોઇએ, અથવા તો એ વેચાણ રદ કરાવા તેના ઉપર દાવો કરવો જોઇએ.—તા૦ ૧૪ આગષ્ટ સને ૧૮૩૨. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૫ પાનું ૨૨૬.

મસજીદ

૧—સ્ત્રી, મસજીદનું દુનીઆદીનું કામ કરી શકે, પણ ધર્મ સબંધી કામ કરવા તેણીને અખત્યાર નથી, કારણ કે એ કામનો વહીવટ કરવામાં આવા ગુણોની જરૂર છે,—હુસેન બીબી વિ૦ હુસેન સેરીફ,—સને ૧૮૬૮. મદ્રાસ હા૦ કો૦ રી૦ વા૦ ૪ પાનું ૨૩.

વેહેંચાણ

૧—એક સખસે પોતાના બાપના બાપની મિલકતમાં હિસ્સો મળવા દાવો કરેલો તે દાવો એ સખસ જુદો રેહેછે એવો પુરાવો

રજુ થવા ઉપરથી તથા આગ પક્ષકારે એ મિલ્કતમાં તે સખ્સના હિસ્સાની તેણે લખી આપેલી ફારગતી રજુ કરતા ઉપરથી કાઢી નાંખવામાં આવ્યો.—તા૦ ૬ નવેમ્બર સને ૧૮૧૭. બે.રાડેસ રીપોરટસ, મુંબાઈ સ૦ દી૦ અ૦ વા૦ ૧ પાનું ૨૦૫.

## મદ્રાસની સુપ્રીમ કોર્ટના ફેંસલા.

૧—કોઈ દેશી રાજા સરકારની સમતીથા તેના પોતાના એલચી દાખલ મદ્રાસ રેહેતો હોય તેના ઉપર નુકશાનીનો દાવો ત્યાંની સુપ્રીમ કોરટમાં ચાલશે નહીં ઝીનત નીસા બેગમ વિ. નવાબ અઝીમદ દૈ નાદ. તા૦ ૧૮ સપટેંબર સને ૧૮૧૦ (સર ટામસ) સ્ટ્રેન્જના રીપોરટો વા૦ ૨ પા૦ ૧૩૦

૨—ગુજરી ગયેલા દેશીના પ્રતિનિધી દેશીઓને તેની મીલકતના તરફથી દાવો બાંધવાનો હક મેળવવાને, અથવા વસીઅતનામું કરયા વગર ગુજરી ગયેલાના પ્રતિનિધી દાખલ કામ કરવાને વહિવટ કરવાનું અખત્યારનામું મેળવવાની ફરજ નથી તા૦ ૧૭ મી ફેબરૂઆરી સને ૧૮૧૨—સ્ટેન્જના રીપોરટો વા૦ ૨ પા૦ ૧૫૩

૩—કોઈ નાહાની ઉમરનાની મિલકત તેના સગીરપણા દરમીઆન તેનો વહીવટ કરનાર સ્ત્રીએ બીજાના નામ ઉપર ચઢાવી આપી હશે, અને આ કાર્ય તે સગીરને નુકશાન કારક હશે તો એ સગીર પુખ્ત ઉમર આવ્યા પછી સદરહુ કાર્ય નામંજુર ગણાશે. તા૦ ૧૭ મી ફેબરૂઆરી સને ૧૮૧૨ સ્ટેન્જના રીપોરટો વા. ૨ પા. ૧૫૮

૪—દેશી વશીયતનામું કરનારનું વસીયતનામું અમલમાં લાવવાની મેહેનત દેશીને શેકડે પાંચ ટકા પ્રમાણે હકસાઈ આપવામાં આવી હતી. તા૦ ૨૦ નવેંબર સને ૧૮૪૩—ફુલટનસ રીપોરટસ વા૦ ૧ પા. ૧૨૬ ની નોટ જુઓ.

૫—માના કબજામાં અનૌરસ બાળક સોંપવું કે નહીં એ સુપ્રીમ કોરટોની મુખ્તીઆરીમાં છે, અને આ મુખ્તિઆરી વાપરવામાં એ બચ્ચાંનું હિત તથા લાભ મુખીયત્વે કરીને ધ્યાનમાં રાખવામાં આવશે. તા૦ ૧૪ સપટેંબર સને ૧૮૧૪—(સ્ટ્રેન્જના રીપોરટો વા૦ ૨—પા. ૨૭૧.

૧—મુસલમાની કાયદા પ્રમાણે એક ભાગિયાનો બીજા ભાગિયાના હિસ્સા ઉપર અગ્રક્રિયાધિકારનો હક પોહોચે છે, કારણ કે તેમની ભાગિયા

મિલકત મજીઆરી અને અવિભક્ત છે અને તે ભાગિયો પોતે એ ચીજમાં હિસ્સેદાર છે. તા૦ ૧૫ સપટેંબર સને ૧૮૧૩ સ. દી. અ. બંગાળા રીપોરટસ વા૦ ૨ પાનુ ૮૫

૨—એક હુકમનામાના લેહેણુદારે પોતાના લાભમાં થયેલા હુકમનામાની બજાવણીમાં અમુક મિલકત જપ્ત કરવાથી પ્રતીવાદીએએ એ જપ્તી ઉઠાવવા દાવો કરયો, અને તેમાં જાહેર કર્યું કે એ જપ્ત કરેલી બધી મિલકત તેમની અવિભક્ત વડિલોપારજીત મિલકત છે. લેહેણુદારે એવી તકરાર કરી કે મુસલમાની કાયદા પ્રમાણે એ મિલકતનો જે હિસ્સો મળવા હુકમનામાના દેણદારનો હકછે તેટલોજ હિસ્સો ફકત મેં જપ્ત કર્યોછે. ઠરાવ કરવામાં આવ્યો કે એ કુટુંબના એક આદમી ઉપરનું હુકમનામું પતાવવાને અવિભકત મિલકતનો એક હિસ્સો જપ્ત થઇ શકેછે. તા૦ ૧૨ મી મેએ સને ૧૮૫૫ મુંબાઈની સ૦ દી૦ અદાલતે ફેંસલ કરેલા મુકદમાઓ ઉપર મોરીસકત રાપોરટસ ભાગ ૨ પા. ૯૯.

પક્ષકારોની તકરાર.

૧—હિંદુસ્થાનની દેશી કોરટો જ્યાં હિંદુ કે મુસલમાની કાયદા એ ધોરણ છે, અને જે કોરટોમાં ઈંગ્લાંડનો કાયદો ચાલેછે તે કોરટોમાં ચાલતી રીતથી તદન જુદી રીતે તકરાર કરવાની પદ્ધતિ છે તે કોરટોનું કામ તપાસવામાં પ્રીવીકૌનસીલની જ્યુડીશીયલ કમિટી એ કામના ખરા ઇનશાફ ઉપર નજર રાખશે અને બરોબર પધ્ધતિ પ્રમાણે કામ ચાલ્યું છે કે નહીં તે ઉપર સુરત નહી રાખે તા૦ ૮ ડીશેંબર સને ૧૮૪૦ મુર્સ ઈંડીયન અપીલ્સ વા૦ ૨ પા. ૩૪૪

૨—વારસ દાખલ દાવો કરનાર મુસલમાને પોતે કેવી રીતે વારસ છે એ તેની ફરીઆદ અરજીમાં જણાવવું જોઇએ.—તા૦ ૧૩ ફેબરૂઆરી સને ૧૮૪૪—ફુલટન્સ રીપોરટસ સુપ્રીમ કોર્ટ કલકતા વા. ૧—પા૦ ૪૦૯

શાંનગીરો

૧—મુસલમાની કાયદા પ્રમાણે સાંન ગીરો મુકનારની પાસેથી વેચાણ રાખનાર, કોઇ ના કબુલ કરનાર ગીરો રાખનારપાસેથી નહી છોડાવેલી સાંન ગીરોની મિલકત તાબે લેઇ શકતો નથી, પણ એ ગીરો મુકનાર એ મિલકત છોડાવે ત્યાં સુધી તેણે કાંતો રાહા જોવી જોઈએ, અથવા તો એ વેચાણ રદ કરાવા તેના ઉપર દાવો કરવો જોઇએ,—તા૦ ૧૪ અગસ્ટ સને ૧૮૩૨—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા. ૫—પા. ૨૨૬

અગ્રક્રિયાધિકાર

૧—મુસલમાની કાયદા પ્રમાણે એક ભાગિયાનો બીજા ભાગિયાના હિસ્સા ઉપર અગ્રક્રિયાધિકારનો હક પોહોચે છે, કારણકે તેમની મિલકત મજીઆરી અને અવિભક્ત છે, અને તે ભાગિયો પોતે એ ચીજમાં હિસ્સેદાર છે,—તા૦ ૧૫ સપટેંબર સને ૧૮૧૩ સ. દી. અ. બંગાળા રીપોરટસ વા, ૨—પા. ૮૫.

૨—પાડોશ અને મજીઆરા ઊપરથી કરેલા એક અગ્રક્રિયાધિકારના દાવામાં એવું શાબીત થયેલું કે વાદીએ વેચાણની વાત સાંભળતાં અગર જો કે કીમત આપતા તો નહોતી માંડી પરંતુ જરૂરી માગણી તથા પ્રોટેસ્ટ કર્યો હતો, તે ઉપરથી અમુક દીવશે નાણાં ભરી દેવાની શરતે મુશલમાની કાયદાના મોલવીઓના અભિપ્રાય પ્રમાણે વાદીના લાભમાં હુકમનામું કરી આપવામાં આવ્યું.—તા૦ ૨૨ અકટોમ્બર શને ૧૮૧૧—સ. દી. અ. બંગાળા રીપોરટસ વા૦ ૧—પા૦ ૩૫૦

૩—એક મુસલમાને, બીજા શખસે વેચાથી રાખેલા ઘર ઉપર અગ્રક્રિયાધિકારનો પોતાનો અધિક હક સ્થાપન કરવા કરેલા દાવામાં રજીસ્ટરની તથા જડજની કોરટોથી ઠરાવ કરવામાં આવ્યો હતો કે વેચાણખત (કાઝીને નહી બતાવાથી) સિરસ્તા મુજબ નહી થવાના સબબ ઉપરથી એ વેચાણ રદછે અને અગ્રક્રિયાધિકારનો હક તાજી ફરીઆદથી અથવા વધારેમાં વધારે કિમત આપવાની માગણીથી નિરાણ કરવા ઉપર રેહવા દીધો પરંતુ આ ઠરાવો અપીલમાં રદ કરવામાં આવ્યા, અને કોરટે ઠરાવ કર્યો કે વેચાણખત કાયદાસર રીતે મજબુત હતુ, અને અપેલંટે એ તકરારવાળું ઘર રાખ્યું તે પેહેલાં તે ખરીદ કરવાની રીસપોડંન્ટે ના પાડવાથી મુસલમાની કાયદાના ઠરાવો મુજબ અગ્રક્રિયાધિકારનો તેનો હક તેણે ખોયેલો હોવાથી તે હક તેનાથી (રીસપોન્ડંટથી) સાબિત થઈ શકયો નથી. તા૦ ૩૧ મેએ સને ૧૮૨૩—બારોડેલ્સ રીપોર્ટસ મુંબાઈ સ૦ દી૦ અ૦ વા૦ ૨ પા. ૩૬૬

૪—એક કબરસ્તાનવાળો જમીનનો કકડો **બ** એ વેચેલો તે વેચાણ રદ કરાવા **અ** એ કરેલા દાવામાં **બ** તરફથી એવું સાબિત કરવામાં નહોતું આવ્યું કે **અ** એ પોતાના જે અગ્રક્રિયાધિકારનો હક હતો તે છોડી દીધો હતો; અને મુસલમાની કાયદા

માં કબરસ્તાનની જગો વેચવા રજા નથી તેથી એ વેચાણ રદ કરવામાં આવ્યું, અને એ કબરસ્તાનની જગો પડી મુકી, તથા કાયદા પ્રમાણે અગ્રક્રિયાધિકાર બાબત આગે જેવી નોટીસ આપવી જોઈએ તેના આપોને ફરીથી વેચાણ કરવા બાને છુટ આપવામાં આવી, તા૦ ૪ માર્ચ સને ૧૮૨૪ બારોડેલ્સ રીપોરટસ મુંબાઈ સ૦ દી૦ અ૦ વા૦ ૨ પા. ૬૮૨

૫—એક રીસપેન્ડન્ટને મુળ ગારો મુકનાર ના એક વારસે દાખલ વારસાના કાયદા પ્રમાણે એક ગામનો અડધો ભાગ મળતા જે તેનો હક હતો તેટલો ભાગે ગીરોમાંથી છોડાવવાને હકદાર ઠરાવીને કોરટે તેને ખબર આપો કે અગ્રક્રિયાધિકારના હકની રૂએ તેના સહુવારસો વેચેલો બાકીનો અડધ ભાગ લેવા તેનો હક છે. તા૦ ૧૪ મારચ સને ૧૮૨૫ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૪ પાને ૩૨

૬—જે મિલકતનો કબજો **હીબેહુ બીલ ઈવઝ** અથવા અવેજ બદલની બક્ષિસના (અવેજ સ્પષ્ટ રીતે ઠરાવેલો) દસ્તાવેજથી બીજાને આપવામાં આવેલા હોય તે મિલકત ઉપર અગ્રક્રિયાધિકારના હકથી કરેલો દાવો મુસલમાની કાયદા પ્રમાણે ચાલી શકેછે તા૦ ૨૯ જુલાઈ સને ૧૮૩૫ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૬ પા. ૩૪

૭—અને જો કે બક્ષિસનામામાં ઠરાવેલો અવેજ એ મિલકતની કિંમતથી ઘણોજ કમતી હોય તો પણ આવો દાવો ચાલી શકેછે. સદર.

૮—જ્યારે કોઈ મુસલમાને જે જમીનના કકડા ઉપર તેનો અગ્રક્રિયાધિકાર હોય તે જમીનના કકડાના વેચાણની વાત તેના જાણવામાં હોવા છતાં એ વેચાણ થયા પછી ઘણી મુદત સુધી પોતે દાવો નકર્યો હોયતો તે પોતાનો હક ખુવેછે, કેમકે તેણે એક મહિનાના અંદર વેચનાર ઉપર દાવો કરવો જોઈએ. તા૦ ૭ મી ફેબરૂઆરી સને ૧૮૭૯ સીલેક્ટ રીપોરટસ મુંબાઈ સ૦ દી૦ અ૦ પા. ૧૭૮

૯—**બાય તાલજીઆટ** ઇઆ હંગામી કામ સારવાને સારૂ કરેલા કલ્પિત વેચાણની બાબતમાં મુસલમાની કાયદા પ્રમાણે અગ્રક્રિયાધીકારનો દાવો થઈ શકતો નથી તા૦ ૧૦ ડીસેંબર સને

૧૮૪૦ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૬ પા. ૩૦૬

૧૦—**બાય તાલજીઆટ** ની બાબતમાં એ કહેવાતા ખરીદદાર પાસેથી વેચનારને એ મિલકતની કરી આપેલી ભાડાચીઠીથી એ વેચાણ પરીપુર્ણ થતું નથી કે જેથી અગ્રક્રિયાધિકારનો દાવો થઇ શકે. સદર

૧૧—અગ્રક્રિયાધિકારનો દાવો જો તુરત ન કરવામાં આવેતો તે થઇ શકતો નથી. સદર

૧૨—પણ જ્યાં અવેજ સ્પષ્ટ રીતે ઠરાવેલો ન હોય ત્યાં અગ્રક્રિયાધિકારનો દાવો થઇ શકતો નથી. સદર

૧૩—એક મહિનાની અંદર કિંમતનાં નાણાં આપવાની શરતે ઠરાવેલો અગ્રક્રિયાધિકારનો હક એ મુકરર કરેલી મુદતની અંદર નાણાં ન આપવામાં આવેતો જાયછે એવો ઠરાવ કરવામાં આવ્યો તા૦ ૨૬ ડીસેંબર સને ૧૮૪૦ સ૦ દી૦ અ૦ બંગાળા સમરી કેસીસ ભાગ ૧ વા૦ ૧ પા. ૫૧

૧૪—કોઇ સ્થાવર મિલકતના એક ભાગના ખરીદદારે પોતેજ પોતાનો દાવો કરતાં પેહેલાં માત્ર ત્રણ વરસ ઉપર તે ખરીદ કરયો હતો એવા સબબથી બીજા ભાગનો અગ્રક્રિયાધિકારનો તેનો હક જતો નથી. તા૦ ૭ મી મેએ સને ૧૮૪૬ સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા. ૧૭૬.

૧૫—કોઇ વેચાણના પક્ષકારો પોતાની વચેનો કરાર રદ કરી શકેછે, પરંતુ જે વેચાણ પરીપુર્ણ થયેલું છે તે વેચાણ તેમણે રદ કરવાથી ત્રીજા પક્ષકારનો અગ્રક્રિયાધિકારનો હક રદ કરી શકતો નથી. તા૦ ૮ ફેબરૂઆરી સને ૧૮૪૮ વાવ્યપ્રુણુના પ્રાંતોની સ૦ દી૦ અ૦ ડીસીઝન્સ વા૦ ૩ પા ૪૭

૧૬—ખરેખરૂં વેચાણ થયા પેહેલાં અગ્રક્રિયાધિકારના હકનો દાવો કરી શકાતો નથી. તા૦ ૨૨ અપરેલ સને ૧૮૪૮ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૭ પા. ૪૨૭

૧૭—જે સખસનું ઘર વેચેલા ઘરની સાથે એકજ કંપાઉન્ડમાં હોય અને બંને ઘરને અંદર આંવવાનો એકજ દરવાજો હોયતો એ ઘરવાળાને જે સખસનુ ઘર વેચેલા ઘરની નજીકમાં પણ દિવાલથી જુદુ પડેલું હોય તે સખસના કરતાં અગ્રક્રિયાધિકારનો અધિક હકછે. તા૦ ૨૬ ડીસેંબર સન ૧૮૫૦ સ૦ દી૦ અ૦ બં

ગાળા ડીસીઝન્સ પા. ૬૦૨ હામીલટન કૃત હિદાયાનું ભાષાન્તર વા૦ ૪ પા૦ ૫૮૨, ૫૬૪

૧૮—મુસલમાની કાયદાની રૂએ કરેલો અગ્રક્રિયાધિકારના હકનો દાવો દાવાદારે તુરત માગણી કરી હતી એવું સાબીત નહી થવાથી નામંજુર કરવામાં આવ્યો. તા૦ ૧૯ જુલાઇ સને ૧૮૪૭ સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા, ૨૬૭

૧૯—મુસલમાની કાયદા પ્રમાણે જોઇએ તેવી તુરતની માગણી નહીં સાબીત થવાથી અગ્રક્રિયાધિકારના હકનો દાવો કાહાડી નાંખવામાં આવ્યો—તા૦ ૧૭ જુન સને ૧૮૪૮—સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા. ૫૩૩. તા૦ ૨૨ જુલાઇ સને ૧૮૪૮—સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા૦ ૭૦૯.

૨૦—કેટલાક વેચનારામાંના એક જણ પાસે સાક્ષિઓની વિધિવાના અગ્રક્રિયાધિકારના હકની માગણી કરવામાં આવી હોય તો બસ છે; આ હકની માગણી કાયદાસર અને સિદ્ધાંતો મુજબ થવાને બધા વેચનારાઓ હાજર હોવાનો જરૂર નથી. તા૦ ૧૭ જુન સને ૧૮૪૮ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૭ પા૦ ૪૨૪,

૨૧—અગ્રક્રિયાધિકારના હકનો દાવો રાખનારે, મુસલમાની કાયદા મુજબ. ગમે તે રીતે થયેલાં વેચાણનો માલુમ પડતાં **તુરત** એ હક ઉપરથી દાવો કરવો જોઇએ.—તા૦ ૪ અમલ સને ૧૮૫૦ સ. દી. અ. બંગાળા ડાસીઝન્સ પા. ૯૯.

૨૨—અગ્રક્રિયાધિકારના હકનો તુરતનો દાવો અમુક નમુનાના શબ્દો વડે કરવો એમ નથી. અને ઠરાવ કરવામાં આવ્યો હતો કે જો દાવાદારે વેચાણની વાત સાંભળતાં તુરતજ "ખરીદ કીધા" એમ ત્રણ વખત બોલ્યો હોય તો આ દાવો સાબીત કરવાને તે બસ છે.—તા૦ ૨૭ જુન સને ૧૮૫૦—સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા૦ ૩૨૧

૨૩—જો કેટલાક વેચનારા, અથવા ખરીદ કરનારાઓ પૈકી એક જણ આગળ તુરત માગણી કરવામાં આવી હોય તથા તેને કીંમત આપવા માંડી હોય તો કાયદા પ્રમાણે તે મંજુર છે—તા૦ ૨૩ ડીસેમ્બર સને ૧૮૫૦—સ. દી. અ. બંગાળા ડીસીઝન્સ પા.૫૮૫

૨૪—અગ્રક્રિયાધિકારના દાવામાં થએલા હુકમનામામાં, કાયદા વ્યાજ

ખી રીતે લાગુ કરવામાં આવ્યો છે કે કેમ તે વીશે અપેલંટ કોરટ વિચાર કરી શકે તેને સારૂ પુરાવામાં સાબીત થયેલા મુદાઓ નોંધવા જોઇએ.—તા૦ ૬ ફેબરૂઆરી સને ૧૮૪૭ સ. દી. અ. બંગાળા ડીસીઝન્સ પા૦ ૪૪

૨૫—જ્યાં અગ્રક્રિયાધિકારના એક દાવામાં નીચલી કોરટોના હુકમનામાઓમાં એમ લખેલું હતું કે અગ્રક્રિયાધિકારના દાવાનો આગમચ જે જે કરવું જોઇએ તે કરવામાં આવ્યું હતું, પરંતુ શું શું કરવું જોઇએ તે તથા જીલાના ન્યાયાધિકારીઓના વિચાર પ્રમાણે એ સંબંધમાં કાયદા પ્રમાણે શું કરવું જોઇએ તે બતાવવામાં નહોતું આવ્યું તે ઉપરથી એ મુકદમો ફરી તપાસને માટે પાછો મોકલવામાં આવ્યો—તા૦ ૧૩ જાનેવારી સને ૧૮૪૮—સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા૦ ૧૨

૨૬—મુસલમાની કાયદા પ્રમાણે જે જે કરવું જોઇએ તે વાદીઓએ નહી કરવાને લીધે તેમનો અગ્રક્રિયાધિકારનો હક સ્થાપન કરવા બાબતનો દાવો એક મુનસફે કાઢી નાંખ્યો, અને જડજે ઠરાવ કર્યો કે કાયદા પ્રમાણે જે જે કરવું જોઇએ તે કરવાને વાદીઓએ તેમની બનતી કોશશ કરી છે. પરંતુ સદર દીવાની અદાલતે ઠરાવ્યું કે આ બસ નથી, અને વાદીઓએ કાયદા પ્રમાણે જે જે કરવું જોઇએ તે કર્યું છે કે નહી તે કોરટે જોવું જોઇએ, તે વગર તેમના લાભમાં હુકમનામું કરવું નહીંજોઇએ. તા૦ ૮ ડીસેબર સન ૧૮૫૩—વાવ્યખુણાના પ્રાંતોની સ૦ દી૦ અ૦ ડીસીઝન્મ ભાગ ૮ પા. ૭૬૯

૨૭—કોઇ શખસ કોઇ ગામમાં સહભાગીયો છે, તે શખસની હયાતીમાં તેના દીકરાને, મુસલમાની કાયદા પ્રમાણે, જે મિલકત તેને મળી નથી તથાપી તે વારસામાં આવે એવી છે એવા સબબથી અગ્રક્રિયાધિકારનો કાંઇ પણ હક નથી—તા૦ ૨૦ માર્ચ સને ૧૮૫૪ વાવ્ય ખુણાના પ્રાંતોની સ૦ દી૦ અ૦ ડીસીઝન્સ ભાગ ૯—પા૦ ૧૨૯.

૨૮—હીંદુઓ વચ્ચેનો એકદાવો નીચે લખેલા હુકમ સાથે ફરી તપાસને માટે પાછો મોકલવામાં આવ્યો હતો.—"જડજે સમજવું કે વાદી પોતે હીંદુ હો, કીંવા મુસલમાન હો, પણ તેણે મુસલમાની કાયદાની રૂએ અગ્રક્રિયાધિકારના હકના દાવાદાર તરફથી એ કા

યદા પ્રમાણે જે કાયદાસર જરૂરી વીધિઓ પાળવાની છે તે તમામ પાળી છે એવો પુરાવ છે કે નહી. એ એકજ બાબત ઉપર તેણે વિચાર કરવાનો છે."—તા૦ ૨૮ મેએ સન ૧૮૫૬. વા૦ ૫ ખુણાના પ્રાંતોની સ૦ દી૦ અ૦ ડીસીઝન્સ ભાગ ૧૧— પા૦ ૬૬૩.

૨૯—અગ્રક્રિયાધિકારના હકને સારૂ દાવો કરનાર કોઇ શખસના લાભમાં થએલા હુકમનામામાં એવી બોલી રાખી હોય કે તેણે કીમતનાં નાણાં એક મહીનાની અંદર આપવાં, અથવા એ હુકમનામાની રૂએનો તમામ લાભ તેનો જાય, તો પછી એ સરત નહીં પળાવાથી એ હુકમનામું નારરથક છ.—તા૦ ૩૦ જુલાઇ સને ૧૮૫૭ સ. દી. અ. બંગાળા ડીસીઝન્સ પા. ૧૩૯૫

૩૦—અગ્રક્રિયાધિકાર બાબત વાદીનો દાવો, જો કે તેણે પુરવાંગ વિધિઓ કરી હતી, પણ તેણે પાંચ વરસ સુધી દાવો કરયો નહી એવા સબબથી નીચલી કોરટે કાઢી નાંખ્યો હતો, તે દાવો કાયદાસર પાંઇન્ટ ઉપરથી કાઢી નાંખ્યો નથી એવો ઠરાવ કરી કેસ ફરીતપાસ માટે પાછો મોકલવામાં આવ્યો.—તા૦ ૨૪ ફેબરૂઆરી સને ૧૮૫૮ સ. દી. અ. બંગાળા ડીસીઝન્સ પા૦ ૨૦૧

૩૧—હીંદુ વચે અગ્રક્રિયાધિકારના એક મુકરદમામાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે મુસલમાની કાયદાની રૂએ અગ્રક્રિયાધીકારનો હક જંગમ નિલકતને લાગુ પડતો એમાં કાંઇ શક નથી એ હક છાએલા તેમજ નહીં છાએલા ઘરને લાગુ પડે છે જે ઘરો સેહેલાઇથી ભાગી કડકા થઇ જાય તવા ઘરોનેજ માત્ર એ હક લાગુ પાડવો એ મુસલમાની કાયદાના લખાણ કે ભાવાર્થને અનુસારે બોલકુલ નથી.—તા૦ ૨૧ એપ્રેલ સને ૧૮૫૮. સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ. પાનું ૭૬૧.

૩૨—અગ્રક્રિયાધિકારના એક મુકરદમામાં એમ માલુમ પડયું કે દાવાદારે વેચાણની વાત સાંભળી કે તુરત પુર્વાંગ ઉપાયો કરયા વગર એકદમ કીંમત આપવા વેચનારને ઘેર ગયો; **ઠરાવ** કરવામાં આવ્યો કે અગ્રક્રિયાધિકાર બાબતના કાયદાની જરૂરીઆતો પુરી પાડવાને આ બસ નથી, અને એ માણસ જે અગ્રક્રિયાધિકારનો દાવો રાખે છે તે મળવા તેનો હક નથી.—તા૦ ૧૬ ફેબરૂઆરી સને ૧૮૫૯. સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પાનું ૧૫૧.

૩૩—એક અગ્રક્રિયાધિકારનો દાવો જે દાવાનું કારણ ઉત્પન થયા પછી આઠ વરસે કરવામાં આવ્યો હતો તે દાવો નીચલી કોરટે એવા સબબથી કાઢી નાખ્યો કે અગ્રક્રિયાધીકાર બાબતના મુસલમાની કાયદામાં એમ ફરમાવેલુ છે કે અગ્રક્રિયાધિકારનો દાવો વગર વિલંબે કરવો. અપીલમાં **ઠરાવ** કરવામાં આવ્યો કે દાવો કરવાને રેગ્યુલેશનોમાં આપેલી મુદત મુસલમાની કાયદાથી કમી થઇ શકતી નથી.—તા૦ ૨૦ અપ્રેલ સને ૧૮૫૯.—સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પાનુ ૪૬૪.

૩૪—ઠરાવ કરવામાં આવ્યો કે ઊપભોગાધિકાર નકી થયા વગર કોઇ આશામીના કબજામાં જમીન માત્ર અટકાવ નહીં થવાથી રહી હોય તે આશામીને અગ્રક્રિયધિકારનો હક નથી.—તા૦ ૨ જુન સને ૧૮૫૯.—સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પાનું ૭૧૪,

૩૫—અગ્રક્રિયાધિકાર ધરાવનારે અગ્રક્રિયાધિકારની જાતે માગણી કરવાની વાત તે પ્રમાણે કરવાની તેની શકતી ઉપર આધાર રાખે છે. જો તે દુર હોય અને જાતે હાજર થઇ શકે તેમ ન હોય તો એ માગણી તે કાગળથી, કાસદથી, કરી શકે, અથવા કોઇ મુખત્યાર આદમી મોકલી કરી શકે સઇઅદ વાજીદ અલીખાંન વિ૦ લાલ હનુમાન પ્રસાદ. સને ૧૮૬૯—બંગાળા લા૦ રીપોર્ટસ વા૦ ૪ પાનું ૧૩૯.

૩૬—**તલાબ-ઈસ્તીહાદ** (માગણી) કરવામાં એ આવશ્યક છે કે એ માગણી નજર જાતાન માટે ત્રાહીત સખસોની હાજરી મુજબ કાતો ખરીદદારની સમક્ષ અથવા એ જમીન ઉપર, અથવા જો એ જમીન વેચનારના કબજામાં હોય તો એ વેચનારની સમક્ષ બોલાવવી જોઇએ. ગોકલકરામ દેવ વિ૦ બ્રીન્દાવન દેવ. સને ૧૮૭૦.—બંગાળા લાહા રીપોરટસ વ૦ ૬ પાનું ૧૬૫.

૩૭—જ્યારે કોઇ સખસ અગ્રક્રિયાધીકારના હકનો દાવો કરે ત્યારે એ દાવે મંજુર થવાને માટે એ જરૂરનું છે કે તેણે વેચાણ પરીપુર્ણ થયા પછી તેણે એકદમ ખરીદદાર થવાને પોતાની ખુશી જણાવવી જોઇએ. ગુલામ હુસેન વિ૦ અબદુલ કાદીર,—સને ૧૮૭૩. વા૦ ય ખુણાના માંતાની હા૦ કો૦ રી૦ વા૦ ૫ પાનું ૧૧

૩૮—**તલાબ-ઈસ્તીહાદ** અથવા શાક્ષિઓની વિદ્યમાન માગણી કરવાની વિધિ એ અગ્રક્રિયાધીકાર ધરાવનારની ગરજ મુજબ જોકે ખરીદદારને કબજો ન મળ્યો હોય તો પણ તેની એકલાની સમક્ષ થઇ શકે છે. જાગીર મહમદ વિ૦ મહમદ અરજદ.—ઈંડીઅન લાહા રીપોરટસ, કલકત્તા સીરીઝ, વા૦ ૫ પાનું ૫૦૯.

૩૯—**તલાબ-ઈ-મવાસાબત** (તુરત માગણી) કરતાં પહેલાં પોતાને મળેલી ખબર ખરી છે કે નહીં તે નક્કી કરવા અગ્રક્રિયાધિકાર ધરાવનારે થોડો વખત લીધો તેટલાજ વાત ઉપરથી એ હક નાબુદ થતો નથી. સઇઅદ અમજાદ હુસેન વિ૦ બરાગ સેન સાહુ. સને ૧૮૭૦—બંગાળા લાહા રીપોરટસ. વા૦ ૪ પાનું ૨૦૩.

૪૦—જ્યાં બે પડોશીમાથી એક જણે પોતાની જમીન પરાયા માણસને વેચી હોય અને બીજા પડોશીએ તે ઉપરથી અગ્રક્રિયાધિકારના હકનો દાવો કરયો હોય તો પાછળથી એ વેચાણનો કરાર ભંગ થવાથી અગ્રક્રિયાધિકાર ધરાવનારનો હક જે એક વખત ઉત્પન થઇ ચુકયો, અને જે હક યોગ્ય રીતે જાહેર કરવામાં આવ્યો છે તે હકને હરકત થતો નથી બાદુ મહમદ વિ૦ ખાડાચણ બોસીઆ. સને ૧૮૭૦-બંગાળા લા. રીપોરટસ વા૦ ૪ પાનું ૨૧૯.

૪૧—ગામોમાં અથવા મોટી જાહાગીરોમાં ભાગિયાનો અગ્રક્રિયાધિકારનો હક પોહોચે છે. પરંતુ પડોશના સબબથી પડોશી આવા હકનો દાવો કરી શકતો નથી. ચાટરનાથ જટા, મહમદ હુસેન વિ૦ હુસેન અલી—સને ૧૮૭૦—બંગાળા લાહા રીપોરટસ વા૦ ૬ પાનું ૪૧.

૪૨—**અ** એ અમુક મિલકતમાં પોતાનો હિસ્સો તેના એક ભાગીયાને વેચાથી આપવા માંડયો, અને તેણે લેવાની ના પાડવાથી એ હિસ્સો પરાયા આદમીને વેચાણ આપ્યો; **ઠરાવ** કરવામાં આવ્યો કે વેચાણ થયા પછી એ ભાગીયો પોતાનો હક બજાવવાનો દાવો કરી શકતો નથા.—ટોરલ બોમાર વિ૦ મુસામત આઉચી. સને ૧૮૭૨.—બંગાળા લાહા રીપોરટસ વા૦ ૯ પાનું ૨૫૩.

૪૩—કાયદાના જે નિયમથી જમીનનો માલીક બંધાએલો હોય તે નિયમમાંથી અગ્રક્રિયાધિકારનો હક ઉત્પન થાય છે. એ અવશ્ય જરૂરનું છે કે વેચનાર કાયદાના એ નિયમને આધિન હોવો જોઇએ. એટલા માટે જ્યાં અમુક જમીનનો વેચનાર યુરોપીઅન હતો, તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે આવે પ્રસગે અગ્રક્રિયાધિકારનો હક પોહોચનો નથી. પુરદમીંધ વિ. હરીચરણ સુરમાહુ—સને ૧૮૭૨. બંગાળા લાહા રીપોરટસ વા. ૧૦ પા. ૧૧૭; દવારકાંદાસ વિ. હુસેન બકસ—સને ૧૮૭૮—ઇંડીઅન લાહા રીપોરટસ, અલાહાબાદ સીરીઝ વા. ૧—પા૦ ૫૬૪.

૪૪—અગ્રક્રિયાધિકાર બાબત મોહોમેડન મત આ ઇલાકામાં કાયદો નથી. ઇબ્રાહીમ સાહેબ વિ. મુનીમીર ઉદીન સાહેબ—સને ૧૮૭૦ મદ્રાસ હા. કો. રી વા. ૬ પા. ૨૬.

૪૫—જ્યાં બે શખસોને પડોશના સબબથી અગ્રક્રિયાધિકારનો સરખો હક હોય તો કીમતનું અરધો અડધ નાણું બંને તરફથી આપવામાં આવે બંનેને અરધો અડધ મિલકતનું હુકમનામું કરી આપવું. મીશરખાંન કણે વિ. મીસર સીતારામ—સને ૧૮૭૦ વાવ્ય ખુગાના પ્રાંતોની હા. કો. રી. વા. ૨—પા. ૨૫૭.

૧—મુસલમાન કટુંબના વહિવટ કરનાર શખસે સહીઆરી મિલકતમાં કરેલો વધારો, બીજો કાંઇ પુરાવો ન હોય તો, સહીઆરા મિલકતના સાધન વડે કરેલો છે એવું અનુમાન કરવામાં આવશે. અને તેમાંથી કટુંબના જે શખસોનો વારસો લેવાનો હક છે તે તમામ શખસોને હિસ્સો મળશે. વેલાઇ મીરા રાવતન વિ. મીરા મોહાદીન રાવતન—સને ૧૮૬૫–તા૦ ૨૧ જુન—મદ્રાસ હા. કો. રી વા. ૨ પા. ૪૧૪. મિલકત

૧—વડાવાની હયાતીમાં વારસાનો હક છોડી દેવો એ રદ બાતલ છે, અને તે દાવો પાછળથી કોઇ પણ વખતે મુદતનો પ્રતિબંધ લાગ્યા વગર થઇ શકે છે—તા૦ ૧૩ ફેબરૂઆરી સને ૧૮૨૭—સ. દી. અ. બંગાળા રીપોરટસ વા. ૪ પા. ૨૧૦ દાવો છોડી દેવો.

૧—કોઇ મુસલમાને પોતાના છોકરાઓનું વાલીપણુ કરવાની ના પાડી તે છોકરાંઓની જમીન વેચેલી તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો હતો કે એ વેચાંણુ રદ બાતલ છે, અને કીમતનાં ના વેચાણુ

ણાં વ્યાજ સાથે ભરી દેવા તેના ઉપર હુકમનામું કરવામાં આ વ્યું હતું, પરંતુ તેની સાથે એવી છુટ રાખવામાં આવી હતી કે જો એ નાણાં તે છોકરાઓના ફાયદાને અરથે ખરચ કરવામાં આવ્યા હોય તો, તે વસુલ કરવા એ છોકરાંઓ ઉપર તે દાવો બાધે—તા૦ ૨૪ અગસ્ટ સને ૧૮૨૦ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૩—પા૦ ૪૯.

૨—કોઈ મુસલમાન પોતાની ઓરતના તાબાની જમીન તે ઓરતની મરજી વિરૂધ, તથા તે ઓરતની સમ્મતિ વગર વેચી શકતો નથી. પણ જ્યારે ધણીએ પોતાની ઓરતના તાબાની જમીનનો ભાગ વેચ્યો હતો, અને તે ઓરતે પાછળથી તેજ જમીન બીજા આશામીને વેચી ત્યારે મુકદમાની કેફીયત ઉપરથી એ ઓરતની પ્રથમના વેચાણમાં સમતી હતી એવું અનુમાન કરી પ્રથમનું વેચાણ બાહાલ રાખવામાં આવ્યુ—તા૦ ૨૧ અગસ્ટ સને ૧૮૨૯—સ. દી. અ. બંગાળા રીપોરટ વા. ૪ પા. ૨૫૯

૩—જ્યાં એક મુસલમાન બાપે બે નાંખાનાંખા દસ્તાવેજો કરી પોતાની બધી મિલકત પોતાના દીકરાને વેચી હતી, અને તેની કીમતનાં નાણાં સ્વતંત્ર બક્ષિસ દાખલ તે છોકરાને આપી દીધાં હતાં, તે કામમાં એમ માલુમ પડયું કે એ કરારના ઠરાવો કદી અમલમાં આણવામાં નહોતા આવ્યા અને એ વેચાણ જેને **બાય-ઈ-તલજીઆહ** કહે છે કે એવી જાતનું વેચાણ હોવાથી મુસમાની કાયદા પ્રમાણે ના મંજુર હતું, તેથી **ઠરાવ** કરવામાં આવ્યો હતો કે એ વેચાણ ના મંજુર છે—તા ૫ અપ્રલ શને ૧૮૨૮—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા. ૪ પા૦ ૩૦૭.

૪—**બાય-ઈ-તલજીઆહ** જેને કહે છે તેવા પ્રકારનું વેચાણ જે અમલમાં લાવવામાં ન આવ્યુ હોય અને જે સ્પષ્ટ રીતે થોડી મુદતનું કામ સારવાના ઇરાદાથી કરવામાં આવ્યું હોય તે વેચાણ, તેની રૂએ જે મિલકત બીજાને ચડાવી આપવામાં આવી હોય તે મિલકતના સબંધમાં, ના મંજુર છે—તા૦ ૨૫ અપ્રેલ શને ૧૮૩૯—સ. દી. અ. બંગાળા રીપોરટસ વા૦ ૬ પા૦ ૨૫૭.

૫—અમુક જમીનના ખરેખરા માલીકે કરેલું વેચાણ મંજુર અને

બંધનકારક ગણી બાહાલ રાખવામાં આવ્યું, જો કે તેનું નામ માલેક દાખલ કલેકટરના દફતરમાં કદી દાખલ થયું નહોતું, અને જો કે એ મિલકત વેચાણ થયા પછી પણ કેટલાક વખત સુધી એ વેચનારના એક સગાના નામથી નોંધાયાં કરી.—તા૦ ૭ અગસ્ટ શને ૧૮૨૩—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોર્ટસ વા૦ ૩ પા૦ ૨૫૮

૬—શુદ્ધ બુદ્ધિથી કરેલું વેચાણ જેમાં વેચનારે કીમતના નાણાં છોડી દીધાં હોય તે વેચાણ મંજુર છે,—તા૦ ૮ માર્ચ શને ૧૮૪૮—સ. દી. અ. બંગાળા ડીસીઝન્સ પા. ૧૪૧

૭—વેચનારનો પોતાનો પંડનો કબજો નહોય તેથી સ્થાવર મિલકતનું વેચાણ રદ થતું નથી તા૦ ૧૩ મેએ શને ૧૮૪૮ સ૦દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા૦ ૪૪૮—૪૫૦.

૮—કોઇ વેચનારને કીમતના થોડા નાણાં મળ્યા હોય અને બાકીના નાણાં મળેથી વેચાણ પુરૂ કરી આપવા તેણે કબુલ કરયું હોય તો એ બાકીની રકમ મળેથી એ વેચાણ પુરૂ કરી આપવા તે બંધાયેલો છે, તા૦ ૩ જુન સન ૧૮૪૮ સ૦ દી. અ. બંગાળા ડીસીઝન્સ પા૦ ૪૯૯

૯—અમુક અવેજ બદલ સ્થાવર મિલકતનું વેચાણખત જો કે એ વેચાણ વેચનારને કોરટમાં દાવો લડવા શકતીમાન કરવાના ચોખા ઇરાદાથી કરવામાં આવેલું તોપણ કેફીયત ઉપરથી **ઠરાવ** કરવામાં આવ્યો કે વેચેલી મિલકત વેચનારના કબજામાં નહી હોવાથી એ વેચાણ ના મંજુર થતું નથી—તા૦ ૧૩ મેએ શને ૧૮૪૮ સ. દી. અ. બંગાળા રીપોરટસ વા, ૭ પા. ૪૯૫.

૧૦—કોઇ ઘરનો ખરીદદાર જેને ઘરનો કબજો મળ્યો હોય તેને એ ઘર પ્રથમ ગેરો રાખનાર જેને એ ઘરનો કબજો કદી મળ્યો નથી તેના કરતાં અધિક હક છે—નવેંબર શને ૧૮૩૫—સીલેકટર રીપોરટશ, સ. દી. અ. મુંબાઇ પા. ૧૬૫.

૧૧—કોઈ જમીન ઉપર એક પક્ષકારવારસાનો રૂએ દાવો રાખતો હતો, અને બીજો ખરીદીની રૂએ દાવો રાખતો હતો તેમની વચે એ જમીન બાબતના દાવામાં ઠરાવ કરવામાં આવ્યો હતો કે મુસલમાની કાયદા પ્રમાણે વેચાણના મુખજુબાની પુરાવા સાથે કબજો લેખી દસ્તાવેજ ન હોય તો મજબુત માલકી હક આપે છે.

તા૦ ૩ સપટેંબર શને ૧૮૫૧—મોરીસફત સીલેકટ રીપોરટશ સ. દી. અ. મુંબાઈ પા. ૭૬.

૧૨—જો કે પોતાના કબજામાં ન હોય તોપણ પોતાનો હક વેચવા મુસલમાનનો અધિકાર કબુલ રાખવામાં આવ્યો.—સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા૦ ૮૮૫,

ગુલામગીરી

૧—મુસલમાને પોતાની ગુલામડી સાથે કરેલું લગ્ન કાયદા પ્રમાણે નિરૂપયોગી છે—તા૦ ૨૦ જુલાઈ સને ૧૮૦૧—સ. દી. અ. બંગાળા રીપોરટસ વા. ૧ પા. ૪૮

૨—ગુલામ દાખલ કેઇ માણસનો નોકરીમાં તથા જાતમાં કહેવાતી મિલકત ઉપરથી ઉત્પન થતા કાંઇ પણ હકો અમલમાં લાવવા શને ૧૮૪૩ ના આકટ ૫ ની કલમ ૨૩ થી સદર દીવાની અદાલતને મના કરવામાં આવી છે—તા૦ ૨૮ ફેબરૂઆરી શને ૧૮૪૫—સ૦ દી૦ અ૦ બંગાળા ડીસીઝન્સ પા૦ ૪૦,—તા૦ ૨૭ માર્ચ શને ૧૮૪૫ સ. દી. આ. બગાળા ડીસીઝન્સ પા. ૮૨.

૩—**ઠરાવ** કરવામાં આવ્યો કે શને ૧૮૪૩ નો આકટ ૫ મો પસાર કરવામાં એ આકટ જે લોકોને તે વખતે લાગુ હતો તે બધા લોકોને ગુલામગીરીની સ્થિતીમાંથી તે વખતે ઉત્પન થતી અયોગ્યતાઓમથી મુક્ત કરવાનો કાયદા બાંધનારો સભાનો ઇરાદો હતો, અને **વીલા** બાબતના મુસલમાની કાયદા મુજબ ખરીદ કરેલા ગુલામનો છુટકારો કરાવતારને, એ ગુલામ ગુજરી જાય ત્યારે જે મિલકત તેના કબજાના હોય અથવા જે મિલકત ઊપર તેનો હક હોય તે મિલકત તે ગુલામના પોતાના અનૌરસ વારસોને વારસામાં પડતા મુકી વારસામાં લેવાનો હક છે એમ કબુલ કરીએ તો આ વારસાનો હક શને ૧૮૪૩ ના આકટ ૫ માની કલમ ૩ થી લેઇ લેવામાં આવ્યો હતો, અયોગ્યતાઓ મટાડનાર આ કાયદાનો અર્થ કરવામાં તેની ભાષા ઉપરથી થઇ શકે તેટલો ઓહોળામાં ઓહોળો ભાવાર્થ તેને આપવો જોઇએ, કલમ ૩ માં લખે છે કે "જે શખસ પાસેથી મિલકત આવી હોય તે જો ગુલામ હોય" એ શબ્દો જે કોઇ સખસ કોઇ પણ વખતે ગુલામ થયો હોય તેને લાગુ કરી શકાય, સૈયદ મીર અજમુદીનખાંન વિ૦ ઝીઆ—ઉલ—નીસાબેગમ—શને ૧૮૭૯ - ઇંડીઅન લાહા રીપોરટશ, મુંબાઇ, વા. ૩ પા. ૪૨૨

હોરમાનછોકરો

૧—ઠરાવ કરવામાં આવ્યો કે મુસલમાની કાયદાનો એવો એકે ઠરાવ નથી કે જેમાં ફરમાવ્યું હોય કે કોઇ આશામીએ પોતાની રાંડેલી હોરમાનમાની ખોરાકી પોશાકી પુરી પાડવી જોઇએ, કારણકે ખોરાકીપોશાકી પુરી પાડવા જેવો એ બે વચ્ચે સમરકત સબંધ નથી. તા૦ ૩ સપટેંમબર સને ૧૮૫૩—મદ્રાસ સ. દી.અ. ડીસીઝન્સ પા. ૧૯૯

૧—મસજીદના ગુજરાનને માટે કાઢેલી મિલકત આફીશીઅલ ટ્રસ્ટીને સોંપવા કોરટે ના પાડી.—તા૦ ૧૩ ડીસેંબર સને ૧૮૪૩ ફુલટન્સ રીપોરટસ. વા૦ ૧ પા. ૩૪૨ સુપ્રીમ કોરટ કલકત્તા.

૧—જયાં કોઇ મુસલમાનની વિધવાને તેના ગુજરી ગયેલા ધણી તરફથી કાંઇ મિલકત મળી નોહોતી તે ઠેકાણે ઠરાવ કરવામાં આવ્યો હતો કે તે વિધવા તે ધણીના કરજને માટે જવાબદાર નથી.—તા૦ ૬ જુન સને ૧૮૨૬—સ. દી. અ. બંગાળાં. રીપોરટસ. વા૦ ૪ પાનું. ૧૬૧

૨—ઠરાવ કરવામાં આવ્યો કે મુસલમાની કાયદાનો એવો એકે ઠરાવ નથી કે જેમાં ફરમાવ્યું હોય કે કોઇ આશામીએ પોતાની વિધવા હોરમાન માની ખોરાકી પોશાકી પુરી પાડવી જોઇએ; કારણ કે ખોરાકી પોશાકી પુરી પાડવા જેવો એ બે વચ્ચે સમરકત સબંધ નથી.—તા૦ ૩ સપટેમ્બર સને ૧૮૫૩. મદ્રાસ સ૦ દી૦ અ૦ ડીસીઝન્સ પાનુ ૧૯૯.

વુઇલ (વસીયતનામું.)

૧—જો કે કોઇ મુસલમાનનું વસીયતનામું અમલમાં લાવવા સારૂ મુસલમાન શીવાય બીજા સખસની કરેલી નીમણુંક કાયદાસર છે, તો પણ તે સખસને વસીયતનામું અમલમાં લાવનારની જગોએથી દુર કરવા કાઝીની ફરજ છે; અને જયાં એક મુસલમાનનું વસીયતનામું અમલમાં લાવવા એક હિંદુ નિમાયો હતો તે કામમાં ઠરાવ કરવામાં આવ્યો હતો કે જયાં લગી કાઝીએ તેને સિરસ્તા મુજબ દુર કરયો નથી ત્યાં લગી તેણે ઓધાની રૂએ કરેલાં તમામ કામો મંજુર છે.—તા૦ ૩૧ માર્ચ સને ૧૮૨૫ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ. વા૦ ૪ પાનું ૫૯.

૨—કોઇ મુસલમાને પોતાનું વસીયતનામું અમલમાં લાવવા ક્રીશ્ચીઅનને નિમ્યો હોય તેથી એવા ઠરાવવાળું વસિયતનામું નામંજુર થતું નથી; તેમજ એ વસિયતનામું અમલમાં લાવનાર

નું મરણ અને તે જગોએ બીજાને નીમવા. એ વશીઅતનામુ કરનારની નીશક્તા એ વશીઅતનામું રદ છે, એવો ભાવાર્થ આપતી નથી.—તા૦ ૨૮ જાનેવારી સને ૧૮૨૮. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૪ પાનું ૩૦૧.

૩—કોઇ મુસલમાને પોતાના કેટલાક વારસોને વસીયતનામું કરી આપી પોતાના બીજા વારસોને એ બીજા વારસોની સમ્મતિ વગર બાતલ કરી શકતો નથી. મુકદમો નંબર ૧. સને ૧૮૨૦. મદ્રાસ ડીસીઝન્સ વા૦ ૧ પા૦ ૨૫૪.

૪—જયાં એક મુસલમાન વિધવાએ વસીયતનામું કરી પોતાની બધી મિલકત કોઇ પરાયા માણસને આપી હતી તે કામમાં કોરટે એ વસીયતનામું બાહાલ રાખ્યું કારણ કે તે વિધવાએ બીજા કોઇ વારસો મુકયા નહોતા, અને હુકમનામું કરયું કે એ કૃત્રિમદાયાદને બધી મિલકત મળે; પણ તેની સાથે એવો ઠરાવ કરવામાં આવ્યો કે જો તેણીએ વાંધો લેનાર વારસો મુકયા હોત તો એ મિલકતના $\frac{2}{3}$ તે વારસોને મળત, અને $\frac{1}{3}$ એ કૃત્રિમદાયાદને મળત.—તા૦ ૩૧ મારચ સને ૧૮૨૫. સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૪ પાનું ૪૯.

૫—મુસલમાની કાયદા પ્રમાણે કૃત્રિમદાય વસીયતનામું કરી ગુજરી જનારનું મેત ક્રિયા ખરચ તથા કરજ કાપતાં બાકીની તેની મિલકતના $\frac{1}{3}$ જેટલું આપી શકાય છે. અને બાકી રહેલા $\frac{2}{3}$ કાયદાસર વારસોને પડતા મુકી વસીયતનામાથી આપી શકાતા નથી.—તા૦ ૮ અગષ્ટ સને ૧૮૦૬.—સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પાનું ૧૫૦.

૬—અને **ઠરાવ** કરવામાં આવ્યો હતો કે ગુજરી ગયેલા મુસલમાનના વારસોને તેની મિલકતના બે ત્રતિઆંઉસ તે ગુજરનારનું વસીયતનામું અમલમાં લાવવા નીમાએલા સખસની વિધવા પાસેથી વસુલ કરવાનો હક છે.......સદર.

૭—એક મુસલમાન ફકીરે કોઇ સખસને, પોતાની મિલકત તેને વસિયતનામાથી આપવાના દેખાતા ઇરાદાથી, પોતાની જગોએ આવનાર નીમેલો; તે કામમાં **ઠરાવ** કરવામાં આવ્યો હતો કે એ મૃતદાન તેની મિલકતના $\frac{1}{3}$ સુધી મંજુર છે, અને એ મિલકતના બીજા $\frac{2}{3}$ એ ગુજરનારના કાયદાસર વારસોને મળવા

જોઇએ.—તા૦ ૧૧ સપટેંબર સને ૧૮૧૧. સ૦ દી૦ અ૦ બં-
ગાળા રીપોરટસ વા૦ ૧ પાનું ૩૪૬.

૮—કોઇ મુસલમાન પોતાના વારસો તથા સગાઓને પોતાની મિલ-
કતના કાયદાસર પ્રમાણમાં જે હિસ્સા મળવાના છે તે હિસ્સા-
ના પ્રમાણમાં ફરફેર કરી શકતો નથી, જો કે એ વારસો ત-
થા સગાંઓની વચમાં તેનું દિલ ચાહે તેને પોતાની હયાતીમાં
પોતાની બધી મિલકત અથવા પોતાની મિલકતનો કોઇ પણ
ભાગ આપવા તે મુખત્યાર છે.—તા૦ ૨૪ ડીસેંબર સને ૧૮૧૭.
ઇસ્ટ સાહેબની નોટસ, મુકરદમો નંબર ૬૭. સુપ્રીમ કોરટ
કલકત્તા.

૯—પણ એવીજ રીતે, કોઇ મુસલમાન જો પોતાને વારસો ન હો-
ય તો પોતાની બધી મિલકત અથવા પોતાની મિલકતનો કો-
ઇ પણ ભાગ પરાયા સખસને આપવા મુખત્યાર છે....સદર.

૧૦—કોઇ મુસલમાને એક દીકરાના અથવા એક વારસના લાભમાં
કરેલુ વસીયતનામું બીજા દીકરાઓ અથવા બીજા વારસોની
સમ્મતિ વગર અને તેમને નુકશાન થાય તે રીતે અમલમાં
આવી શકતું નથી.—તા૦ ૨૫ અપ્રેલ સને ૧૮૩૭. સ૦ દી૦
અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૬ પાનું ૧૫૯.

૧૧—સ્થાવર ઇઆ જંગમ મિલકતનું મોઢેથી કરેલું મૃતદાન મુસલ-
માની કાયદા પ્રમાણે એ વસીયતનામું કરનારની મિલકતના ૧/૩
ભાગ જેટલું મંજુર છે, અને એ મિલકતનો ૨/૩ ભાગ અવશ્ય
કાયદાસર વારસોને મળે છે.—તા૦ ૯ અગષ્ટ સને ૧૭૯૯. સ૦
દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા૦ ૧ પાનું ૨૫.

૧૨—કોઇ મુસલમાનના વશિયતનામામાં તે મુસલમાનની મિલકતના અ-
મુક પ્રમાણ ઉપરાંત મિલકત આપી હોયતો એ વશિયતનામું
મંજુર રેહેવાને એ વશિયતનામું કરનારના મરણ પછી વારસો
ની સમ્મતિ લેવાની જરૂર છે. તા૦ ૨ અગસ્ટ સને ૧૮૧૪
સ્ટ્રેન્જસ રીપોર્ટસ, સુપ્રીમકોર્ટ કલકતા વા૦ ૨ પા. ૨૬૯

૧૩—એક મુસલમાનની વિધવાએ કાયદા પ્રમાણે પોતાને જે હિસ્સો
મળવો જોઇએ તે ઉપરાંત પોતાના ધણીએ તેના "વશીયતનામા
માં તેણીને આપેલા અર્ધ ઘરનો દાવો કરેલો તે કામમાં ઠરા
વ કરવામાં આવ્યો હતો કે તેણીએ ફારીક્ત (ફારગતી) કરી આ

પ્યા છતાં તે અડધ ભાગના ઘર ઉપર તેણીનો હક પોહોચે છે, કારણ કે એ ફારીકત કરતી વખતે એ વિધવા તે મકાનમાં રેહેતી હતી તેથી કાંઇપણ તકરાર નહોતી, અને એટલા માટે એ તકરાર એ વિધવાને પોતાના ધણીના એકંદર વારસો પૈકી એકલીને વશીયતનામામાં લખી આપેલા હિસ્સા બદલ હતી; અને જો કે મુસલમાની કાયદામાં વશિયતનામાની રૂએ અતદાન દાખલ વારસોને આપેલી મિલકત મંજુર રાખવામાં આવતી નથી તોપણ તે કાયદો નજરાણું અગર આ વશીયતનામામાં લખેલા પ્રકારની ભેટો કબુલ કરેછે; અને એ વિધવાએ પોતાનો હક વારસોમાં વેંહેચી દેવા આપી દીધોછે; તેમજ તેણીએ કોઇ પણ રસ્તે કાયદાસર રીતે એ હક કોઇ બીજાને આપ્યો છે એવો કાંઇપણ પુરાવો નથી તેથી તે ઉપર સ્પસ્ટ રીતે તેણીનો હકછે. તા૦ ૫ જુલાઇ સને ૧૮૨૦ બારોડેલસ રીપોરટસ વા. ૧ પા. ૩૦૬, સ૦ દી૦ અ૦ મુંબાઇ

૧૪—એક મુસલમાનનું વશિયતનામું મુસલમાની કાયદા પ્રમાણે રદ ઠરાવામાં આવ્યું, કારણ કે તેણે પોતાના વારસોમાં વેંહેચાણ કરી હતી, અને તેમાં કેટલાકને વધારે આપ્યું હતું, એ વાત આ કાયદો મંજુર કરી શકતો નથી. તા૦ ૪ અપરેલ સને ૧૮૩૩ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ વા. ૫ પાનુ ૨૮૭

૧૫—કોઇ મુસલમાને વશીયતનામું યોગ્ય રીતે કરેલું છે કે નહી એ તકરારનો ફેંસલો પુરાવાના મુસલમાની કાયદા પ્રમાણે નહી, પણ અંગરેજી કાયદા પ્રમાણે કરવો જોઇએ તા૦ ૧૯ જાનેવારી સને ૧૮૧૩ સ્ટરેન્જસ રીપોરટસ વા૦ ૨ પા. ૧૦૮

૧૬—કોઇ ગુજરી ગયેલા સખસે પોતાની સ્થાવર તથા જંગમ મિલકતની વ્યવસ્થા બાબત કરેલા દસ્તાવેજોના ખરાપણાં તથા કાયદાસરપણાં બાબતની તકરાર શિરસ્તા મુજબના દાવામાંજ માત્ર ઉઠાવી શકાય સંક્ષેપની તજવીજમાં એ વશિયતનામાના કાયદાસરપણા બાબત ઇઆ બીજા બાબત અભિપ્રાય આપવા નીચલી કોરટને અધિકાર નથી, તા૦ ૧૧ જુલાઇ સને ૧૮૫૬ શેક મકસુદ અલી અરજદાર મુકદમો ૧૦૩ શીવેસ્ટર્સ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ ભાગ ૪ પા. ૨૪૧

૧૭—વશીયતનામાથી કોઇ સગીરનો વાલી નિમવામાં આવ્યો હોય તેમાં દરમિયાન આવવા જીલ્લાજડજને અખત્યાર નથી. વાલીની જગોને માટે ઉમેદવારો બોલાવવા બાબતનો તેનો હુકમ સદરદિવાની અદાલતને કરેલી સમરી અપીલમાં રદ કરવામાં આવ્યો તા૦ ૩૦ મી અપરેલ સને ૧૮૫૮ મહમદ અલી ચોધરી અર જદાર મુકદમો નંબર ૪૪ સીવેસ્ટરસ સ૦ દી૦ અ૦ બંગાળા રીપોરટસ ભાગ ૫ પાં. ૧૧૯

## મુબાઈની હાય કોરટના ફેંસલા.

૧—જે સખસોએ કાયદાસર બાહાના વગર કોઇ મુસલમાનની ઓરતને સમજાવી તેની સાથે નહીં રેહેવા દેતાં તેનાથી જુદી રખાવી હોય તે સખસો ઉપર નુકશાનીનો દાવો તે મુસલમાન ચલાવી શકેછે. સ્ત્રી ધર્મમાં આવેલી છોકરીને પરણેલો મુસલમાન એ છોકરીના બાપ ઉપર તથા તે છોકરીના કેહેવાતા ધણી ઉપર, પોતાની (વાદીની) સોબતથી વેગળી રેહેવાને તેણીને ગેરવાજબી રીતે સમજાવવાને માટે તથાતેણીને વેગળી રાખવાને માટે નુકશાનીનો દાવો ચલાવી શકેછે. મહમદ ઇબ્રાહીમ બીન વિ. ગુલામ અહમદ બીન મહમદ—સને ૧૮૬૪—મુ૦ હા૦ કો૦ રી૦ વા૦ ૧—પા૦ ૨૩૬

૨—દીકરો કબુલ કરવાનું કૃત્ય યથા વિધિ હોવાની જરૂર નથી. જો બાપના કૃત્યો તથા વરતણુંક ઉપરથી એ વાત સાબીત થઇ શકતી હોય તો બસ થશે. સઇઅદ વલીઊલા વી. મીરાસ સાહેબ—સને ૧૮૬૪ મુ૦ હા૦ કો૦ રી૦ વા૦ ૨ પા૦ ૨૮૫

૩—કોઇ પરણેત સ્ત્રીએ પોતાના ધણીની સમ્મતિ વગર પોતાની તમામ મિલકત પોતાના ભાઇને વસીયતનામું કરી લખી આપી હોય તો ના મંજુર છે. શેખ મહમદ વિ. શેખ ઇમામુદીન સને ૧૮૬૫ મુ૦ હા૦ કો૦ રી૦ વા૦ ૨ પા૦ ૬૦

૪—ખોજાઓમાં તલાક વીશે—**કાસમ પુભાઈ** વાળો કેસ જુવો સન ૧૮૭૧—મુ૦ હા૦ કો૦ રી૦ વા૦ ૮ પા૦ ૯૫



**समाप्त.**